

## અનુક્રમણિકા


| | |
|---|---|
| વર્તમાનપત્રોની જા. ખ. પર કરવેરાનું ભારણ | [illegible] |
| હવે તો કાગળ પરનો કૉન્ટ્રોલ ઉઠાવી લ્યો | [illegible] |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું | [illegible] |
| સં. ૨૦૦૪ નું બાલસાહિત્ય | [illegible] |
| પુસ્તકાલયના પગથારેથી | [illegible] |
| નવીન ફાલ | [illegible] |
| પુસ્તકાલય નોંધ | ૨૧ |
| મહેસાણા પ્રાંતનો પુસ્તકાલય શિક્ષણવર્ગ | ૨૨ |
| ગૂ. ગ્રા. પુ. મંડળની જાહેરાત નં. ૪ | ૨૪ |
| ,, ,, ,, નં. ૫ | ૨૬ |
| ,, ,, ,, નં. ૬ | ૨૭ |
| શિષ્ટવાચનની ૨૭ મી પરીક્ષાનું પરિણામ | ૨૮ |
| પુ. સ. સ. મંડળ લિ. ની જાહેરાત નં. ૧ | ૩૯ |
| પુસ્તકાલય ખાતાની સૂચના, જાહેરાત ઇ. | ૪૦ |


### સામયિક દોહન


| | |
|---|---|
| ભીષ્મ પિતામહ | ૪૨ |
| ધિક્કાર અને ક્ષમા | ૪૫ |
| ગૌ રક્ષા | ૪૭ |
| કામ અને રોજી | ૪૭ |
| લોભ બિમારી | ૪૮ |
| સુનામ ફેલાવીએ | ૪૮ |





વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૩–૮–૦ પરદેશ રૂ. ૪–૦–૦ છૂટક કિંમત રૂ. ૦–૬–૦

વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી કૉમ)
મંત્રી પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી.
પ્રભાકર

## પુસ્તકાલયોને ભેટ પુસ્તકનો અમૂલ્ય લાભ

'મનોરજન' ના બીજા વરસથી લવાજમ ભરનાર ગ્રાહકોને ભેટ પુસ્તકનો
મળનારો અમૂલ્ય લાભ

'મનોરંજન'નું પ્રથમ ભેટ પુસ્તક

# હસતારામ

કર્તા નકીર

છુટક કિંમત રૂા. ૩।। વી. પી ખર્ચ ૮ આના
લવાજમ ભરી પુસ્તક ઉપરનો તમારો હકક સ્થાપિત કરો.
'મનોરંજન' માસિક અને 'હસતારામ' પુસ્તક તમારા સંસારજીવનની
મજલને મીઠી, મધુર અને હળવી બનાવશે

---

## 'મનોરંજન' પોણા સાત રૂા. ના લવાજમમાં



### બાર માસમાં

૬૪૦ પાનાનું હાસ્યરસિક વાચન
૬૬૦ ઉપરાંતનાં વિવિધ વિષયો
૧૬૦ ઉપરાતના ત્રિરગી, બેરગી...

એકરગી ચિત્રો, ફોટાઓ, સુશોભને અપાયા છે અને બીજા વર્ષથી તે જ લવાજમમા રૂા. ૩।। ની કિમતનુ શ્રી નકીરનુ 'હસતારામ' પુસ્તક ગ્રાહકોને ભેટ અપાશે.. ... .

'મનોરજન'નુ લવાજમ એટલે દરરોજનો
**માત્ર સવા પૈસો**

તેમા બાર માસનુ ૬૪૦ પાનાનુ વાચન અને રૂા સાડાત્રણની કિમતનુ ભેટ પુસ્તક મફત મળે છે

---

લવાજમ ભરવા માટે લખો
**મનોરજન કાર્યાલય**
એન. એમ. ઠક્કરની કું.
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઇ, ૨



પુસ્તક ૨૪ મુ    જુલાઇ-૧૯૪૯    અંક ૧

# વર્તમાનપત્રોની જા. ખ. પર કરવેરાનું ભારણ

—તંત્રી સ્થાનેથી

મુંબઇ સરકારે એપ્રિલની ૧ લી તારીખથી વર્તમાનપત્રોમા છપાતી જાહેર ખબરોની આવક પર કર નાખ્યો છે અને એનો અમલ વડોદરામાંથી પ્રકટ થતાં વર્તમાનપત્રોને પણ વખત જતા લાગુ કરાશે એની જાહેરાત હજી આજ્ઞાપત્રિકામા પ્રકટ થઇ નથી એટલે એ વડોદરાના વર્તમાનપત્રોને જ્યારે લાગુ પાડે ત્યારે ખરૂં, પરંતુ જ્યારે ત્યારે પણ એનો અમલ વડોદરાનાં વર્તમાનપત્રો માટે થશે જ એ નિર્વિવાદ છે

આ વેરાના વિરોધમાં મુંબઇ પ્રાંતભરના વર્તમાનપત્રોએ ભારે ઝુંબેશ જગાવી છે પરંતુ તેમને સ્પષ્ટ શબ્દોમા મુંબઇ સરકાર તરફથી જણાવી દેવામાં આવ્યું છે કે, આ વેરો હરગીજ દૂર થનાર નથી અને વર્તમાનપત્રોએ તે અચૂક ભરવાનો છે

આ વેરાના વિરોધમા અનેક પ્રકારની દલીલો કરવામાં આવે છે, તેમા તેને જ્ઞાનપ્રસારક સાધન તરીકે પણ ગણાવવામા આવ્યું છે અને તે કેટલેક દરજ્જે સાચું પણ છે.

આપણે ત્યાં આંગળીને વેઢે ગણાય તેટલાં વર્તમાનપત્રોને બાદ કરીએ તો સંખ્યાબંધ વર્તમાનપત્રો એવા છે કે જેમને અલ્પ જાહેરાત પર જીવવું પડે છે;

કેમકે તેમને પૂરતા પ્રમાણમા જાહેરાતો મળતી નથી, તે મેળવવા માટે તેમને કેટલીક વાર તો જાહેરાતવાળાઓની ખુશામત અને કાકલુદીભરી વિનતિઓ પણ કરવી પડે છે, અને એ જાહેરાતો ઉપરાત તેમના લબાવ્યા ગુણગાન પણ મફત છાપવા પડે છે અને વધારામાં જેટલી જગ્યા જા ખ અપાય છે તેટલી જ બલ્કે તથી વધુ પણ જગ્યા એના એ દાતા તરફથી છાપવા આપવામા આવતા યશોગાન પણ છાપવા પડે છે.

આ વેરો સરકારે જો વસૂલ લેવાનો જ હોય તો તે માટે વર્તમાનપત્રોના પ્રકાર નિયત કરવા જોઇએ. માતબર દૈનિક વર્તમાનપત્રો પાસેથી સરકારને આ વેરા દ્વારા સારી એવી પ્રાપ્તિ કદાચ થશે, પરતુ ટગુમગુ ગુજારો કરતા સાપ્તાહિકો અને માસિકોને કોઈ જાહેરખબરવાળાઓ વધુ દરે જાહેરાતો આપવાના નથી, આપતા હશે તે ઊલટ આ વધુ રકમ આપવાની થતા બંધ કરવા પણ પ્રેરાશે અને પરિણામે જેમ તેમ નભતા એ વર્તમાનપત્રો—સામયિકોને પોતાનુ આત્મવિસર્જન કરવા વખત પણ આવે

વળી જા ખ. મેળવવા માટે એ વર્તમાનપત્રોને જા. ખ ના એજન્ટોને કેટલીક વાર તો ભરપૂર કમિશન આપવુ પડતુ હોઇને તેમના હાથમા તો છાપકામ અને કાગળના ખર્ચના પાસા મળી રહે તેટલુ જ રહેવા પામતું હોય છે.

આવી સ્થિતિમા મુબઈ સરકારે નાખેલો આ વેરો અસ્થાને—અપાત્રે લેખાશે. એટલે આ બાબતમા સરકારે એક ધોરણુ નિયત કરવુ આવશ્યક છે

(૧) દૈનિક વર્તમાનપત્રો માટેના દરો જુદા રાખવા.

(૨) સાપ્તાહિકો માટે અને

(૩) પાક્ષિકો તથા

(૪) માસિકો માટે જુદાં જુદા ધોરણો રખાવાં ઘટે તેમા પણ જેમને વેચાણ-વેરામાથી વર્તમાનપત્રતરીકે મુક્ત કરવામા આવ્યા નથી તેવા સામયિકો પાસેથી તો આ વેરો ન જ લેવાવો જોઇએ.

અમારા નમ્ર મંતવ્ય પ્રમાણે તો દૈનિકો સિવાયના સાપ્તાહિકો, પાક્ષિકો અને માસિકો તથા ત્રિમાસિકોને તો આ વેરામાથી સદતર મુક્તિ આપી જ દેવી જોઇએ

આશા છે, વડોદરા સરકાર આ વેરો આજ્ઞાપત્રિકામા પ્રસિદ્ધ કરીને વડોદરાને લાગુ પાડતાં પહેલા આ બાબત ધ્યાનમા લઇ ઘટતું કરશે તો વર્તમાનપત્રો અને સરકાર સાથેનો ચાલ્યો આવતો મિષ્ટ સંબંધ સદાકાળ મિષ્ટ બની રહેશે.

# હવે તો કાગળ પરનો કૅાન્ટ્રોલ ઉઠાવી લ્યો.

કાગળ પરનો કૅાન્ટ્રોલ હવે બિલકુલ બીનઉપયોગી પૂરવાર થયો છે, એ નિર્વિવાદ છે.

યુદ્ધકાળ દરમિયાન અમલમાં મુકાયેલો આ અંકુશ હવે નિરર્થક નીવડયો છે. અગાઉ જ્યારે કાગળની તંગી હતી ત્યારે એ અનિવાર્ય હતો, અને તેનાં પરિણામે પ્રજાને જોઈતો કાગળ વખતોવખતે મળતો રહ્યો હતો પરંતુ હવે વખત બદલાયો છે, છેલ્લા પાચ વર્ષોમા જે જેમતેમ અને જે આવ્યું તે છપાવી પ્રસિદ્ધ કરનારા પ્રકાશકો હતા તે આજે પુસ્તકવ્યવસાયની દુનિયામાંથી અદશ્ય થઈ ગયા છે, પરદેશથી આયાત થયેલા કાગળનો જથ્થો અને આપણા દેશની મિલોમાં ઉત્પન્ન થતો કાગળ આજે આપણી માંગને પહોચી વળે તેટલા પ્રમાણમા મળી શકે તેમ છે. ઊલટ, સરકારે જે ભાવો બાધ્યા છે તેથી નીચા ભાવે આજે કાગળ મળતો થયો છે કાગળના બજારમા જથ્થાની એટલી બધી વિપુલતા હોવાનુ કહેવાય છે કે, એ જથ્થો ઠેકાણે પાડવા વેપારીઓ ગામેગામ ફરવા નીકળી પડયા છે

કાગળમાં આ સ્થિતિ આજે આવી ઊભી છે

આ સંજોગો જોતા સરકારે હવે વહેલી તકે કાગળ પરનો કૅાન્ટ્રોલના દૂર કરવો ઘટે છે. કેટલાક શિષ્ટ સાહિત્યના પુસ્તકોના લેખકો આ કૅાન્ટ્રોલના હાઉના કારણે પોતાના પુસ્તકો છપાવતા પાછા પડે છે અને નછૂટકે પ્રકાશકોનો આશ્રય શોધી તેમને ખુશ કરી પોતાના પુસ્તકો પ્રસિદ્ધ કરાવે છે આને પરિણામે લેખકને મળતા મહેનતાણામાથી પ્રકાશક-મુદ્રક એનો એટલો વધુ હિસ્સો પામી જાય છે.

વળી છાપખાનાઓમા પણ પહેલા જે ધમધોકાર કામ દેખાતુ ત્યા હવે સાચા ઠંડા પડતા નજરે પડે છે.

કાગળનો વપરાશ ઘટયો છે, ઉત્પાદન અને આયાત વધ્યાં છે, વેપારીઓ પાસેનો કાગળનો જથ્થો હડતો નથી. આને પરિણામે નીચે ભાવે કાગળ વેચાતો થયો છે

આ બધી પરિસ્થિતિ લક્ષમા લેતાં હવે, જેમ ન્યુસપ્રિન્ટ પરનો કૅાન્ટ્રોલ સરકારે સદંતર દૂર કર્યો છે તેમ હવે સરકારે તમામ જાતના કાગળ પરનો કૅાન્ટ્રોલ પણ સત્વરે દૂર કરવાનો સમય આવી પહોંચ્યો છે —તંત્રી

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

## ટૉલ્સ્ટોયના ગ્રંથો

લિયો ટૉલ્સ્ટૉયનો જન્મ ૧૮૨૮ ના સપ્ટેમ્બરની ૯ મી તારીખે થયો હતો.

આ મહાન રશિયન લેખકે તેના વિલમા પોતાના સઘળા પુસ્તકોના લેખક તરીકેના હક્કો છોડી દઈને સામાન્ય જનતાના ઉપયોગ માટે આપી દીધા હતા

ટૉલ્સ્ટૉયના મિત્ર ચર્ટકોવે ટૉલ્સ્ટોયના બધા ગ્રંથોની સંપૂર્ણ આવૃત્તિ પ્રગટ કરવાનો લાંબા સમય સુધી વિચાર કર્યો, પરંતુ તેમાં તેને સફળતા પ્રાપ્ત થઈ નહિ. ઝારના ર્શિયામાં આવુ ભગીરથ કાર્ય કોઇ માથે લેવા તૈયાર નહોતુ

૧૯૧૦ થી ૧૯૧૭ ના ગાળામાં તેના કેટલાંક પુસ્તકો જુદાં જુદાં પ્રગટ થયાં, પણ તેથી સપૂર્ણ આવૃત્તિ થઈ નહિ

ઑક્ટોબરની ક્રાંતિ પછી ૧૯૧૮ માં ચર્ટકોવ લેનિનને મળ્યો. તેની પ્રેરણાથી ૧૯૨૫ માં લોકોની કોમિસાર કાઉન્સિલે ટૉલ્સ્ટૉયના બધાં પુસ્તકોની સંપૂર્ણ પ્રમાણભૂત આવૃત્તિ પ્રકટ કરવાનો નિર્ણય કર્યો.

આ આવૃત્તિ ૮૯ ભાગોમાં પ્રગટ થવાની હતી યુદ્ધ શરુ થયુ ત્યારે આ પૈકી ૩૮ ભાગ પ્રગટ થયા હતા આ લખતી વખતે લગભગ આખી આવૃત્તિ છાપવા મોકલવા માટે તૈયાર છે. યુદ્ધને અંગે આવી પડેલ મુશ્કેલી પછી સોવિયેટ રશિયાના સરકારી સાહિત્ય પ્રકાશનગૃહે એ આવૃત્તિનુ કામકાજ ફરીથી ચાલુ કર્યુ છે

કાર્યકરોના જણાવ્યા પ્રમાણે કદ તથા સંશોધનની દૃષ્ટિએ આવુ મહાભારત કામ કદી જાણવામાં આવ્યુ નથી

પહેલા તો પાઠ નક્કી કરાઇને વિદ્વાનો માટેની આવૃત્તિ તૈયાર થાય છે આ આવૃત્તિ ઉપર આધાર રાખીને લોકો માટેની જુદી આવૃત્તિઓ છપાવવામા આવશે

સોવિયેટ વર્ગોમાં તેની ઘણી આવૃત્તિઓ બહાર પાડવામાં આવી છે. તેની નવલકથાની કેટલીક સંપૂર્ણ આવૃત્તિઓનો નિર્દેશ કરવો જરૂરી છે દાખલા તરીકે તેની વાર્તાઓના ૧૨ ગ્રંથોની સંપૂર્ણ આવૃત્તિ ૧૯૨૮ માં મોસ્કોના 'ઓર્ગોનીક' પ્રકાશનગૃહે પ્રગટ કરી હતી તે જ વર્ષમા લેનિનગ્રેડ ખાતેથી ૧૫ ગ્રંથો પ્રગટ કરવામા આવ્યા હતા

દરવર્ષ તેમનાં પુસ્તકોની નકલોમા વધારો થતો આવે છે. ચાલુ વર્ષમા 'ઓગોનિક' પ્રકાશનગૃહે ૭૫,૦૦૦ નકલો પ્રગટ કરી હતી તે બધી ખપી જતા હવે ૩૦૦,૦૦૦ નકલો છપાવવાનો નિર્ણય કરવામા આવ્યો છે

ખિસ્સામાં રહી શકે તેવા કદની "જગત બાઇબલ"ની આવૃત્તિ લંડનના એક પ્રકાશકે પ્રગટ કરી છે તેમાં જગતના મહાન આઠ ધર્મો–ખ્રિસ્તીધર્મ, બૌદ્ધધર્મ, કોન્ફ્યુશિયન, હિન્દુ, જ્યુડેઇક, મોહમેડન, ટાઓઈસ્ટ તથા જરથુસ્ત ધર્મના સિદ્ધાંતોમાંથી ચૂંટણી કરવામાં આવી છે

*

૧૯૮૧ ના માર્ચ માસમાં માત્ર પુસ્તક ખરીદનારાઓને જ નહિ પણ દરેક જણને અધીન કરવા તથા જળ, જમીન અને હવામાં બ્રિટનના યુદ્ધપ્રયત્નોની સિદ્ધિની સ્પષ્ટ ચર્ચાઓમાં જાણ કરવા માટે, બ્રિટિશ સરકારની સચ્ચાતાર યુદ્ધનોંધો પ્રગટ થતાં પ્રકાશનના ઇતિહાસમાં નવો તબક્કો શરૂ થયો હતો આ પુસ્તકોનું વેચાણ ફક્ત યુનાઇટેડ કિંગ્ડમમાં જ ત્રણ કરોડ નકલોનું થયું હતું એ બતાવી આપે છે કે આ યોજના કેવી સફળ થઇ હતી ૧૯૪૧ ના માર્ચ અને ૧૯૪૬ ના ઑક્ટોબર વચ્ચે ૪૦ પ્રકાશનો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા તે પૈકી કેટલાક અગત્યના પ્રકાશનોનાં નામ તથા યુનાઇટેડ કિંગ્ડમમાં તેના ફેલાવાના આંકડા નીચે મુજબ છે —

'ધી બેટલ ઓફ બ્રિટન' (૪,૩૫૦,૦૦૦) 'બોમ્બર કમાન્ડ (૧,૩૬૦,૦૦૦) 'ફ્રન્ટલાઇન' (૧,૯૮૩,૨૮૦) 'કોસ્ટલ કમાન્ડ' (૧,૭૭,૦૦૦) ધી બેટલ ઓફ ધ્રુજીસ' (૧૫૦૭,૦૦૦), 'ઇસ્ટ ઓફ માલ્ટા, વેસ્ટ ઓફ સુએઝ' (૧,૧૨૯,૮૦૦) 'કમ્બાઇન્ડ ઓપરેશન્સ' (૧,૪૨૩,૧૨૦) 'ફ્લીટ એર આર્મ' (૧,૧૯૯,૬૨૦) અને 'ધી એઇટથ આર્મી' (૧,૫૦૦,૦૦૦).

*

મરાઠી લેખિકા શ્રીમતી અવંતીકાબાઈ ગોખલેનું થોડા સમય પહેલા અવસાન થયું છે તેમણે હિંદની કોઇપણ ભાષામાં પહેલવહેલું ગણાતું મરાઠીમાં ગાંધીજીનું ચરિત્ર લખ્યું હતું. આ પ્રકાશનને ત્રણ દાયકા વીતી ગયા છે

*

*દેશની પ્રસિદ્ધ પ્રકાશનસંસ્થા સસ્તા સાહિત્ય મંડળે (કોનોટ સર્કસ, નવી દિલ્હી) ગાંધીજીના બધા લખાણોનું હિંદી ભાષાંતર એક વર્ષમાં પ્રગટ કરવાની યોજના કરી છે લગભગ અગિયાર પુસ્તકો તો છપાવા માંડયાં છે ૫૦૦ પાનાના પુસ્તકની કિંમત લગભગ અઢી રૂપિયા રાખવાની છે. આથી સામાન્ય સ્થિતિના મનુષ્ય માટે આખો સેટ વસાવવાનું શક્ય બનશે.

*

અરેબિયન નાઈટસ' તથા 'કુરાન' નું ફ્રેન્ચ ભાષામાં ભાષાંતર કરનાર જાણીતા ફ્રેન્ચ પૂર્વદેશીય ભાષાજ્ઞ ડૉ જે સી માર્ડ્સનું પેરિસમાં માર્ચ આખરે અવસાન થયું તેમનું 'અરેબિયન નાઇટસ'નું શુદ્ધ ભાષાંતર આઠમી સદીના ગેલ્ડના ભાષાંતર કરતાં પણ શ્રેષ્ઠ ગણાય છે નજીક પૂર્વના પ્રશ્ન પર તે અગ્રગણ્ય પ્રમાણભૂત ગણાતા હતા ૧૯૧૯ ૨૦ ની શરૂઆતમાં તેમણે વર્તમાનપત્રો વાંચવાં બંધ કર્યાં હતાં તેથી ૧૯૨૨ માં એક અમેરિકન પત્રકારની મુલાકાત વખતે તેણે જણાવ્યું કે "પહેલા વિશ્વયુદ્ધનો અંત આવ્યાની મને ખબર નથી !"

*તાજેતરમાં બે મધ્યકાલીન મૈથીલી ગ્રંથોનુ પુન સંપાદન કરવામાં આવ્યુ છે એક તો મૈથિલી ગદ્ય તથા આસામી પદ્યમાં લખાયેલ શકર દેવનુ 'રુકિમણી હરણ' અને બીજુ મનબોધનુ વીરરસ કાવ્ય 'કૃષ્ણજન્મ'

*

*પૂનાના 'પ્રસાદ'ના એપ્રિલ અંકમાં તેના સ્થાપક તથા એક તંત્રી શ્રી. વાય જી જોશીએ રાઈ કરેન નવલિકાની બીજી હરિફાઈનું પરિણામ પ્રગટ કરવામાં આવ્યુ છે "પ્રસાદ"ના છેલ્લા દિવાળી ( નવેમ્બર-ડિસેમ્બર ૧૯૪૮ ) અંકમાં ૨૨ નવલિકાઓ લેખકના નામ વિના પ્રગટ કરવામા આવી હતી અને વાચકોને તેમાંથી ત્રણ શ્રેષ્ઠ નવલિકાની પસંદગી કરવાનુ કહેવામાં આવ્યુ હતું મુબઈના શ્રી એસ. જી હેવેકરને રૂ ૨૦૦ નુ પહેલું તથા નાગપુરના શ્રી ડબ્લ્યુ કે વર્હાડ પાંડેને રૂ ૧૦૦ નું બીજુ તથા પૂનાના શ્રી મનમોહન નાટુને રૂ ૫૦ નું ત્રીજુ ઈનામ મળ્યાં હતાં

*

*પૂનાની ડક્કન વર્નાક્યુલર ભાષાંતર સોસાયટીએ ૧૯૪૮-૪૯ ના ઉત્તરાર્ધમાં ૨૩ મરાઠી લેખકો વચ્ચે રૂ. ૧૧૫૯ નાં ઇનામો વહેચ્યા છે તે પૈકી રૂ ૧૦૦ નુ ઇનામ શ્રી. વાય. આર દાતે તથા શ્રી સી. જી. કર્વેને 'મહારાષ્ટ્રવાક-સપ્રદાય-કોશ' ભાગ બીજા માટે આપવામાં આવ્યુ છે

*

*મરાઠી વાચકોએ જેમ્સ હિલ્ટનની પ્રખ્યાત નવલકથા 'ગૂડબાય, મિ ચિપ્સ' નું ભાષાંતર કરવા માટે પૂનાના શ્રી વી ડી સાઠેનો આભાર માનવો ઘટે છે ૧૯૩૪ માં મૂળ પુસ્તક પ્રગટ થયા પછી અત્યાર સુધીમાં તેની લગભગ ૪૦ આવૃત્તિઓ થઇ છે

*

*સોળમી સદીમાં થઇ ગયેલ મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સત કવિ શ્રી એકનાથની મૃત્યુતિથિ નિયમ મુજબ, પૈઠણ (હૈદ્રાબાદ) માં ૨૦ મી માર્ચે ઉજવવામાં આવી હતી. કવિતાભક્તો તથા પ્રશસકોની આ સભામાં 'શ્રી એકનાથ દર્શન' નામનો અમૂલ્ય ગ્રથ પ્રગટ કરવાનુ નક્કી કરવામાં આવ્યુ હતું તેમા કવિના જીવનકાર્ય સંબધી લેખો આવશે.

*

*ભારતી વિદ્યુત્સેવાગમે શરૂ કરેલ ચળવળ સફળ થઇ છે અને મદ્રાસ સરકારે કવિભારતીનાં પુસ્તકોના સર્વ માલિકી હક્ક પોતાના હસ્તક લઇ લીધા છે આ માટે સરકારને તથા ભારતીનાં પુસ્તકો પરનો માલિકી હક્ક છોડી દેવા શ્રી મેયપ્પા ચેટીઆર તથા શ્રી વિશ્વનાથ આયરને અભિનદન આપવા એક મેળાવડો તા ૨૦ માર્ચે 'વૂડલેન્ડઝ' મદ્રાસ ખાતે યોજવામાં આવ્યો હતો

*

*નેપાળ ગયેલ હિંદી સરકારના વૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક મિશનના નેતા કલકત્તા વિશ્વવિદ્યાલયવાળા પ્રોફેસર એસ એન બોઝના જણાવવા મુજબ હિંદમાં નાશ પામેલ ઘણી

કિંમતી સંખ્યાબંધ હસ્તપ્રતો નેપાળમા અસ્તિત્વ ધરાવે છે. પ્રોફેસર જણાવે છે કે આ અદ્ભુત સંગ્રહ છે અને તે અભ્યાસ માગી લે છે સગ્રહમા ટિબેટ તથા ચીનની ભાષાની હસ્તપ્રતો છે.

*

*મિશનનો હેતુ હિંદ અને નેપાળ વચ્ચે શુભેચ્છાનો પ્રચાર કરવાનો તથા મૈત્રી સબધ બાધવાનો હતો. ઉપરાંત બૌદ્ધ તત્ત્વજ્ઞાન તથા ધર્મ વિષે એમને જે ઉપયોગી માહિતી મળી છે. તેનુ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે.

આ મિશન નેપાળમાં દશ દિવસ રોકાયુ હતું.

*

આધારભૂત માહિતી મુજબ મદ્રાસ ઓરીએન્ટલ મેનાસ્ક્રિપ્ટ લાઈબ્રેરીના ક્યુરેટર શ્રી ટી. ચદ્રશેખર ચાલુ વર્ષમાં નીચેની ૭ વિરલ તેલુગુ હસ્તપ્રતો છપાવશે

(૧) સંગીતરત્નાકર–તેલુગુ ટીકા સાથે, ૨ ઔષધયોગમુદ્ર, ૩ વૈદ્યનિઘંટુ, ૪ ધનુર્વિદ્યા-વિલાસ, ૫ યોગસાર સંગ્રહ અને ૬ ખડ્ગ લક્ષણ શિરોમણિ.

તાજેતરમાં મદ્રાસ સરકારે, મદ્રાસની ઓરીએન્ટલ મેનાસ્ક્રિપ્ટ લાઈબ્રેરી તથા તાંજોરની મહારાજા સરફોજી સરસ્વતી મહાલ લાઈબ્રેરીમાં મળી આવતી તામિલ, તેલુગુ, મલાયલમ, કન્નડ, સસ્કૃત તથા પર્શિયન ભાષાનાં વિજ્ઞાન તથા સગીતની વિરલ હસ્તપ્રતોના પ્રકાશન માટે એક કમિટિ નીમી દરવર્ષે એક લાખ રૂપિયાની ગ્રાન્ટ મજુર કરી હતી તાજેતરમા તે કમિટી મળી હતી અને તેણે ઉપર દર્શાવેલ હસ્તપ્રતો પ્રગટ કરવાનો નિર્ણય કર્યો હતો

કમિટિએ મહારાજા સરફોજી સરસ્વતી મહાલ લાઇબ્રેરીમાંથી નીચેની વિરલ તેલુગુ હસ્ત-પ્રતોની ચાલુ વર્ષના પ્રકાશન માટે પસદગી કરી છે (૧) રામાયણ દ્વિદળ, ૨ કામંદકમ (રાજનીતિ), ૩ રઘુનાદ અભ્યુદય, ૪ રાજગોપાલા વિલાસ

ઉપરની બધી હસ્તપ્રતો તાલપત્ની પર છે.

*

'ઇન્ડિયન અફેર્સ' માં જણાવ્યા મુજબ હિંદના જુદી જુદી ભાષામાં પ્રગટ થતાં વર્તમાન-પત્રો તથા સામયિકોની સખ્યા નીચે મુજબ છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| અગ્રેજી | ૮૬૮ | ઉડિયા | ૪૯ | બગાળી | ૩૬૯ |
| ઉર્દૂ | ૫૭૧ | મલાયલમ | ૨૩ | ગુજરાતી | ૧૩૭ |
| તામિલ | ૩૦૫ | કન્નડ | ૫૪ | તેલુગુ | ૧૫૧ |
| મરાઠી | ૨૪૩ | હિંદી | ૮૫૩ | સિંધી | ૮ |
| | | | | આસામી | ૭ |
| | | | | પંજાબી | ૮૧ |

*

સ્વ. નવાબ સાલારજંગ પોતાની પાછળ જગતમાં વિરલ એવાં જૂનાં પુસ્તકોનો સંગ્રહ મૂકી ગયા છે. આ સંગ્રહમાં અંગ્રેજી તથા પર્શિયન પુસ્તકો અને હસ્તપ્રતો છે. તેની કિંમત પાંચ કરોડ આંકવામાં આવે છે. હૈદ્રાબાદના સરકારી સત્તાવાળાઓએ આ સંગ્રહ પર સીલ લગાવી દીધેલ છે. નવાબની પાછળ કોઈ વારસ ન હોવાથી મોટે ભાગે આ સંગ્રહ રાષ્ટ્રીય ગણાશે.

*

કેલિફોર્નિયામાં આવેલ લોસ એંજિલિસના બાળકો માટે પુસ્તકાલયનો સમૂહ મારફત વિશિષ્ટ સેવા બજાવાઈ રહી છે. આ પુસ્તકાલયો પુસ્તકોને બદલે બાળકોને રમકડાં આપે છે. આ મફત સેવાનો લાભ ઉઠાવવા માટે બાળકે માત્ર, પાસેના રમકડાના કેન્દ્રમાંથી નોંધણીનું કાર્ડ મેળવવા માટે માબાપની સંમતિ લેવાની હોય છે.

બાળક અભરાઈ પરથી પોતાને ગમે તે રમકડું પસંદ કરે છે. પછી તે ગ્રંથપાલ પાસે લઈને જાય છે. ગ્રંથપાલ કાર્ડ પર પાછું આપવાની તારીખની નોંધ કરે છે તથા રમકડાની સંભાળ કેવી રીતે લેવી તે સંબંધી સૂચના આપે છે.

જ્યારે બાળકો વીસ રમકડા લઈને વખતસર તથા સારી સ્થિતિમાં પાછાં આપે છે ત્યારે તેઓ 'માનવંતા' વર્ગમાં આવે છે. આનો અર્થ એટલો જ કે તેઓ વધારે મોટાં તથા વધારે કિંમતવાળાં—જેવાં કે બાઈસિકલ, ડબ્બા, ઢીંગલીઓ વગેરે રમકડાં લઈ જઈ શકે.

આ યોજનાનું વર્ણન અમેરિકન સામયિક 'પાથફાઈન્ડર'માં તાજેતરમાં આવ્યું હતું. પહેલા કેન્દ્રની શરૂઆત ૧૯૩૫માં થઈ હતી. અત્યારે ૩૬ કેન્દ્રો છે. બીજાં ત્રણ કેન્દ્રો સત્વર ખુલવાનાં છે.

ચાલુ વર્ષના માર્ચ મહિનામાં આ રમકડાના પુસ્તકાલયના અધિકારીઓએ ૨ વર્ષથી માંડીને ૧૪ વર્ષ સુધીની ઉંમરના ૫૦,૦૦૦ ગ્રાહકોની સેવા બજાવી હતી.

*

ઇતિહાસના ઉગમથી જાહેરખબર અસ્તિત્વમાં આવી છે. થીબીસમાં મળી આવેલ ૩૦૦૦ વર્ષ પહેલાંના તાડપત્રમાં, ભાગી ગયેલ એક ગુલામ માટેની જાહેરખબર મળી આવેલ છે.

*

અત્યારે પોસ્ટરો, વર્તમાનપત્રો, રેડીઓ તથા ઊંચે આકાશમાં અક્ષરો દ્વારા જાહેરખબર પાછળ ઈંગ્લંડમાં ૮૦,૦૦૦,૦૦૦ પૌંડ ખર્ચવામાં આવે છે.

—છોટાલાલ માનસિંગ કામદાર.

---

## બંગાળી સાહિત્ય

બંગાળી સાહિત્ય હિંદુસ્તાનમાં સર્વશ્રેષ્ઠ સાહિત્ય છે અને કંઈક અંશે યુરોપના સાહિત્યની હરોળમાં પણ આવી શકે તેમ છે. સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે. આવી માન્યતા છે. જેવું સાહિત્ય તેવી જ પ્રજા હોય છે. આપણી વણિક પ્રજા હોવાથી અહીં માસિકો કરતાં દૈનિક પ્રજાનો વધુ પ્રચાર છે. ૪૬ વર્ષ હું બંગાળમાં રહ્યો છું. મને ત્યાંની પ્રજાનો અનુભવ છે. ત્યાંની પ્રજા બુદ્ધિમાન છે. મને એક પ્રશ્ન થાય છે કે બંગાળના સાહિત્ય અને પ્રજા વચ્ચે આટલું અંતર કેમ? જેટલું બંગાળનું સાહિત્ય ઉચ્ચ છે તેટલું ત્યાંનું જીવન ઉચ્ચ નથી.

—શ્રી. બાપશી વિ. ઉદેશી

# સં. ૨૦૦૪નું બાલસાહિત્ય[1]

પ્રિય ભાઈશ્રી,[2]

ગયા વર્ષના પત્ર કરતાં આ પત્ર સહેજ મોડો લખાય છે, પરંતુ તે માટે સંજોગોને દોષ દઈ હું મુક્તિ મેળવું છું.

ચાલુ સાલના પ્રકાશનોની સંખ્યા ઠીક પ્રમાણમાં છે. કોઈ જૂની પ્રકાશનસંસ્થાએ વર્ષભરમાં આપણને એક પણ નવું પ્રકાશન આપ્યું નથી, તો કોઈ નવી પ્રકાશન સંસ્થાએ પુષ્કળ પુસ્તકો આપ્યાં છે તથા બે ત્રણ વર્ષ સુધી પ્રકાશનપ્રવૃત્તિને સદંતર બંધ કરેલ સંસ્થાએ ફરીથી પ્રકાશનપ્રવૃત્તિ ચાલુ કરી છે. આ રીતે એકંદર સંખ્યામાં તો વધારો જ થયો છે.

શ્રી. નાગરદાસ પટેલે શરૂ કરેલ "મઝેદાર કહાણીમાલા"ના પહેલા સેટના બીજા બે પુસ્તકો લીલો અને લીલી પ્રગટ કર્યાં છે. બન્નેના લેખક શ્રી નવલકાંત ભાવસાર છે, લાલો બાહોશ અને ચબરાક કિશોર છે. તેના અનેક પરાક્રમો ૧૭૫ પાનાંના આ પુસ્તકમાં મળી આવે છે. તે છેવટ માશીબાનો વારસો મેળવીને લાખોપતિ બને છે. 'લીલી'ની દલીલો હમેશાં સાચી હોય છે, જો કે સાચા માણસને તે ગમતી નથી. દરેક કાર્યમાં તેનો હેતુ સારો હોય છે, પરંતુ પરિણામ ધાર્યા કરતાં ઉલટું આવતાં તેને ખમવું પડે છે. બન્ને પુસ્તકોમાં લેખકનો મનુષ્યસ્વભાવનો સૂક્ષ્મતાભર્યો અભ્યાસ જણાઈ આવે છે.

શ્રી નાગરદાસ પટેલે 'રમુજમાળા' નામથી નવી શ્રેણિ શરુ કરી છે અને તેના પહેલા પુસ્તક તરીકે 'કદ આરોગે નંદ' બહાર પડેલ છે. આ પુસ્તકમાં એકએકથી ચડિયાતી ૧૧ વાતો છે. આમાંની કેટલીક વાતો અન્યત્ર પ્રગટ થઈ ગઈ હશે, છતાં આ પુસ્તકમાં તેનું મૂલ્ય ઘટતું નથી. આ માળામાં બીજાં પુસ્તકો પણ પ્રગટ થવાનાં છે.

શ્રી. નાગરદાસ પટેલે ગયા વર્ષે શરૂ કરેલ 'સાહસ કથાવલિ' ના બીજા સેટનાં ચાર પુસ્તકો બહાર પાડ્યાં છે. 'ખાનદાનના ફરજંદ' માં 'ખાનદાનનો ફરજંદ' 'ચેતવણી' 'કોન્ટ્રેક્ટર' તથા 'પતિ કે પિશાચ' ની ચાર વાતો, 'સેતાન બુદ્ધી' માં 'સેતાન બુદ્ધી' 'સરસ્વતી' તથા 'ગુન્હા શોધનની કળા' ની ત્રણ વાતો, 'સોનેરી ટોળી' માં 'સોનેરી ટોળી,' 'વિશ્વાસઘાત' તથા 'મૃત્યુનો મહેમાન' ની ત્રણ વાતો, તથા 'ગુન્હેગાર દુનિયા' માં તેજ શીર્ષકની વાતો ઉપરાંત બીજી ત્રણ વાતો 'તાંડવ નૃત્ય' 'મધરાતની મહેમાન' તથા 'તરંગિણી' આપેલ છે. અગાઉ જણાવ્યા પ્રમાણે આ વાંચન કુમારોમાં બુદ્ધિપ્રેરક નીવડે તેવું છે.

આ જ માળાના ત્રીજા સેટનાં ચાર પુસ્તકો 'મામાનો વારસો' 'આંગળાની છાપ,' 'ફાંસીને દોરડે' તથા 'શનિનો એક્કો' બહાર પડ્યા છે. 'મામાનો વારસો' માં તે જ શીર્ષકવાળી કથા ઉપરાંત 'શેરદલાલ' 'લોભકરાગ' 'સહેજ ભૂલ' તથા 'બે પછી એક ઠોકરે' 'આંગળાની છાપ' માં તે ઉપરાંત 'સહેજ ગફલત' 'મિરિઆ' 'ગાંડી કે ડાહી'

1 દર વખતની માફક આમાં કિશોર કુમાર તથા પ્રૌઢ સાહિત્યનો સમાવેશ થાય છે.

2 દક્ષિણ આફ્રિકાવાસી મિત્રને લખેલ પત્ર.

'સજોગનો ભોગ' તથા 'જેતને રસ્તે' 'ફ્રમીને દોરડે' માં તે વાત ઉપરાંત 'સંગીતનો શોખ' 'વસનજી ગોરનું ટેબલ' 'શેતુરના પાન' તથા 'દુભાષિયો' શનિનો એક્કો.' માં તે વાત ઉપરાંત 'પંડિતજીની હઠીલાઈ' 'હબસીનો હાથ' 'રેતીના પગલા' 'ઝળહતુ ચોપડિયું' તથા 'મણિકુવરની વાતો' આપેલી છે જરા પણ સંકોચ વિના કુમારોના હાથમાં મૂકી શકાય તેવું આ વાંચન છે

શ્રી પટેલના બાલવિનોદ કાર્યાલયે સચિત્ર અંગ્રેજી મૂળાક્ષરો 'એ બી સી ઇન પિક્ચર્સ' બહાર પાડેલ છે બાળોપયોગી આ પુસ્તકમાં મુદ્રણદોષો રહી જાય તે સંપાદક માટે શોભારૂપ ન ગણી શકાય

ચરોતર એજ્યુકેશન સોસાયટી–આણંદ તરફથી શ્રી. રસુલભાઇ ન વહોરા પાસે તૈયાર કરાવીને કિશોર ચરિત્ર માળાના બે ગુચ્છો બહાર પાડવામાં આવ્યા છે ગુચ્છમાં ધર્મ સંસ્થાપકો–'ભગવાન બુદ્ધ, 'ઇસુ ખ્રિસ્ત,' 'મહમદ, પયગમ્બર,' 'અષો જરથુષ્ટ્ર, 'મહાવીર પ્રભુ' તથા ગુરુ નાનક' નાં ટૂંકાં ચરિત્રો છે આમુખમાં માનનીય ગણેશ વાસુદેવ, માવલંકર કહે છે તેમ 'ધર્મના નામે થતા ભારે અનર્થના અનિષ્ટને ટાળવા સારૂ જુદા જુદા' ધર્મ વિષે દરેક નાગરિક–ધર્મ સંસ્થાપકોના વિચારો અને જીવનથી પરિચિત થવું જોઇએ ' આ પરિચય કિશોર અવસ્થામાં જ સધાય તે ઇષ્ટ છે,

પાચમા ગુચ્છમા જ્ઞાનગુરૂ સંત ફકીરો પૈકી 'રામકૃષ્ણ પરમહંસ' 'સ્વામી રામતીર્થ' 'સંત જ્ઞાનેશ્વર' 'સંત ફ્રાન્સિસ' કબીર સાહેબ' તથા 'સહજાનંદ સ્વામી 'નાં ચરિત્રો આપવામાં આવેલ છે શ્રી રૂસુલભાઈ હજુ વધારે આવાં ચરિત્રો આપીને કિશોર સાહિત્યને સમૃદ્ધ બનાવે તેવી આપણે આશા રાખીએ દરેક ગુચ્છમાં લેવામાં આવેલ જીવનપસંદગી ચીવટભરી છે આ જ લેખકકૃત 'દીવડા' માં નાના મોટા માનવીઓના ૩૬ પ્રસંગો આપવામાં આવ્યા છે શ્રી દાદાસાહેબ માવલંકર જેવા ૬૦ વર્ષની પીઢ ઉમરનાની ભાવનાઓને સ્પર્શી તેમની આંખો ભીની કરી છે તે જ આ પુસ્તકની સફળતા છે

સુરતના હરિહર પુસ્તકાલયે શ્રી. રમણલાલ સોની પાસે સંપાદિત કરાવેલ 'વીર વિક્રમ ગ્રંથમાળા' નાં બાર પુસ્તકો બહાર પાડ્યાં છે પ્રકાશકને શ્રી રમણલાલ સોની જેવા સિદ્દહસ્ત લેખક મળ્યા એટલે લેખનશૈલી વિષે કંઈ કહેવાપણું રહેતું નથી. પરંતુ પુસ્તકોમાં વપરાયેલ કાગળ તથા પૂઠા જરુર સુધારો માગી લે તેવા છે. બાળકો અથવા કિશોરો માટે પ્રગટ થતાં પ્રકાશનો ઠીક ટકાઉ હોવાં જોઇએ. પ્રકાશકો નવી આવૃત્તિ વખતે આ સૂચન ધ્યાનમા લે તેવી વિનતિ છે

અમદાવાદના કમલ પ્રકાશન મંદિર તરફથી બાળ તથા કિશોર સાહિત્યનાં ઠીક પ્રમાણમાં પુસ્તકો બહાર પડ્યાં છે. તે પૈકી 'શિશુ ભારતી ગ્રંથમાળા'ના બે સેટ મળ્યા છે પહેલા સેટમાં ચાર પુસ્તકો 'મલબા શિયાળનાં પરાક્રમો'નાં છે 'ગલબાની ઢુ ર. .રે'માં પણ તે પરાક્રમો આગળ વધે છે. પ્રાણીની આવા પ્રકારની કથાઓ સંસ્કૃત સાહિત્યમાં તો ખૂબ પ્રસિદ્ધ છે ગાડીવ સાહિત્યમંદિરે 'બકોર પટેલ'ના ૨૪ ભાગોમાં પણ તેવી કથાઓ આપેલ છે. શિયાળ જેવા લુચ્ચા પ્રાણીની હુંશિયારી દરેક કથામાં દેખાઇ આવે છે. 'બડેકાનની બહાદુરી' ઉતરકથા છે

બીજા સેટમાં 'છબીલી બિલ્લી'મા બિલ્લીકથા છે. 'ભાયરિયાલાલ' માટીનો ગોળો સજીવન થાય છે તે વાત છે ઉપરાંત તેમાં બીજી સાત વાતો છે 'ભામટા ભાભા'માં તે શીર્ષકની કથા ઉપરાંત બીજી સાત કથા છે 'લાડુની જાત્રા'માં તે ઉપરાંત બીજી ચાર કથા, 'બાબો બકરો' મા તે સિવાય બીજી દશ કથાઓ છે ઘણીખરી કથાઓ રશિયન ભાષા ઉપરથી લીધેલ છે 'બૂચલો ગધેડો'માં 'બૂચલો ગધેડો' 'મધના રોટલા' 'ગગા માશીનો ભાણીઓ' તથા 'આરામદાસ' એમ ચાર કથાઓ છે. શ્રી રમણલાલ સોની હજી આ પ્રકારની આપણને ઘણી વાતો આપે તેમ આપણે ઇચ્છીએ.

શ્રી જેચંદ તલકશી એન્ડ સન્સે સ્વ ગિજુભાઈ રચિત 'ઇસપકથાઓ'ના પાંચ ભાગ બહાર પાડેલ છે. શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થા ચાલતી હતી ત્યારે આ પ્રકાશનની યોજના ગિજુભાઈએ કરેલી અને 'ઇસપનાં પાત્રો–ગધેડાં' નામથી આ પુસ્તક બહાર પણ પાડેલ હતું ત્યારપછી તો આ યોજના ખોરંભે પડી આજ વર્ષો પછી આપણને પાંચ પુસ્તકો પ્રાપ્ત થાય છે , બીજાં વધારે પુસ્તકો બહાર પડવાનાં છે કે કેમ તે પ્રસ્તાવના પરથી જણાતું નથી. શ્રી. વજુભાઈ દવેએ મૂળ લખાણમાં થોડા ફેરફાર કર્યા છે.

સુરતના યુગાંતર કાર્યાલયે શારદાપ્રસાદ વર્મારચિત સ્વામી વિવેકાનંદના તથા શ્રી રામકૃષ્ણ પરમહંસના 'કથાનકો' બહાર પાડ્યાં છે પહેલા પુસ્તકમાં સ્વામી વિવેકાનંદના ટુંકા ચરિત્ર સાથે સ્વામીશ્રીએ અમેરિકામાં રામાયણ તથા મહાભારત ઉપર આપેલાં વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. બાળકો તથા ઓછું ભણેલા પ્રૌઢો સમજી શકે તેવી ભાષામાં લખાયેલ આ પુસ્તકો પ્રૌઢશિક્ષણમાં પણ ઉપયોગી થઇ પડશે. રામાયણ ને મહાભારતનાં વ્યાખ્યાનો ઉપરાંત 'ગોપાળ'ની ટૂંકી વાત પણ આપવામા આવી છે. રામકૃષ્ણ પરમહંસનાં કથાનકોમાં પણ તેવા જ રસપ્રદ પ્રસંગો આપેલા છે

સંદેશ પ્રકાશન મંદિરે શરૂ કરેલ બાલસાથી ગ્રંથમાળાના બીજા વર્ષના પહેલા પુસ્તક તરીકે 'જમદૂત અને મિયા ફુસકી' બહાર પડેલ છે તેમાં જીવરામ જોશીએ 'મિયાં વાઘ બન્યા' 'જમદૂત જોયો' 'રાતની ધાડ' તથા 'ખુદાની પોટલી' મળી ચાર વાતો આપેલી છે. છેલ્લી વાત 'બકોર પટેલ' ના એકાદ ભાગમાં અગાઉ આવી ગયાનો ખ્યાલ છે આ ભાગ પણ પહેલા ભાગ જેવો જ રસિક બન્યો છે

આ માળાના બીજા પુસ્તક તરીકે 'ટીડો સાંઢ' બહાર પડેલ છે. ટીડા કાકાએ પોતાના સાહસથી સાંઢને વશ કરતાં તે 'ટીડો સાંઢ' ના નામથી ઓળખાવા લાગ્યા. તેના અનેક સાહસોથી આ ચોપડી ભરપૂર છે.

સુરતના પ્રગતિ સાહિત્ય મંદિરે કિશોર ગ્રંથાવલિના સેટના ૭ પુસ્તકો બહાર પાડેલ છે. તેમાં ચાર તો 'સિંહાસન બત્રીસીના ભાગ ૧-૪' છે. શ્રી રામનારાયણ નાગરદાસ પાઠકે આ ચાર ભાગોમાં મળી સિંહાસન બત્રીસીની કુલ ચોદ વાતો આપી છે બાકીની વાતો લેખક બીજા ભાગોમાં આપવાના છે કે કેમ તે ક્યાંય જણાતું નથી. 'ઇસપની બાલકથાઓ ' માં શ્રી પીતામ્બરદાસ શારદાએ ઇસપની ૨૫ વાતો આપેલ છે. 'દૂધપૌંવામાં' શ્રી. ઈશ્વરલાલ દેસાઇએ ૨૫ બાલગીતો આપ્યા છે.

શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી ધૂમકેતુ પ્રૌઢશિક્ષણમાળાની 'ચોથી ચોપડી' બહાર પડી છે આ ચોપડીમા શ્રી ધૂમકેતુએ પોતાની લાક્ષણિક શૈલીમાં સોળ વિષયોની સહેલી ભાષામા છણાવટ કરી છે 'સાચાં મોતી' શીર્ષક આપેલાં હિંદી કાવ્યો પૈકી કેટલાંક ન સમજાય તેવાં છે તેને માટે નીચે અમુક અર્થ અગર પાછળ સમજૂતી આપી હોત તો વધારે સુગમતાવાળુ થાત મુદ્રણદોષો પણ રહી ગયા છે ને પાઠ્ય પુસ્તક જેવામાં ન રહ્યા હોત તો ઇચ્છનીય હતું બાકી જે વર્ગ માટે તે લખવામાં આવેલ છે તેને માટે કીંમત સહેજ વધારે પડતી ગણાય.

શ્રી રમણલાલ શાહે શરૂ કરેલ બાલજીવન કિશોર સાહિત્યમાળાની બીજી શ્રેણીમાં તેમનુ જ લખેલ 'જ જાળનગરી' બહાર પડયુ છે આ જ જાળ નગરીને ઠગપાટણ કહી શકાય નહિ પણ ત્યાંના લોકો એટલા હુશિયાર હતા કે સામાન્ય બુદ્ધિનો માણસ તેમના સપાટામા સપડાઇ જતાં વાર ન લાગે આવા કેટલાક દાખલા આ પુસ્તિકામાં આપ્યા છે, જે વાચકની બુદ્ધિને કસવામાં ઉપયોગી થઇ પડે તેવા છે શ્રી 'રસિકલાલ જોષી કૃત 'કચ્છનો કુળદીપક' માં છચ્છરની સ્વામી ભક્તિનો ચિતાર છે આ પુસ્તકને સ્વ. ગિજુભાઇના આશીર્વાદ પ્રાપ્ત થયા છે. 'દાડેમડી' મા શ્રી હરિલાલ પંડયાના પંદર બાલગીતો છે

હવે પ્રકીર્ણ પ્રકાશનો લઈએ 'ટોમ કાકા' એ જાણીતી કૃતિ 'અંકલ ટોમ્સ કેબિન'નો શ્રી મોંઘીબહેન બધેકાએ કરેલ સંક્ષેપાનુવાદ છે. અંગ્રેજી પુસ્તકનો સંપૂર્ણ અનુવાદ તો 'ગુનામગીરીનો ગજબ' નામથી વર્ષો પહેલાં બહાર પડી ચૂક્યો હતો, પરંતુ વિદ્યાર્થીઓને ઉપયોગી અનુવાદ તો આ પહેલી જ વાર બહાર પડે છે. ગુલામીમાથી તાજેતરમાં મુક્ત થયેલા આપણને ગુલામગીરીની છેલ્લે પાટલે કઈ સ્થિતિ હતી તે બતાવે છે

શ્રી માવજી દામજી શાહે 'સાને ગુરુના સદ્બોધ વાચનો'ની પુસ્તિકા બહાર પાડી છે. સાને ગુરુજીનું નામ માત્ર મહારાષ્ટ્રમાં જ નહિ પણ હવે તો સર્વત્ર પ્રસિદ્ધ છે તેમનાં ૧૦૮ સદ્બોધવચનોનો આ પુસ્તિકામાં સંગ્રહ કરવામાં આવ્યો છે

શ્રી રમણલાલ શાહે લખેલા 'માથેરાન' સયાજી બાલજ્ઞાનમાળાના પુસ્તક તરીકે પ્રગટ થયેલ છે અને તેને અંગે જ તે આપણને ખૂબ સસ્તી કિંમતે મળી શકયુ છે હવા ખાવાના સ્થળ તરીકે માથેરાન ખૂબ પ્રખ્યાત છે તેવા સ્થળની માહિતીનાં આવા પુસ્તકો મોટા પ્રમાણમાં પ્રગટ થવાની જરૂર છે

શ્રી લબ્ધિસૂરીશ્વર જૈનગ્રંથમાળા—ગારીઆધાર–તરફથી, બાળકોમાં ધર્મના સંસ્કાર પોષતુ 'ગુલાબ' નામક જે સચિત્ર જૈન બાલમાસિક ચાલુ વર્ષના કારતકથી શરુ થયેલ છે તેની નોંધ–આ નોંધ મોડી લખાતી હોઈ–આમા જ લીધી છે. વિવિધ પ્રકારના ધરગથ્થુ વિષયો લઇ તે પરથી છેવટ વીતરાગના શાસન, આત્મા કે એવી જ બીજી બાબતો પરના લેખો આ માસિકમાં આવે છે બાળકો આવા લેખો પોતાની મેળે સમજી શકે કે કેમ તે શંકાસ્પદ છે કુમારો સમજી શકે તેમ લાગે છે આવા માસિકોમાં મુદ્રણદોષો ન હોવા જોઇએ માસિકનું લવાજમ રૂા ૩-૯-૦

ગૂજરાત પ્રૌઢશિક્ષણ સમિતિ–સુરત–તરફથી પ્રૌઢશિક્ષણમાળાના પહેલા પુસ્તક તરીકે ગ્રામભજનસંગ્રહ બહાર પડેલ છે બે ખંડમાં થઇને તેમાં પર ભજનો આપેલાં છે સંપાદક

જણાવ્યું છે તેમ આ ભજનો પ્રૌઢો માટે યોગ્ય ગણાય તેવાં છે પ્રૌઢશિક્ષણની ચળવળ જ્યારે દેશમાં ચાલી રહી છે ત્યારે આ પુસ્તિકા આવકારદાયક છે

મેસર્સ આર. આર. શેઠની કંપની તરફથી શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનું 'મારું બાળપણ' બહાર પડેલ છે ભાષાંતરકાર શ્રી. બચુભાઇ શુકલે ટાગોરનાં ઘણાં ઘણાં પુસ્તકોનાં ભાષાંતર આપણને આપ્યાં છે. વર્ષો પહેલાં જ્યારે અંગ્રેજી પુસ્તક વાંચવામાં આવ્યું ત્યારે આવા પુસ્તકના ગુજરાતી ભાષાંતરની જરૂર લાગી હતી સિદ્ધહસ્ત ભાષાંતરકાર શ્રી. બચુભાઇ શુકલે તે જરૂર પૂરી પાડી છે. મોટા અક્ષરોમાં છપાયેલ હિંદની મહાન વિભૂતિની બાલ્યાવસ્થાની આત્મકથા વાચકોને ખૂબ રસ આપશે.

રાજકોટના મેસર્સ પ્રેચર મેઘજી ઍન્ડ સન્સ તરફથી શ્રી રામનારાયણ નાગરદાસ પાઠકનાં બે પુસ્તકો–'ગુજરાતનું ઐતિહાસિક ગૌરવ' તથા ભારતના ભડવીરો'–ની બીજી આવૃત્તિ મળી છે સ્વ. શ્રી મેઘાણીનો પરિચય પ્રાપ્ત કરનાર 'ભારતના ભડવીરો'માં પૃથ્વીરાજ ચૌહાણ' 'શેરશાહ' 'બાદશાહ અકબર' 'મહારાણા પ્રતાપ' 'છત્રપતિ શિવાજી' વીર દુર્ગાદાસ' 'ગુરુ ગોવિંદસિંહ' તથા 'સુલતાન હૈદરઅલી'ના જીવનપ્રસંગો આકર્ષક શૈલીમાં વર્ણવવામાં આવ્યા છે. 'ગુજરાતનું ઐતિહાસિક ગૌરવ'માં ૪૦ થી વધારે ઐતિહાસિક સ્ત્રીપુરુષોનાં ચરિત્રો આપ્યાં છે બન્ને પુસ્તકોની ઓછી કિંમત વિશિષ્ટતારૂપે છે આવાં પુસ્તકોનો બહોળો પ્રચાર કરવો હોય તો કિંમત માફકસર જ રાખવી જોઇએ તે વસ્તુ આપણા બધા પ્રકાશકોએ સમજી લેવા જેવી છે

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી પણ બાળકો તથા કુમારોને ઉપયોગી થઇ પડે તેવા પુસ્તકો ઠીક પ્રમાણમાં પ્રગટ થયા છે સર્વોપયોગી સાહિત્યશ્રેણીના ૧–૨ પુસ્તક તરીકે શ્રી. રવિશંકર મહારાજના બોચાસણના વલ્લભ વિદ્યાલયના ગ્રામસેવા તાલીમ વર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલાં વ્યાખ્યાનો 'ગ્રામ-રચના' બહાર પાડેલ છે આ વ્યાખ્યાનોમાં 'આપણી સંસ્કૃતિ'થી માંડીને 'ઇશ્વર દર્શન' એટલે શું ? જેવા વિષયોનો સમાવેશ થાય છે 'કંકુ અને કન્યા'માં શ્રી ઇશ્વર પેટલીકરે આજના સમાજનું આબેહૂબ ચિત્ર ખડું કર્યું છે 'ચંદ્રહાસ'માં શ્રી વિષ્ણુદેવ પંડિતે મહાભારતના અશ્વમેધ પર્વ પરથી 'ચંદ્રહાસ'ની કથા આલેખી છે 'ભક્ત અંબરીષ'માં શ્રી હિંમતરામ શાસ્ત્રીએ શ્રીમદ્ભાગવત પરથી નાની ચરિત્રપુસ્તિકા તૈયાર કરી છે. 'ભક્ત જલારામ'માં ,વીરપુરના આ ભક્તનો ટૂંકો પરિચય આપવામાં આવ્યો છે. વધારે વિગત જાણવાની ઇચ્છા ધરાવનારે તો 'ભક્ત શ્રી. જલારામ' નામક મોટું પુસ્તક જોવા જેવું છે 'બાળકોના આચાર'માં શ્રી સોમાભાઈ ભાવસારે વાંચીને કંઇક કરવા સારુના 'પાઠો' આપ્યા છે અને તે દરેક બાળકે અમલમાં મૂકવા જેવા છે

ઘણીખરી પ્રકાશનસંસ્થાઓના સહકારથી આ કાર્ય આટલું સફળ બની શક્યું છે, વર્ષો સુધી જેવો સહકાર આપ્યો છે તેવો જ દર વર્ષે તેઓ આપે તેમ ઇચ્છું છું.

છોટાલાલ માનસિંગ કામદારના જયહિંદ

---

# પરિશિષ્ટ

**બાલવિનોદ કાર્યાલય ( ૧૪૯ પ્રિ. સેસ સ્ટ્રીટ, મુંબઈ ) નાં પ્રકાશનો**

૧ A B C in pictures 0-૮-0

મઝેદાર કહાણીમાલા

૧ બાલો (નવલકાન્ત ભાવસાર) ૨-૮-0
૨ લલી ( „ „ ) ૨-૮-0

રમૂજમાળા

૧ કંઈ બારે ગેનદ (નાગરદાસ પટેલ) 0-૧૨-0

સાહસકથાવલિ ( સંપાદક નાગરદાસ ઇ પટેલ )

સેટ બીજો.

દરેક પુસ્તકનું મૂલ્ય રૂા ૧-૪-0

૧ ખાનદાનનાં ફરજંદ. ૨ સૈતાન સુંદરી ૩ સોનેરી ટોળી, ૪ ગુ હેગાર દુનિયા.

સેટ ત્રીજો.

૧ મામાનો વારસો ૨ આંગળાની છાપ. ૩ ફાંસીને દોરડે.૪ શનિનો એક્કો.

**પ્રગતિ સાહિત્ય મંદિર, ખપાટિયા ચકલા, સુરત.**

• કિશોર ગ્રંથાવલિનાં પુસ્તકો.

૧-૪ સિંહાસન બત્રિસી ભાગ ૧-૨-૩-૪ (શ્રી રામનારાયણ ના. પાઠક ) દરેકનો રૂા ૧-૪-0
૫ બચપની બાળકથાઓ ( પીતામ્બરદાસ ભારદ્વાજ ) ૧-0-0
૬ દૂધ પૌંઆ ( ઈશ્વરલાલ દેસાઈ ) ૧-૮-0

**શ્રી ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, અમદાવાદ**

૧ આપણે સૌ ભણીએ-ચોથી ચોપડી ( ધૂમકેતુ ) ૧-૧0-0
૨ મેડમ ક્યુરી ( ડૉ. નરસિંહ મૂ. શાહ ) ૨-0-0

**યુગાંતર કાર્યાલય-સુરત.**

૧ કથાનકો-શ્રીરામકૃષ્ણ પરમહંસનાં ( શારદાપ્રસાદ વર્મા ) ૧-0-0
૨ કથાનકો-સ્વામી વિવેકાનંદનાં ( શારદાપ્રસાદ વર્મા ) ૧-0-0

**ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.**

કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૪-ધર્મસંસ્થાપકો રૂા ૧-૮-0

૧ ભગવાન બુદ્ધ ૨ ઇસુ ખ્રિસ્ત ૩ મહંમદ પયગંબર
૪ જરથુષ્ટ્ર ૫ મહાવીર પ્રભુ ૬ ગુરુ નાનક

કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૫-જ્ઞાનગુરુ સંતફકીરો રૂા ૧-૮-0

૧ રામકૃષ્ણ પરમહંસ ૨ સ્વામી રામતીર્થ ૩ સંત જ્ઞાનેશ્વર
૪ સંત ફ્રાન્સિસ ૫ કબીર સાહેબ ૬ સહજાનંદ સ્વામી

દીવડા-શ્રી રસુલભાઈ વહોરા 0-૧0-0

**સદેશ બાલસાથી ગ્રંથમાળા ( સંપાદક શ્રી. જીવરામ જોશી )**

૭ પુસ્તકોનું વાર્ષિક લવાજમ રૂા ૫-0-0, છૂટક ૧-૪-0

૧ જમાદાર અને મિયાં ફુસકી ૨ ટીડો સાંઢ

જેચંદ તલકશી એન્ડ સન્સ : ( હૉર્નબી રોડ, મુંબઇ )

પ્રસંગકથાઓ ભાગ ૧-૫ ( સ્વ. ગિજુભાઇ ) દરેક ભાગના ૦-૯-૦

**શ્રી હરિહર પુસ્તકાલય-સુરત તરફથી પ્રકટ થયેલાં**

**( વીર વિક્રમ ગ્રંથમાળા )**

પ્રયોજક શ્રી. રમણલાલ સોની, દરેકની કિંમત ૦-૮-૦

૧ જાદુઇ બંસરી  ૨ વીર વિક્રમની વાતો  ૩ દૈવી પોપટ
૪ જાદુઇ વાતો  ૫ ઉડતો ઘોડો  ૬ વિક્રમ ચરિત્ર
૭ અબોલા રાણી  ૮ લાખો વણઝારો  ૯ અમર ફળ
૧૦ બોલતી પુતળી  ૧૧ નવલખો હાર  ૧૦ સોનાનો થાળ

**કમલ પ્રકાશન મંદિર-અમદાવાદ**

**શિશુભારતી ગ્રંથમાળા સેટ પહેલો. (સેટના રૂા ૫-૦-૦)**

સંપાદકઃ રમણલાલ સોની

| | |
|---|---|
| ૧-૪ ગલબા શિયાળનાં પરાક્રમો ભાગ ૧-૪ | ૪-૦-૦ |
| ૫ ગલાબાની હૈ...રે..રે | ૧-૦-૦ |
| ૬ બડેકાનની બહાદુરી | ૧-૦-૦ |

**સેટ બીજો રૂા. ૫-૦-૦**

૧ છબીલી બિલ્લી  ૨ ભાચરીલાલ  ૩ ભામટા બાપા
૪ લાકુની જાત્રા  ૫ બાબો બકરો  ૬ ભૂચલો ગધેડો

**સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય-અમદાવાદ-નાં પ્રકાશનો**

| | | |
|---|---|---|
| ૧ ગ્રામરચના | ( રવિશંકર મહારાજ ) | ૧-૪-૦ |
| ૨ કંકુને કન્યા | ( ઇશ્વર પેટલીકર ) | ૧-૪-૦ |
| ૩ ચંદ્રહાસ | ( વિષ્ણુદેવ પંડિત ) | ૦-૩-૦ |
| ૪ ભક્ત અંબરીષ | ( હિમ્મતરામ શાસ્ત્રી ) | ૦-૩-૦ |
| ૫ બાળકોના આચાર | ( સોમાભાઇ ભાવસાર ) | ૦-૨-૦ |
| ૬ ભક્ત જલારામ | ( હિમ્મતરામ શાસ્ત્રી ) | ૦-૩-૦ |

**બાલજીવન કિશોર સાહિત્યમાળા-શ્રેણી બીજી**

| | | |
|---|---|---|
| ૧ જંજાળ નગરી | ( રમણલાલ શાહ ) | ૦-૬-૦ |
| ૨ કચ્છનો કુળદીપક | ( રસિકલાલ જોષી ) | ૦-૬-૦ |
| ૩ દાઉમઠી | ( હરિલાલ ગો. પંડ્યા ) | ૦-૬-૦ |

**પ્રકીર્ણ પ્રકાશનો**

| | |
|---|---|
| ૧ ટોમ કાકા ( મોંઘીબહેન બધેકા ) | ૧-૬-૦ |
| ૨ માથેરાન ( રમણલાલ શાહ ) | ૦-૮-૦ |
| ૩ સાને ગુરુનાં સદ્બોધ વચનો ( માવજી દામજી શાહ ) | ૦-૬-૦ |
| ૪ ગામ ભજન સંગ્રહ ( ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિ ) | ૦-૪-૦ |
| ૫ મારૂં બાળપણ ( રવીન્દ્રનાથ ટાગોર ) | ૧-૮-૦ |

## પુનર્મુદ્રણો

**મેસર્સ આર. આર. શેઠની કાં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨**

| | | | |
|---|---|---|---|
| ૧ બાળવાર્તા-ખંડ ૨ | ગિજુભાઇ | ( નવમી ) | ૧-૦-૦ |
| ૨ દ્રોણ, અશ્વત્થામા | નાનાભાઇ | ( સાતમી ) | ૦-૧૩-૦ |
| ૩ કુંતી ગાંધારી | નાનાભાઇ | ( છઠ્ઠી ) | ૦-૧૨-૦ |
| ૪ લાલ અને હીરા | ગિજુભાઇ | ( ,, ) | ૦-૪-૦ |
| ૫ ગામડામાં ગયો હતો | ગિજુભાઇ | ( પાંચમી ) | ૦-૪-૦ |
| ૬ ટૂચકાઓ | ,, | ,, | ૦-૪-૦ |

| | | | |
|---|---|---|---|
| ૭ બે બાળનાટિકાઓ | ગિજુભાઈ | (પાંચમી) | ૦-૪-૦ |
| ૮ નવી વરતો | ,, | ,, | ૦-૪-૦ |
| ૯ વસંત આવી | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૦ ટેહ | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૧ ઓબો રેપ્યો | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૨ તાર બેનના પારો | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૩ જોયુ ને આંખ ઠરી | ,, | ( ચોથી ) | ૦-૪-૦ |
| ૧૪ ગણપતિ બાપા | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૫ હળમડી | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૬ ચેલૈયો | ,, | ( ત્રીજી ) | ૦-૪-૦ |
| ૧૭ ઊભુ હતુ ઊભુ હતુ | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૮ બાળોનો બીરબલ ૧ | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૯ ગોપીચંદ | લીલાવતી બહેન | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૦ બાળનાટકો | ગિજુભાઈ | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૧ હસ અને હસા | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૨ તિરદાજ | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૩ ગામડામાં મળજે | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૪ બાળપ્રવાસો | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૫ જરા હસો | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૬ મકનો અને રાક્ષસ | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૭ ગધેડું | ગિજુભાઈ | ( ત્રીજી ) | ૦-૪-૦ |
| ૨૮ ચીડિયાખાનુ | ,, | ( ,, ) | ૦-૪-૦ |
| ૨૯ કિશોર કથાઓ-ખંડ ૨ | ,, | ( બીજી, પ્રથમ મુદ્રણ ) | ૧-૦-૦ |
| ૩૦ રામચંદ્ર | નાનાભાઈ | ( બીજી ) | ૧-૦-૦ |
| ૩૧ ટારઝન ભાગ ૬ | શંકર શાહ | ( ,, ) | ૦-૧૨-૦ |
| ૩૨ ટારઝન ભાગ ૭ | ,, | ( ,, ) | ૦-૧૨-૦ |
| ૩૩ ટારઝન ભાગ ૮ | ,, | ( ,, ) | ૦-૧૨-૦ |
| ૩૪ ટારઝન ભાગ ૯ | ,, | ( ,, ) | ૦-૧૨-૦ |
| ૩૫ ટારઝન ભાગ ૧૦ | ,, | ( ,, ) | ૦-૧૨-૦ |
| ૩૬ પંચામૃત | ગિજુભાઈ | ( બીજી, પ્રથમ મુદ્રણ ) | ૧-૪-૦ |
| ૩૭ ચિઠ્ઠી પોથી | ,, | ( ,, તૃતીય મુદ્રણ ) | ૦-૪-૦ |

બાલવિનોદ કાર્યાલય, ૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

| | |
|---|---|
| ૧ રતનિયો | ( બારમી આવૃત્તિ ) |
| ૨ મોતિયો | ( અગીઆરમી ,, ) |
| ૩ ભાણિયો | ( દશમી ,, ) |
| ૪ ઉંદર દેશ | ( ,, ,, ) |
| ૫ બુદ્ધિયો | ( ,, ,, ) |
| ૬ કહાવની | ( નવમી ,, ) |
| ૭ ભગો | ( ,, ,, ) |
| ૮ ઉધણુથી | ( ,, ,, ) |
| ૯ કાલાં ઘેલાં | ( ,, ,, ) |
| ૧૦ મંગારામ | ( ,, ,, ) |
| ૧૧ અમારી વાર્તાઓ-ખંડ ૧ | ( આઠમી ,, ) |
| ૧૨ રસોઈઘર-ખંડ ૩ | ( ,, ,, ) |
| ૧૩ રણધીર | ( ,, ,, ) |
| ૧૪ લાલિયો | ( ,, ,, ) |

૧૫ ગુદરિયો ( ,, ,, )
૧૬ સબુર ( ,, ,, )
૧૭ અમારી વાર્તાઓ–ખંડ ૨ ( સાતમી ,, )
૧૮ ચંદ્રભાગા ( છઠ્ઠી ,, )
૧૯ નાની મોટી વાતો ખંડ ૧ ( ,, ,, )
૨૦ ચિત્તાનો શિકાર ( ,, ,, )
૨૧ વિજ્ઞાનવિહાર ખંડ ૨ ( ,, ,, )
૨૨ મેનાવતી ( ,, ,, )
૨૩ મકનિયો ( ,, ,, )
૨૪ અલકા ( ,, ,, )
૨૫ બેલવાળો ( ,, ,, )
૨૬ બાપના વેણ ( ,, ,, )
૨૭ અમારી વાર્તાઓ ખંડ ૪ ( પાંચમી આવૃત્તિ )
૨ ધનિયો ( ,, ,, )
૨૯ ગોરિયો ( ,, ,, )
૩૦ રેડિયો ( ,, ,, )
૩૧ નીરૂની નોંધપોથી ( ચોથી ,, )
૩૨ ભારત કથાઓ ( ,, ,, )
૩૩ લાલાનો મેળ ( ,, ,, )
૩૪ હીરકણી ( ,, ,, )
૩૫ ચિત્રરેખા ( ,, ,, )
૩૬ છેતરાતી નજર ખંડ ૧ ( ,, ,, )
૩૭ બાપુનો દાયરો ( ,, ,, )
૩૮ હાથીનું નાક ( ત્રીજી ,, )
૩૯ શબ્દમાળા ( ,, ,, )
૪૦ મંજરી ( ,, ,, )
૪૧ અલાદીન ( ,, ,, )
૪૨ સુદામો ( ,, ,, )
૪૩ હીરામણુ ( ,, ,, )
૪૪ હમા ( ,, ,, )
૪૫ અલિબાબા ( ,, ,, )
૪૬ મીનીમાશી ( ,, ,, )
૪૭ રત્નાદે ( ,, ,, )
૪૮ સિંદબાદ ( ,, ,, )
૪૯ સાર ગીતાઓ ( ,, ,, )
૫૦ લાખો ( ,, ,, )
૫૧ લીલાવતી ( ,, ,, )
૫૨ જમાઈરાજ ( ,, ,, )
૫૩ અબુ હસન ( બીજી આવૃત્તિ )
૫૪ તડાકિયો ( ,, ,, )
૫૫ દોરડાંવાળો ( ,, ,, )
૫૬ ઢીંગલો ( ,, ,, )
૫૭ ગુલિવર ( ,, ,, )

યુગાન્તર કાર્યાલય-સુરત

૧ ફોરમ લહરી ૨ જી સાધુસંતો ( પાંચમી આવૃત્તિ )
૨ ,, ,, ૫ મી સ્ત્રીશક્તિ ( ,, ,, )
૩ ,, ,, ૭ મી વેપારવીરો ( ,, ,, )
૪ ,, ,, ૮ મી રાજકથા ( ,, ,, )
૫ ,, ,, ૧૧ મી વીસરાતી સ્મૃતિ ( ,, ,, )
૬ ,, ,, ૧૨ મી જીવનપ્રસંગો ( ,, ,, )

પ્રકીર્ણ

૧ બાલાવાર્તાવલિ–હંસા મહેતા. ( પાંચમી ) ૨–૦

## ભારતીય ગિરિપક્ષી

ભારતીય ગિરિપખી ( ભારતના પર્વત પર વાસ કરતાં પખીઓ ) પર શ્રી. સલીમ અલીએ Indian Hill Birds ("ભારતીય ગિરિપક્ષી") નામનું પુસ્તક લખ્યુ છે. પ્રસ્તુત પુસ્તકમાં ત્રણસો જેટલી ગિરિ-પખીઓની જાત એ વિજ્ઞાનવેત્તાએ વર્ણવી છે પક્ષી-જીવનના અભ્યાસ પાછળ લેખક વરસો સુધી ત્રસયુક્ત પરિશ્રમ કરી રહ્યા છે, આવા પુસ્તક લખવાના તેઓ અધિકારી વ્યક્તિ છે ચોસઠ આર્ટ પ્લેટો પર ૧૧૭ જાતના પક્ષીઓના રંગીન ચિત્રો મૂકવામા આવ્યા છે પક્ષીઓનાં ચિત્રો સિલોન મ્યુઝિયમ સાથે ઘણાં વર્ષ સુધી સંકળાયેલા ચિત્રકાર શ્રી જી એમ હેન્રિએ દોર્યા છે આ ચિત્રકાર એક પક્ષીશાસ્ત્રવિશારદ (Entomologist) તરીકે તાલીમ પામેલા છે. એમણે સિલોન સરકાર તરફથી પ્રગટ થયેલા સિલોનીઝ પખીઓના આલ્બમમાં ચિત્રો દોરી નામના કાઢેલી છે શ્રી સલીમ અલીએ આ અગાઉ The Book of Indian Birds ("ભારતીય પક્ષીઓનુ પુસ્તક") લખ્યુ હતું, જે મુંબઈના પ્રકૃતિ મંડળે ( Natural Society ) પ્રગટ કર્યું છે. કચ્છનાં પક્ષીઓ વિશે પણ એમણે The birds of Cutch ("કચ્છના પક્ષી") નામનુ પુસ્તક લખ્યું છે. "ભારતીય ગિરિ-પક્ષી"નુ મૂલ્ય રૂપિયા વીસ જેટલું છે

## હૈદ્રાબાદ (દ.) નું સિંહાવલોકન

નિઝામ હૈદ્રાબાદની જનતાનુ હાર્દ પારખીને હિંદી સંઘે એ રાજ્ય પર ગય સાલના સપ્ટેમ્બર માસની તેરમી તારીખથી માંડીને જે પાંચ દિવસ સુધી ફતેહમંદ લશ્કરી આક્રમણ કર્યું અથવા એ પાંચ દિવસ દરમિયાન હૈદ્રાબાદનુ સારુય રાજ્ય ધ્રધણી ઊઠયુ તેનું બયાન આ લેખકનુ એક પુસ્તક Hyderabad In Retrospect ("હૈદ્રાબાદનુ સિંહાવલોકન") નામે પ્રગટ થયુ છે હૈદ્રાબાદના એક માજી અફસરના હસ્તે આ પુસ્તક લખાયુ છે

## શિક્ષણનુ માધ્યમ

શિક્ષણનુ માધ્યમ વર્ષોથી અંગ્રેજી ભાષા બની બેઠી છે તેને રફતે રફતે દૂર કરી તેને સ્થાને જે તે પ્રદેશની માતૃભાષાને દાખલ કરવા આપણી રાષ્ટ્રીય સરકારે પ્રાન્તીય સરકારો તેમ જ દેશના વિવિધ વિશ્વવિદ્યાલયોને અનુરોધ કર્યો છે રાષ્ટ્રપિતા ગાંધીજી, શ્રી સર્વપલી રાધાકૃષ્ણન્, સરદાર વલ્લભભાઇ પટેલ, મધ્યસ્થ સરકારનાં આરોગ્યપ્રધાન રાજકુમારી અમૃતકોર, રાષ્ટ્રપતિ પટ્ટાભિ સીતારામૈયા, આચાર્ય બીરબલ સિંધ તેમ જ બીજા કેળવણીકારોના આ વિશેના વિચારોનો એક સંગ્રહ મુબઈની નેશનલ ઇન્ફર્મેશન એન્ડ પબ્લિકેશન્સ લિમિટેડ તરફથી "Medium of Instruction" ("શિક્ષણનું માધ્યમ") નામે પ્રગટ થનાર છે

## સંત-સાહિત્યના સાહિત્યકાર સ્વામી પ્રાણેશ્વર યતિ

મહારાષ્ટ્રીય સંત-સાહિત્યના સાહિત્યકાર શ્રી. સ્વામી પ્રાણેશ્વર યતિ (ગૃહસ્થાશ્રમનું નામ શ્રી એચ એસ ધારપુરે) નું અઠ્ઠામી વર્ષની વયે, પૂના ખાતે ગયા ઑગસ્ટની ત્રીસમીએ અવસાન થયું છે તેઓ મહારાષ્ટ્રમાં સંત-સાહિત્યકાર તરીકે પ્રસિદ્ધ થયા હતા તેઓ ભારતના પ્રાચીન સાહિત્યના પ્રખર વિદ્વાન હતા. આ વિષય પર એમણે કેટલાક પુસ્તકો પણ લખ્યાં છે.

## વાળુ પછીની વાતો

આપણે ત્યાં હિંદમાં હિંદના પ્રતિ પ્રાંતમાં સાંજના વાળુ પછી દાદીમા અથવા દાદાજીની આસપાસ ટોળુ વળી, વાર્તાઓ સાંભળવાનો રિવાજ પ્રચલિત હતો વહીવંચા, બારોટ વગેરે જેમને આવું લોકસાહિત્ય કંઠસ્થ હતું તેઓ પણ આવી વાર્તાઓ ભોજન પત્યા પછી યજમાનો સમક્ષ કહેતા. દક્ષિણ હિંદમાં આવી રીતે પ્રચલિત વાર્તાઓનો સંગ્રહ કરવાનો એક સ્તુત્ય પ્રયાસ એક દક્ષિણી ગૃહસ્થ-એક આઇ સી. એસ અમલદારે કરવા માંડયો છે. એ દક્ષિણી વિદ્વાન અફસરનું નામ છે શ્રી એ એમ પંચાપકેશ અય્યર શ્રી. અય્યર સંપાદિત આવી વાર્તાઓના બે સંગ્રહ Indian Stories After Dinner ("વાળુ પછીની ભારતીય કથાઓ") ના બે ભાગ પ્રગટ થયા છે

## તેલુગુ સાહિત્ય

પૂ ગાંધીજી વિશે તેમ જ એમની વિચારસરણી વિશે હિંદની વિધવિધ ભાષાઓમા પુસ્તકો પ્રગટ થતાં જ રહે છે તેલુગુમા જી એસ નરસિંહરાવ નામના લેખકે લખેલી દશ આનાના મૂલ્યની પત્રિકા "ગાંધી માતામિ" આવું જ એક પુસ્તક છે એ ગાંધીવાદી વિચારસરણીનું એક અભ્યાસ યોગ્ય પુસ્તક છે. પૂ ગાંધીજીની રાષ્ટ્રીયતા તેમ જ આંતરાષ્ટ્રીતા પરના વિચારો આ પુસ્તિકામાં લેખકે છણ્યા છે

## ગ્રીક નાટકનું અંગ્રેજીમાં ભાષાંતર

જે ગ્રીક નાટકની તુલના અંગ્રેજ મહાકવિ શેક્સપિયરના "કિંગ લિયર" નાટક સાથે થાય છે તે "Oedipus at Colonus" નું ભાષાંતર સુપ્રસિદ્ધ અંગ્રેજ અધ્યાપક ને ગ્રીક સાહિત્યના વિદ્વાન ગિલ્બર્ટ મરેએ કર્યું છે, ને એ જ નામે પ્રસિદ્ધિ પામ્યું છે પ્રસ્તુત નાટકનો લેખક ગ્રીક વિદ્વાન સોફોક્લિસ હતો

—॥ શિવમ્ સુન્દરમ્ ॥

---

—આ અંકમા બાલસાહિત્યનું વાર્ષિક અવલોકન અપાયું હોવાથી દર માસે અપાતો પુસ્તક પરિચય આ અંકમા અપાયો નથી. આવતા અંકે એ પ્રસિદ્ધ થશે.

—તંત્રી

ગ્રંથ અને ગ્રંથકાર

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૧ પૌરાણિક નાટકો—(ત્રીજી આવૃત્તિ) લેખક શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; મૂલ્ય રૂા ૩–૮–૦

૨ થોડા અર્થદર્શનો—લેખક શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદી, મૂલ્ય રૂા ૩–૮–૦

૩ અર્બુદાચલ પ્રદક્ષિણા—(આબુ ભાગ ૫ મો) લેખક મુનિરાજ શ્રી જયંતવિજયજી, મૂલ્ય રૂા ૫–૦–૦

૪ ચાર સુંદર સંવાદો—(ત્રીજી આવૃત્તિ) લેખક શ્રી ચુનીલાલ કુબેરદાસ શાહ, મૂલ્ય ૦–૭–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૫ ઘરનો મોક્ષ—લેખક શ્રી પીતાંબર પટેલ, પ્રકાશક જીવન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ, મૂલ્ય રૂા ૪–૦–૦

૬ રાધારાણી—મૂળલેખિકા શ્રી અનુરૂપાદેવી, અનુવાદક. શ્રી નિર્મળકુમાર, પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૪–૦–૦

૭ સરસ્વતી—લેખક શ્રી મનુ હ દવે (કાવ્યતીર્થ) સિદ્ધપુર, મૂલ્ય રૂા ૩–૦–૦

૮ ગુમાસ્તાધારો—લેખકો શ્રી બાબુભાઈ અંબાલાલ સોની, અને શ્રી જયંતિલાલ ચિમનલાલ વોરા, પ્રકાશક ચંદ્રકાન્ત ચિમનલાલ વોરા, ગાંધીરોડ, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧–૦–૦

૯ ભાડાનિયમન ધારો—લેખક શ્રી. વકીલ નાનાલાલ બાલભાઈ, પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૧–૮–૦

૧૦ ગણોતધારો—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૧૨–૦

વિદ્યાર્થીઓની વાતો—લેખક શ્રી. દામુભાઈ શુકલ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા ૧–૦–૦

૧૧ રૂપકુમાર—લેખક શ્રી રજનીકાન્ત અંબાલાલ શાહ, પ્રકાશક ચંદ્રકાન્ત જીવણલાલ મહેતા, પીરમશારોડ, અમદાવાદ. મૂલ્ય રૂા ૧–૮–૦

૧૨ સમર—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય લખ્યું નથી

૧૩ આરોગ્ય અને ટૂંકા લેખો—લેખક. પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૦–૮–૦

૧૪ મહાગુજરાતનો મિલઉદ્યોગ—ભાગ ૧ લો લેખક શ્રી નાથાલાલ નાગરભાઈ પટેલ; મુ નડિઆદ (ઉ ગુજરાત) મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૫ ગુલમહોર—લેખક શ્રી ચંદુલાલ પટેલ, પ્રકાશક. એન એમ ઠક્કરની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ મૂલ્ય રૂા ૩–૦–૦

૧૬ આદર્શ જીવન—લેખિકા. શ્રી ચંચળબહેન માણેકલાલ પાઠક, પ્રકાશક. ચોકસી અંબાલાલ પ્રભુદાસ પટેલ, નડીઆદ મૂલ્ય રૂા ૨–૮–૦

# પુસ્તકાલય નોંધ

## બેવડી યાદી એટલે બમણી રકમની યાદી મોકલો.

"પુસ્તકાલય" માસિકના ચાલુ અંકમાં આગામી વર્ષ માટેના બજેટ નિવેદનનાં ફોર્મ સામેલ કરાયાં છે તે પૈકી બજેટ ફોર્મમાં પુસ્તકોની યાદીમાં બેવડી કિંમતનાં પુસ્તકોની યાદી મોકલવા સૂચન કરેલું છે તેનો અમલ કરતાં કેટલાક મંત્રી-ગ્રંથપાલ ભાઈઓ પોતાને જોઈતાં પુસ્તકોની બેવડી યાદી-એટલે ૨ પ્રત મોકલે છે તેમ નહિ કરતાં પોતાને જેટલી કિંમતનાં પુસ્તકો જોઈતાં હોય તેથી બમણી કિંમતની યાદી કરી મોકલવી. એટલે કે, ૧૦૦ રૂપિયાની કિંમતનાં પુસ્તકોની માગણી કરવાની હોય તો રૂા ૨૦૦ની કિંમત થાય એટલાં પુસ્તકોની યાદી મોકલવી

## સા. પુ. વાલમમાં ગાંધીજી ગ્રંથાલય વિભાગ

તા' ૧-૫-૪૫ના રોજ વડોદરા રાજ્યના મુખ્ય પ્રધાન સાથેના વિલીનીકરણની યાદગીરીમાં ઉપર્યુક્ત પુસ્તકાલયમાં ગાંધી ગ્રંથાલય વિભાગ ખોલવામાં આવ્યો છે

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. વાલમ (તા વીસનગર) ને ૫૧-૦-૦ રા. રા મૂલચંદભાઈ લ. શેઠ વાલમ, ૩૧-૦-૦ રા. રા. ઇશ્વરભાઈ જો. પટેલ સઉેર, ૧૧-૪-૦ રા રા. જીવણલાલ મુ. શેઠ અમદાવાદ, ૭-૮-૦ રા. રા ધરમચંદભાઈ ખે પટેલ-વાલમ, ૭-૪-૦ રા રા. મોહનલાલ છો શાહ અમદાવાદ, ૭-૪-૦ રા રા. વાડીલાલ ચુ શાહ અમદાવાદ, ૭-૪-૦ રા રા. કેશવલાલ મુ શાહ વાલમ, ૫-૪-૦ રા રા. હરિભાઈ મ. ડોસા-વાલમ, ૫-૪-૦ રા રા સીતાબ્હેન શા શાહ-અમદાવાદ, ૫-૪-૦ રા રા. સમર્થલાલ જે શાહ અમદાવાદ, ૫-૪-૦ રા. રા. પોપટલાલ અં. શાહ અમદાવાદ, ૫-૪-૦ રા. રા. અરૂણકુમાર શા શાહ-અમદાવાદ, ૫-૪-૦ રા. રા. અજીતસિંહ દૂ. શાહ અમદાવાદ, ૬-૮-૦ રા. રા નાગરભાઇ ન. પટેલ વાલમ, ૫-૦-૦ રા રા. દાઉદભાઇ અ વહોરા વાલમ, ૫-૦-૦ રા. રા. મૂલચંદ વિ ધાચી ખેરાલુ, ૫-૦-૦ રા. રા. શંકરભાઇ દ પટેલ બાલીસણા, ૫-૦-૦ રા. રા. વીરચંદ સા. પટેલ બાલીસણા, ૫-૦-૦ રા રા. જોઈતારામ ત્રિ. પટેલ સઉેર, ૫-૦-૦ રા રા દયાળજીભાઇ નિ પટેલ સઉેર, ૫-૦-૦ રા. રા. વાલજીભાઇ જો. પટેલ સઉેર, ૫-૦-૦ રા રા. મોહનભાઇ વી પટેલ સઉેર, ૫-૦-૦ રા રા ભગવાનદાસ વ પટેલ વાલમ, ૮-૦-૦ રા રા. વેલાભાઇ કાં પટેલ મણુંદ, ૬-૦-૦ રા રા ખેમચંદભાઈ દ્વા પટેલ વાલમ, ૫-૦-૦ રા રા વિઠ્ઠલભાઇ શાં. પટેલ બાલીસણા.

## અર્ધા લવાજમમાં મળશે.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળના રજતમહોત્સવની કાયમી સ્મૃતિરૂપે, "મંગલમ્" માસિકના વ્યવસ્થાપકોએ, કાયમને માટે વડોદરા રાજ્યના અને બીજા તમામ પુસ્તકાલયોને માસિક વાર્ષિક અર્ધું લવાજમ રૂા. પાંચ લઈને મોકલવાનું નક્કી કર્યું છે. પુસ્તકાલયોને કરવાની એના પ્રકાશકોની ઉમેદ છે.

# સન ૧૯૪૮-૪૯ નો

# મહેસાણા પ્રાંતનો પુ. શિક્ષણવર્ગ

ગ્રામ પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રીઓ તથા વ્યવસ્થાપકો માટે પ્રાંતવાર તાલીમવર્ગ ભરવાની યોજના વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે વર્ષો થયા અમલમાં મૂકી છે છેલ્લા વિશ્વયુદ્ધ અંગે ઉપસ્થિત થયેલી મોંઘવારી અને બાપબંધી વગેરેની હાડમારીને કારણે એ પ્રવૃત્તિ ચારેક વર્ષ મોકૂફ રાખવી પડેલી, તે ગઈ સાલથી પુનઃ હાથ ધરવામાં આવી છે ગઈ સાલે સાવલી મહાલના પેઠયા ગામે વડોદરા પ્રાંત માટેનો અને મહુવા મહાલના અનાવલ ગામે નવસારી પ્રાંત માટેનો એમ બે વર્ગો ભરવામાં આવેલા ચાલુ સાલે એવો વર્ગ મહેસાણા પ્રાંત માટે ચાણસ્મા મહાલના બહુચરાજી ગામે ભરવાનું વિચારી તે માટે જરૂરી પરવાનગી અને અનુકૂળતા મળવા સારૂ લાગતાવળગતા અધિકારીઓ તરફ લખવામાં આવ્યું, અને તેનો સહાનુભૂતિપૂર્વક સ્વીકાર થઈ આવવાથી વર્ગ માટેની રીતસર જાહેરાત "પુસ્તકાલય" માસિકના જૂન અંકમાં પ્રસિદ્ધ કરી મહેસાણા પ્રાંતના ચાણસ્મા, હારીજ અને પાટણ મહાલોના બિનતાલીમી મંત્રી વ્યવસ્થાપકોને તાલીમવર્ગનો લાભ લેવા ખાસ આમંત્રેલા તે પરથી આવેલી ૫૪ અરજીઓમાંથી ૪૨ ઉમેદવારોને પસંદ કરી તે દરેકને તા. ૩જી જુનાઇના રાત સુધીમા બહુચરાજી હાજર થઈ જવાની વ્યક્તિગત રીતે ખબર આપવામાં આવેલી વર્ગનું કામ તા. ૪ થી થી ૬ ઠ્ઠી સુધીના ત્રણ દિવસો સવારના ૭॥ થી ૧૦॥ અને બપોર પછી ૩ થી ૬ એમ બે કટકે ચાલેલું શિક્ષણવર્ગના મંચાલન અંગે વડોદરેથી રાજ્ય પુ મંડળના સહમંત્રી શ્રીયુત ચોકસી, નગર પુસ્તકાલય પ્રચારક શ્રીયુત વલ્લભભાઇ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ, અને મહેસાણા પ્રાંત પુસ્તકાલયના મંત્રી શ્રી નાનજીભાઈ જે. રટેલ ખાસ આવેલા, અને તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ, વડોદરા રાજ્યની ચાલુ અને હવે મુંબઇ સરકારની થનારી પુ પ્રવૃત્તિની યોજનાની રૂપરેખાની સમજ આપી, પ્રવૃત્તિના સંચાલન માટે જરૂરી દફતરી વહીવટી કામ ઉપરાંત પ્રાંત અને મહાલ મંડળોનું કામ, પુસ્તકાલયોના બજેટ-નિવેદન, પુસ્તક પસંદગી, પુસ્તકોનો વિવિ અને વર્ગીકરણના વિષયની મૌખિક સમજુતિ ઉપરાંત ગ્રામ પુસ્તકાલયોને ઉપયોગી સરળ વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપ્યુ હતુ

સાંજરે વર્ગના સમય પછી સંખલપુર તથા બેચરાજી ગામોના પગપાળા પ્રવાસ ગોઠવાયલા તથા રાત્રે ૯ થી ૧૧ ના સમયમાં મનોરંજનના શિક્ષણાત્મક કાર્યક્રમો યોજાયલા.

બહુચરાજીના આ શિક્ષણવર્ગનો લાભ કુલ ૩૬ જણે લીધો હોઈ તેમનાં નામ નીચે પ્રમાણે છે —

ચાણસ્મા મહાલ

૧ શ્રી અંબારામ નાથાભાઇ શર્મા — રૂપપુર
૨ શ્રી. શિવાભાઇ ઈશ્વરદાસ પટેલ — સેધાવી
૩ શ્રી ગંગારામ હ રાજગોર — છમીચા
૪ શ્રી ભાણુલાલ દલસુખરામ રાવળ — પલાસર
૫ શ્રી બેચરસિંહ નારણજી મકવી — મોઢેરા

૬ શ્રી ખોડાભાઈ છગનલાલ પટેલ જગુસર
૭ શ્રી કાલીભાઇ રામજીભાઇ પટેલ શખલપુર
૮ શ્રી જીવાભાઈ જેઠાભાઇ વડાવલી
૯ શ્રી નારણભાઈ રામદાસ ગેરાદ
૧૦ શ્રી હરજીવનભાઇ બળદેવલાલ વ્યાસ ધરમોડા
૧૧ શ્રી મગુભાઈ વીરચંદ પંચાલ ચાણસ્મા
૧૨ શ્રી ચંદુલાલ કેશવલાલ દવે રણાસણ
૧૩ શ્રી વીરમભાઇ હરિભાઇ પટેલ મોટપ
૧૪ શ્રી વિઠ્ઠલભાઇ ત્રિભોવનદાસ કંબોઈ
૧૫ શ્રી અંબાલાલ પ્રભુદાસ પટેલ લણવા
૧૬ શ્રી કાન્તિલાલ કેશવલાલ દવે મણિયારી
૧૭ શ્રી નાનાલાલ ભાઈશંકર રાવળ કાલરી
૧૮ શ્રી. ચુનીલાલ દલસુખરામ રાવળ વીરતા
૧૯ શ્રી ત્રીકમભાઇ વીરમદાસ પટેલ સનિજ
૨૦ શ્રી અંબાલાલ મણિલાલ રાવળ ખામેલ
૨૧ શ્રી રણછોડભાઇ છગનલાલ પટેલ ચાણસ્મા
૨૨ શ્રી. મગનભાઈ સુંદરભાઇ બહુચરાજી
૨૩ શ્રી ત્રીકમલાલ જગજીવન ઠાકર „

૨૪ શ્રી કરૂણાશંકર મોહનલાલ વ્યાસ ચાણસ્મા

પાટણ મહાલ

૨૫ શ્રી. દેવચંદભાઈ સુંદરદાસ આંબાપુરા
૨૬ શ્રી મગનલાલ કાળીદાસ બ્રહ્મભટ્ટ ભીલવણ
૨૭ શ્રી જયંતિલાલ ભોગીલાલ રાવળ વાગડોદ
૨૮ શ્રી વ્રજલાલ માધવલાલ બ્રહ્મભટ્ટ જંગરાળ
૨૯ શ્રી હરગોવિંદ કાળીદાસ વાળંદ રણુંજ

હારીજ મહાલ

૩૦ શ્રી તુળસીભાઇ અંબારામ પટેલ પીપલાણા
૩૧ શ્રી રવિશંકર ઉજમરામ હારીજ

ખેરાળુ મહાલ.

૩૨ શ્રી. છગનભાઇ કાલુભાઇ દેસાઈ મંદ્રોપુર

કડી મહાલ

૩૩ શ્રી લક્ષ્મણદાસ દેવીદાસ આચાર્ય ખાવડ

વિમનગર મહાલ

૩૪ શ્રી રમેશચંદ્ર લીલાધર દવે વાલમ
૩૫ શ્રી મહાશંકર મણિશંકર દવે વાલમ
૩૬ શ્રી વીરચંદ હરિભાઇ ભાંડુ

વડોદરા રાજ્ય પુ મંડળ,
C/o સેન્ટ્રલ લાઈબ્રેરી વડોદરા, તા ૯-૭-૪૯

ના. ન. ચોકસી
સહમંત્રી

## આ જાહેર આમંત્રણ છે?

## લગ્ન સમારંભ

ખીનસત્તાવાર રીતે (બનાવટી) સમાચાર મળે છે કે શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇની "શોભના" નું સ્વ. મેઘાણીના 'નિરંજન' સાથે શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની રૂબરૂમાં 'વેવિશાળ' નક્કી થયેલ છે તે પ્રસંગે મંગલાષ્ટક શ્રી કનુ દેસાઇ રજુ કરશે 'હસ્તમિલાપ' નો વિધિ શ્રી મંજુલાલ માકરલાલ દેસાઇના હસ્તે થશે 'પાનેતરના રંગ' ની પસંદગી શ્રી પન્નાલાલ પટેલ કરશે લગ્ન શ્રી કરસનદાસ માણેકના ખાસ તૈયાર કરાવેલ 'મોહબ્બતના માંડવા' નીચે થશે

એ વખતે પાનનાં બીડાં શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ગોપાનના "કુટેલા સુપર્ણપાત્ર" માં રજુ કરશે જ્યારે બકુલેશના 'કાદવના કંકુ' થી ખાસ વિધિ કરવામા આવશે અને જમણવારમા શ્રી મૂળરાજ અંજારિયા 'લાકડાના લાડુ' પીરસશે છેવટે શ્રી ચુનીલાલ મડીઆ નવો પરણેતાને "હું ને મારી વહુ" "એમાં આવ્યા સૌ" ના મંત્રથી લગ્નવિધિની પૂર્ણાહુતિ કરશે

સૌને ભાવભીનું આમંત્રણ છે

("યુગાન્તર")

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૪/૪૮-૪૯

## વિષય :

### મહાલ અને પ્રાંત મંડળોને મળનારી ફાળવણી બાબત.

"પુસ્તકાલય" માસિકના મે સન ૧૯૩૮ ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંત પુ મંડળને ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ, જે તે પ્રાંતનાં મંડળો તરફ જુલાઇ. ૪૯ ની તા. ૧૫ સુધીમાં મોકલી આપવામાં આવશે ને તે મહાલ મંડળોએ પોતાની ફાળવણી મેળવવા સારૂ, પોતપોતાના પ્રાંત મંડળો તરફ ગત વર્ષના અહેવાલ હિસાબ મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી. અને તે પછી પ્રાંતમંડળોએ, જે તે મહાલમંડળોને તેમની ફાળાવણી અદા કરવા તજવીજ કરવી.

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલમંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છે

#### વડોદરા પ્રાંત

| મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ | મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૭૭ | ૪૩-૫-૦ | ૭ વડોદરા | ૯૩ | ૫૨-૫-૦ |
| ૨ ડભોઇ | ૫૮ | ૩૨-૧૦-૦ | ૮ વાઘોડીઆ | ૩૧ | ૧૭-૭-૦ |
| ૩ તીલકવાડા | ૧૧ | ૬-૩-૦ | ૯ શિનોર | ૫૪ | ૩૦-૬-૦ |
| ૪ પાદરા | ૭૨ | ૪૦-૮-૦ | ૧૦ સંખેડા | ૫૮ | ૩૨-૧૦-૦ |
| ૫ પેટલાદ | ૧૪૯ | ૮૩-૧૩-૦ | ૧૧ સાવલી | ૪૪ | ૨૪-૧૨-૦ |
| ૬ ભાદરણ | ૪૯ | ૨૭-૯-૦ | | | |
| | | | | ૬૯૬ | ૩૯૧-૮-૦ |

#### નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૩૨ | ૯-૧૩-૦ | ૫ મહુવા | ૨૫ | ૧૪-૧-૦ |
| ૨ ગણદેવી | ૩૫ | ૧૯-૧૧-૦ | ૬ માંગરોળ | ૧૭ | ૯-૯-૦ |
| ૩ નવસારી | ૬૪ | ૩૬-૦-૦ | ૭ વ્યારા | ૨૨ | ૧૨-૬-૦ |
| ૪ પલસાણા | ૩૫ | ૧૯-૧૧-૦ | ૮ સોનગઢ | ૬ | ૩-૬-૦ |
| | | | | ૨૫૭ | ૧૪૪-૯-૦ |

## મહેસાણા પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુમા | ૧૭ | ૯-૯-૦ | ૮ મહેસાણા | ૬૯ | ૩૮-૧૩-૦ |
| ૨ કડી | ૫૧ | ૨૮-૧૧-૦ | ૯ વિજાપુર | ૧૦૦ | ૫૬-૪-૦ |
| ૩ કલોલ | ૫૯ાા | ૩૩-૭-૬ | ૧૦ વિસનગર | ૬૩ | ૩૫-૭-૦ |
| ૪ ખેરાળુ | ૬૦ | ૩૩-૧૨-૦ | ૧૧ સિદ્ધપુર | ૬૪ | ૩૫-૭-૦ |
| ૫ ચાણસ્મા | ૬૦ | ૩૩-૧૨-૦ | ૧૨ હારીજ | ૮ | ૪-૮-૦ |
| ૬ દહેગામ | ૩૫ | ૧૯-૧૧-૦ | ૧૩ કહોડા | ૩ | ૧-૧૧-૦ |
| ૭ પાટણ | ૪૯ | ૨૭-૯-૦ | ૧૪ નીરમાલી | ૦ | ૦ |
| | | | | ૬૩૭ાા | ૩૫૮-૯-૬ |

## અમરેલી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૬૭ | ૩૭-૧૧-૦ | ૫ ધારી | ૩૦ | ૧૬-૧૪-૦ |
| ૨ કોડીનાર | ૧૯ | ૧૦-૧૧-૦ | ૬ રતનપુર | ૫ | ૨-૧૩-૦ |
| ૩ ખાંભા | ૭ | ૩-૧૫-૦ | ૭ ભીમકટા | ૧ | ૦-૯-૦ |
| ૪ દામનગર | ૨૨ | ૧૨-૬-૦ | | | |
| | | | | ૧૫૧ | ૮૪-૧૫-૦ |

## ઓખામંડળ પ્રાંત

૧ ઓખામંડળ ૩૩ાા ૧૮-૧૩-૬

## કુલ પાંચે પ્રાંતોનું

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રા. પુ. મ. ના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળોના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૬૯૬ | ૧૭૪-૦-૦ | ૧૩૦-૮-૦ | ૩૯૧-૮-૦ |
| ૨ નવસારી પ્રાંત | ૨૫૭ | ૬૪-૪-૦ | ૪૮-૩-૦ | ૧૪૪-૯-૦ |
| ૩ મહેસાણા પ્રાંત | ૬૩૭ાા | ૧૫૯-૬-૦ | ૧૧૯-૮-૬ | ૩૫૮-૯-૬ |
| ૪ અમરેલી પ્રાંત | ૧૫૧ | ૩૭-૧૨-૦ | ૨૮-૫-૦ | ૮૪-૧૫-૦ |
| ૫ ઓખામંડળ પ્રાંત | ૩૩ાા | ૮-૬-૦ | ૬-૪-૬ | ૧૮-૧૩-૬ |
| | ૧૭૭૫ | ૪૪૩-૧૨-૦ | ૩૩૨-૧૩-૦ | ૯૯૮-૭-૦ |

વડોદરા
તા ૧-૭-૪૯

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ મંડળ

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૫ સને '૪૮–૪૯

### વિષયઃ—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં ૧૩ તા ૩–૮–૩૦થી રાજ્યના દરેક જૂથ પુ મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઓગસ્ટના પહેલા વા બીજા રવિવારે ભરવા ઠર્યું છે તે મુજબ સન '૪૯–૫૦ ના નવા વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૯ ના પહેલા રવિવારે તા ૭–૮–૪૯ના રોજ ભરવાનું અને તેમાં નીચે જણાવેલા કામો કરવાનું રાજ્યના દરેક જૂથ પુ મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે

આ સભામાં, જૂથમાં આવેલા તમામ પુસ્તકાલયો–વાચનાલયો મંત્રીઓએ આવવાનું હોય, જૂથ મંત્રીએ સભાની તારીખના ચાર–પાંચ દિવસ અગાઉ પોતાના જૂથના જે તે પુસ્તકાલય-વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયનાં પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનું બજેટ તમામ મંત્રી ભાઈઓએ એકઠા થઈને, આજ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતા આવવાનું દરેકને ખાસ સૂચવવું

આ સભામાં નીચેના કામો કરવાની ભલામણ છે

૧ જૂથમાંના દરેક પુસ્તકાલયે પોતાનું વાર્ષિક નિવેદન પોતાના પત્રકો ઉપરથી તૈયાર કરવું.

૨ સને ૧૯૪૦ના જુલાઈ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની સૂચના નં ૫૦/૩૯ ૪૦ માં જણાવ્યા પ્રમાણે (સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના) દરેકે પોતાના પુસ્તકાલયનાં બજેટ બનાવવાં.

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી. અને મહાલ પુ મંડળને તે નામોની ખબર આપવી

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરવા તથા (૨) મહાલ અને રાજ્ય પુ મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવા લેવડાવવા તથા (૩) ગામેગામ વાચક મંડળો સ્થાપવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા

આ સભાના અહેવાલની એકેક નકલ, સભામાં હાજર રહેલા મંત્રી ભાઈઓનાં નામ-ઠામ સાથેની મહાલ, પ્રાંત અને રાજ્ય પુ મંડળોને દરેક તરફ સભા ભરાઈ ગયા પછી લિ ૮માં દરેક જૂથ મંડળના મંત્રીએ અચૂક મોકલી આપવી

તા ક.—કોઈ કારણે ઉપર જણાવેલી તારીખે સભા બોલાવી ન શકાય તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી જ

વસો　　　　　　　　　　　　　　　　　　રામભાઈ કા. પટેલ
તા ૧–૭–'૪૮　　　　　　　　મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૬ સને ૪૮-૪૯

### વિષય

મહાલ પુ. મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત.

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં ૧૪/તા ૮-૭-૩૦ થી રાજ્યના દરેક મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા વા ચોથા રવિવારે ભરવાનું ઠર્યું છે તે મુજબ સન '૪૯-૫૦ ના નવા વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૮ ના ત્રીજા રવિવારે તા ૨૧-૮-૪૯ એ પોતપોતાના મહાલના અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમા નીચે જણાવેલાં કામે કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે ને મહાલનાં જૂથ મંડળોએ નવા વર્ષની પોતાની વાર્ષિક સભામાં ચૂટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે તે જૂથમંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ-ગામ આવ્યા હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડિયા અગાઉ સભાની તારીખ, સ્થળ, વખત તથા કરવાના કામોની યાદી સહિત એક આમન્ત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી જે જૂથ મંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ-ગામ આવ્યા ન હોય ત્યા તે જૂથ મંડળના મંત્રી તરફે આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું

આ સભામા દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છે:

૧ મહાલ પુ મંડળના મંત્રીએ રજૂ કરેલાં, પૂરી થયેલી સાલના નિવેદન તથા હિસાબ મંજૂર કરવાં

૨ જૂથ મંડળો તરફથી ચૂંટાઈ આવેલા પ્રતિનિધિઓમાંથી જ એક પ્રમુખ તથા મંત્રીની ચૂંટણી કરવી

૩ પ્રાંત પુ મંડળ માટે કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એક એમ બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી અને તે નામો પ્રાત મંડળ તરફ સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી

૪ નવા વર્ષમા મહાલે કરવા જોગ કામોની વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજ બજેટ મંજૂર કરવું

ટીપ —નવા વર્ષના કાર્યક્રમમાં નાચેના પ્રશ્નો ખાસ વિચારવા.

૧ મહાલ પૂરતી શિક્ષણની પરીક્ષા લેવા બાબત, ૨ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી થયેલી સાલનું નિવેદન ઠરેલી મુદતમાં મોકલી આપે તેવી તજવીજ રાખવા બાબત, ૩ મહાલ માટે માનદ પ્રચારક નીમવા બાબત, ૪ સહકારના ધોરણે અંદાજપત્રો બનાવવાની યોજનાનો પ્રચાર કરવા બાબત, ૫ રાજ્ય પુ મંડળ- તરફથી યોજાતી શિષ્ટવાચનનાં પરીક્ષાનો તથા શિક્ષણવર્ગોનો લાભ લેવા-લેવરાવવ બાબત વગેરે વગેરે

આ સભાના કામકાજના અહેવાલની એકેક નકલ, (સભામા હાજર રહેલા ભાઈઓનાં નામ તથા ગામ સાથેની) મહાલ મંડળના વાર્ષિક નિવેદન સહ, પ્રાંત પુસ્તકાલય મંડળ અને રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

**તા. ક. ઉપર જણાવેલી તારીખે કોરમ (પાંચ પ્રતિનિધિની હાજરીનું) ન થવાના કારણે સભાનું કામ મુલતવી રહે અગર કોઈ કારણસર તે દિવસે સભા જ બોલાવવાનું મોકૂફ રાખવામા આવે તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી જ.**

વગો. રામભાઈ કા. પટેલ

તા ૧-૭-૪૯ મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# શિષ્ટ વાચનની ૨૭ મી પરીક્ષા

## " માણસાઇના દીવા " નુ પરિણામ

ઉપરોક્ત પરીક્ષા, અગાઉ જાહેર થયા પ્રમાણે તા. ૨૪-૪-૪૯ ના દિવસે જે તે સ્થળે લેવાઇ ગયેલી, એને માટે ગુજરાત-કાઠિયાવાડના ૭૮ ગામોનાં ૫૩૨ ઉમેદવારોની અરજીઓ આવેલી અને તેમને પ્રશ્નો મોકલી આપવામાં આવેલા પરંતુ તેમાંથી ફક્ત ૫૧ ગામોનાં ૩૪૧ ઉમેદવારોની જ ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૩૪૧ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનુ જણાઈ આવે છે. પરીક્ષામાં બેઠેનાં ઉમેદવારોની ધધાવાર સખ્યા નીચે પ્રમાણે છે —

૭૮ શિક્ષક, ૨૩૮ વિદ્યાર્થી, ૩ નોકરી, ૫ વેપારી, ૫ ખેડૂત, ૧૨ ઘરકામ જેમા ૬૨ બહેનો છે

ઉત્તરપત્રોની તપાસણી કરતા પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોમાંથી ૨૮૦ ઉત્તીર્ણ થયા છે એટલે પરીક્ષાનુ પરિણામ આ વખતે ૮૨ ટકા આવ્યું કહેવાય ઉત્તીર્ણ થનારામાં ૭૬ શિક્ષકો, ૧૮૩ વિદ્યાર્થીઓ, ૩ નોકરી, ૫ વેપારી, ૪ ખેડૂત, ૯ ઘરકામવાળાં હોઇ તે પૈકી ૪૬ બહેનો છે

અગાઉ જાનેવારી માસમાં પ્રસિદ્ધ કરાયલી સદર પરીક્ષા માટેની જાહેરાતમા જણ વ્યા પ્રમાણે પ્રથમ આવેલા ૨૦ નબરો ઉપરાત * ચિહ્નવાળા ટ્રેનિંગ કોલેજનો લાભ સ્પૂર્યો નહિ પામેલા શિક્ષકો, અગ્રેજી ચાર ધોરણ સુધીના વિદ્યાર્થીઓ, ખેડૂત વ ઈતર ધધાદારી ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનાર ૧૦ જણ તથા ૧૦ બહેનો ગુણાનુક્રમે ૦-૮-૦ નું ઉત્તેજનાર્થ ઇનામ મેળવવાને પાત્ર ઠરે છે કુલ રૂા. ૪૦-૦-૦ નાં ઇનામો ૪૦ જણને આ પરીક્ષા અગે વહેચી અપાશે અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડ ખાતર આ ઇનામો શિરસ્તા મુજબ રોકડમાં જ અદા કરાશે, છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતના પુસ્તક લેવાની હશે, તેઓ પુસ્તક, અલબત્ત, મગાવી શકશે તેથી ઇનામ મેળવવાને ભાગ્યશાળી નીવડેલાઓને વિનતિ કરવામાં આવે છે કે તેમને મળતુ ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે તથા તે કોઈની મારફત રૂબરૂથી તે જેણે તેણે અવશ્ય લખી જણાવવુ. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઓર્ડરથી કે ટપાલ દ્વારા મગાવી લેવુ છે તે ચાલુ માસ આખર લગીમા રવાના કરી દેવાની તજવીજ થશે

અગાઉની પરીક્ષાઓની જેમ આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે તે બદલ એ સર્વેનો અત કરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ વખતની પરીક્ષાનો નોધવાલાયક બનાવ એ છે કે કપડવણજની શ્રી મહાજન લાયબ્રેરીના સંચાલકોએ પોતાને ત્યાં પરીક્ષાનુ ખાસ કેન્દ્ર ઉઘાડીને ૧૭૯ જેટલાં ભાઇબેનોને આ પરીક્ષાનો લાભ લેવાને પ્રેર્યાં છે. આ સંખ્યા બેઠેલાં પરીક્ષાર્થીઓની એકદર સખ્યા અડધ

ઉપરાંત હોય 'અડધામાં રામ અને અડધામાં ગામ' ની કહેવત સાચી ઠેરવનાર નીવડી છે કપડવણજની શ્રી મહાજન લાયબ્રેરીના ઉત્સાહી કાર્યકરો શિષ્ટવાચન પ્રચારની પ્રવૃત્તિમાં દાખવેલા રસ બદલ ધન્યવાદને પાત્ર અવશ્ય ઠરે છે

પરિણામ નીચે મુજબ જાહેર કરવામા આવે છે.—

## પરિણામ

| નંબર | નામ | ઉમર | ગામ | ધંધો અભ્યાસ | ગુણ ૧૦૦ શેરો | માંથી ઈનામ રૂ |
|---|---|---|---|---|---|---|
| ૧ | પ્રહ્લાદરાય અ વ્યાસ | ૨૬ | ધારીસણા | શિ પૂર્વપદ | ૮૨ | ૫ |
| ૨ | ભાઇલાલભાઇ બાવાજીભાઈ પટેલ | ૩૬ | કણુઅટ | શિ મે સિ. | ૭૬ | ૪ |
| ૩ | **પ્રજ્ઞાબેન ચોકસી** | ૧૬ | વડોદરા | કર્વે કોલેજ પ્રથમવર્ષ | ૭૪ | ૩ |
| ૪ | ચંપકલાલ ચંદુલાલ પરીખ | ૧૯ | કપડવણજ | વિ અ. ધો ૭ | ૭૨ | ૨ |
| ૫ | રજનીકાંત હી શાહ | ૧૬ | ,, | ,, | ૭૧ | ૧ |
| ૬ | ચંપકલાલ ભ રાવળ | ૨૭ | પ્રસનપુર મોટા | શિ પૂ. પ | ૬૬ | ૧ |
| ૭ | ડાહ્યાલાલ અ. બ્રહ્મભટ્ટ | ૩૨ | નારદીપુર | શિ મે સિ. | ૬૬ | ૧ |
| ૮ | મહીજીભાઇ પુ. પટેલ | ૪૬ | ઈંદ્રાડ | શિ પૂ. પ. | ૬૬ | ૧ |
| ૯ | અંબારામ નાથાભાઈ શર્મા | ૪૩ | રૂપપુર | શિ ઉ પ. | ૬૬ | ૧ |
| ૧૦ | ચુનીલાલ છબાભાઇ બારોટ | ૪૬ | શેરથા | શિ. ઉ પ | ૬૫ | ૧ |
| ૧૧ | જમનાશંકર પુંજારામ ભટ્ટ | ૨૧ | કપડવણજ | વિ મેટ્રિક | ૬૫ | ૧ |
| ૧૨ | બબાભાઇ સો. પટેલ | | અમદાવાદ | વિ. ઇન્ટર | ૬૪ | ૧ |
| ૧૩ | ઠા મગનજી હાથીજી ડાભી | ૩૫ | એરવા | શિ મેટ્રિક | ૬૪ | ૧) |
| ૧૪ | ડાહ્યાભાઇ કેશવલાલ બારોટ | ૪૦ | ધારીસભા | શિ મે. સિ. | ૬૪ | ૧) |
| ૧૫ | સોમાભાઈ દલસુખભાઇ શાહ | ૫૪ | હનીપુર | શિ ઉ પ. | ૬૪ | ૧) |
| ૧૬ | છગનલાલ પ્રહ્લાદજી મેવાડા | ૨૪ | મંડાલી | શિ પૂ પ. | ૬૪ | ૧) |
| ૧૭ | જીવણલાલ ગિ શાહ | ૨૩ | વાઘોડીઆ | વિ. એલ એલ. બી | ૬૪ | ૧) |
| ૧૮ | પ્રાણલાલ ત્રિ શાહ | ૧૯ | ,, | વિ ઇન્ટર | ૬૪ | ૧) |
| ૧૯ | **સુનીતા અંબાલાલ ત્રિવેદી** | ૧૬ | કપડવણજ | વિ અ ૭ | ૬૪ | ૧) |
| ૨૦ | પ્રમુખલાલ ચુનીલાલ પરીખ | ૨૧ | ,, | વેપારી અ. ૬ | ૬૩ | ૧) |
| ૨૧ | ચીમનલાલ લલ્લુરામ જોશી | ૩૪ | ઈસંડ | શિ પૂ. પ | ૬૨ | |
| ૨૨ | બચુભાઇ કેશવલાલ | ૨૬ | પીઠવાજાળ | શિ પૂ પ | ૬૨ | |
| ૨૩ | સુરેન્દ્રકુમાર મનુપ્રસાદ ત્રિવેદી | ૧૭ | કપડવણજ | વિ અં. ૭ | ૬૨ | |
| ૨૪ | મનુભાઇ કુબેરભાઇ વ્યાસ | ૩૬ | કામરોલ | શિ. પૂ. પ. | ૬૨ | |
| ૨૫ | રવિશંકર મગનલાલ ઠાકર | ૨૭ | ગણદેવ | શિ પૂ પ | ૬૧ | |
| ૨૬ | માણેકલાલ કચરાભાઇ જાની | ૨૫ | લીંબોદ્રા | શિ પૂ. પ | ૬૧ | |
| ૨૭ | શાંતિલાલ મંજલાલ શાહ | ૨૫ | કપડવણજ | નોકરી અં. ૬ | ૬૧ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૮ | ગાંધી જયંતકુમાર કાલિદાસ | ૧૭ | કપડવણજ | વિ અં. ૬ | ૬૦ |
| ૨૯ | ત્રિવેદી અરવિંદકુમાર લ | ૧૫ | ,, | વિ અ. ૬ | ૬૦ |
| ૩૦ | વૈદ જગદીશચંદ્ર જીવણલાલ | ૧૬ | ,, | વિ અ ૬ | ૬૦ |
| ૩૧ | પરીખ શરદકુમાર પ્રા | ૧૯ | ,, | વિ ઈ કો | ૬૦ |
| *૩૨ | ફુલવદન કા બ્રહ્મભટ્ટ | ૨૮ | દહેગામ | ગ્રૅસ્રી અ ૪ | ૬૦ ૦॥ ઉ |
| ૩૩ | લક્ષ્મીશંકર છ વ્યાસ | ૩૫ | મુબારકપુર | શિ મે સિ. | ૬૦ |
| *૩૪ | ત્રિવેદી નરોત્તમદાસ બલદેવદાસ | ૧૮ | કેરિયાનાગસ | વિ અ. ૪ | ૬૦ ૦॥ ઉ |
| *૩૫ | બેચરભાઇ વેણીદાસ પટેલ | ૧૮ | રૂપપુર | વિ અં ૪ | ૫૯ ૦॥ ઉ |
| ૩૬ | ભાવસાર પ્રમુખલાલ શંકરલાલ | ૧૭ | કપડવણજ | વિ અ. ૭ | ૫૯ |
| *૩૭ | મનુભાઇ ચતુરભાઇ પટેલ | ૧૩ | આણંદ | વિ અ ૪ | ૫૯ ૦॥ ઉ |
| ૩૮ | મોહ્જીદાન મનુભાઇ ગઢવી | ૨૭ | ખેરવા | શિ પુ ૫ | ૫૮ |
| ૩૯ | ગોવિંદભાઇ ભલુભાઇ ગઢવી | ૨૫ | કનીપુર | શિ (?) | ૫૮ |
| ૪૦ | પચોળી વિઠ્ઠલદાસ માધવલાલ | ૩૨ | ગણેશપુરા (તા વિજાપુર) | શિ મે સિ | ૫૮ |
| *૪૧ | કાંતાબેન મણિલાલ સોની | ૧૯ | કપડવણજ | શિ વ કો | ૫૭ ૦॥ ઉ |
| ૪૨ | પ્રવીણચંદ્ર રમણલાલ શાહ | ૧૬ | કપડવણજ | વિ અં ૭ | ૫૭ |
| ૪૩ | પૂંજાભાઇ હાથીભાઇ પટેલ | ૧૮ | આણંદ | વિ અ. ૬ | ૫૭ |
| ૪૪ | શાંતિલાલ ચુનીલાલ શાહ | ૧૫ | કપડવણજ | વિ. અ ૬ | ૫૭ |
| *૪૫ | ઇન્દુમતી નગીનભાઇ પટેલ | ૧૬ | ,, | વિ અં. ૬ | ૫૭ ૦॥ ઉ |
| ૪૬ | રમણલાલ દલસુખરામ જોશી | ૨૬ | ધસડ | શિ પૂ ૫ | ૫૭ |
| ૪૭ | શાંતિલાલ પુ પંડ્યા | ૧૮ | આણંદ | વિ અં ૭ | ૫૬ |
| ૪૮ | નરોત્તમદાસ ગોકળદાસ પટેલ | ૧૮ | જીતોડા | વિ મેટ્રિક | ૫૬ |
| *૪૯ | જેઠાલાલ ગિરજાશંકર રાવળ | ૨૨ | ધનિયોલ | શિ ગુ ૭ | ૫૬ ૦॥ ઉ |
| ૫૦ | ગૌરીશંકર ત્રિ ત્રિપાઠી | ૨૩ | ધાનજ | શિ પૂ ૫ | ૫૬ |
| ૫૧ | કૃષ્ણદાસ મગનલાલ શાહ | | કપડવણજ | વિ અં ૭ | ૫૬ |
| ૫૨ | કૃષ્ણકુમાર નટવરલાલ શુકલ | ૧૫ | ,, | વિ અં ૭ | ૫૫ |
| ૫૩ | મોદી અમૃતલાલ રેવાચંદ | ૧૬ | ,, | વિ અ ૫ | ૫૫ |
| *૫૪ | ગોરધનભાઈ સો મોદી | ૨૧ | ધમાસણા | શિ ગુ ૬ | ૫૫ ૦॥ ઉ. |
| ૫૫ | દલસુખરામ રણછોડભાઇ | ૪૯ | ધસડ | શિ સિ | ૫૪ |
| ૫૬ | ભાઇલાલ ગોવિંદભાઇ પટેલ | ૧૬ | અમદાવાદ | વિ અ ૭ | ૫૪ |
| ૫૭ | મણિલાલ ચિમનલાલ ભાવસાર | ૩૭ | લીંબોદ્રા | શિ મે સિ. | ૫૪ |
| *૫૮ | નિર્મળા કેશવલાલ ત્રિવેદી | ૨૨ | કપડવણજ | શિ વ કો | ૫૫ ૦॥ ઉ. |
| *૫૯ | સાવિત્રીબેન કે ત્રિવેદી | ૨૩ | ,, | ,, | ૫૪ ૦॥ ઉ |
| ૬૦ | નગીનદાસ સો શાહ | ૧૮ | ,, | વિ અ ૭ | ૫૪ |
| ૬૧ | પા. કરસનભાઇ માધવલાલ | ૧૬ | ખેરવા | વિ. અં. ૫ | ૫૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| *૬૨ | અંબાલાલ વિઠ્ઠલભાઇ શાહ | ૧૯ | ધાગીસણા | વેપાર ગુ ૭ | ૫૪ ાા ઉ |
| ૬૩ | રમણલાલ નાનાલાલ સેવક | ૧૮ | કપડવણજ | વિ અં ૭ | ૫૩ |
| *૬૪ | ઉષાબેન ચંદુલાલ ત્રિવેદી | ૧૫ | ,, | ,, પો. ૬ | ૫૩ ાા ઉ |
| *૬૫ | સવિતાબેન જયગૌરીશંકર ત્રિવેદી | ૩૭ | ,, | ઘરકામ ટ્રેઇન્ડ | ૫૩ ાા ઉ |
| *૬૬ | નર્મદાબેન આત્મારામ પટેલ | ૨૨ | છત્રાલ | શિ. પૂ. ૫ | ૫૩ ાા ઉ. |
| ૬૭ | નાનુભાઇ પ્ર પટેલ | ૧૮ | શેરથા | વિ. અં ૭ | ૫૩ |
| ૬૮ | રમાકાન્ત વાડીલાલ શાહ | ૧૬ | કપડવણજ | વિ અ ૬ | ૫૨ |
| ૬૯ | પરીખ જ્યોતિન્દ્ર કસ્તુરલાલ | ૧૫ | ,, | વિ અં ૬ | ૫૨ |
| ૭૦ | ગાંધી સૂર્યકાંત ગોકુળદાસ | ૧૬ | ,, | ,, | ૫૨ |
| *૭૧ | ઇંદિરા હરિલાલ ત્રિવેદી | ૧૫ | કપડવણજ | વિ અ ૬ | ૫૨ ાા ઉ. |
| ૭૨ | પુરૂષોત્તમ રામદાસ પટેલ | ૩૮ | પાનસર | શિ ગુ. પ્રિ. | ૫૨ |
| ૭૩ | જગદીશચંદ્ર મિઠુભાઇ દેસાઈ | ૧૬ | કપડવણજ | વિ અં. ૭ | ૫૨ |
| *૭૪ | ગુલાબસિંહ ભાણુભાઇ મકવા | ૨૨ | કનીપુર | શિ ગુ ૭ | ૫૨ ાા ઉ. |
| *૭૫ | ધર્મીભાઈ બેચરદાસ પટેલ | ૧૮ | રૂપપુર | વિ. અ ૪ | ૫૨ ાા ઉ. |
| *૭૬ | અમથીબેન છગનલાલ પંચાલ | ૪૨ | શેરથા | શિ. ઉ ૫ | ૫૨ ાા ઉ. |
| ૭૭ | પા ચુનીભાઇ આશાભાઇ | ૧૮ | આણંદ | વિ. અં. ૬ | ૫૨ |
| ૭૮ | પ્રજાપતિ સોમાભાઈ શનાભાઇ | ૧૬ | કપડવણજ | વિ અં ૬ | ૫૨ |
| *૭૯ | સુમનબેન મો. શાહ | ૧૬ | કનીપુર | ઘરકામ ગુ ૭ | ૫૨ ાા ઉ. |
| ૮૦ | શાહ બાબુલાલ અંબાલાલ | ૧૬ | કપડવણજ | વિ અ ૬ | ૫૧ |
| ૮૧ | કાછીઆ પુનમચંદ શંકરલાલ | ૧૮ | ,, | વિ. અ. ૭ | ૫૧ |
| ૮૨ | સુરેન્દ્ર કાંતિલાલ પરીખ | ૧૬ | ,, | ,, | ૫૧ |
| ૮૩ | હરિબાળા શ. શાહ | ૧૫ | ,, | વિ અ. ૬ | ૫૧ |
| ૮૪ | ગાંધી ગુણવંતરાય નગીનદાસ | ૧૭ | ,, | વિ. અં ૭ | ૫૧ |
| *૮૫ | ત્રિવેદી પદ્માકર મણિલાલ | ૧૩ | ,, | વિ અ. ૪ | ૫૧ ાા ઉ. |
| ૮૬ | અબ્દુલહુસેન નજમુદીન બાકીર | | ,, | વિ અં ૬ | ૫૦ |
| ૮૭ | કુંજબિહારી નવનીતલાલ પરીખ | | ,, | વિ અં. ૭ | ૫૦ |
| ૮૮ | મહમદખાન કેસરખાન પઠાણ | | કસોલ | શિ પૂ ૫ | ૫૦ |
| ૮૯ | સોમાભાઈ નરસિંહભાઇ રાવળ | ૪૩ | તેગવા | શિ પૂ. ૫. | ૫૦ |
| ૯૦ | સોમાભાઇ મથુરભાઈ પટેલ | ૨૩ | તેગવા | ખેતી | ૫૦ |
| ૯૧ | રતનલાલ દલસુખરામ ભટ્ટ | | વાઘોડિયા | ? | ૫૦ |
| ૯૨ | સુથાર સોમાભાઇ ઇશ્વરભાઇ | ૨૪ | જીતોડા | શિ ગુ ૬ | ૫૦ |
| ૯૩ | પારેખ રવિન્દ્રકુમાર શંકરલાલ | ૧૭ | કપડવણજ | વિ અ ૭ | ૪૯ |
| ૯૪ | સુશીલાબેન ધીરજલાલ પુરાણી | ૩૮ | કપડવણજ | ઘરકામ ગુ. ૬ | ૪૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૫ | હરેન્દ્રકુમાર ચંદુલાલ શાહ | | કપડવંજ | વિ. અ ૭ | ૪૯ |
| ૯૬ | તનુમતી કૃષ્ણરામ ઠાકર | ૨૨ | ધસનપુર મોટા | શિ પૂ ૫. | ૪૯ |
| ૯૭ | બહેચરભાઇ મગનદાસ પટેલ | ૪૨ | વાગોસણુ | શિ ઉ ૫ | ૪૯ |
| ૯૮ | મથાભાઇ હરિભાઇ સોનકી | ૩૨ | ખેત્રા | શિ પૂ ૫ | ૪૯ |
| ૯૯ | લીલા શશિકાંત ગૃહકિયા | ૨૫ | કપડવણજ | ધરકામ વ કા | ૪૯ |
| ૧૦૦ | હરિશ્ચંદ્ર વાડીલાલ દેસાઇ | ૨૦ | કપડવણજ | વિ અ ૭ | ૪૯ |
| ૧૦૧ | હિરણ્યપ્રભાબેન શ્રીગજલાલ દેસાઇ | ૧૬ | કપડવણજ | વિ ઠવેં મે | ૪૮ |
| ૧૦૨ | નવનીતલાલ એ. શાહ | ૧૧ | ,, | વિ અ ૫ | ૪૮ |
| ૧૦૩ | શાહ પ્રવીણચંદ્ર નગીનદાસ | ૧૩ | ,, | વિ અં ૪ | ૪૮ |
| ૧૦૪ | માણેકલાલ મણિલાલ દોશી | ૧૫ | ,, | વિ અ ૬ | ૪૮ |
| ૧૦૫ | પટેલ છુધાભાઇ પરસોત્તમદાસ | ૧૯ | ,, | વિ અ. ૬ | ૪૮ |
| ૧૦૬ | વિજયાબેન વજેશંકર દવે | ૨૦ | વડોદરા | ધરકામ ગુ ૭ | ૪૮ |
| ૧૦૭ | રણછોડલાલ હરિભાઇ પટેલ | ૨૪ | ખાવડ | શિ. પૂ. ૫ | ૪૮ |
| ૧૦૮ | તાજમહમદ અલીમહમદ સિંધી | ૨૨ | ધારીસણા | શિ. ગુ. ૭ | ૪૮ |
| ૧૦૯ | હીરાબેન આત્મારામ | ૧૮ | ઉત્રાલ | શિ પૂ. ૫ | ૪૮ |
| ૧૧૦ | ગિરધરલાલ ઝીણાભાઇ | ૪૫ | ગણેશપુરા | શિ પૂ ૫ | ૪૮ |
| ૧૧૧ | શ્રીદેવી નટવરલાલ પંડિત | ૨૦ | નારદીપુર | ધરકામ ગુ ૫ | ૪૮ |
| ૧૧૨ | રણછોડભાઈ મોહનદાસ પટેલ | ૨૫ | ધાનજ | શિ પૂ ૫ | ૪૮ |
| ૧૧૩ | શાહ કનૈયાલાલ વ્રજલાલ | ૧૮ | વાઘોડિયા | વિ. ઈ સા | ૪૭ |
| ૧૧૪ | હર્ષદરાય મંગળદાસ દોશી | ૧૭ | કપડવણજ | વિ અ. ૭ | ૪૭ |
| ૧૧૫ | સુધા અંબાલાલ ત્રિવેદી | ૧૨ | ,, | વિ અં ૪ | ૪૭ |
| ૧૧૬ | અરુણકુમાર શાંતિલાલ | | ,, | વિ અ ૬ | ૪૭ |
| ૧૧૭ | ઇન્દુમતી કુંજબિહારી શાહ | ૪૧ | ,, | ધરકામ ગુ ૬ | ૪૭ |
| ૧૧૮ | અરુણકુમાર કસ્તુરલાલ દોશી | ૧૬ | ,, | વિ અ. ૭ | ૪૭ |
| ૧૧૯ | શાહ હર્ષદરાય રમણલાલ | ૧૭ | ,, | વિ. અ ૬ | ૪૭ |
| ૧૨૦ | રમણલાલ લલ્લુભાઇ શાહ | ૧૭ | ,, | વિ અ. ૭ | ૪૭ |
| ૧૨૧ | શાહ ચંદુલાલ રામચંદદાસ | ૧૫ | ,, | વિ અ ૬ | ૪૭ |
| ૧૨૨ | ધનવંતરાય શંકરલાલ વાળંદ | ૧૯ | ,, | વિ અ ૭ | ૪૭ |
| ૧૨૩ | ડાહ્યાભાઇ ગોવિંદભાઇ વાળંદ | ૨૦ | ,, | વિ અ ૭ | ૪૭ |
| ૧૨૪ | શારદાબેન શાંતિલાલ કંસારા | ૧૯ | ,, | વિ ગુ ૭ | ૪૬ |
| ૧૨૫ | સુવર્ણા ગુણવંતરાય ભટ્ટ | ૧૫ | ,, | વિ અ. ૬ | ૪૬ |
| ૧૨૬ | ભુપેન્દ્ર કાંતિલાલ ત્રિવેદી | ૧૫ | ,, | વિ અ. ૬ | ૪૬ |
| ૧૨૭ | પરીખ બિપિનચંદ્ર મફતલાલ | ૧૫ | ,, | વિ અ ૬ | ૪૬ |
| ૧૨૮ | શંકરલાલ પુસાભાઇ જાધવ | ૨૭ | ડભોલ | વિ પૂં ૫ | ૪૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૯ | મથુરભાઇ ઝવેરભાઇ પટેલ | ૫૨ | કણઝટ | શિ મ ૫. | ૪૬ |
| ૧૩૦ | કેશવલાલ સાકળચંદ વાળંદ | ૨૬ | કનીપુર | શિ. પૂ. ૫ | ૪૬ |
| ૧૩૧ | વીરાભાઇ જેઠાભાઇ ગુર્જર | ૪૪ | હાલીસા | શિ. (?) | ૪૬ |
| ૧૩૨ | પટેલ મણિલાલ આશાભાઈ | ૧૬ | અમદાવાદ | વિ. અ. ૬ | ૪૬ |
| ૧૩૩ | પેસી સાગર | ૨૦ | ગણદેવી | વિ જુ. બી એસસી. | ૪૬ |
| ૧૩૪ | ગાંધી નવનીતલાલ ઓ | ૧૭ | કપડવણજ | વિ અં ૭ | ૪૫ |
| ૧૩૫ | વિનોદચંદ્ર શાં દાણી | ૧૬ | " | વિ અં. ૬ | ૪૫ |
| ૧૩૬ | હરેન્દ્રકુમાર રાજેન્દ્રલાલ વકીલ | ૧૫ | " | વિ. અં. ૭ | ૪૫ |
| ૧૩૭ | ત્રિવેદી સરલાદેવી મૂળજીભાઇ | ૧૪ | " | વિ. અં. ૬ | ૪૫ |
| ૧૩૮ | કપિલાબેન મ. મહેતા | ૨૮ | " | શિ પૂ. ૫. | ૪૫ |
| ૧૩૯ | શાહ ચંદ્રકાંત સોમાભાઇ | ૨૦ | કનીપુર | વેપાર | ૪૫ |
| ૧૪૦ | શાહ ધીરજલાલ અમૃતલાલ | ૧૫ | આણંદ | વિ અ. ૬ | ૪૫ |
| ૧૪૧ | ઈશ્વરભાઇ અં પટેલ | ૧૭ | આણંદ | વિ અ ૭ | ૪૫ |
| ૧૪૨ | દશરથલાલ મિ દવે | ૨૫ | જીતોડા | શિ પૂ ૫ | ૪૫ |
| ૧૪૩ | સોની હરિવદન કાંતિલાલ | ૧૫ | કપડવણજ | વિ અ ૬ | ૪૪ |
| ૧૪૪ | રમેશચંદ્ર મગનભાઇ ત્રિવેદી | ૧૫ | કપડવણજ | વિ અં ૭ | ૪૪ |
| ૧૪૫ | શાહ વ્રજબિહારી પુંજાલાલ | ૧૭ | કપડવણજ | વિ અ ૭ | ૪૪ |
| ૧૪૬ | જયંતિલાલ ચુ. પરીખ | ૧૮ | કપડવણજ | વિ અ ૭ | ૪૪ |
| ૧૪૭ | શાહ જયંતિલાલ મણિલાલ | ૧૬ | કપડવણજ | વિ અ. ૬ | ૪૪ |
| ૧૪૮ | ગુલામઅબ્બાસઅલી મોહમદ | ૧૫ | કપડવણજ | વિ અ. ૭ | ૪૪ |
| ૧૪૯ | મનસુખરામ પીતાંબર ગવળ | ૫૮ | હસનપોર મોટા | શિ પ્ર ૫. | ૪૪ |
| ૧૫૦ | પા વહેરીભાઈ લલ્લુભાઇ | ૧૮ | આણંદ | વિ અં. ૭ | ૪૪ |
| ૧૫૧ | ઠાકોર દશરથલાલ લલ્લુરામ | ૨૨ | ધારીસણા | શિ ગુ ૭ | ૪૪ |
| ૧૫૨ | પટેલ ગવજીભાઇ સોમાભાઇ | ૧૬ | કપડવણજ | વિ. અં ૬ | ૪૩ |
| ૧૫૩ | કલાવતી ચ. પરીખ | ૧૭ | કપડવણજ | વિ અં. ૬ | ૪૩ |
| ૧૫૪ | શિવાભાઇ મોહનલાલ કડીઆ | ૧૭ | ખેરવા | વિ. અ. ૫ | ૪૩ |
| ૧૫૫ | કીર્તિકુમાર રમણલાલ શાહ | | કપડવણજ | વિ. અં. ૬ | ૪૩ |
| ૧૫૬ | ઓચ્છવલાલ શો શાહ | ૮ | કપડવણજ | વિ અં ૬ | ૪૩ |
| ૧૫૭ | મહેતા ચંદ્રવદન ગોકળદાસ | ૧૮ | વાઘોડીઆ | વિ. અં. ૭ | ૪૩ |
| ૧૫૮ | સોમાભાઇ રણછોડદાસ | ૨૧ | રણાસણ | શિ. ગુ ૭ | ૪૩ |
| ૧૫૯ | શંકરલાલ મોહનલાલ પટેલ | ૩૬ | શેગ્યા | શિ પૂ. ૫. | ૪૩ |
| ૧૬૦ | મોહનલાલ હી પરમાર | ૪૭ | મછીપુરા | શિ. પૂ. ૫. | ૪૨ |
| ૧૬૧ | શાહ દ્વારકાદાસ શંકરલાલ | ૪૭ | કપડવણજ | વિ. અં. ૭ | ૪૨ |
| ૧૬૨ | મધુસૂદન કૃષ્ણારામ દવે | ૧૭ | આણંદ | વિ. અં ૬ | ૪૨ |
| ૧૬૩ | શાહ જીવણલાલ ચી | ૧૬ | કપડવણજ | વિ. અ. ૬ | ૪૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬૪ | શાહ બુદ્ધિસાગર છગનલાલ | ૧૬ | કપડવણુજ | વિ. અ. ૬ | ૪૨ |
| ૧૬૫ | ભીખાભાઇ દે રાવળ | ૧૮ | હાલીસા | વિ ગુ ૭ | ૪૨ |
| ૧૬૬ | બાબુલાલ ઇશ્વરલાલ શુક્લ | ૧૨ | રણાસણ | વિ ગુ. ૬ | ૪૨ |
| ૧૬૭ | શાંતિલાલ ચતુરભાઇ પટેલ | ૧૮ | કપડવણુજ | વિ અ. ૭ | ૪૨ |
| ૧૬૮ | ભટ્ટ ચંદ્રકાન્ત બુધેશ્વર | ૧૬ | ,, | વિ. અ. ૬ | ૪૨ |
| ૧૬૯ | વિપિનચંદ્ર નગીનદાસ કાપડીઆ | ૧૫ | ,, | વિ. અ ૬ | ૪૨ |
| ૧૭૦ | રાજગાંધી લક્ષ્મીકાંત ચી. | ૧૭ | ,, | વિ અ. ૭ | ૪૧ |
| ૧૭૧ | રસિકલાલ શંકરલાલ શાહ | ૧૭ | ,, | વિ અ. ૫ | ૪૧ |
| ૧૭૨ | વૈદ્ય નિરંજન નળવંતરાય | ૧૬ | ,, | વિ. અ ૭ | ૪૦ |
| ૧૭૩ | ઇન્દુમતી જેઠાલાલ દાણી | ૨૫ | ,, | શિ (?) | ૪૦ |
| ૧૭૪ | શાંતિકુમાર રતનલાલ દેસાઇ | | ,, | વિ (?) | ૪૦ |
| ૧૭૫ | ગોકળભાઇ છો પટેલ | ૧૫ | આણંદ | વિ અ ૬ | ૪૦ |
| ૧૭૬ | ચીમનભાઇ મોતીભાઇ સુથાર | ૧૯ | આણંદ | વિ અ. ૬ | ૪૦ |
| ૧૭૭ | દાણી લક્ષ્મીકાંત ચીમનલાલ | ૧૫ | કપડવણુજ | વિ અં ૬ | ૪૦ |
| ૧૭૮ | પટેલ શાંતિલાલ નાનુભાઇ | ૧૫ | ,, | વિ અ ૬ | ૪ |
| ૧૭૯ | ડાહ્યાલાલ હી પટેલ | ૩૭ | સઇજ | શિ (?) | ૪૦ |
| ૧૮૦ | નાગરભાઇ મથાભાઇ સોલંકી | | બેરવા | વિ અ ૭ | ૪૦ |
| ૧૮૧ | રજનીકાંત ધૂળાભાઇ પટેલ | | આણંદ | વિ અ ૭ | ૪૦ |
| ૧૮૨ | ગોસાંઇ ઝવેરભારથી નારણભારથી | ૩૩ | ભલિયારા | ખેતી ગુ ૫ | ૪૦ |
| ૧૮૩ | ત્રિવેદી લાલશંકર અંબાલાલ | ૧૬ | અમદાવાદ | વિ અ. ૫ | ૪૦ |
| ૧૮૪ | દરજી રસિકલાલ માણેકલાલ | ૧૬ | કપડવણુજ | વિ અ ૫ | ૩૯ |
| ૧૮૫ | ગાંધી અરવિંદલાલ રમણલાલ | ૧૬ | ,, | વિ અ ૬ | ૩૯ |
| ૧૮૬ | શાહ રમણલાલ ભોગીલાલ | ૧૫ | ,, | વિ. અ ૬ | ૩૯ |
| ૧૮૭ | રમેશચંદ્ર કુંજબિહારી શાહ | ૧૫ | ,, | વિ. અ ૬ | ૩૯ |
| ૧૮૮ | જોગેન્દ્રકુમાર પ્રા. પરીખ | ૧૩ | ,, | વિ અ - ૪ | ૩૯ |
| ૧૮૯ | શાંતિલાલ શિવલાલ તલાટી | ૧૭ | ,, | વિ અં. ૭ | ૩૯ |
| ૧૯૦ | નવનીતલાલ મણિલાલ શાહ | ૧૬ | ,, | વિ અં ૭ | ૩૯ |
| ૧૯૧ | શાહ રતિલાલ હિંમતલાલ | | ધારીસણા | વેપારી અ ૫ | ૩૯ |
| ૧૯૨ | નટવરલાલ મગનલાલ પટેલ | ૧૫ | આણંદ | વિ અ ૫ | ૩૯ |
| ૧૯૩ | પટેલ શાંતિલાલ ડાહ્યાભાઇ | ૧૬ | અમદાવાદ | વિ અ. ૫ | ૩૯ |
| ૧૯૪ | ગજ્જર રામાગમ હરિરામ | ૨૫ | જીતોડા | શિ પુ. ૫ | ૩૯ |
| ૧૯૫ | દેવીબેન હરિલાલ ગોર | ૧૬ | કપડવણુજ | વિ અ. ૬ | ૩૮ |
| ૧૯૬ | જયંતિલાલ જગજીવનદાસ શાહ | ૩૦ | કપડવણુજ | શિ ૧. ૬૧ | ૩૮ |
| ૧૯૭ | હરિસિંગ કરસનદાસ ગઢવી | ૧૩ | દેવરાસણ | વિ ગુ ૪ | ૩૮ |
| ૧૯૮ | શાંતિલાલ મણિલાલ પંડ્યા | ૪૨ | દેવરાસણ | શિ પુ. ૫. | ૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩૪ | શંકરભાઇ દુલાભાઇ પરમાર | ૩૯ | કોટ બી. | શિ. પૂ. ૫ | ૩૩ |
| ૨૩૫ | વિનુભાઇ ભીખાભાઇ પટેલ | ૧૪ | આણંદ. | વિ અં. ૫ | ૩૩ |
| ૨૩૬ | ઇન્દુમતી અ. શાહ | ૧૯ | કપડવણજ | શિ વ ફા. | ૩૩ |
| ૨૩૭ | સુવર્ણા અંબાલાલ ત્રિવેદી | ૧૪ | ,, | વિ અ. ૬ | ૩૩ |
| ૨૩૮ | અમીન જીતેન્દ્ર રતિભાઇ | ૧૩ | અમદાવાદ | વિ શ્રે ૭ | ૩૧+૨ |
| ૨૩૯ | શાવજીભાઇ સુ. પટેલ | ૧૪ | ,, | વિ અ. ૫ | ૩૧+૨ |
| ૨૪૦ | જયંતિલાલ પીતાંમ્બરદાસ શાહ | ૧૬ | તેગવા | ખેતી અં ૩ | ૩૧+૨ |
| ૨૪૧ | વિનુભાઇ નથુભાઈ પટેલ | ૧૪ | આણંદ | વિ અં ૩ | ૩૧+૨ |
| ૨૪૨ | દવે સુરજપ્રસાદ દેવપ્રસાદ | ૧૨ | આણંદ | વિ અ ૩ | ૩૧+૨ |
| ૨૪૩ | શાહ ઇન્દુમતી કંચનલાલ | ૧૪ | કપડવણજ | વિ અ ૩ | ૩૧+૨ |
| ૨૪૪ | સરસ્વતીબેન દ્વારકાદાસ ઠક્કર | ૧૩ | કનીપુર | વિ. ગુ ૬ | ૩૧+૦ |
| ૨૪૫ | શાહ છોટાલાલ દામોદરદાસ | ૧૮ | કપડવણજ | વિ અ ૭ | ૩૧+૨ |
| ૨૪૬ | મહેન્દ્રપ્રસાદ મનસુખરામ રાવળ | ૧૫ | ઇશ્રિનપુર મોટા | વિ ગુ ૭ | ૩૧+૨ |
| ૨૪૭ | સોમચંદ મગનલાલ ઠક્કર | ૩૯ | ભાવડા | શિ પૂ ૫. | ૩૧+૨ |
| ૨૪૮ | સોની સુરેશચંદ્ર રમણલાલ | ૧૪ | કપડવણજ | વિ અ ૪ | ૩૧+૨ |
| ૨૪૯ | નારાયણભાઇ ભગવાનદાસ | ૩૬ | ખેરવા | શિ પૂ. ૫ | ૩૦+૩ |
| ૨૫૦ | સવિતાબેન આત્મારામ નાયક | ૧૨ | ખેરવા | વિ ગુ ૬ | ૩૦+૩ |
| ૨૫૧ | રાઇબેન રામાભાઇ પટેલ | ૧૬ | ખેરવા | ,, | ૩૦+૩ |
| ૨૫૨ | ભાવસાર રતિલાલ પાનાચંદ | ૧૬ | કપડવણજ | વિ અ. ૪ | ૩૦+૩ |
| ૨૫૩ | જસવંતલાલ અંબાલાલ સોની | ૧૬ | ,, | વિ. અ. ૬ | ૩૦+૩ |
| ૨૫૪ | બબાભાઈ મોહનદાસ પટેલ | ૨૮ | જીતોડા | વેપાર અં | ૪ ૨૯+૪ |
| ૨૫૫ | રામજીભાઈ લીલાભાઈ રાયકા | ૨૨ | પાનસર | શિ. ગુ. ૭ | ૨૯+૪ |
| ૨૫૬ | પા. રતિલાલ કાશીભાઈ | ૧૬ | કપડવણજ | વિ અ ૬ | ૨૯+૪ |
| ૨૫૭ | મોહનભાઇ જેઠાભાઈ ચાધરી | ૨૧ | ,, | શિ વ ફા. | ૨૯+૪ |
| ૨૫૮ | ગોવિંદભાઇ વસ્તાભાઇ ચમાર | ૧૪ | ખેરવા | વિ. અં ૩ | ૨૯+૪ |
| ૨૫૯ | કનૈયાલાલ ચંદુલાલ પરીખ | ૧૫ | કપડવણજ | વિ. અ. ૫ | ૨૯+૪ |
| ૨૬૦ | દેસાઇ કુંજબિહારી ચીમનલાલ | ૧૫ | ,, | વિ. અ. ૪ | ૨૯+૪ |
| ૨૬૧ | ભાનુચંદ્ર મણિલાલ | ૧૭ | આણંદ | વિ ગુ ૭ | ૨૯+૪ |
| ૨૬૨ | રામસિંહ સામંતસિંહ ખેડાણા | ૧૮ | આણંદ | વિ અં. ૫ | ૨૯+૪ |
| ૨૬૩ | સોની બળવંતરાય કાંતિલાલ | ૧૬ | કપડવણજ | વિ. અં ૪ | ૨૯+૪ |
| ૨૬૪ | પ્રવીણચંદ્ર હસમુખરામ શાહ | ૧૫ | ” | વિ અ. ૫ | ૨૮+૫ |
| ૨૬૫ | પરમાર માણેકલાલ વલ્લભદાસ | ૧૪ | ” | વિ અ. ૪ | ૨૮+૫ |
| ૨૬૬ | પટેલ શાંતિલાલ ડાહ્યાભાઇ | ૧૮ | ” | વિ અ ૬ | ૨૮+૫ |
| ૨૬૭ | પાઠક રમેશચંદ્ર ગણપતરાવ | ૧૮ | ” | વિ અં ૭ | ૨૮+૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૬૮ | ત્રિવેદી અન્નપૂર્ણા ચંદુલાલ | ૧૫ | કેપડવણુજ | વિ. અં. ૪ | ૨૮+૩ |
| ૨૬૯ | લીલાવતી અ. ભટ્ટ | ૧૮ | ,, | વિ અં. ૭ | ૨૮+૫ |
| ૨૭૦ | ચંદ્રકાંત મણિલાલ શાહ | ૧૭ | ,, | વિ. અ. ૬ | ૨૮+૫ |
| ૨૭૧ | મધુકાન્તા સોમેશ્વર દેસાઇ | ૩૩ | ,, | શિ વ. ફા | ૨૮+૫ |
| ૨૭૨ | ચંદ્રિકા મનુપ્રસાદ ત્રિવેદી | ૧૬ | ,, | વિ. અ. ૫. | ૨૮+૫ |
| ૨૭૩ | કમળાબેન અંબાલાલ | ૩૪ | દહેગામ | શિ પૂ. ૫. | ૨૮+૫ |
| ૨૭૪ | નિર્મલાબેન સોમાભાઇ | | કનીપુર | વિ ગુ. ૭ | ૨૮+૫ |
| ૨૭૫ | ગોવિંદભાઇ મનોરભાઇ પટેલ | ૧૪ | કનીપુર | વિ. ગુ ૭ | ૨૮+૫ |
| ૨૭૬ | ઇશ્વરભાઇ મંગળભાઇ વાળંદ | ૧૫ | કનીપુર | વિ. ધો. ૭ | ૨૮+૫ |
| ૨૭૭ | ગઢવી ભેરવદાન ખેતદાન | ૧૪ | દેવરાસણ | વિ. ગુ ૪ | ૨૮+૫ |
| ૨૭૮ | ધન્દ્રવદન રણછોડભાઈ મીસ્ત્રી | ૧૨ | આણંદ | વિ. અં. ૩ | ૨૮+૫ |
| ૨૭૯ | પ્રભાકર બેચરભાઇ પટેલ | | ,, | વિ. અં. ૩ | ૨૮+૫ |
| ૨૮૦ | નેમાભાઇ ઉગરાભાઇ પટેલ | ૧૮ | રૂપપુર | વિ. અ. ૪ | ૨૮+૫ |
| ૨૮૧ | શાહ બાબુભાઈ માણેકલાલ | ૧૭ | કપડવણુજ | વિ. અં. ૩ | ૨૭ |
| ૨૮૨ | શાહ રતિલાલ ભીખાલાલ | ૧૬ | ,, | વિ અ ૩ | ૨૮ |
| ૨૮૩ | ઉર્મિલાબેન વાડીલાલ દેસાઇ | ૧૬ | ,, | વિ અં. ૫ | ૨૬ |
| ૨૮૪ | અશ્વિનીકુમાર કરુણાશંકર જોશી | ૧૫ | ,, | વિ. અ. ૪ | ૨૬ |
| ૨૮૫ | પુરાણી ચંદ્રવદન લક્ષ્મીપ્રસાદ | | ,, | વિ અ. ૬ | ૨૬ |
| ૨૮૬ | સવિતાબેન. કેશવલાલ ઠક્કર | ૧૨ | કનીપુર | વિ. ગુ ૬ | ૨૬ |
| ૨૮૭ | ભલાભાઇ મોતીભાઇ પટેલ | ૧૪ | અમદાવાદ | વિ અ. ૩ | ૨૬ |
| ૨૮૮ | અબદુલભાઇ ઇસપખાં | ૨૫ | વાઘરમા | શિ. ગુ. ૭ | ૨૬ |
| ૨૮૯ | મંજુબેન ગોવિંદભાઇ પટેલ | | કનીપુર | વિ. ગુ. ૭ | ૨૫ |
| ૨૯૦ | જમજીવન ઇશ્વરલાલ દીક્ષિત | ૪૨ | શેરથા | શિ પૂ ૫. | ૨૫ |
| ૨૯૧ | શાંતાબેન રતનાભાઇ વાળંદ | ૧૪ | કનીપુર | વિ ગુ ૬ | ૨૪ |
| ૨૯૨ | તારામતી કેશવલાલ ત્રિવેદી | ૧૬ | કપડવણુજ | વિ ગુ. ૬ | ૨૪ |
| ૨૯૩ | કાંતિભાઇ લલ્લુભાઇ પટેલ | ૧૩ | આણંદ | વિ. અ ૩ | ૨૪ |
| ૨૯૪ | રણછોડભાઈ મનુભાઇ ગઢવી | ૧૪ | દેવરાસણ | વિ. અ. ૩ | ૨૪ |
| ૨૯૫ | સુરેશચંદ્ર નવનીતલાલ પરીખ | ૧૦ | કપડવણુજ | વિ. ગુ ૫ | ૨૪ |
| ૨૯૬ | શેખ મહંમદભાઇ રસુલભાઈ | ૧૩ | ,, | વિ. ધો ૪ | ૨૪ |
| ૨૯૭ | પરીખ મહેન્દ્રકુમાર ચંદ્રકાંત | | ,, | વિ. અ. ૫ | ૨૩ |
| ૨૯૮ | મણિલાલ મંગળદાસ પટેલ | ૧૮ | ,, | વિ અ. ૬ | ૨૩ |
| ૨૯૯ | શાહ હિંમતલાલ સોમચંદ | ૨૦ | ,, | વિ અ. ૪ | ૨૨ |
| ૩૦૦ | મફતલાલ રતનલાલ દાણી | ૧૫ | ,, | વિ. અં ૭ | ૨૨ |
| ૩૦૧ | શાહ વલ્લભદાસ મગનલાલ | ૧૬ | ,, | વિ. અ. ૭ | ૨૨ |
| ૩૦૨ | ગોર અમૃતલાલ પુંજારામ | ૧૬ | ,, | વિ અં. ૬ | ૨૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩૭ | હશીલાબેન મ. ત્રિવેદી | ૧૬ | કપડવંજ | વિ અ. ૫ | ૪ |
| ૩૩૮ | સુખાજી બુદરજી પરમાર | ૩૦ | કપડવંજ | ખેતી ગુ ૪ | ૩ |
| ૩૩૯ | શાહ ધીરજલાલ શંકરલાલ | ૧૩ | ,, | વિ અં ૪ | ૨ |
| ૩૪૦ | શાહ જયંતિલાલ હીરાલાલ | ૧૬ | ,, | વિ. અ ૬ | ૨ |
| ૩૪૧ | શાહ નગીનદાસ પરસોતમ | ૧૪ | ,, | વિ અં ૪ | ૨ |

અંતમાં, "માણસાઇના દીવા" એ પુસ્તકની રસસામગ્રી ચાખનારાં ભાઇબેનો પોતાનાં ભાઇબંધ દોસ્તદારો તેમજ પાડોશીઓમાં એનો છૂટથી પ્રચાર કરે એમ ખાસ ઇચ્છવામાં આવે છે પુસ્તકાલયોએ તો સ્વ મેઘાણીજીની આ છેલ્લી કૃતિ અને તેય ગુજરાતના મૂક સેવક રવિશંકર મહારાજના આદર્શ જીવનનીમીઠી ઝરમર ધગવતી રસસામગ્રીની કૃતિ પોતાના એકેએક વાચક પાસે વચાવે જ વચાવે તા. ૩૦-૬-૪૯ ના. ન. ચોકસી

સહમંત્રી

વ, ગ પુ મંડળ

# પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૧/૪૯-૫૦.

## ચાણસ્મા મહાલનાં પુસ્તકાલયોને—

ચાણસ્મા મહાલનાં નીચે જણાવેલાં ૪૧ પુસ્તકાલયોને આથી જણાવવામા આવે છે કે ગયા એપ્રિલ માસમાં શિષ્ટવાચનની પરીક્ષા માટે નમૂદ થયેલુ પુસ્તક "આપણા સરદાર"ની ૪૧ પ્રતો અત્રેથી રેલ્વે પાર્સલ દ્વારા ચાણસ્મા મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીને તા ૨૭ ૧-૪૯ ના રોજ મોકલી આપી છે, અને તેમની મારફત જે તે પુસ્તકાલયના મંત્રીને પોતાની નકલ મળી હશે જ

સદર પુસ્તકનો બજેટના પુસ્તકોમાં સમાવેશ કરવાનો હોવાથી અમોએ જે તે પુસ્તકાલયનાં'૪૮-૪૯ ના બજેટનાં પુસ્તકોના બિલમાં તે પુસ્તકનો સમાવેશ કર્યો છે અને એ રીતે પુસ્તકની કિંમત જુદી વસૂલ ન લેતા તેને બજેટમા સમાવી લીધી છે એટલે હવે કોઇએ પુસ્તક ન મળ્યાં બદલની લખાપટ્ટી કરવી નહિ જે પુસ્તકાલયને સદર પુસ્તક ન મળ્યુ હોય તેણે ચાણસ્મા મહાલ પુ મંડળના મંત્રીને લખવુ

લાગતા વળગતા મંત્રીભાઇઓ આ બાબતની નોંધ લે તા ૨૦-૭-૪૯

વા. ના. અમીન

મંત્રી, પુ. સ સ મંડળ લિ

### જે પુસ્તકાલયો માટે પુસ્તક મોકલ્યાં તેની યાદી

૧ સા. પુ અંમાલા, (૨) બોરસમ, (૩) ગોરાદ, (૪) જસલપુર, (૫) જાખાના, (૬) ડીંડવાડા, (૭) પીપળ, (૮) પીંચાલ, (૯) બહુચરાજી, (૧૦) બ્રાહ્મણવાડા, (૧૧) મીઠા ધગવા, (૧૨) મીઠી ધારીયાલ, (૧૩) મેરવાડા, (૧૪) મોટપ, (૧૫) વસાઇ, (૧૬) વેણપુરા, (૧૭) સુણસર, (૧ ) રણાસણ, (૧૯) આદીવાડા, (૨ ) ઇસ્લામપુર, (૨૧) કનોડા, (૨૨) ખાંભેલ, (૨૩) ગોખરવા, (૨૪) જીતોડા, (૨૫) ભાટસર, (૨૬) મોઢેરા, (૨૭) રૂપપુર, (૨૮) લણવા, (૨૯) મણીઆરી, (૩૦) કંબોઇ, (૩૧) દેલમણી, (૩૨) ગાણુ, (૩૩) ચવેલી, (૩૪) છમીછા, (૩૫) દાણોદરડા, (૩૬) પલાસર, (૩૭) ખરીઅક, (૩૮) વાવડી, (૩૯) વીરતા (૪૦) સરસાવ (૪૧) સેંધાવી

# આવતા માસના કાર્યદિશા

(૧) વાર્ષિક નિવેદનો ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં તૈયાર કરી મોકલાવી આપવાં.

(૨) કાયમનિધિ અગર કોઈપણ પ્રકારનું ઇતર ભંડોળ ખાનગી ઇસમ અગર હાથ ઉપર નહિ રાખતાં સરકારે જણાવેલી જગ્યાએ રોકો.

(૩) નવુ અંદાજપત્ર બનાવી ઑગસ્ટ ૧૯૪૯ ની તારીખ ૨૫ સુધીમાં મોકલો. ફોર્મ આ માસિકમાં છાપેલા છે તે કાઢી લ્યો.

(૪) જુલાઈ આખરે તમામ દફતરો વ્યવસ્થિત કરો.

(૫) રોજમેળના પહેલા પાન ઉપર રોકડ સિલક ઉપરાંત સંસ્થાની મૂડી ક્યાં ક્યાં રોકી છે તેની બરાબર નોંધ કરો.

મુ. બહુચરાજી
તા. ૩-૭-૪૯

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ

સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૫ / ૧૯૪૮-૪૯

## વિષય:

સાર્વજનિક પુસ્તકાલયોના ૧૯૪૯-૫૦ ના અંદાજપત્ર બાબત સ્પષ્ટીકરણ

આથી વડોદરા રાજ્યમાં સ્થપાયેલાં મફત સાર્વજનિક પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે —

(૧) સને ૧૯૪૯-૫૦ નું અંદાજપત્ર માહે ૧ ઑગસ્ટ ૧૯૪૯ થી ૩૧ માર્ચ ૧૯૫૦ સુધીનું બનાવવાનું છે કારણ, આવતું વર્ષ માર્ચ આખર સુધીનું ગણવાનું છે

(૨) સરકારમદદ અને પંચાયતમદદ ધવડ પ્રમાણે મળશે

(૩) વર્તમાનપત્રો અને માસિકોનું બાર માસનું લવાજમ ભરી શકાશે, પણ નોકરખર્ચ અને કંટીજન્સી ખર્ચ માત્ર માર્ચ ૧૯૫૦ સુધીનો ગણવાનો છે

(૪) અંદાજપત્ર ઑગસ્ટની તારીખ ૨૫ સુધીમાં ખાતામાં મોકલવા તજવીજ કરવી.

બહુચરાજી
તા. ૩-૭-૪૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ

સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૬/૪૮–૪૯

## વિષય :

### વાર્ષિક નિવેદનો મોકલવા બાબત

સને ૧૯૪૮–૪૯ નાં વાર્ષિક નિવેદનો ગજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો વખતસર મોકલે એ હેતુથી તેનાં ફોર્મ આ અંકના છેવટના ભાગમા જોડેલાં છે, તે કાઢી લઇ તેનો ઉપયોગ કરવો.

આશા છે કે પુસ્તકાલયના મંત્રીઓ આ નિવેદનની એક પ્રત પોતાને ત્યાં રાખી બીજી પ્રત પોતાના જૂથ મારફત અગર જ્યા જૂથની અગવડ હોય ત્યાં પરભાર્યાં ખાતા તરફ તા ૧૫ મી ઑગસ્ટ સુધીમાં બીનચૂક મોકલી આપશે. આ કાયમાં મહાલ મંડળો ઘટતી સૂચનાઓ કાઢી સહકાર આપશે એવી આશા છે

મુ બહુચરાજી
તા ૩–૭–'૪૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ

સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત અંક ૯/૪૮–૪૯

## વિષય :

### પુસ્તકો તથા માસિકોની ભલામણ કરવા બાબત

જ્યાં નાણાની સગવડ હોય ત્યાં નીચેનાં પુસ્તકો તથા સામયિકો પુસ્તકાલયોમા વસાવવા મંત્રીઓને અમારી ભલામણ છે.

| અનુ અંક | નામ | લેખક વા પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| ૧ | યશાથી શમરાજ્ય | ગજાનન મહાદેવ પટવર્ધન–અમરેલી | ૧–૪–૦ |
| ૨ | जडमूलसे क्रान्ति | નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ | ૧–૮–૦ |
| ૩ | जीवनशोधन | " " | ૩–૦–૦ |
| ૪ | ગ્રામ પુનર્રચના | એમ. એમ ત્રિવેદી | ૨–૮–૦ |
| ૫ | Ramanama | નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ | ૧–૦–૦ |
| ૬ | સયાજીવિજય (સાપ્તાહિક) | સયાજીવિજય પ્રેસ–વડોદરા (પોસ્ટેજ સાથે) | ૧૦–૦–૦ |
| ૭ | સયાજીવિજય (દૈનિક) | " " | ૨૫–૦–૦ |

વડોદરા તા. ૧–૭–૪૯

ઉ મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# ભીષ્મ પિતામહ

આખું મહાભારત એ જૂની સંસ્કૃતિના અંત અને નવી સંસ્કૃતિની જન્મવેળાનું મહાકાવ્ય છે. મેં જે જે મહાકાવ્યો વાંચ્યાં છે, તેમાં મહાભારતની તોલે આવે એવો બીજો એક પણ ગ્રંથ નથી. એનું કારણ એ છે કે મહાભારત આપણને ઉપરથી દેખાય છે, તેવી રીતનો માત્ર ઇતિહાસ નથી, પણ સમગ્ર માનવજીવનના અટપટા તાણાવાણાની વાત છે, જેથી એ ઇતિહાસ હમેશ માટે સાચો છે.

ભીષ્મ આ જૂની સંસ્કૃતિના સારા ને કેટલાક નબળા અંશોના શ્રેષ્ઠ પ્રતિનિધિ છે. મહાભારતમાં કથા છે કે રાજા શાંતનુ એક વખત મૃગયા કરવા ગયો. ત્યાં એક સ્ત્રી ફરતી હતી, તેના પર તે આસક્ત થયો અને તેણે લગ્નની માગણી કરી. આ સ્ત્રી તે જ ગંગા. ગંગાએ માગણીના જવાબમાં શરત કરી કે તેના કોઈ પણ કામમાં રાજાએ તેનું કારણ ન પૂછવું. રાજા એટલો બધો આસક્ત થયો હતો કે તેણે તે કબૂલ કર્યું. રાજા ગંગાને પરણ્યો. ગંગાને પહેલો પુત્ર અવતર્યો અને તરત જ તેણે તેને ગંગામાં નાખી દીધો. રાજા કંઈ બોલી શક્યો નહિ. આવી રીતે સાત પુત્રોને તેણે ગંગામાં ફેંકી દીધા. આઠમા દીકરાને જ્યારે તે ગંગામાં નાખવા ચાલી ત્યારે રાજાએ તેને પૂછ્યું કે ક્યાં જાય છે? ગંગાએ પેલી શરત યાદ આપી. રાજાએ કહ્યું 'હું આ પુત્રનો બાપ છું.' પણ ગંગાએ ચાલી જવા માંડ્યું. જતાં જતાં ગંગાએ કહ્યું 'હવે આ પુત્રને ઉછેરી તને સોંપી જઈશ.' ગંગા થોડા વખત પછી આ પુત્રને સોંપી કાયમને માટે ચાલી ગઈ. આ પુત્રનું નામ દેવવ્રત. પાછળથી આ દેવવ્રત જ ભીષ્મ કહેવાયા.

કેટલાક પુરુષો પોતાની સ્ત્રી જ્યારે મરી જાય છે, ત્યારે વિરક્ત બની જાય છે, પણ પાછળથી તરત જ પરણે છે, તેમ શાંતનુ રાજાનું અંતર એકલાં ન ચાલ્યું. એક વખત તટ પર ફરતાં તેણે એક માછીમારની કન્યા જોઈ. તેના સૌંદર્યથી તે મુગ્ધ બન્યો ને તેને પરણવાનો વિચાર કર્યો. તે કન્યાના પિતાને માગું મોકલ્યું. માછીમારે શરત કરી કે, આ મારી પુત્રીથી જે પુત્ર થાય તે જ રાજગાદી પર બેસે, એ શરતે જ હું દીકરી પરણાવું. રાજાને દેવવ્રત પુત્ર તો હતો જ. તે મુંઝાયો. દિવસેદિવસે તે આ મૂંઝવણમાં બળવા લાગ્યો. વૈદોની દવાથી તેનો વ્યાધિ મટ્યો નહિ. ભીષ્મને ખબર પડી ને માનસિક વ્યાધિનું કારણ જડતાં તેણે જ માછીમારને કહ્યું કે પોતે ગાદી પરથી પોતાનો હક્ક ઉઠાવી લે છે. માછીમાર વ્યવહારકુશળ

એ જ પ્રમાણે મહાભારતનું યુદ્ધ તોળાઈ રહ્યું હતું ત્યારે ભીષ્મે ભરસભામાં દુર્યોધનને, પાંડવોને રાજ્યનો ભાગ આપવા સમજાવ્યો, પણ દુર્યોધને ના પાડી. એમના કુટુંબમાં વિદુરજી હતા એ આજના જમાનાના શાંતિવાદી ( પેસિફિસ્ટ ) હતા. એમણે ધનુષ્ય ટોડલે મૂકી દીધું ને કહ્યું, કે હું યુદ્ધમાં ભાગ નહિ લઉં. પણ દુર્યોધને ભીષ્મને જરા સમજાવ્યા એટલે કૌરવદળના સેનાપતિ તરીકેનું પદ એમણે સ્વીકારી લીધું ભીષ્મની આ નિર્બળતા હતી. આ નિર્બળતા એમણે ઘણે પ્રસંગે બતાવી છે.

એક વાર રંગમંડપમાં કૌરવ-પાંડવોની બાણુવિદ્યાની પરીક્ષા થતી હતી તે વખતે ભીમે કહ્યું, કે જે ક્ષત્રિય નહિ હોય તેની સામે મારો ભાઈ અર્જુન હરિફાઈમાં નહિ ઊતરે તે વખતે ભીષ્મ જાણતા હતા છતાં એમ ન કહ્યું કે કર્ણ એ કુંતાજીનો જ પુત્ર છે. દ્રૌપદીના સ્વયંવર વખતે, પણ તેમણે આ જ નિર્બળતા બતાવી હતી ખરે વખતે જે અંતરની હિંમતથી માણસે બહાર આવવું જોઈએ તે ન આવી શકે તેને નવા યુગમાં સ્થાન નથી આ રીતે જૂના યુગની કેટલીક સારામાં સારી વસ્તુઓ તેમની પાસે હતી અને તેની સાથે નબળાઈઓ પણ હતી મહાભારતના યુદ્ધમાં તેમની સામે શીખંડીને ઊભો કર્યો એટલે લડવામાં એમને એમની ટેવ આડી આવી અને હારી ગયા એ રીતે એ પડુ પડુ થઈ રહેલી સંસ્કૃતિના પ્રતિનિધિ હતા છતાં કોઈ સંસ્કૃતિ એકદમ મરતી નથી એનો વારસો એણે પૂરેપૂરો આપવો જોઈએ. જૂની સંસ્કૃતિ પોતાનું સારામાં સારું નવી સંસ્કૃતિને સોંપી ન જાય ત્યાં સુધી તે મરી ન શકે એટલે છ મહિના સુધી એ બાણુશય્યા પર સૂતા અને ત્યાં સૂતાસૂતાં તેમણે જૂની સંસ્કૃતિના જે ઉત્તમ ને ચિરસ્થાયી તત્ત્વો હતાં તે આપ્યાં અને ઉત્તરાયણના સૂર્ય થયા ત્યારે પોતાનું કાર્ય પૂરું થયું માની વિદાય થયા

ભીષ્મના ચરિત્રનું હાર્દ આ છે એ જૂની સંસ્કૃતિના પ્રતિનિધિ, નવી સંસ્કૃતિને ઓળખનાર અને અંતરથી સમજનાર છતાં તેની સાથે એકરસ થવાની હિંમત ઓછી એ યુગના એ મોટામાં મોટા પ્રતિનિધિને પણ નવા યુગ પાસે નમવું પડ્યું છે, એમ મહાભારતકારે બતાવ્યું છે ભીષ્મના પાનસર્જન દ્વારા મહાભારતકાર એક એ સત્ય પણ કહે છે, કે જૂની સંસ્કૃતિ વિદાય લેતી હોય, નવી સંસ્કૃતિ ઊભી થતી હોય ત્યારે તેને થોડો વખત કાંટાની પથારીમાં સૂવું પડે છે આપણે અત્યારે પણ કંઈક આવી જ દશા ભોગવી રહ્યા છીએ. અત્યારે આપણે આ ફેરફારમાં થોડી વ્યથા અનુભવી રહ્યા છીએ પણ એ ફેરફાર આવી જ રહ્યો છે, એમ સમજીને જે એને ઝીલશે તે જ ટકી શકશે, બીજા નહિ

જૂના કાળના કેટલાક બહુ શ્રેષ્ઠ કોટિના આચાર્યો થઈ ગયા છે—સ્વ. કમળાશંકરભાઈ, સ્વ. નવલભાઈ વગેરે, પણ આજે એ જ આચાર્યોની સાથે શિક્ષક તરીકે કામ કરવાનું આપણે પસંદ નહિ કરીએ. સ્વ. ગણપતરામભાઈ હમેશાં શાળાઓના નિરીક્ષણનું કામ પગે ચાલીને કરવા જતા. રાતે આગળ પટાવાળો દીવો લઈને ચાલે અને પોતે ચાલતાચાલતાં છાપું વાંચતા જાય આજે આપણે આ પસંદ નહિ કરીએ કાઠિયાવાડમાં કેટલાક જૂના વહીવટદારો માટે એમ કહેવાય છે, કે તેમને રસ્તામાં કંઈ લખવાનું સૂઝે એટલે તરત જ તેનો કારકુન ચાર પગે ઊભો રહીને ટેબલ બની જતો. આજે કોઈ કારકુનો આમ ટેબલ બનવા તૈયાર નહિ થાય જે લોકો જૂના યુગના છે તે નવા યુગને ન પારખી શકે તો તેણે ઇચ્છા કે અનિચ્છાથી પણ દબાઈ જ જવાનું છે એટલે આપણે ચેતીશું તો સુખી થશું નવા યુગની સદ્વસ્તુને ઓળખવી, અસદ્ વસ્તુઓથી ડરવું નહિ

(અનુસંધાન સામેના પૃષ્ઠને ૬૨)

# ધિક્કાર અને ક્ષમા

જેવી રીતે બળદ ચાલે એટલે ગાડાનુ પૈડુ પાછળ ચાલે જ છે, તેમ માણસ એકો એકો મનમાં વિચાર કરે, એ એનો વિચાર માત્ર, કામનુ બીજ વાવે જ છે. પોત ને થયેલા -અપમાનનો જે વાર વાર વિચાર કરે છે, તેને એ વિચાર–અનુભવને અંતે માલૂમ પડશે કે થયેલુ અપમાન તો રહ્યુ જ છે, પણ વધારામા, જેના મૂળિયા ઉખેડીને ફેંકી દેતાં આકાશ પાતાળ એક થઇ જાય એવુ ધિક્કારનુ એક બીજુ લાકડુ પણ એનામા પેઠુ છે તથાગતે તેટલા માટે કહ્યુ છે કે ' વેરથી કદી પણ વેર ન શમે '

બનારસના રાજાને એક વખત લોભ થયો પોતાની પડખેનુ કોશલ દેશનુ રાજ પોતાને મળે તો પોતે ચક્રવર્તિ થાય એણે ગમે તેમ કરીને કોશલનુ રાજ હાથ કર્યુ રાજા માર્યો ગયો સગર્ભા રાણી જ ગલમા ભાગી ગઇ. ત્યા એને એક પુત્ર થયો, તેનુ નામ દીર્ઘાયુ

---

(અનુસ ધાન સામેના પૃષ્ઠનું)

જ્યારેજ્યારે યુગપલટો થાય છે, ત્યારે જૂનામાં પણ કેટલાક એવા માણસો હોવાના કે જે નવા યુગને સ્વીકારશે, કારણકે સદ્બુદ્ધિથી જેમણે પોતાનુ જીવન ચલાવ્યુ હશે તના અ તરમા જ અનુકૂળ ફેરફારો થઇ જાય છે એમ આપણા જીવનમાં જો અમુક જાતની સુવાસ હશે તો જલદી સમજી શકીશુ. જો પરાણે સ્વીકારવુ પડે છે એમ માનીશુ તો તે બરાબર નહિ થાય શિક્ષકો મને ઘણી વાર પૂછે છે, કે આમ દક્ષિણામૂર્તિના અધ્યાપન મ દિરમાં જે ટ્રેનિ ગ કૉલેજના બે વરસનો અભ્યાસ કર્યા વિના સીધા દાખલ થયા છે, તેનો ગ્રેડ શુ ? હુ આવા સ્વત ત્ર રીતે આવેલા વિદ્યાર્થીઓને પ્રોલિટેરિયેટ એવું નામ આપુ છું. હું તેમના ગ્રેડનો વિચાર નથી કરતો, પણ એ વર્ગ એકલવ્યની માફક આગળી કાપી દે તેવો હશે દ્રોણાચાર્યની કૃપા થશે તો તેને જ તે પોતાના પટ્ટશિષ્ય તરીકે સ્વીકારશે દરેક સમાજમાં આવા એકલવ્યો હોવ ના જ એટલે જો કોઇને કોઇ-નાથી ડરવાનુ હોય તો આવા 'પ્રોલિટેરિયેટ'થી, દુશ્મનોથી નહિ હું તો સરકારને પણ કહુ છું કે આપણી અ દર આ પ્રોલિટેરિયેટ વર્ગ પડયો છે તેનાથી જ બીજુ વિદ્યાર્થીઓને પણ કહુ છુ કે તમારા વર્ગમા પણ જે નવા યુગને ઓળખાવનાર–ભલે તે થોડા હોય છે– તેનો જ ભય છે માટે તેનો તિરસ્કાર ન કરશો જો કરશો તો તેનાથી તમને જ નુકસાન થવાનુ છે જેનું જીવતર આવતા યુગને પ્રેમથી ઝીલી લે છે, તે જ જૂના યુગને માટે ભયરૂપ છે. સહુ વિદ્યાર્થીઓ [illegible] વહેણો વહી રહ્યાં છે, તેને પિછાનજો આજે ભેદૂતો રેજીપેજી દેખાય છે પણ ત્યા જ નવા યુગનો ઉગમ છે જૂનો યુગ આથમવા આવી ગયો છે અલબત્ત, સૂર્ય આકાશમાં આથમી ગયા પછી પણ થોડી મિનિટો તેનો પ્રકાશ અહીં દેખાય છે, તેમ જનો યુગ હજુ ચાલે છે, તેમ દેખાય છે એટલું જ

છેલ્લી એક વાત નવો યુગ એને ઝીલવા માટે આપણી પાસે પારદર્શક અ ત કરણ માગે છે ભીષ્મે શાતિપર્વમા કહ્યુ છે, કે સારી વસ્તુ તરફ આપણને પ્રેમ થવો જોઇએ ને ખરાબ તરફ ધ્રતરાજી એ જાતની શ્રદ્ધા જો આપણે ટ્રેનિ ગ કૉલેજમા ન મેળવીએ, તો કમનસીબી ગણાય હું ઇચ્છુ છુ, કે આ જાતની શ્રદ્ધાની હવામા શિક્ષકો પેદા થાય પણ એ શ્રદ્ધા એ દિલની વાત છે, તે બજારમાં વેચાતી મળતી નથી. માટે જેટલી શ્રદ્ધા દિલથી આવે તેટલી જ સાચી -

( "કોડિયું"માંથી )

—નાનાભાઈ

આ વાતને વર્ષો વીતી ગયાં બનારસનો રાજા બ્રહ્મદત્ત તો આ વાત ભૂલી પણ ગયો કોશલનું કોઈ જુદું રાજ્ય હતું એ વાતનું પણ લોકોને સ્મરણ રહ્યું નહિ પણ આ કોશલરાજનો પુત્ર દીર્ઘાયુ તો ધીમે ધીમે મોટો થયો તે પોતાની આજીવિકા માટે ફરતો ફરતો રાજા બ્રહ્મદત્તને ત્યાં આવી ચડ્યો અશ્વવિદ્યામાં કુશળ હોવાથી રાજા બ્રહ્મદત્તે તેને પોતાને ત્યાં રાખી લીધો દીર્ઘાયુએ પણ એવી વિશ્વાસપાત્ર નોકરી બજાવી કે ધીમે ધીમે એ રાજા બ્રહ્મદત્તનો સારથિ થઈ પડ્યો આજના કરતાં તે જમાનામાં સારથિનું સ્થાન જુદું હતું તે માત્ર રથ હાંકનારો ન હતો, એ રાજાના મિત્ર જેવો ગણાતો સુખમાં ને દુઃખમાં રાજા અને સારથિ બન્ને સાથે રહેવાને જાણે નિર્માયેલા હતા

એક દિવસ રાજા બ્રહ્મદત્ત શિકારે ગયો ત્યાં શિકાર પાછળ પડતાં ઘેર દૂર નીકળી ગયો ને માણસો પાછળ રહી ગયા. તાપ પણ આવ્યો હતો ભૂખ લાગી તરસ લાગી, એટલે એક ઝાડની ઘાટી છાયા નીચે રાજાનો રથ આવ્યો ત્યાં થોડું પાણી મળ્યું રાજાને શાન્તિ વળી, એટલે પોતે દીર્ઘાયુના ખોળામાં માથું મૂકીને સૂઈ ગયો

ચારે બાજુ જંગલ હતું કોઈ કહેતાં કોઈ માણસ ક્યાંય દેખાતું ન હતું તે વખતે દીર્ઘાયુના મનમાં પોતાનો ભૂતકાળ, પોતાના પિતાની અવદશા, જંગલમાં રખડતી માતાના કપરા દિવસો, એ બધું એક પછી એક યાદ આવવા લાગ્યું જેમ જેમ એ યાદ આવતું ગયું, તેમ તેમ દીર્ઘાયુનું મન ખાટું થતું ગયું, અને આ બધું રાજા બ્રહ્મદત્તને લીધે થયું એવો તિરસ્કારભર્યો વિચાર મનમાં ઉગી નીકળ્યો આવો લાગ જોઈને એને મન થઈ આવ્યું કે જો રાજાનું અહીં નિકંદન કાઢી નાખ્યું હોય તો દુશ્મનનો દુશ્મન જાય ને બાપનું વેર વાળ્યું કહેવાય પિતાને સદ્ગતિ મળે પણ એના પિતાએ એને મરણ પામતાં પહેલાં જે મોંઘેરાં વચનો સંભળાવ્યાં હતાં તે વેણ એને યાદ આવ્યાં

એના પિતાએ કહ્યું હતું 'દીર્ઘાયુ ! વેર વાળનાર કરતાં ક્ષમા આપનાર વધારે ઉત્તમ છે અને એમાં પણ જેનામાં વેર લેવાની શક્તિ હોય છતાં જે ક્ષમા આપે છે તે માણસ નરોત્તમ છે' પિતાના આ શબ્દો યાદ આવતાં એનું મન વેર લેવાના વિચારમાંથી પાછું હઠી ગયું એણે તલવાર મ્યાન કરી દીધી

આ બાજુ મનોમન સાક્ષી હોય તેમ, રાજા બ્રહ્મદત્તને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં જાણે પોતે દીર્ઘાયુના કબજામાં બંધનમાં પડ્યો છે દીર્ઘાયુ તેના ઉપર તલવારનો ઘા કરવા જાય છે રાજા ગભરાટમાં બૂમ પાડી જાગી જાય છે

પણ રાજા બ્રહ્મદત્તના સ્વપ્નની આ વાત દીર્ઘાયુને બીજી રીતે સમજાણી એનું મન પાપી થયું હતું એટલે તેને લાગ્યું કે રાજા વાત જાણી ગયો છે ને ઢોંગ કરે છે રાજધાનીમાં પાછા ફર્યા પછી એને લટકાવી દેવાનો છે એટલે એને થયું કે હું પ્રગટ થઈને રાજાને નહિ હણું તો રાજા મને જીવતો નહિ રહેવા દે એણે તલવાર ખેંચીને કહ્યું 'હે દીર્ઘાયુ ! હું કોશલરાજનો પુત્ર છું. વેરની ઘડી આવી પહોંચી છે, માટે આજે આપણે હિસાબ પતાવી લઈએ '

પણ રાજાને દીર્ઘાયુ સાથે હિસાબ પતાવવાની વાત જ ન હતી દીર્ઘાયુની અત્યાર સુધીની સચ્ચાઈ અસર કરી ગઈ તેણે દીર્ઘાયુને કહ્યું ' આપણે તલવારથી નહિ, પણ એકબીજાને પ્રેમથી હિસાબ પતાવીએ મેં તને શોધી કાઢ્યો છે એમ તને લાગ્યું છે, પણ ભાઈ, એવું નથી આપણે એકબીજા એકબીજાને માટે જીવન આપીએ એટલા માટે હું તને આ કહું છું.'

અને બન્ને મિત્રો થઈને ' ક્ષમા વીરસ્ય ભૂષણમ્ 'નો પાઠ જીવનમાંથી જ શીખ્યા *

* લેખકની પુસ્તિકા ' બોધકથાઓ 'માંથી

# ગોરક્ષા

ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે પોતાપણાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્તાનમાં માણસનો સૌથી સાચો સાથી— સૌથી મોટો આધાર— હતી. એ જ એક હિંદુસ્તાનની કામધેનુ હતી. એ માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો તે આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અને રાંક પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિએ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વળી વધારે અસરકારક છે. ગોરક્ષા એ હિંદુ ધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુ ધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સુધી જ રહેશે.

—ગાંધીજી

---

# કામ અને રોજી

મજૂરોમાં ચળવળ કરનારા કેટલાક લોકોનું એક સૂત્ર છે—ઓછામાં ઓછું કામ અને વધારેમાં વધારે રોજી. રોજના કામના કલાક બને તેટલા ઓછા કરવા જોઈએ, અને રોજીના દર વધતા રહેવા જોઈએ.

અને આજે તો દુનિયાભરમાં એવું થવા બેઠું છે કે, ઠરાવેલા કામના કલાકોમાં પણ પૂરું કામ અપાતું નથી.

આ પરથી એક અંગ્રેજ મજૂરવાદીએ હમણાં એક ટુચકો બનાવ્યો છે.

એક મજૂરે મજૂર રાજ્યકર્તાને કહ્યું, "જુઓ, 'ઓછું કામ અને વધારે પગાર' એ સૂત્ર તમે શીખવ્યું છે. અને એ બરોબર છે. તમારો પહેલો ભાગ 'ઓછું કામ કરવું' એ છે. એ અમારા હાથની વાત રહી, અને તે તો અમે અમલમાં આણી દીધી છે. કામ કરવાના કલાકોમાં પણ અમે પૂરું કામ કરતા નથી. હવે તમારે તમારા સૂત્રનો બીજો ભાગ પૂરો કરવાનો રહે છે અને તે એ કે—અમારી મજૂરી આપો."

પેલા મજૂર નેતાએ આનો શો જવાબ આપ્યો, એ તો ખબર નથી. પણ આ પ્રકારના મજૂરોને ઇસપની પેલી વાત કહેવી જોઈએ.

જો ભાઈ, સોનાનાં ઈંડાં મૂકતી મરઘીને મારી નાખશો તો ઈંડાં મળે છે તેમ જરો કામ કરો છો, ઉત્પન્ન થાય છે ને તેમાંથી મજૂરી અપાય છે. પણ જો કામને જ મારી નાખશો તો મજૂરી ક્યાંથી મળશે? ઈંડાં ખાવાં હોય તો મરઘીને મરાય નહિ, તેને પાળવી જોઈએ. તેવું જ આ કામ અને તેના મળતરનું છે.*

—મગનભાઈ દેસાઈ

* તા. ૧-૭-૪૯ના "લોકજીવન"માંથી

# લોભ બિમારી

સાધારણત એક કુટુંબ છે એમ માનીએ તો ગ્રેડ એટલે કે દરજ્જાની કલ્પના નહિ આવે ગ્રેડની કલ્પના સાથે પૈસાનો સંબંધ છે એ સિવાય એમાં બીજો ઝઘડો નથી. પૈસાથી બધુ મળે છે એ ભ્રાંતિ ફેલાઈ ગઈ છે અને એ કાઢવી મુશ્કેલ છે જેની પાસે પૈસા છે એની પાસે બધુ છે, એમ મનાય છે સૌ સમજે છે કે ધનિક લોકોના ઘરની સ્થિતિ સારી નથી હોતી છતાં પોતાની દીકરી પૈસાવાળાને પરણે એમ તે ઇચ્છે છે તેનું કારણ એ કે ત્યાં તેને નોકરચાકર મળે એવી આશા હોય છે આ ભ્રાંતિની પાછળ મૂળ ભ્રાંતિ એ છે કે જેટલા પ્રકારે શરીરને ઓછું કષ્ટ પડે એ મોટુ ભાગ્ય ગણાય છે આ ઊંધી સમજ છે પણ એક વાર ભ્રાંતિ પેસી જાય તે જલદી નીકળતી નથી ધન માણસના સુખને માટે છે પણ એથી ધનવાન લોક સુખી થાય છે કે નહિ એ કોઈ જોતુ નથી મને એ દુઃખી લાગે છે પણ એ પોતે પણ કબૂલ નહિ કરે શુ શરીરની દૃષ્ટિએ ધનવાન સુખી છે ? તો પછી તેમને ઘેર આટઆટલા વૈદ દાકતરોની શી જરૂર ? તેઓ તંદુરસ્ત હોય તો આબુ દાર્જિલિંગ વગેરે સ્થળોએ હવાફેર સારુ શા માટે જાય ? અને બુદ્ધિ મળી હોય તો એમના દીકરા પહેલે નંબરે આવે છે કે ? કેટલા ધનિકના દીકરા ત્યાગી સાધુ થાય છે ? આમ શરીર અને બુદ્ધિથી એ બિમાર છે સુખ એને શોધવુ પડે છે આ રીતે જોઈએ તો જેમ બિમાર માણસ પૈસા વધારે ઇચ્છે એમ ગ્રેડ વધારે માગનારનુ કહેવાય મારા મનમાં પહેલેથી એ વસ્તુ છે કે બીમાર માણસને જ આવુ મન થાય છે. ઘરમાં બિમાર માણસ પાછળ જ સૌથી વધારે ખર્ચ થાય છે ખાનદેશમા પહેલવહેલી ગાડી આવી ત્યારે લોકો સેકન્ડ ક્લાસના ડબ્બાને બિમારોના ડબ્બા કહેતા તેમાં ગાદી વગેરે હોય તેનો બિમારોને ખપ પડે એમ વધારે પૈસા કોણ માગે ? જેની પાસે શારીરિક તંદુરસ્તી ન હોય તે પણ માન્યતા એવી થઈ ગઈ છે, કે આપણે પણ ધનવાન હોઈએ તો ઠીક જીવન વિષેની આપણી સમજ જ ખોટી છે,' એ આ વસ્તુ આપણા મનમા આવવાનુ કારણ છે

(' પ્રભાકર ' માંથી)

---

# સુવાસ ફેલાવીએ

એક શીશી છે. એમાં અત્તર છે. એ અત્તર આપણે કાઢી લઈએ છીએ પછી શીશીને સૂંઘીએ છીએ તો પણ આપણને અત્તરની સુવાસ આવે છે જ્યાં જ્યાં અત્તર જાય છે, ત્યાં ત્યાં એની ગેરહાજરીમાં પણ એ એની સુવાસ ફેલાવે છે

આપણે અત્તરનો બોધપાઠ ગ્રહણ કરવા જેવો છે આપણે પણ એની જેમ જ્યાં જ્યાં જઈએ–અરે આપણી ગેરહાજરીમાં પણ–આપણાં શુભ કાર્યોરૂપી સુવાસ ફેલાવીએ અને આપણા મહામૂલા જીવનને જીવી જાણીએ

(" પ્રૌઢ શિક્ષણ " માંથી) —અંબાભાઈ ગોમાભાઈ પટેલ

| ખર્ચ | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પત્રો ખાતે | પુસ્તકો ખાતે | રાજ્ય પુસ્તકાલયનું લવાજમ | મકાન દુરસ્તી | પુસ્તક બંધામણી | નોકર ખર્ચ | મકાન ભાડું | જમીન મહેસુલ | પરિષદ ખર્ચ | કાયમનિધિમાં મૂકયા તે | પુસ્તકો ખર્ચ | ઇતર ખર્ચ | કુલ ખર્ચ | વર્ષ આખરે રહેલી સિલક હાથપરની | વર્ષ આખરે પુસ્તકાલય સ સ મં લિ. પાસે લ્હેણી નીકળતી આ દાજપત્રકની રકમ | કાયમનિધિની કુલ રકમ | મકાન કયી સાલમાં બંધાવ્યું છે અને તેની કિંમત | લાકડી સામાનની કિંમત | પુસ્તકોની કિંમત | ઇતર સામાનની કિંમત | પુસ્તકો આપવા લેવાનો વખત | પેપર, માસિકો વાંચવાનો વખત | મંત્રી કે ગ્રંથપાલ જો શાળાના શિક્ષક ન હોય તો તે કોણ છે અને કયા નંબર, તારીખ આધારે મંજુરી મેળવી છે | શેરો |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | |

રવાના મે. શ સ પુસ્તકાલય ખાતાના મહેરબાનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ તા

મંત્રી, સા પુસ્તકાલય,

ગામ ______ તા. ______

# લોભ બિમારી

માણસજાત એક કુટુંબ છે એમ માનીએ તો ગ્રેડ એટલે કે દરજ્જાની કલ્પના નહિ આવે ગ્રેડની કલ્પના સાથે પૈસાનો સંબંધ છે. એ સિવાય એમા કોઇ ઝઘડો નથી પૈસાથી બધુ મળે છે એ ભ્રાંતિ ફેલાઇ ગઇ છે અને એ કાઢવી મુશ્કેલ છે જેની પાસે પૈસા છે એની પાસે બધુ છે, એમ મનાય છે સૌ સમજે છે કે ધનિક લોકોના ઘરની સ્થિતિ સારી નથી હોતી છતાં પોતાની દીકરી પૈસાવાળાને પરણે એમ તે ઇચ્છે છે તેનુ કારણ એ કે ત્યાં તેને નોકરચાકર મળે એવી આશા હોય છે આ ભ્રાંતિની પાછળ મૂળ ભ્રાંતિ એ છે કે જેટલા પ્રકારે શરીરને ઓછું કષ્ટ પડે એ મોટુ ભાગ્ય ગણાય છે આ ઊલટી સમજ છે પણ એક વાર ભ્રાંતિ પેસી જાય તે જલદી નીકળતી નથી ધન માણસના સુખને માટે છે પણ એથી ધનવાન લોક સુખી થાય છે કે નહિ એ કોઇ જોતુ નથી મને એ દુખી લાગે છે પણ એ પોતે પણ કબુલ નહિ કરે શુ શરીરની દૃષ્ટિએ ધનવાન સુખી છે ? તો પછી તેમને ઘેર આટઆટલા વૈદ દાકતરોની શી જરૂર ? તેઓ તદુરસ્ત હોય તો આબુ દાર્જિલિંગ વગેરે સ્થળોએ હવાફેર સારુ શા માટે જાય ? અને બુદ્ધિ મળી હોય તો એમના દીકરા પહેલે નબરે આવે છે કે ? કેટલા ધનિકના દીકરા લાગી સાધુ થાય છે ? આમ શરીર અને બુદ્ધિથી એ બિમાર છે સુખ એને શોધવુ પડે છે આ રીતે જોઈએ તો જેમ બિમાર માણસ પૈસા વધારે ઇચ્છે એમ ગ્રેડ વધારે માગનારનુ કહેવાય મારા મનમાં પહેલેથી એ વસ્તુ છે કે બીમાર માણસને જ આવુ મન થાય છે. ઘરમાં બિમાર માણસ પાછળ જ સૌથી વધારે ખર્ચ થાય છે. ખાનદેશમાં પહેલવહેલી ગાડી આવે ત્યારે લોકો સેકન્ડ કલાસના ડબ્બાને બિમારોના ડબ્બા કહેતા તેમાં ગાદી વગેરે હોય તેનો બિમારોને ખપ પડે એમ વધારે પૈસા કોણ માગે ? જેની પાસે શારીરિક તદુરસ્તી ન હોય તે. પણ માન્યતા એવી થઇ ગઇ છે કે આપણે પણ ધનવાન હોઇએ તો ઠીક જીવન વિષેની આપણી સમજ જ ખોટી છે,' એ આ વસ્તુ આપણા મનમા આવવાનુ કારણ છે

(' પ્રભાકર ' માથી)

---

# સુવાસ ફેલાવીએ.

એક શીશી છે એમાં અત્તર છે એ અત્તર આપણે કાઢી લઇએ છીએ પછી શીશીને સૂંઘીએ છીએ તો પણ આપણને અત્તરની સુવાસ આવે છે જ્યાં જ્યાં અત્તર જાય છે, ત્યાં ત્યાં એની ગેરહાજરીમાં પણ એ એની સુવાસ ફેલાવે છે

આપણે અત્તરનો બોધપાઠ ગ્રહણ કરવા જેવો છે આપણે પણ એની જેમ જ્યા જ્યાં જઇએ-અરે આપણી ગેરહાજરીમાં પણ-આપણાં શુભ કાર્યોરૂપી સુવાસ ફેલાવીએ અને આપણુ મહામૂલાં જીવનને જીવી જાણીએ

(" પ્રૌઢ શિક્ષણ " માંથી) —બબાભાઈ સોમાભાઇ પટેલ

| ખર્ચ | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પત્રો ખાતે | પુસ્તકો ખાતે | રાજ્ય પુસ્તકાલયનું લવાજમ | મકાન દુરસ્તી | પુસ્તક બધામણી | નોકર ખર્ચ | મકાન ભાડું | જમીન મહેસુલ | પરિષદ ખર્ચ | કાયમનિધિમાં મૂકયા તે | પુસ્તકો ખર્ચ | ઇતર ખર્ચ | કુલ ખર્ચ | વર્ષ આખરે રહેલી સિલક હાથપરની | વર્ષ આખરે પુસ્તકાલય સ. મં. નિ. પાસે લહેણી નીકળતી અ દાજપત્રકની રકમ | કાયમનિધિની કુલ રકમ | મકાન કયી સાલમાં બંધાયું છે અને તેની કિંમત | લાકડી સામાનની કિંમત | પુસ્તકોની કિંમત | ઇતર સામાનની કિંમત | પુસ્તકો આપવા લેવાનો વખત | પેપર, માસિકો વાંચવાનો વખત | મંત્રી કે ગ્રંથપાલ [illegible] ના સિક્ષક ન હોય તો તે [illegible] અને કયા નંબર, તારીખ [illegible] મંજુરી મેળવી છે | |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | |

રવાના મે. શ. સા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ તા.

મંત્રી, સા. પુસ્તકાલય,

તા.

પત્રોના લવાજમ, ઠિગનામા વગેરેની સવિસ્તર યાદી તૈયાર કરશે
ગ બાળકો સ્ત્રીઓ અને શરૂઆતના વાચકોને ખાસ ઉપયોગી પુસ્તકોની યાદી તૈયાર કરશે
ઘ પુસ્તકાલયોને ઉપયોગી સાહિત્ય ક્યાં ક્યા અને શા શા ભાવે મળી શકે તેની સવિસ્તર વિગત પૂરી પાડશે

## હિસાબ અને દફતર

૩૮ મંડળ તરફના પુસ્તક ભંડારમાં જેમણે પુસ્તકો વગેરે વેચવા મૂક્યાં હશે યા ફંડ સોપ્યાં હશે તેમના ખાતાનો હિસાબ દર વર્ષ આખરે કરી દેવો જોઇશે તેની નકલ તેને વગર ખર્ચે પૂરી પાડવામાં આવશે

## નફો

૩૯ નફો વહેંચવા વિષે સાધારણ સભા ઠરાવ કરી શકશે ચોખ્ખા નફામાંથી ઓછામાં ઓછા ૨૫ ટકા રિઝર્વ ફંડ માટે તથા મંડળની જરૂરીઆતનાં બીજાં ફંડો જુદાં કાઢવામાં આવશે, અને નોકરોને જો કંઇ બોનસ આપવાનું હોય તો તે માટે રકમ કાઢી લઇ બાકીની રકમ શેર ઉપર ડિવિડન્ડ તરીકે વહેંચી શકાશે, પરંતુ આ મંડળ ૭ ટકા કરતાં વધુ ડિવિડન્ડ આપશે નહિ

૪૦ ચોખ્ખા નફાનો ચતુર્થાંશ રિઝર્વ ફંડ ખાતે લીધા પછી અને વધારેમાં વધારે દરે નફો વહેંચ્યા પછી નિવ્વળ નફાના ૨૦ ટકા કરતાં વધારે ન હોય એવી રકમ જુદી કાઢવાને અને આવી આખી રકમ વખતોવખત કોઇપણ સર્વજનિક અથવા સહકારી કામમાં અથવા ધર્માદા કામમાં આ મંડળની આર્થિક સ્થિતિ બીજી રીતે સારી હોય તો, રજિસ્ટ્રારની મંજુરીથી ફાળા તરીકે આપવાને મુખત્યાર છે.

૪૧ કલમ ૩૯–૪૦માં નફાના ૨૫ ટકા રિઝર્વ ફંડમાં લઇ જવાનું ઠરેલુ છે, પરંતુ મંડળના ભરાયેલા શેર ભંડોળ જેટલુ રિઝર્વ ફંડ થઇ ગયા પછી આ ખાતે નફાના દશ ટકા કરતાં ઓછા નહિ તેટલી રકમ લઇ જવા સાધારણ સભા ઠરાવ કરી શકશે

## રિઝર્વ ફંડ

૪૨ મંડળનુ બધુ રિઝર્વ ફંડ સરકારી જામીનગીરીઓ અથવા રજિસ્ટ્રારે મંજૂર કરેલી કોઇ મંડળી કે બેન્કમાં અનામત મૂકવુ જોઇશે

૪૩ વાર્ષિક લેવડદેવડમાં આવેલી કોઇ ખોટ રજિસ્ટ્રારની સંમતિથી રિઝર્વ ફંડમાંથી પૂરી શકાશે.

૪૪ આ મંડળ બંધ થાય તો લેણની વસુલ થયેલી રકમ સભાસદોને પાછી આપતાં બાકી રહેલી મંડળની જમા બાજુની ચોખ્ખી મિલ્કત તથા રિઝર્વ ફંડ સભાસદોમાં વહેંચી નહિ આપતાં મુજબ સરકારના ધારાધોરણ અને નિયમોને આધીન રહી પુસ્તકાલયોના હિતની કોઇ બાબતમાં ખર્ચવામાં આવશે અને તેનો ઠરાવ સાધારણ સભા કરશે

## નિયમોમાં ફેરફાર

૪૫ મુંબઈ સરકારના કાયદાને અનુસરીને આ નિયમોમાં સુધારો કે ફેરફાર કરી શકાશે પરંતુ તેવા ફેરફારની વિગત સભાસદોને સાધારણ સભાની બેઠક પહેલાં ઓછામાં ઓછા દશ દિવસ અગાઉ મોકલવી જોઇશે નિયમોમાં ફેરફાર કરવાનો ઠરાવ સાધારણ સભામાં હાજર રહેલા સભાસદોના ૩/૪ કે તેથી વધુમતે મંજૂર થયેલો હોવો જોઇએ. રજીસ્ટ્રારે ફેરફારની નોંધ લીધા પછી જ તેનો અમલ થશે.

૪૬ આ નિયમોમાં નહિ જણાવેલી બાબતોનો નિર્ણય મુજબ સરકારના સહકારી એક્ટ અને નિયમોને અધીન રહીને કરવામાં આવશે

[ પુસ્તક ૨૬ સપ્ટેમ્બર-૧૯૪૯

## અનુક્રમ

| | |
|---|---|
| ગુજરાતનાં પુસ્તકાલયોની પ્રગતિ | ૧૧૩ |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું | ૧૧૫ |
| પુસ્તકપસંદગીની સુલભતા | ૧૧૯ |
| અલભ્ય ગ્રંથોના સેવાભાવી સંગ્રાહક | ૧૨૨ |
| મુંબઈ ઈલાકાની પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવા શું કરવું જોઈએ ? | ૧૨૭ |
| વ. રા. પુ. મંડળનું ૧૯૪૮–૪૯ નું વાર્ષિક નિવેદન | ૧૨૯ |
| ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિનું કેંદ્ર વડોદરા સ્થાપો. | ૧૪૨ |
| કાશ્મીરથી દિલ્હી મોકલાએલો પ્રાચીન ગ્રંથભંડાર | ૧૪૫ |
| પુસ્તકપરિચય | ૧૪૭ |
| નવીન હાલ | ૧૫૫ |
| પુસ્તકાલય નોંધ | ૧૫૬ |
| વ. રા. પુ. મંડળની જાહેરાત નં. ૧ | |
| પુ. ખાતાની જાહેરાત સૂચના | ૧૭૦ |
| **સામયિક દોહન** | |
| પંદરમી ઑગસ્ટ | ૧૬૧ |
| ધર્મચક્ર | ૧૬૨ |
| *નાલાયક શબ્દો કયા ?* | ૧૬૩ |
| સેવકની અગ્નિપરિક્ષા | ૧૬૫ |
| તમારાથી કેમ વંચાતું નથી ? | ૧૬૬ |
| તિબ્બત | ૧૬૭ |

: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ ૩–૮–૦ પરદેશ રૂ ૫–૦–૦ છૂટક નકલ રૂ ૦–૬–૦

: વ્યવસ્થાપક :
મોતીભાઈ નરસીભાઈ અમીન (બી. કોમ)
મંત્રી. પુ. સ. મંડળ લિ. વડોદરા.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# અમારી એજન્સીનાં તથા બીજાં પુસ્તકો

## જીવન ચરિત્ર

મો. ન. અમીન જીવન અને કાર્ય ૨–૮–૦
માલવીયાજી સાથે ત્રીસ દિવસ ૩–૦–૦
ક્રીસ્ટોફર કોલમ્બસ " ૦–૬–૦
જીવનસંભારણા (શારદા મહેતા) ૨–૮–૦

## કાવ્ય સંગ્રહ

રાષ્ટ્રવીણા શ્રી. ગજેન્દ્ર પંડયા ૨–૦–૦
ફુલવેણી મૂળજીભાઇ શાહ ૧–૪–૦
રણરસિયાના રાસ " ૦–૬–૦
રાસનિકુંજ " ૦-૧૨ ૦
રાસપદ્મ " ૧–૮–૦
રાસકૌમુદી " ૧–૮–૦
તારાના તેજ " ૦–૮–૦
બાલવીણા " ૦-૧૨ ૦
સ્મૃતિ નિકુંજ " ૦–૮–૦
પૂજારણ " ૦-૧૦ ૦
ગાંધી સંહિતા " ૧–૦–૦

## નાટક

યુગદર્શન મૂળજીભાઇ શાહ ૧–૪–૦
મંછા ભૂત " ૦–૮–૦
અ સૌ. કુમારી યશવંત પંડયા ૧–૦–૦
મદન મંદિર " ૦–૧૦–૦

## વાર્તા—નવલકથા

નિરંજના મૂળજીભાઇ શાહ ૨–૦–૦
ત્રિનેત્ર " ૨–૦–૦
પંખીનો મેળો " ૧–૮–૦
ફૂલછાબ કે હ શેઠ ૨–૦–૦
જાતકકથાઓ ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કુમાર વીરસેન ભાગ ૩ " ૦–૬–૦
રામસિંહ રાઠોડ " ૦–૬–૦

## આકર ગ્રંથો

બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા ૧ ૨ ૨–૨–૦
જૂની ગુજરાતી ભાષા ૧–૧૨–૦

## ઇતર

આણુનો પ્રવાસ મૂ. શાહ ૦–૪–૦
દાસચીવડાની ૧૦ વાનો રાયચુરા ૧–૮–૦
દુહાની રમઝટ " ૧–૮–૦
ગાંધીયુગની વાતો " ૦-૧૨ ૦
રાયચુરાનું હાસ્યદફતર " ૧–૮–૦
કુચગીતો " ૧–૮–૦
કાઠીઆવાડની લોકવાર્તાઓ " ૧–૮–૦
લખેશરી " ૨–૮–૦
નવલખ સોરઠ " ૧–૮–૦
પ્રેમલીલા ભા ૨ ગો દા રાયચુરા ૧–૪–૦
રસીઆના રાસ " ૧–૦–૦
રાસમંદિર " ૧–૦–૦
સોમનાથની સખાતે " ૧–૮–૦
સોરઠપતિ " ૧–૮–૦
સોરઠના સીમાડે " ૧–૮–૦
રાતું રૂસ ૩–૦–૦
શરદ્‌ચંદ્ર ૨–૦–૦

## પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડ

પો. બો ૧૦, રાવપુરા, — વડોદરા.



પુસ્તક ૨૪ મું સપ્ટેમ્બર-૧૯૪૯ અંક ૩

## વડોદરાને આંગણે

# ગુજરાતનાં પુસ્તકાલયોની પરિષદ

—તંત્રીસ્થાનેથી

**આ**ગામી ઑકટોબર માસમાં વડોદરા ખાતે ગુજરાતભરનાં પુસ્તકાલયોનું એક સંમેલન યોજવાનો વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારી સભાએ તા તા ૨૮-૮-૪૯ ના રોજ મળેલી બેઠકમા ઠરાવ કર્યો છે આ ઠરાવને અમે આવકારીએ છીએ

ગુજરાતમા વડોદરા (રાજ્ય)ના શહેરો અને ગામડાંમાં—જેટલો પુસ્તકાલય-પ્રચાર અને વિકાસ સધાયો છે તેટલો ગુજરાતના અન્ય જિલ્લાઓના વિસ્તારોમા સધાયો નથી

વડોદરાને આગણે વર્ષો થયા આ પ્રવૃત્તિ ફૂલી ફાલી છે અને તેનો કારોબાર પુસ્તકાલય ખાતાની દેખરેખ અને દોરવણી હેઠળ શહેરોમા પુસ્તકાલયોના સંચાલકોની સ્વતંત્ર સમિતિઓ દ્વારા અને ગામડાંમા પ્રાથમિક શાળાના શિક્ષકો દ્વારા ચાલે છે

આ બધા પુસ્તકાલયોનુ તંત્ર ઉપર્યુક્ત યોજના હેઠળ સુવ્યવસ્થિતપણે ચાલી રહ્યુ છે તેમા વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ ની જે અજોડ સહાય એ તંત્રસંચાલનને મળેલી છે તેથી એ પુસ્તકાલયોનું અર્થતંત્ર અને વ્યવસ્થિત કામગીરી દીપી ઊઠી છે

હવે આ પ્રવૃત્તિ ગુજરાતના શહેરો અને તાલુકાઓથી લઈને ઠેઠ ગામડા સુધી પહોંચશે વડોદરા રાજ્ય-ગુજરાત હવે એક થયા છે એટલે વડોદરા રાજ્યની પુસ્તકા

લયપ્રવૃત્તિના કાર્યકરોનો અનુભવ અને દોરવણીનો લાભ ગુજરાતના સમગ્ર ગામોના પુસ્તકાલયોને મળતો થાય એ અત્યંત ઇચ્છનીય છે અને સમગ્ર ગુજરાતના પુસ્તકાલયો આવા એક વ્યવસ્થિત સહકારી કેન્દ્ર હેઠળ એકત્રિત થાય એ આવશ્યક છે જેથી હજી તાજી શરૂ થયેલી ગુજરાતના અન્ય પ્રદેશોની આ પ્રવૃત્તિને ઉપર્યુક્ત બન્ને સંસ્થાઓનો લાભ મળી શકે

આ બન્ને સંસ્થાઓનો પરિચય આજે આપવાનો હોય નહિ તેમા પણ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. સંસ્થાએ તો ગુજરાતભર અને અન્ય પ્રાંતો તેમ જ ઠેઠ આફ્રિકા સુધી પોતાની કીર્તિ પ્રસરાવી છે અને એ તમામ પ્રદેશોના સંખ્યાબંધ પુસ્તકાલયો આ સંસ્થા દ્વારા અનેક લાભો મેળવતાં થયા છે

હવે જ્યારે સમગ્ર ગુજરાતની પ્રવૃત્તિ દિનપરદિન પ્રગતિ સાધતી જશે ત્યારે આ સંસ્થાએ પણ પોતાનો કાર્યવિસ્તાર હવે વધાર્યો હોઇને ગુજરાતના તમામ પુસ્તકાલયોને એના લાભો પ્રાપ્ત થશે

આ બધી બાબતો પરત્વે વિચારોની આપ-લે કરવા આખાય ગુજરાતની પુસ્તકાલયસંસ્થાઓના મંડળની નવેસર રચના કરવા અને પરસ્પર સહકારપૂર્વક કામ કરવા આવી એક પરિષદ યોજાય તે આવકારદાયક છે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સંચાલકોએ આવી પરિષદ ભરવાનો જે નિર્ણય કર્યો છે તેને ગુજરાતભરના પુસ્તકાલયોના સંચાલકો સાથ આપે, એ પરિષદમા હાજરી આપે, ભૂતપૂર્વ વડોદરા રાજ્યના આ પ્રવૃત્તિના કાર્યકરોના અનુભવબોલ સાભળે અને પોતાને ત્યાની સંસ્થાઓને સુવ્યસ્થિત કરવા વિવિધ યોજનાઓ અને કાર્યક્રમો ઘડે એમ આપણે ઇચ્છીએ.

એટલે આજના તબક્કે આ પરિષદ સવેળા ભરાય, અને એક સુસંગઠિત ગુજરાતભરના પુસ્તકાલયોનુ મંડળ રચાઇ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ નો બને તેટલો લાભ ઉઠાવે એમ અમે ઇચ્છીએ છીએ.

---

—મોટા શહેરની માફક દરેક માણસના હૃદયમાં પણ અંધારી સાંકડી ગલીઓ-કુકર્મોના અડ્ડા-હોય છે જે એને ઓળખે છે તે ઘણી તકલીફો અને મુશ્કેલીઓમાંથી બચી શકે છે.

—જો તમે માલિક હો તો કોઇ કોઈ વખત આંધળા બની જાવ, અને નોકર હો તો કોઇ કોઈ વખત બહેરા બની જાવ.

—જો કોઇનું ધ્યાન અહીં તહીં બહુ ભટકતું હોય તેણે ગણિત શીખવુ જોઇએ, જ્યા જરા પણ ધ્યાન ચૂકે કે ફરીથી શીખવુ પડે

—આજે હિન્દીઓને ડર પોતાના શત્રુ અને વિરોધીઓનો નથી, પરંતુ પોતાના 'સેવકો' અને 'પ્રેમીઓ' નો છે.

# સાહિત્યપુષ્પોનું અત્તર

હિરોશિમાના મેયરે હિંદના વડા પ્રધાન પંડિત નેહરુને 'લિવિંગ હિરોશિમા' (જીવંત હિરોશિમા) નામના પુસ્તકની ભેટ આપી છે આ પુસ્તકમાં લગભગ ૪૦૦ તસ્વીરો છે તેમાં અણુબૉંબથી શહેરનો નાશ થયા પછીની પ્રગતિનું વર્ણન છે પુસ્તકની શરુઆત નીચેના શબ્દોથી થાય છે. ' હિરોશિમા ઈઝ સ્ટિલ લિવિંગ ' (હિરોશિમા હજુ જીવંત છે.)

*

મુંબઈ સરકારે ૩૦ વર્ષ પહેલાં સંત તુકારામની કૃતિઓ પ્રગટ કરી હતી આ કૃતિઓ હાલ અપ્રાપ્ય છે સંતની ત્રણસોમી જયંતી ઉજવવા સરકારે બે ગ્રંથોની ૭,૦૦૦ પ્રતો રૂા. ૨-૮-૦ ની કિંમતે પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે આ વિષે વધુ હકીકત સરકારી પ્રેસના સુપ્રિન્ટેન્ડન્ટને ચર્નીરોડ ગાર્ડન્સ, મુંબઈના શિરનામે લખવાથી મળી શકશે.

*

બ્રિટિશ પુરાતત્ત્વવિદોની માન્યતા મુજબ યહુદી સંપ્રદાયીઓએ સંતાડી દીધેલા બે હજાર વર્ષથી વધુ જૂના હિબ્રુ ભાષામાં લખાયેલ બાઈબલના 'જૂના કરાર'ના અવશેષો પેલેસ્ટાઈનમાંથી મળી આવ્યા છે

આ અવશેષો ૧૯૪૭ માં એક ભરવાડને મૃતસાગરની ટેકરીઓની ગુફામાંથી ચામડામાં વિંટાળેલા મળી આવ્યા હતા આ પાનાં ઇ સ પૂર્વે ત્રીજી ચોથી સદીમાં લખાયાં હોવાનું માનવામાં આવે છે ગ્રીક ભાષાંતરો કરતાં પણ આ પાઠ જૂના હોવાની નિષ્ણાતોની માન્યતા છે.

*

રામાયણ, મહાભારત, પછી આવે છે વીરાયન વ્રજ ભાષામાં પ્રભુ મહાવીરનું ચરિત્ર જામનગર પાસે ફલાના રહીશ રામાનંદી સાધુ મૂળદાસ મોનદાસ નિમાવતે તૈયાર કર્યું છે. જુદા જુદા ૭ કાંડમાં લખાયેલ આ પુસ્તકમાં તુલસીકૃત રામાયણની પદ્ધતિએ સાત કાંડમાં ચોપાઈ દોહરા વગેરે મળીને લગભગ ૩૦૦૦ ની સંખ્યા થશે. દરેક ચોપાઈ, દોહરા વગેરે નીચે અર્થ આપવામાં આવેલ છે રૉયલ આઠ પેજી ૬૦૦-૭૦૦ પાનનું આ પુસ્તક અત્યારે સદાનંદી સ્થાનકવાસી જૈન મુનિશ્રી છોટાલાલજી મહારાજ પાસે સંસ્કરણ પામી રહ્યું છે પુસ્તક દીવાળી લગભગ પ્રેસમાં જવા સંભવ છે.

*

ડૉ. શ્રીધર નેહરુ નામના લેખકે જાહેર કર્યું છે કે 'હું જર્મન ભાષામાં ગાંધીજીનું ચરિત્ર સત્વર પ્રગટ કરવાનો છું ' ઓલ્ડમર્ગમાં વિજ્ઞાન મંડળ સમક્ષ અહિંસાના સંશોધન સંબંધી ભાષણ આપતાં તેમણે આ હકીકત જણાવી હતી.

ડૉ. નેહરુએ ગટેના 'ફૉસ્ટ'નુ હિંદુસ્તાનીમા ભાષાંતર કર્યું છે

*

સોવિયેટ યુનિયનના ખેડૂત વાચકો તથા અન્ય વાચક જનતાની પુસ્તકો અને સામયિકોની વધતી જતી માગને સંતોષવા માટે ત્યાં ફરતાં પુસ્તકાલયો શરૂ કરવામાં આવ્યાં છે.

આ ફરતા પુસ્તકાલયો માત્ર પુસ્તકોના જ વાહક નથી, પરંતુ તેઓ તે કાર્ય ઉપરાંત સાંસ્કૃતિક તથા કેળવણીવિષયક ઘણુ કામ કરે છે આ પુસ્તકાલયો જાહેર વાચન ગોઠવે છે, લોકોને પુસ્તકોની પસંદગી વિષે સલાહ આપે છે, વાચકોની પરિષદો બોલાવે છે તથા પુસ્તકોનાં પ્રદર્શનો ભરે છે ઘણી વખત ફરતુ પુસ્તકાલય પોતાની સાથે ભાષણકર્તાને લઈ જાય છે, ઘણી વાર તો 'એમેચ્યુર'નાં ટોળાંને લઇ જાય છે આ ફરતાં પુસ્તકાલયોને ગામના લોકો તરફથી ઘણી મદદ મળે છે ઘણા સ્થળોએ સ્વયંસેવકો ગ્રંથપાલોનુ કાર્ય બજાવે છે તેઓ પુસ્તકોનો જથ્થો લઇને ગામડામાં વહેંચી આપે છે

*

માત્ર એક હજાર જુદા જુદા શબ્દોવાળુ બાઇબલનુ ભાષાંતર તુરતમાં બ્રિટનમાં પ્રગટ થવાનુ છે

પહેલાં તો એવો ઈરાદો હતો કે તેને 'બેઝિક ઈંગ્લિશ'મા પ્રગટ કરવુ, પણ આ કાર્ય માટે આઠ વર્ષથી મહેનત કરી રહેલા વિદ્વાનોને લાગ્યુ કે કેટલીક કડીઓનો સંપૂર્ણ અર્થ સમજાવવા માટે બેઝિક ઇંગ્લિશના ૮૫૦ શબ્દો પૂરતા નથી. આ ઉપરાંત બાઇબલના ૫૦ વિશિષ્ટ શબ્દોનો પણ તેમને ઉપયોગ કરવો પડયો છે

*

બ્રિટનની રૉયલ એશિયાટિક સોસાયટીએ એશિયા સંબંધી બ્રિટિશ યુનિવર્સિટીના વિદ્યાર્થીએ લખેલ શ્રેષ્ઠ નિબંધ લખવાનુ વાર્ષિક પારિતોષિક કેમ્બ્રિજની સેંટ જોન્સ કૉલેજવાળા શ્રી. એન એસ એડમ્સને આપ્યુ છે.

આ વર્ષનો વિષય 'હિન્દમા મરાઠા સત્તાનો ઉદય તથા અસ્ત' હતો

વાર્ષિક પારિતોષિકનો હેતુ બ્રિટનના વિદ્યાર્થીઓમાં એશિયાના ઇતિહાસ વિષે રસ ઉત્પન્ન કરવાનો છે.

*

પ્રાચીન હિન્દમાં વહીવટ વાસ્તે વપરાતા ૬૦૦૦ સંસ્કૃત શબ્દોની યાદી તૈયાર કરવામાં કૌટિલ્યના અર્થશાસ્ત્ર, મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની મદદ લેવામાં આવી છે.

*

જગતનું નાનામા નાનુ પુસ્તક

સૂક્ષ્મ લેખનના એક જર્મન તજ્જ્ઞે એક એવડુ નાનું પુસ્તક તૈયાર કર્યું છે કે તે એક દીવાસળી પર રહેતા તેનો થોડો જ ભાગ બન્ને બાજુ બહાર રહે તેમાં ૬૬,૦૦૦ શબ્દો તથા ૭૭ નાના પાનાં છે

*

ચોવીસ વર્ષની વયના યુવાન હિંદી કવિ શ્રી ચાતુર્વેદીનું ટ્રેનના અકસ્માતથી મૃત્યુ થયું છે પરિસ્થિતિને કારણે તેઓ જમીનમાપણી ખાતાના ઇન્સ્પેક્ટર તરીકે નોકરી કરતા હતા

તેઓ ત્રણ સાપ્તાહિકો ચલાવતા હતા તેમણે પોતાના એક છેલ્લા કાવ્યમાં લખ્યું હતું કે ' જગત ક્રૂર હોવાથી રહેવા માટે યોગ્ય સ્થાન નથી ' આ આગાહી તેમણે સાચી પાડી છે

*

' ગુજરાતી ' પત્રના આદ્ય તંત્રી સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ પોતાના અવસાન પહેલા બહાર પાડેલ ' ગુજરાતી ' ના દીવાળી અંકમાં ' શંકર 'ના તખ્ખલુસથી ' આ રીતે મને મરવું ગમતું નથી ' અને ' આ રીતે મને મરવું ગમે છે ' તેવાં બે કાવ્યો લખ્યા હતાં કાવ્યો લખ્યા પછી થોડા સમય બાદ કહે છે કે તેઓ મૃત્યુ પામ્યા હતા.

*

*અખિલ હિંદ તંત્રી પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી સી આર શ્રીનિવાસને પોતાના ભાષણમા જણાવ્યું હતું કે ' ઇંગ્લંડમા દૈનિક તથા સામયિકનો ફેલાવો રહીશ દીઠ બે નકલનો છે ત્યારે હિંદમા દર સો માણસે એક નકલનો છે

*

*સાંભળવા પ્રમાણે હિંદી સરકાર હિંદના લેખકોની એક પરિષદ બોલાવવાની હતી આ પરિષદ આધુનિક હિંદના સાહિત્યની પ્રગતિ તથા વિકાસ સબંધી વિચાર કરવો, વૈજ્ઞાનિક પુસ્તકો તૈયાર કરાવવાં તથા તેમને લોકપ્રિય બનાવવા તેમ જ પ્રમાણભૂત સર્વસંગ્રહો રચાવવાનો વિચાર કરવાનો હતો તદુપરાંત વિવિધ ભાષાઓના શ્રેષ્ઠ પુસ્તકો તે ભાષા ન જાણનારને કેવી રીતે ઉપલબ્ધ થઇ શકે તે પણ વિચાર કરવાનો હતો આ પરિષદની તારીખ આ લખાતા સુધી જાણવામાં આવી નથી

*

*આર્યસાહિત્યની લાંબી તથા કીમતી સેવા બજાવવા બદલ ' આર્ય-સન્મિત્ર 'ના તંત્રી શ્રી. વી. એન. મિસ્ત્રીને શ્રી આર વી મહાજનના પ્રમુખપદ હેઠળ મળેલી એક સભામાં રૂ. ૧૦૦૧) ની થેલી તથા કેટલીક સંસ્થાઓ અને વ્યક્તિઓએ મોકલેલાં ૨૦૦ પુસ્તકો ભેટ આપવામાં આવ્યા હતાં આ " આર્ય-સન્મિત્ર " પાક્ષિક માતવનમાથી પ્રગટ થાય છે

*

*સુપ્રસિદ્ધ વિદ્વાન, કવિ તથા લેખક સ્વ. એમ ટી પટવર્ધનનાં વિધવા શ્રીમતી લીલાબાઇ પટવર્ધનનુ પૂના ખાતે અવસાન થયુ છે તેમના પરિણિત જીવનનાં સંભારણાં ' આમાચી અકરા વર્ષે ' મરાઠીમાં સ્ત્રીઓએ લખેલ શ્રેષ્ઠ આત્મકથા પૈકી એક ગણાય છે

*

*પૂનાના નગર વાચન મંદિરે ત્યાના મહારાષ્ટ્ર ગ્રંથાલય તથા ગ્રંથાલય સંઘના સહકારથી યોજેલ પહેલી મહારાષ્ટ્ર પુસ્તકાલય પરિષદમા જૂની હસ્તલિખિત પ્રતો તથા વિરલ પુસ્તકોનું

પ્રદર્શન એક વિશિષ્ટતા હતી વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયના ક્યુરેટર શ્રી. ટી ડી વાકનીસના પ્રમુખપણા નીચે આ પરિષદ ભરવામાં આવી હતી

*

"પશ્ચિમ બંગાળની સરકારના પ્રકાશન ખાતાના રજિસ્ટ્રારે યુદ્ધ દરમિયાન બંગાળાના પુસ્તક તથા સામયિક પ્રકાશનમા જે મંદી આવી છે તેના આંકડા ' અમૃત બજાર પત્રિકા ' માં આપ્યા છે નોંધ ન થઇ હોય તેવાં પુસ્તકો તથા સામયિકોના દસ ટકા ગણવામાં આવ્યા છે ૧૯૪૦ માં, ૪૨૨૩ પુસ્તકો તથા ૧૬૦૦ સામયિકોની અનુક્રમે ૧૨,૭૭૫, અને ૫૧૮ પ્રતો છાપવામાં આવી હતી ૧૯૪૭ માં ૧૯૫૨ પુસ્તકો તથા ૫૧૨ સામયિકોની ૬,૪૭૫,૨૧૮ પ્રતો છાપવામા આવી હતી સામયિકોના પ્રકાશનમાં ઉત્તરોત્તર ઘટાડો થતો આવ્યો છે પુસ્તકોનું પ્રકાશન દુકાળના વર્ષમા ઓછામાં ઓછું ૧,૭૨૮ નું હતું ત્યાર પછીના વર્ષમાં સહેજ સુધારો થયો હતો, જે મોટે ભાગે જળવાઇ રહ્યો છે આ પુસ્તકોમાં પાઠ્યપુસ્તકોના વધારેમા વધારે ટકા છે. મુખ્ય ભાષા બંગાળી છે ત્યારપછી અંગ્રેજી આવે છે જો કે કુલ ભાષાઓ ૨૨ છે. કેટલાંક પુસ્તકો બે અગર વધારે ભાષામાં છે. લગભગ બધુ છાપકામ કલકત્તામાં જ થયું છે

*

*હિંદી કવિ મૈથિલીશરણ ગુપ્તે પોતાની સાહિત્ય કારકિર્દીની શરુઆત પંડિત મહાવીર-પ્રસાદ દ્વિવેદીના તંત્રીપદ હેઠળ ચાલતા ' સરસ્વતી 'માં કાવ્યો લખીને કરી હતી પાછળથી જ્યારે આ કાવ્યો પુસ્તકરૂપે પ્રગટ થયા ત્યારે તેને બદલામાં પુસ્તકોની ૫૦ નકલ ભેટ મળી હતી બીજી આવૃત્તિ વખતે પ્રકાશકોની ઇચ્છા તેટલી નકલો પણ આપવાની નહોતી ! તેથી કવિના ભાઇએ પોતાના ખર્ચે બીજી આવૃત્તિ છપાવી અને પુસ્તકનુ ખૂબ વેચાણ થતાં કવિની કીર્તિ ચોમેર પ્રસરી ગઇ.

*

*હાથરસ ( સંયુક્ત પ્રાંત )માંથી શ્રી. ભગવાનસિંહ વર્માના તંત્રીપદ હેઠળ પ્રગટ થતા માસિક ' ગૌરવ 'માં જણાવ્યા મુજબ સંયુક્ત પ્રાંતની સરકારે હિંદી લેખકો, કવિઓ તથા વિવેચનકારો વચ્ચે વહેંચવા માટે ૧૫,૦૦૦ રૂપિયાની રકમ આપી છે. તે પૈકી કવિ 'નિરાલા'ને ' અપ્સરા ' માટે ૨,૧૦૦ રૂપિયા આપવામાં આવ્યા છે

કઇ રીતે ઇનામ આપવાની પદ્ધતિ છે તેની સરકારે વિગતો આપી હોત તો જનતાને આ બાબત વધુ પ્રકાશ મળત

*

* રાવબહાદુર દાદોબા પાંડુરંગ તરખડકરના રૂ. ૩૦૦૦ના પારિતોષિકની સ્થાપના થઇ ત્યારથી-છેલ્લા બાર વર્ષથી-મુંબઇ યુનિવર્સિટી ગ્રેજ્યુએટે લખેલ શ્રેષ્ઠ મરાઠી ગ્રંથ માટે આ પારિતોષિક નિયમિત અપાયે જાય છે એમ જણાય છે કે પરીક્ષકોના મંડળના ધ્યાનમાં કોઇ યોગ્ય પુસ્તક ન આવવાથી ૧૯૪૮ નું પારિતોષિક આપવામાં આવશે નહિ

*

—છોટાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળી નોંધો '' ઇન્ડીઅન પી ઇ એન ''માંથી સાભાર લીધી છે

# પુસ્તકપસંદગીની સુલભતા

ગુજરાતી સાહિત્યમાં ગ્રંથસ્થ સાહિત્યની વાર્ષિક સમીક્ષા છેલ્લા પંદર વર્ષથી થતી આવી છે, તેમાં કોઈક સમીક્ષક દસકે દસકે બદલાતી સાહિત્યરુચિઓ અને સાહિત્યપ્રકારોને ધ્યાનમાં લઈ નવાં પ્રકાશનોની આંકણી કરે છે તો બીજો વિવેચક સાહિત્યના પ્રકારો–Form–ને વળગી રહી, તેના નિરનિરાળાં સ્વરૂપોનો ખ્યાલ સમીક્ષામાં આંખ આગળ રાખે છે અને ત્રીજો અવલોકનકાર આવા સાહિત્યપ્રકારોને ઉત્તેજનાર તથા પ્રેરનાર યુગબળોનો ઇતિહાસ આંખ આગળ રાખી દરેકનું વિશિષ્ટ અસ્તિત્વ સમજાવવાની નેમ રાખે છે ખરું જોતાં તો આ બધાયે દૃષ્ટિબિન્દુઓ ઓછેવત્તે અંશે સમીક્ષકે ધ્યાનમાં રાખવાં જ પડે છે

પરંતુ પુસ્તકાલયોના ગ્રંથપાલની દૃષ્ટિએ આવી સમીક્ષાઓ વળી બીજા પ્રકારે ઉપકારક બને છે દિવસનું પૂરું એકેક પ્રકાશન આવે એટલી અથવા એથીયે વધારે ઝડપથી અત્યારે ગુજરાતી પુસ્તકો પ્રગટ થઈ રહ્યાં છે ( જો કે ૧૯૪૦ થી ૪૬ નો સમય યુદ્ધપરિસ્થિતિને લીધે એટલો બધો ઝડપી અને ફલદ્રૂપ નીવડી શક્યો નથી ) તેથી સાહિત્યને તેના વ્યાપક અર્થમાં સમજતાં જે અનેક વિષયોપરિના પુસ્તકોનો ફાલ ઊતરી રહ્યો છે, તે બધામાંથી પ્રાણવાન, મૂલ્યવાન તથા બીજા તાત્કાલિક રસના પુસ્તકોની અપેક્ષાએ કંઈક કાયમી વાચનસામગ્રી પૂરી પાડનાર પ્રકાશનોની પદ્ધતિસરની યાદી જિજ્ઞાસુઓની તથા અભ્યાસીઓની આંખ આગળ લાવી શકાય તો વાંચવા યોગ્ય સારાં પુસ્તકોનો લાભ ઉઠાવવાનું તેમને સારુ જરૂર સરળ બની શકે: વર્ષ દરમ્યાન દૈનિકો, અઠવાડીકો, માસિકો અને ત્રૈમાસિકોમાં નવાં પ્રકાશનોની નોંધ, પ્રશસ્તિઓ કે ટીકાઓ છપાતી રહે છે અને તે ઉપરથી વાચકવર્ગને કેટલાંક પુસ્તકો સંબંધી ઓછીવત્તી માહિતી મળતી તો રહે છે, અને તે દ્વારા તેમની જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત બને છે અને તેવાં પુસ્તકો ગમે ત્યાંથી લાવીને પણ વાંચી જોવાની તેમને ઉત્કંઠા થતી રહે છે

પરંતુ એક વર્ષ જેટલા લાંબા ગાળામાં જેટજેટલું છપાતું જાય છે તેટલું એક વ્યક્તિથી યાદ રાખી શકાતું નથી અને તેમ કોઈને યાદ ન રહે તેમાં નવાઈ પણ નથી તેથી એવાં અનેક વર્ષોની પ્રકાશનસામગ્રીને આંખ આગળ રાખવી હોય તો નક્કી કરેલા ગાળાનાં ઉલ્લેખનીય પુસ્તકોની યાદી વખતોવખત પ્રગટ કરતા રહેવું એ ઉત્તમ માર્ગ છે.

શહેરી અને સામાન્ય રીતે ભણેલા વાચકવર્ગને માટે જેમ આવી યાદી ઉત્તમ પુસ્તક મેળવવામાં મદદગાર થાય છે, તેમ કસ્બામાં અને ગામડામાં વસતા ઓછું ભણેલા છતાં જિજ્ઞાસુ એવા વાચકવર્ગને વાંચવા લાયક પુસ્તકો પસંદ કરવામાં મદદ મળે છે અને પોતપોતાની જરૂરીઆત પ્રમાણે પોતાના કસ્બા પુસ્તકાલયમાં કે ગ્રામ પુસ્તકાલયમાં ખરીદ કરવા યોગ્ય પુસ્તકની ભરોસાપાત્ર માહિતી તેમને સુલભ બની શકે છે એટલે ઉભય દૃષ્ટિએ આવી પંચવાર્ષિક યાદીઓ ખૂબ માર્ગદર્શક બની શકે તેમ છે.

પુસ્તકો, ખરું જોતાં, લેખકના અનુભવનો, ચિંતનનો અને તેની ભાવનાનો નીચોડ હોય છે અને તેથી લેખકથી જ્યારે લખ્યા વગર રહેવાતું નથી ત્યારે જ તે લખે છે અને લખ્યા પ

જ્યારે તેને લાગે છે કે તે જનતા માટે પ્રગટ કરવા યોગ્ય છે ત્યારે તે તેને પ્રસિદ્ધિમાં મૂકવા બહુ કરી છૂટે છે પરંતુ બધાં પુસ્તકો માટે આવું કંઈ હોતું નથી જ્યારથી છાપખાનાની મદદ મળતી થઈ અને કાગળના સાધન સુલભ થતાં ગયાં ત્યારથી પુસ્તકોની કીંમત ઘટતી ગઈ છે એટલે જ ચોમાસામાં ફૂટી નિકળતી વાદળની ટોપીઓની જેમ સંખ્યાબંધ પુસ્તકો રોજ-બ-રોજ છપાયે જાય છે અને દુકાનોમાં ખડકાયે જાય છે કહેવાય છે કે દર પખવાડિયે મુંબાઈના બારામાં સ્ટીમરો ભરાઈને છાપેલી નવી ચોપડીઓ હિંદુસ્તાનમાં ઠલવાય છે, એ બધી ચોપડીઓમાં કેટકેટલું સત્ત્વ હશે તે તો સૌ કોઈ સમજુ વિચારી શકે છે આમ હોવાથી જ રસ્કિને પોતાના જમાનાનાં શિષ્ટ અંગ્રેજી પ્રકાશનોને King's Treasure આવું રાજધન ગણાવીને કહ્યું છે કે કેટલાંક પુસ્તકો જ Book for all time હોઈ શકે છે ઘણો મોટો ભાગ Book for the hour ગણવા જેવા હોય છે અને તેથી જ લૉર્ડ બેકને પોતાના 'પુસ્તકો સંબંધી નિબંધ'માં લખ્યું છે કે આવા અનર્ગળ પુસ્તકોના ધોધમાંથી "કેટલાંક ફક્ત દૂરથી જોઈ લેવા જેવાં, કેટલાંક પાનાં ઉથલાવી જોવા જેવાં, કેટલાંક સંપૂર્ણ વાંચ્યા પછી ભૂલી જવા જેવાં, અને બહુ જ થોડાં ફરીફરીને વાંચીને યાદ રાખવા લાયક હોય છે આવાં છેલ્લા વિભાગનાં પુસ્તકોમાંથી જ પ્રજાઓનો સાંસ્કૃતિક જ્ઞાનભંડાર નિર્માણ થાય છે

એ સાચું છે કે પ્રતિવર્ષે, પ્રતિદિવસે અને પ્રતિક્ષણે માણસનો અનુભવ વધતો જાય છે તેની દષ્ટિ વિશાળ થતી જાય છે અને તેનું જીવન વિકસતું જાય છે, જેમ વ્યક્તિગત માણસ માટે કે સમાજ માટે આ સાચું છે, તેમ સાહિત્યમાં પણ એ પ્રકારનું પરિવર્તન નિહાળી શકાય છે પરંતુ આ પરિવર્તન નિહાળવા જતાં આપણી આંખે નજીકની સામાન્ય વસ્તુઓ ઘણી મોટી દેખાવા સંભવ છે, અને દૂરની મોટી વસ્તુઓ નાની લાગવાનો ભય રહે છે. પુસ્તકોની બાબતમાં એમ બને છે કે અમુક પુસ્તક પ્રસિદ્ધ થતાં જ પ્રજાને તેનો મોહ લાગે છે તથાપિ કાળે કરીને નવતા પ્રેમનો ઉભરો શમી જતાં એ પુસ્તક પ્રત્યેનો મોહ ઊતરી જાય છે અથવા ઓછો થાય છે.

પાણીમાં પડેલા પદાર્થો ઊંચાનીચા થઈ ઝોલાં ખાઈ, આખરે પોતાના ગુરુત્વના પ્રમાણમાં અમુક સ્થળે સ્થિર થાય છે કેટલાક તળિયે બેસે છે, કેટલાક અધવચ રહે છે અને કેટલાક સપાટી પર તરતા રહે છે પુસ્તકોની બાબતમાં પણ આવો જ કાંઈ નિયમ પ્રવર્તતો હોય એમ જણાય છે કેટલાક પુસ્તકો થોડો કાળ 'વાહવાહ' બોલાઈ' શકવતી " કહેવાયા છતાં થોડા સમયમાં જ વીસરી જવાય છે, ત્યારે કેટલાક પ્રજાની દષ્ટિ આગળ સર્વદા રહીને વાંચનારને આનંદ આપે છે અને કેટલાંક પુસ્તકો ફરીફરી વાંચતાં તેમાંથી નવો નવો આનંદ સ્ફુરે છે અને પ્રેરણા મળે છે

એટલે જેમ પાણીમાં પડેલા પદાર્થ માટે તેમ પુસ્તકો માટે પણ કહી શકાય, કે અમુક પુસ્તક કઈ જગાએ સ્થિર થશે અને કયું પદ પ્રાપ્ત કરશે તેનો નિર્ણય સમયને આધીન છે કયાં કયાં પુસ્તકો વિસ્મરણરૂપી અગ્નિની આંચમાંથી બચી શકે છે અને તેના ઉપર વર્તમાનમાં શિષ્ટતાની –Classic– ની મહોરછાપ પડે છે તે પણ, આપણે તેમના જમાનાના રાગદ્વેષથી ખૂબ દૂર હોઈએ ત્યારે જ જાણી શકીએ છીએ

આપણે સૌ જાણીએ છીએ કે છપાય એટલું બધું સાહિત્ય નથી સાહિત્યની કસોટીએ ઊતરે તે જ સાહિત્ય ગણાય અને ગમે તેવા કડક ટીકાકારે પણ યાદ રાખવાનું છે કે સાહિત્ય-કૃતિઓની કસોટી સમય કરે છે તેવી કોઈ ટીકાકાર કરી શકતો નથી એટલે જેમાં સાહિત્યનો સાચો અંશ હશે તે પુસ્તક ભલે અમર કે ચિરંજીવ નહિ થાય, છતાં તે વંચાયા કરશે તો જરૂર.

'વાઙ્મય' ને કેટલાક વ્યાપક અર્થમા વાપરે છેઃ ઉચ્ચારમાત્ર, વાણીમાત્ર અથવા લેખમાત્ર–તેને વાઙમય કહીએ તો તેમાં અતિવ્યાપ્તિ આવે છે તેથી વાઙ્મયની જે રચનામાં વાણી અને અર્થનુ સમતોલપણુ હોય–જેમાં એ બન્ને સમબલવન્તાં હોય–જેમ અર્ધનારીશ્વરના રૂપમા કલ્પવામાં આવે છે તેમ–તો તેવું વાઙ્મય જ સાહિત્ય નામને યોગ્ય છે કારણ કે વાણી અને અર્થનું એમાં સાથેસાથ 'સાહિતત્વ'–સાથે હોવાપણું હોય છે આ સાહિત્ય ઊર્મિપ્રધાન અથવા કલ્પનાપ્રધાન હોય તેમ વિચારપ્રધાન પણ હોય' વિચારપ્રધાન સાહિત્યને શાસ્ત્ર કહીએ તો કલ્પનાપ્રધાન સાહિત્યને સારસ્વત અથવા લલિત વાઙ્મય કહેવુ પડશે શાસ્ત્ર અથવા શાસ્ત્રીય વાઙ્મય બુદ્ધિને–મગજને અસર કરે છે તે મુખ્યત્વે વિચારપ્રધાન હોય છે આયુર્વેદ, સમાજશાસ્ત્ર, શિલ્પ, વ્યાકરણ, કોષ, છંદ, રાજનીતિ, રસશાસ્ત્ર, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર વગેરે વિષયોના પ્રશ્નો શાસ્ત્ર–વિભાગમાં જાય છે ત્યારે લલિત અથવા રસાત્મક કે ભાવાત્મક સાહિત્ય હૃદયને–લાગણીને અસર કરે છે' લલિત વાઙમયને તેના બાહ્ય સ્વરૂપ ઉપરથી બે વિભાગમાં વહેચવામા આવે છે ગદ્ય અને પદ્ય જેમા માત્રા, અક્ષર કે શબ્દની ગોઠવણીની બાબતમાં કે પંક્તિઓના માપ સબંધમાં કે સંખ્યાના સબધમા કોઇ નિયંત્રણ નથી હોતું કે બંધન નથી હોતુ, એટલે જે અનિબદ્ધ રચના હોય છે તેને "ગદ્ય' કહે છે, પરંતુ જેમા છંદ' શાસ્ત્રના નિયમોને અનુસરી એકદર પદાવલિની રચના કરવાની હોય છે તેને "પદ્ય" કહે છે

લલિત વાઙ્મયનો રસાત્મક અને પદ્યબદ્ધ વાણીપ્રવાહ તે કવિતા તેનાં વિવિધ સ્વરૂપો આખ્યાન તે મહાકાવ્ય, ખંડકાવ્ય, ગીતકાવ્ય અથવા પ્રબધ, મુક્તક કે સુભાષિત અને ઊર્મિગીત.

પદ્ય સિવાયના ગદ્ય સ્વરૂપના જે પ્રકારાન્તરો તે નવલકથા, નવલિકા, સવાદ, નાટક, નિબધ, જીવનચરિત્ર વગેરે

પ્રસ્તુત પંચવર્ષીય પુસ્તકોની યાદી તરફ હવે વળીએ તો જણાશે કે એકદર ગ્રંથોમાંથી શાસ્ત્રીય વિભાગના પ્રકાશનો કરતાં લલિત વાઙ્મયનાં પુસ્તકોની સખ્યાનુ પ્રમાણુ વિશેષ છે કારણ કે વાર્તા જેવા મનોરંજનના સાહિત્ય પ્રત્યે વર્તમાન ગુજરાતી પ્રજાનો પ્રેમ બેહદ વધતો જાય છે. પરિણામે બીજા સાહિત્યપ્રકારોનુ ખેડાણુ જોઇએ તેટલું સંતોષકારક થતુ નથી

વળી જનતાની રુચિ પુસ્તકના બાહ્ય રૂપરંગપર વધારે પડતી ખેચાવા લાગી છે વાર્તા, નાટક અને બાલઉપયોગી રંજનપ્રધાન પુસ્તકો જ નહિ પરંતુ કાવ્યવિવેચન અને નિબધ જેવા ચિંતનપ્રધાન પુસ્તકોને પણ હાલના જમાનામા સચિત્ર બન્યા વગર ચાલતું નથી. પરિણામે ગ્રથવાનું વસ્તુ ઠીકઠીક કે નમાલું હોવા છતા કેવળ બહારના ઠઠેરા ઉપરથી પુસ્તકો વાચકનુ આકર્ષણ કરાવવા ઇચ્છે છેઃ પુસ્તકનુ ઉપરણુ (જેકેટ) પણ તેને રૂપેરગે રૂડુ બનાવવામા સરસાઇ કરે છે, પરંતુ મુદ્રણકલાના આવા વરણાગીઆવેડાથી પ્રકાશનમાત્રને શણગારવાથી એક પ્રકારની બજારુ વૃત્તિ પ્રકાશકોમાં બહાર પડી આવે છે તે ઇષ્ટ નથી *

—પ્રા. ડૉ. મંજુલાલ ર. મજમુદાર

* 'નોંધપાત્ર ગુજરાતી પુસ્તકો' (તૈયાર કરનાર શ્રી ર સ. ત્રિવેદી) ના પરિચય તરીકે લખેલો આમુખ

# અલભ્ય ગ્રંથોના સેવાભાવી સંગ્રાહક

## ( વડોદરાના શ્રી. રમણીકરાય દેસાઈ )

"રમણીકભાઇ ! આવું કે ?"

"ઓહોહો ! મુરબ્બી ! આજે કાંઇ અહીં ભૂલા પડયા ? આવો, આવો"

" 'ગરજે બિચારી બાપડી, ગરજે ગોથાં ખાય ' એ કહેવત કાંઇ ખોટી નથી, હું ગરજે જ આવ્યો છુ."

"બોલો, ભરતભાઇ ! મારા લાયક કામ હોય તે જરૂર ફરમાવો"

'રમણીકભાઇ ! જૂનાગઢમાં સાહિત્ય પરિષદ સંમેલનનું અધિવેશન ભરાવાનુ છે તેના અંગે નિબંધ લખી મોકલવાનુ આમંત્રણ મારા તરફ આવ્યુ છે. કાંઇક નવતરો નિબંધ લખવામા તમે મને જરૂર મદદરૂપ થઇ પડશો, એવી શ્રદ્ધાથી હું તમારી પાસે આવ્યો છું."

"હું તમને જરૂર મદદ કરુ, મારો આ આખો ગ્રંથસંગ્રહ તમારા સામે ખુલ્લો જ છે તમે જે પ્રકારના ગ્રંથો જોવા માગતા હો તે પ્રકારના ગ્રંથો હું તમને અહીં હમણાં જ લાવી આપું બોલો"

"ના, એમ નહિ, રમણીકભાઇ ! તમે જ કંઇક નવતરો વિષય સૂચવો. પછી બીજી વાત"

"એમ છે ? ત્યારે તો કોષકાર તરીકે તમે આપણા કોષસાહિત્ય વિષે ટૂંકી માહિતી આપનારો નિબંધ લખો, એમ હું ઇચ્છુ છુ તમને એ વિષય પસંદ હોય તો પેલા ખૂણામાં પડેલો કોષોનો સંગ્રહ તમારી સમક્ષ હું રજૂ કરી દઉં"

"હા, રમણીકભાઇ ! એ વિષય સુંદર છે. મને એ ખૂબ ગમ્યો ચાલો, તમારા સંગ્રહમાંના બધા કોષો અહીં લાવી મૂકો એટલે આપણે બંને મળીને જરૂરી ટાંચણ કરી લઇએ. પછી હું મારી મેળે મારો નિબંધ ઘરે લખી રહીને જૂનાગઢ રવાના કરી દઇશ".

"ચાલો ત્યારે, એમ જ કરીએ"

*

ઉપરના સંવાદમાં જે રમણીકભાઇનો ઉલ્લેખ થયો છે તેમનુ નામ શ્રી. રમણીકરાય શ્રીપતરાય દેસાઇ છે. તેઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છે અને ભરૂચના વતની છે તેમના પિતાશ્રી વડોદરામાં અગ્રગણ્ય વકીલ ગણાતા હતા તેમને બીજા ત્રણ ભાઇઓ છે. વડોદરામા ન્યાયમંદિરથી નાટકશાળાઓ તરફ જતા મદન ઝાંપા રોડ ઉપર ડાબા હાથે તેમના અવિભક્ત કુટુંબનુ નાનકડું મેડાબંધ મકાન છે

શ્રી રમણીકભાઈ શરીરે ભરાવદાર નથી, તેઓ આજના જમાનાની કોલેજની કેળવણી પામ્યા નથી, તેમ છતાં પણ અપ્રાપ્ય ગ્રંથોનો સંગ્રહ કરવા માટેની તેમની ધગશ તેમની સ્થિતિ

ભોગવતા ગણ્યાગાંઠયા લોકોમાં જ જોવામાં આવે છે તેઓ નોકરીધંધો કરતા નથી, છતાં સ્થિતિસંપન્ન હોઇને સદાસર્વદા જૂના પુસ્તકો વગેરે ખરીદવા પાછળ પુષ્કળ નાણું ખર્ચી શકે છે.

એમના મકાનના બીજા મેડાનો ઓરડો એટલે એમનુ ગ્રંથસંગ્રહાલય પચાસ વર્ષની ઉંમરના આ અપરિણીત રમણીકભાઇ ઘરબહાર હોય તે સિવાયના વખતે પોતાના એ ઓરડામાં પોતાના ગ્રંથસંગ્રહના અંગે કાંઇ ને કાંઇ પ્રવૃત્તિ ચલાવી જ રહ્યા હોય; અને તે જોઈ આપણને આનંદ થાય એમની એવી પ્રવૃત્તિના પરિણામમાં એમણે પોતાના ગ્રંથસંગ્રહને એવી સુંદર રીતે સજેલો ને સાચવેલો છે કે બહારનો માણસ તે જોઇને ખુશખુશ થઇ જાય છે

અગાઉ તો તેઓ પોતાના સંગ્રહમાંના જે આકરગ્રંથો કોઇ લેખકને જોવા કે વાપરવા જોઇતા હોય તે ગ્રંથો તેમને ખુશીથી આપતા પરંતુ આપણા કમભાગ્યે એ રીતે ગ્રંથ લઈ જનાર સારાસારા લેખકોએ એવા ગ્રંથો પાછા મોકલવાના અખાડા કર્યા ત્યારથી આખરે કંટાળી જઇને તેમણે એ પદ્ધતિ બંધ કરી દીધી છે હવે તો તેઓ ક્વચિત જ એ પદ્ધતિનો આશ્રય લે છે. જેને એમના અલભ્ય ગ્રંથોનો લાભ લેવો હોય તે તેમના ઘરે જઈ શકે છે. આવી રીતે અમુક અમુક સદોષ વ્યક્તિઓએ અનેક નિર્દોષ વ્યક્તિઓને એવા ગ્રંથો ઘરે લઇ જવાની સવલતથી વંચિત રાખી છે, એ કમનસીબી નહિ તો બીજુ શુ ?

એમને ગ્રંથસંગ્રહનુ ગાંડુ શી રીતે લાગ્યું, એ પણ જાણવા જેવું છે તેઓ શ્રીમધાજી હાઇસ્કૂલમાં ભણતા તે વખતે સ્વ પ્રિન્સિપાલ હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ પોતાના ઊંડા અભ્યાસનો લાભ પોતાના વિદ્યાર્થીઓને વખતોવખત આપતા રહેતા હતા શ્રી રમણીકભાઇમા એ અભ્યાસના બી રોપાયાં. તેઓ પ્રાચીન ગુજરાતી સાહિત્યના(છૂટકછૂટક)ગ્રંથો પુસ્તકાલયમાંથી લાવી વાંચવા લાગ્યા. આગળ જતાં પોતાની માલિકીના ગ્રંથો હોવાની જરૂર તેમને જણાઇ નાણાં સંબંધી તેમની ઠીકઠીક સ્થિતિએ તેમને આ બાબતમાં યારી આપી એ રીતે તેમણે પ્રાપ્ય તેમ જ દુષ્પ્રાપ્ય અનેક પ્રાચીન ગ્રંથો ભેગા કરવા માંડયા. આગળ જતાં તેઓ દરેક પ્રાચીન કવિને લગતી જરૂરી માહિતી એકત્ર કરતા થયા એમ કરતાં કરતા તેમણે પુષ્કળ માહિતી ભેગી કરી. ત્યારબાદ ચોથી સાહિત્ય પરિષદના અહેવાલ-નિબંધસંગ્રહમાં આપણા પ્રાચીન કવિઓને લગતી માહિતી એકત્ર કરેલી તેમણે જોઇ, અને પાછળથી અનેક વધારાના કવિઓની અનેક કૃતિઓ પ્રસિદ્ધ થયેલી પોતાની નોંધમાં તેમણે જોઈ, એટલે તેમણે મને તેટલો અદ્યતન માહિતીગ્રંથ તૈયાર કરવાનુ નક્કી કર્યું એ ગ્રંથ "પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ" એ નામથી લગભગ છપાઇ ગયો છે ને એકાદ માસમાં પ્રસિદ્ધ પણ થશે એ ગ્રંથ ગુજરાતના લેખકોના જોવામાં આવશે ત્યારે શ્રી. રમણીકભાઈના વિશાળ વાચનની ને અથાગ પરિશ્રમની પ્રતીતિ તેમને જરૂર થશે

શ્રી. રમણીકભાઈને લેખ લખતાં આવડતું નથી, પણ લેખ લખવા માટે જરૂરની બધી માહિતી પૂરી પાડતાં ને તે માટેના ગ્રંથો ઘડીક વારમાં રજૂ કરતા આવડે છે. એમની એ વિશિષ્ટતાનો લાભ અત્યાર સુધીમા આપણા સાહિત્યના અનેક લબ્ધપ્રતિષ્ઠ લેખકોએ ઉઠાવ્યો છે, અને એવા લેખકો મારા વિધાનની સત્યતાની સાક્ષી પૂરે તેમ છે તેમણે પોતાના ગ્રંથની પ્રસ્તાવનામાં શ્રી રમણીકભાઈની અમૂલ્ય મદદનો સાભાર ઉલ્લેખ પણ કરેલો છે

શ્રી રમણીકભાઇના સંગ્રહની મહત્તાનો એક નમુનો આપુ સર સયાજીરાવ મહારાજને સને ૧૯૩૨ માં દયાંગમંકૃત અમુક બે કાવ્યો વાંચવાની તીવ્ર ઇચ્છા થઇ, અને તે વડોદરાની સુપ્રસિદ્ધ સેંટ્રલ લાયબ્રેરીમાથી મગાવવાનો હુકમ તેમણે કર્યો. પરંતુ ત્યાંથી કે બીજા કોઇ પણ સ્થળેથી એ વિષેની માહિતી મળી આવી નહિ ત્યારે છેવટે લાયબ્રેરી ખાતેથી શ્રી રમણીકભાઇને તા ૧૫–૭–૧૯૩૨ નો પત્ર મળ્યો. તેમાં એવુ લખ્યું હતું કે " .. એ કાવ્યો ક્યાંથી મળે એટલે કયા પુસ્તકમાં પ્રસિદ્ધ થયાં છે તે જણાવ્યુ છે શ્રીમંત મહારાજા સાહેબને એ પુસ્તકો વાંચવાં છે તમારી પાસે ' પુસ્તકાલય ' માં છપાયાં છે તેવાં ' પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ ' ની યાદી છે તેમાં દયારામનાં કાવ્યોમાં આ બે કાવ્યો ક્યાંથી મળશે તે જોઈ લખી મોકલશો હજુર ઓફિસે તાબડતોબ માગ્યાં છે માત્ર આ બે માટે અટક્યું છે માટે તપાસ કરી આવેલા માણસ સાથે લખી મોકલશો. "

હું શ્રી રમણીકભાઇને એમનું " પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ " નામનુ પુસ્તક બને તેટલુ પૂર્ણ કરવામાં મદદ કરતો હતો તે વખતે એમની ક્ષણિક ગેરહાજરીનો લાભ લઇ મે એમના સંગ્રહમાંની એક ફાઇલમાં ઉપરનો પત્ર અચાનક જોયો, એટલે એમની જાણ બહાર મે એનો ઉતારો કરી લીધો હતો આજે આટલાં વર્ષે એ ઉતારો પ્રસિદ્ધ કરૂ છુ તેથી શ્રી રમણીકભાઇને જરૂર અચંબો થશે, પણ તેમને એ બાબતમા મને દરગુજર કરવા વિનંતિ કરુ છુ

આ લેખની શરૂઆતમાં મેં જણાવ્યુ છે તેમ એમણે મને પોતાના કોષસંગ્રહનો પૂર્ણ ઉપયોગ કરવા દીધો હતો તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવા બે કોષો મને જણાયા –(૧) સને ૧૮૨૧ મા છપાઇ બહાર પડેલી જૉન્સનની અંગ્રેજી ડિક્સનરી સહેજસાજ ઘસારા સિવાય બહુ સારી સ્થિતિમાં સચવાઇ રહી છે, અને તે અન્ય સ્થળે જોવા મળે કે કેમ એની શંકા રહે છે. (૨) સને ૧૮૪૬ મા છપાયેલી મિરઝા મહમદ કાસીમની ગુજરાતી–અંગ્રેજી ડિક્શનરી પણ સુંદર સ્થિતિમાં સચવાઈ રહેલી છે, અને તે ' નર્મકોશ ' ની પુરોગામિની છે, એ એની વિશિષ્ટતા છે એ રીતે એમની પાસે જે કોષસંગ્રહ છે તે અન્ય કોઇ વ્યક્તિ કે સંસ્થા પાસે હશે કે કેમ ? એ વિષે શંકા રહે છે

વારુ, જેને પ્રાચીન ગુર્જર કાવ્યોની માહિતી મેળવવી હોય તેને શ્રી. રમણીકભાઇના સંગ્રહમાંથી ' પ્રાચીન કાવ્ય ત્રિમાસિક ' ના તમામ અંકો, ' પ્રાચીન કાવ્યમાળા ' ના તમામ ભાગો, ' આનંદકાવ્ય મહોદધિ ' ના ગ્રંથો વગેરે જૂના અપ્રાપ્ય ગ્રંથો જોવા મળી શકે છે આ કાંઇ થોડુ છે ?

વળી જેને રંગભૂમિનાં ગાયનોના ઇતિહાસનો અભ્યાસ કરવો હોય તેને શ્રી રમણીકભાઇ પાસેથી જૂનાંનવાં નાટકોનાં ગાયનોની લગભગ હજાર ચોપડીઓ જોવા મળી શકે તેમ છે આ કાંઈ ઓછુ છે ?

વળી જેને સંગીતશાસ્ત્રના સાહિત્યનો અભ્યાસ કરવો હોય તેને શ્રી રમણીકભાઇ આશરે બસો પુસ્તકો જોવા માટે પૂરાં પાડી શકે તેમ છે. આ કાંઈ જેવુ તેવુ છે ?

વળી જેને ગુજરાતી નાટ્યસાહિત્ય વિષે અભ્યાસ કરવો હોય કે માહિતી જોઈતી હોય તેને શ્રી. રમણીકભાઇ સંપૂર્ણ અને છાપેલા આશરે પોણાબસો નાટકો રજૂ કરી શકે તેમ છે. આ કાંઇ નાનુસૂનુ છે ?

વળી જેને ચિત્રોનો અને છબીઓનો ચિત્રકારવાર સમઢ પોતાના અભ્યાસાર્થે જોવો હોય તેને આશરે બે હજાર ચિત્રો વગેરેની જુદી જુદી ફાઇલો. શ્રી. રમણીકભાઇના સંગ્રહમાંથી જોવા મળી શકે તેમ છે એ કાંઇ જેવુ તેવુ છે ?

વળી વડોદરા શહેર વિષે જેને માહિતી જોઇતી હોય તેને શ્રી રમણીકભાઇ સિવાય બીજો કોઇ ભાગ્યે જ પૂરી માહિતી પૂરી પાડી શકે તેમ છે "શારદા" માસિકના સન ૧૯૪૨ થી સન ૧૯૪૫ સુધીના ચાર ખાસ "વડોદરા-અંક" પ્રસિદ્ધ થયા છે તેમા શ્રી રમણીકભાઇનો ઠીકઠીક ફાળો છે, અને તે તેમની પાસેની તમામ હકીકતની સંગીનતાની સાક્ષી પૂરે તમ છે

એ ઉપરાંત વિવિધ પત્રોના પાછલા દિવાળી-અંકો, પતેતી-અંકો, વિશેષાંકો વગેરે તેમ જ વિશેષ અભિનન્દન-ગ્રંથો, સાહિત્ય પરિષદના અહેવાલ-નિબંધસંગ્રહના તમામ ગ્રંથો જૂની જૂની ગ્રામોફોન-રેકર્ડો વગેરે વગેરે શ્રી રમણીકભાઇના સંગ્રહમાંની વિશેષ સામગ્રીનો ઉપયોગ પણ જેને કરવો હોય તે ખુશીથી કરી શકે છે

શ્રી રમણીકભાઇના સ્વભાવમાં મિઠાશ છે, સેવાભાવના છે, અભ્યાસીને યથાશક્તિ ને યથાભક્તિ મદદ કરવાની ધગશ છે, પોતાના સંગ્રહનો જેટલો વધારે ઉપયોગ થાય તેટલો કરવા દેવાની તમન્ના છે પરમેશ્વર તેમને આવા અસાધારણ ગ્રંથસંગ્રહ શોખની સાથે સાથે લેખનપ્રવૃત્તિનો શોખ પણ અર્પ્યો હોત તો તેઓ અત્યાર સુધીમાં ક્યારના આગળ આવી ગયા હોત, અને ગુજરાતી સાહિત્યકારોમાં તેમણે અનોખુ સ્થાન ક્યારનું પ્રાપ્ત કરી લીધુ હોત પરંતુ તેઓ મૂગા લેખક-સેવક બનવામાં જ પોતાનુ કર્તવ્ય માને છે એટલે એમના અપૂર્વ સામગ્રી જેમના જાણવામા આવેલી છે તેઓ તો તેમનો લાભ ઉઠાવે છે, પણ સાધારણ જનતાને તેમના વ્યક્તિત્વનો ને તેમની સાધનસંપત્તિનો પરિચય થયેલો નથી

આ લેખમા એમના વિષે જરૂરી માહિતી આપવાનુ મને ઇષ્ટ લાગ્યુ છે "સાંજ વર્તમાન"ના સં ૨૦૦૪ના દીપોત્સવી અંકમા શ્રી રામુ ઠક્કરે "ગુજરાતના અરવા ગ્રંથપાલ" નામક લેખ છપાવ્યો છે તેના ઉપરથી મારો આ લેખ લખવાની પ્રેરણા મને મળી છે. આપણા જૂનાનવાં લેખકલેખિકાઓ શ્રી રમણીકભાઇના સેવાભાવના પૂરેપૂરો લાભ ઉઠાવશે.

—ભરતરામ ભાનુસુખરામ મહેતા

---

—"જે માણસો ઉમદા વિચારોની સોબતમા રહે છે, તેમને એકલા સમજવા નહિ, કેમકે રૂડા અને સત્ વિચારો મોહ અને લાલચના સમયમના દયાના દૂત થઈ પડે છે તેઓ આપણા આત્માને પવિત્ર રાખીને તેનું સંરક્ષણ કરે છે વળી કર્મ-બીજ પણ એવા વિચારોમા જ ગુપ્ત રહેલાં હોય છે. કેમકે એકાદ અસરકારક વચન આપણને હમેશાં રૂડા કૃત્ય કરવાને પ્રેર્યા કરે છે."

—"પુસ્તક એક જીવતો નાદ છે, પુસ્તક એ એક બુદ્ધિ-વાદિત્ર છે જે કોઇ કાન દે, તેનાથી એ નાદ સંભળાય છે, અને તેથી જ આપણે પ્રાચીન કાળના મહાત્માઓની સત્તામા સદાકાળ રહી શકીએ છીએ"

# મુંબાઇ ઇલાકાની પુસ્તકાલયપ્રવૃત્તિને

મુંબાઈ ઇલાકામાં પુસ્તકાલય પ્રવૃત્તિ ખીલવવા માટે હરિપુરા મહાસભાની બેઠક વખતે, પુસ્તકાલય પ્રદર્શન યોજી એ પ્રવૃત્તિને આગળ વધારવા પ્રયત્ન શરૂ કરવામાં આવ્યા છે. નામદાર વડા પ્રધાને (ખેર સાહેબે) વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ નિયામક સ્વ મોતીભાઇ અમીન સાહેબ પાસે એ માટેની એક યોજના તૈયાર કરાવી તેને લગતી યોજનાનો અમલ કરવાનું શરૂ કર્યું છે આ પહેલાં અમદાવાદ જિલ્લામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના વ્યવસ્થાપકોએ ગુજરાત પુસ્તકાલય મંડળ સ્થાપી તે દિશામાં કામકાજ શરૂ કર્યું છે અને સુરત જીલ્લામાં માનનીય શ્રી પુરુષોત્તમદાસ ઠાકોરદાસની ઉદાર સખાવતથી પુસ્તકાલય યોજના અમલમાં આવી ચૂકી છે પરંતુ આ યોજના પુણ્યશ્લોક સ્વ શ્રીમંત સર સયાજીરાવની ઇચ્છા પ્રમાણે અમેરિકાનાં ગામડાની માફક આખાય મુંબાઈ ઇલાકામાં શરૂ કરાવવી હોય તો હવે શું કરવું જોઇએ, એ વિચારીએ.

પહેલાં તો વડોદરા રાજ્યની જેમ આખા ઇલાકા માટે એક પ્રચારના ધ્યેયલક્ષી પુસ્તકાલય મંડળ યોજવું જોઇએ આ મંડળ દ્વારા જિલ્લા મંડળો, તાલુકા મંડળો અને જૂથ મંડળો રચાવાં જોઇએ. અને ગામડે ગામડે પુસ્તકાલયો ઊભાં કરાવવા અને ગ્રામ જનતાને તેમાં રસ લેતી કરવાના ઉપાયો યોજવા જોઇએ.

• આવાં જિલ્લા મંડળો દ્વારા નીચેનાં કામો હાથ ધરાય :

(૧) પુસ્તકાલયો માહેનાં પુસ્તકો પદ્ધતિસર અને વ્યવસ્થિત રહી શકે એ માટે (ક્લાસિફિકેશન) વર્ગીકૃત પદ્ધતિનો અમલ

(૨) પુસ્તકાલયો સંબંધી તમામ માહિતી રાજ્યાશ્રય, લોકમદદ અને ઇતર રીતે નાણાં કેમ મેળવાય તથા હિસાબી પદ્ધતિ અને પુસ્તકોની આપ-લે વગેરેની પહોંચ-પત્રકો વગેરે કેમ રાખી શકાય તે બાબતના ગામડાંના કાર્યકર્તાઓ અને શિક્ષકોને શિક્ષણ આપવાની યોજના

(૩) શિષ્ટ વાચનના પ્રચારની યોજનાઓ

(૪) પ્રાંતિક પરિષદો ભરાવવાનું; પુસ્તકાલયનાં પુસ્તકો શિષ્ટ ભાષાના વધારે વંચાય તે માટે દીવાલપત્રો-કહેવતો વગેરે પ્રસિદ્ધ કરવાની યોજના.

(૫) પુસ્તકાલયપરંપરીની ઉજવણી—પુસ્તકાલયોની તપાસણીઓ (ઑડિટ) વગેરે વગેરે

(૬) તાલુકાનાં પુસ્તકાલયોના હિસાબ-હેવાલ તૈયાર કરાવવાનું,

(૭) તાલુકામાં શિષ્ટ વાચનનો પ્રચાર કરવાનું, તાલુકાની પરિષદો ભરાવવાનું; તાલુકાનાં પુસ્તકાલયોની તપાસણી કરાવવાનું,

(૮) જિલ્લાના કોઇ પણ તાલુકામાં પુસ્તકાલયો ન હોય ત્યાં ઊભાં કરવા-કરાવવાનું પ્રચારકાર્ય,

# વેગ આપવા માટે શું કરવું જોઇએ ?

(૯) પુસ્તકાલયોને સલાહ-સૂચના આપવાનુ

તાલુકા મંડળો દ્વારા નીચેનાં કામો કરી શકાય—પુસ્તકાલય-વાચનાલયોના અંદાજપત્રો અને હિસાબ તૈયાર કરાવી ખાતામાં મોકલી અપાવવાં, પુસ્તકાલયમાં શિષ્ટ પુસ્તકો જમાવાય તે માટે એવાં પુસ્તકોની યાદીઓ વખતોવખત તૈયાર કરાવવાનુ પુસ્તકોનો જનસમાજ વધારે છૂટથી ઉપયોગ કરે તેવો પ્રબંધ કરવાનુ

જૂથ મંડળોની સભાઓ ગોઠવવાનુ, પુસ્તકાલયોની તપાસણી માટે માનદ પ્રચારકો ઉભા કરવાનુ, અને શિક્ષણવર્ગોમાં ઉત્સાહી માણસોને મોકલવાનુ;

જૂથ પુ. મંડળો પોતાના જૂથમાં આવેલા પુસ્તકાલયોની તપાસણી કરવા કરાવવાનું. અંદાજપત્ર-હિસાબ હેવાલ, પુસ્તકો, વર્તમાનપત્રો, લાકડી સામાન વગેરેની યાદીઓ તૈયાર કરાવવાનુ, ફંડ-ફાળાના હિસાબ પદ્ધતસર રખાવવાનુ, લોકમદદ ઉભી કરાવવામાં મદદ કરવાનુ, શિષ્ટ વાચન પ્રચાર માટે પ્રયત્ન કરવાનુ, વાચક મંડળો ઉભાં કરવાનુ

આ રીતે આ પ્રવૃત્તિને વેગ આપવા યોજના કરવી જોઇએ વડોદરા રાજ્યમાં આ પ્રવૃત્તિ ફૂલી ફાલી છે પરંતુ વડોદરા રાજ્યનું મુંબાઇ ઇલાકા સાથે વિલીનીકરણ થવાથી હવે આ બધી પ્રવૃત્તિ કરમાઇ જશે એવી ભીતિ કેટલાકને ઊભી થઈ છે

મુંબાઇ ઇલાકાના નાં૦ વડા પ્રધાન ખેર સાહેબ તો વડોદરા રાજ્યની આ પ્રવૃત્તિથી ભાગ્યે જ અજાણ હશે. પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્યપ્રણેતા પૂજ્ય મોતીભાઇ અમીન સાહેબના સંસર્ગમાં આવી તેમણે આખીયે યોજના મુંબાઇ ઇલાકા માટે તૈયાર કરાવેલી છે એટલે હવે અત્યાર સુધી વડોદરા રાજ્યમાં ચાલતી પ્રવૃત્તિ વિલીનીકરણ પછી અટકી ન પડે એ જોવાનુ કામ આપણા નામદાર વડા પ્રધાન સાહેબનુ છે

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ માત્ર રાજ્યાશ્રયથી નહોતી ચાલતી, પણ રાજ્ય અને પ્રજાના સહકાર વડે ચાલતી હતી. પ્રજા પોતાનાં નાણાં ઊભાં કરતી, રાજ્ય નાણાંની મદદ કરતુ, પંચાયતો તેટલી જ બીજી મદદ આપતી, અને પ્રજાજનો તેનો ઉપભોગ કરતા

પ્રજાજનોએ જ આ માટે પ્રજાકીય બે મંડળો ઊભા કરેલા છે, અને અત્યારસુધી આ મંડળો સુંદર કામ કરે જાય છે.

(૧) પુસ્તકાલય સહાયક સહકાર મંડળ—રાજ્યના તમામ પુસ્તકાલયોને વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો, બાળસાહિત્ય, રમતગમતનાં સાધનો, સ્ટીરીઓસ્કોપ, કાર્ડ્સ, ફોર્મ્સ, લાકડી સામાન વગેરે પૂરા પાડવા ઉપરાંત કાયમ ફંડના વ્યાજ અને હિસાબ વગેરે રાખી પુસ્તકાલયોને મદદ કરે જાય છે.

(૨) વ. રા. પુસ્તકાલય મંડળ —જે પુસ્તકાલયોના હિસાબ–હેવાલ પદ્ધતસર મળી જાય, પુસ્તકાલયોની તપાસણી, દફતરોની વ્યવસ્થા, પુસ્તકોની વ્યવસ્થા, વર્ગીકૃત પદ્ધતિ, શિક્ષણવર્ગો, શિષ્ટ વાચનપ્રચારની વ્યવસ્થા, પરિષદો ભરાવવી, વગેરે કામ કરે જાય છે.

આ બન્ને મંડળોનું કાર્યક્ષેત્ર હવે મુંબાઈ ઇલાકા સુધી વિસ્તારવું જોઇએ આ માટે વિચાર કરવા વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળની એક વાર્ષિક સભા તા ૨૮ ઑગસ્ટ ૧૯૪૯ રવિવારે મધ્યવર્તી પુસ્તકાલયના મકાનમાં મળી હતી અને તેમાં ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર અને મુંબાઇ સરકારે પુસ્તકાલયો માટે જે એક સલાહકાર સમિતિ નીમી છે તેના પ્રમુખ શ્રી મગનભાઇ દેસાઇ પણ હાજર રહ્યા હતા. સભામાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે આ મંડળને વિસ્તૃત કરવા માટે ધારાધોરણ ઘડવા એક પરિષદ બોલાવવી.

હવે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો સાથે આખાય મુંબાઈ ઇલાકાનાં ગામો અને શહેરોમાં આવેલા પુસ્તકાલયોના સંચાલકોની ફરજ છે, કે વડોદરા રાજ્યની માફક આખાય મુંબાઈ ઇલાકાનાં નાનાં મોટા સર્વ પુસ્તકાલયો વ્યવસ્થિત બને, લોકમદદ સહેલાઇથી એકઠી કરી શકાય, સરકાર મદદ તુર્ત મેળવી શકાય અને એકધારાં સુંદર વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો, બાળ-સાહિત્ય, લાકડી સામાન, હિસાબ પદ્ધતિ માટેનાં ફોર્મ્સ વગેરે વ્યવસ્થિત પહોંચાડી શકાય એ માટે વડોદરામાં આવેલ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા વડોદરા રાજ્યની જેમ આખાય મુંબાઇ ઇલાકાની યોજના અમલમાં મુકાય તેવો પ્રબંધ કરવા કરાવવા કટિબદ્ધ થવું જોઇએ.

આ માટે પુસ્તકાલયના ચાલકો એકઠા મળે અને આ પ્રશ્નોનો નિકાલ સૌ એકઠા મળી કરી શકે એ માટે આખાયે મુંબાઇ ઇલાકાના પુસ્તકાલયોના ચાલકોની પરિષદ આવતા દીવાળીના તહેવારો દરમિયાન મળે તેવો પ્રબંધ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ કરનાર છે. તો તે પ્રસંગે સૌ પુસ્તકાલયોના સંચાલકો ઉત્સાહભેર એકઠા મળે અને આ બધા પ્રશ્નો વિચારે તો સારી પ્રગતિ સાધી શકાય

—મણિલાલ મ. કાશીવાળા

---

—પુસ્તકો કેટલીક વાર ગૂઢાર્થદર્શક ઉપદેશકની, ધર્મપથદર્શક આચાર્યની, ભાવદર્શક મંત્રીની, સાચા સલાહકારની, મધુરભાષી માનુનીની, વાત્સલ્યભરી માતાની, રંજન કરતી નાયિકાની, ઉત્સાહપ્રેરક બંધુની, હાસ્ય કરાવતા વિદૂષકની અને કેટલીક વાર જીવનસંગ્રામમાં વહારે ધાતા યોદ્ધાની ગરજ સારે છે પુસ્તકોની શક્તિનાં માપ માપવાં કઠિન છે પુસ્તકો સંબંધે તો જેટલું લખવું હોય તેટલું લખી શકાય પુસ્તકોમાં તો સાક્ષાત્ પરમાત્મા બિરાજે છે. પુસ્તકો તો જગતનું નૂર છે

"પુસ્તકો માણસની વૃદ્ધાવસ્થામાં જેમ ઉત્તમ પ્રકારનાં સોબતીઓ છે, તેમ તે યુવાવસ્થાના પણ ઉત્તેજક છે જુવાન માણસના મન ઉપર જે પ્રથમ પુસ્તકની ઊંડી અસર થાય છે, તે તેની જિંદગી સુધી વારંવાર સ્મરણીય વસ્તુ થઇ પડે છે. તે વારંવાર તેના જુવાન હૃદયને આનંદ કરે છે, ઉત્સાહને વધારે છે, અને તેના આચરણ ઉપર સ્થાયી અસર કરે છે.

ગુજરાત પુસ્તકાલય પરિષદ સંમેલન : પત્રિકા નં. ૧ લી

## પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસની દૃષ્ટિએ

# એક ઉપકારક વિચારણા

પ્રજાપોષક પુસ્તકાલયપ્રવૃત્તિના રોપને શ્રીમંત સયાજીરાવ મહારાજા અમેરિકાની ફળદ્રુપ ધરતીમાંથી ઉપાડી લાવ્યા, અને ગુજરાતની ફળદ્રુપ જમીનમાં ઉત્સાહભેર રોપ્યો. એની દેખભાળ અને સંવર્ધનની જવાબદારી ગુજરાતના મૂગા સેવક સ્વ. શ્રી મોતીભાઈ અમીનને શિરે નાખી. એ મૂક સેવકે બેન્જામિન ફ્રાંકલિનના ચરિત્રગ્રંથમાંથી પ્રેરણા મેળવીને, પોતાની સ્વતંત્ર ઊર્મિથી ગુજરાતમાં નાના પાયા પર મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના વર્ષો પહેલાં શરૂ કરી દીધી હતી. એટલે એ કામનો તેમને થોડો ઘણો પણ પ્રત્યક્ષ અનુભવ હતો જ. એટલે તેમના ઉપર ઊતરેલી શ્રીમંત મહારાજા સાહેબની પસંદગી બિલકુલ વાજબી હતી.

## વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિ

મોતીભાઈ જેવા બાહોશ પુસ્તકાલયમાળીની કાળજીભરી દેખરેખ નીચે વડોદરા રાજ્યના કલ્યાણ માટે રોપાયેલો પુસ્તકાલયપ્રવૃત્તિનો રોપ દિનપ્રતિદિન ખીલતો જઈ આખરે સુવિશાળ તરુવર રૂપે ફાલી નીકળ્યો. ઉદાર રાજ્યાશ્રયનું જળસિંચન તેને અખંડિત મળતું જ રહ્યું હતું.

સને ૧૯૧૧ માં શરૂ થયેલી વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિ હિન્દની સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિમાં સૌથી પ્રથમ હોઈ તેની પાછળ લગભગ ચાળીસ વર્ષના અનુભવ પડેલા છે. પ્રવૃત્તિના સંચાલન અને નિયમન માટે ધારાધોરણ અને નિયમો ઘડાયેલા છે. પાટનગરના મધ્યસ્થ પુસ્તકાલય ઉપરાંત પ્રાંત, કસબા અને ગ્રામપુસ્તકાલયોના તેમ જ મહિલા અને બાલપુસ્તકાલયોના દોઢેક હજાર સંસ્થાઓ સ્થપાયેલી છે. આ સંસ્થાઓના વાચનભંડોળમાં વધારો કરવા માટે ફરતાં પુસ્તકાલયોની યોજના થયેલી છે. પુસ્તકાલયોનાં મકાનના નકશા બાંધી આપવાની નીતિ પણ સ્વીકારાઈ છે. આ બધી જ બાબતો મુંબઈ સરકારની પુસ્તકાલયપ્રવૃત્તિના સૂત્રધારોને એક યા બીજી રીતે ઉપકારક તેમ જ પ્રેરણાત્મક થઈ પડે તેમ છે એ નિઃસંદેહ છે.

## પ્રવૃત્તિપોષક બે ઉપકારક સંસ્થાઓ

વળી નવાં પુસ્તકાલયો ઉઘાડવામાં જરૂરી પ્રચારકાર્ય દ્વારા ખાતાને મદદ કરવી, જૂનાં પુસ્તકાલયોને તપાસી સુવ્યવસ્થિત બનાવવાં, શિષ્ટ વાચનના પ્રચાર માટે આવશ્યક કોશિશ કરવી, ગ્રંથપાલોની તાલીમ માટે શિક્ષણવર્ગો યોજવા વગેરે વિવિધ કામગીરી બજાવનારું વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તથા પુસ્તકાલય ખાતાએ મંજૂર કરેલા જુદી જુદી સંસ્થાઓના બજેટ પ્રમાણના પત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન, વિવિધ નમૂનાઓ (ફોર્મ્સ) વગેરેનું ઉપયોગી સાહિત્ય એક ધાટીનું અને બને તેટલા કિફાયત દરે પૂરું પાડવા ઉપરાંત પુસ્તકાલયોના અનામત ભંડોળો સુરક્ષિત રાખી યોગ્ય વ્યાજ ઉપજાવી આપવાની યોગ્ય કામગીરી કરતું પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

આ બે સસ્થાઓની કામગીરી અને કાર્યપ્રદેશ વિચારી જોતા તો હરકોઇને સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી કે આ બંને સસ્થાઓ પુસ્તકાલય ખાતાની પૂરક અગ સમી હોઈ વિકસતી હરકોઇ પુસ્તકાલયપ્રવૃત્તિને ઉપકારક થઇ પડવાનો પૂરો સભવ છે ના. મુંબઇ સરકાર આ બન્ને સસ્થાઓની સેવાઓ ઉપયોગમાં લે એ ખૂબ ખૂબ ઇચ્છવા યોગ્ય છે

## મડળનો કાર્યપ્રદેશ વિસ્તારવો જોઇએ.

વડો રા ગજ્ય પુસ્તકાલય મડળનો કાર્યપ્રદેશ અત્યાર લગી વડોદરા રાજ્ય પૂરતો જ રહ્યો છે પરતુ ઓગસ્ટ પહેલીથી રાજ્યનુ સપૂર્ણ વિલીનીકરણ મુબઈ પ્રાતમાં થઇ ગયુ હોવથી એનુ નામ જેમ પલટો માગે છે, તેમ તેનો કાર્યપ્રદેશ પણ વિસ્તાર માગે છે એ દષ્ટિએ બધી બાજુનો વિચાર કરી જોતાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મડળની કારોબારી સભાને આ મડળનુ નામ મહાગુજરાત પુસ્તકાલય મડળમાં ફેરવી નાખવાનુ યોગ્ય લાગ્યુ છે એવા પલટા માટે એણે પોતાના વ્યક્તિગત તેમ જ સસ્થાના સભ્યોની લેખી સમતિ પણ મેળવી લીધી છે છતા આ પ્રશ્ન હવે એકલા વડોદરા રાજ્યના જુના વિસ્તાર પૂરતો જ મર્યાદિત નહિ રહેતો હોવાથી ગુજરાતના સમસ્ત વિસ્તારમાં આવેલી પુસ્તકાલય સસ્થાઓ તેમ જ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવતી વ્યક્તિઓની પણ સમતિ લેવાનુ ઉચિત ગણ્યુ છે, કે જેથી વર્તમાનમાં કે ભવિષ્યમા કોઇનેય મડળના કાર્યપ્રદેશ કે પ્રવૃત્તિઓ સબધમા વાધો લેવાનુ ન રહે સૂચવાયલા નામનો વિચાર કરતી વખતે મડળે ગુજરાતના સમસ્ત જિલ્લાઓ ઉપરાત કચ્છ-સૌરાષ્ટ્રમા વસતી ગુજરાતી ભાષા વાપરતી સમગ્ર જનતાની પણ સેવા બજાવવાની મહત્ત્વાકાંક્ષા રાખી છે એ મુદ્દો ધ્યાનમા લેવા લાગતાવળગતા સર્વ કોઇને વિજ્ઞપ્તિ છે

## પરિષદ નોતરાશે.

પોતાનો આ ઉદ્દેશ પાર પાડવાને મંડળની કારોબારીએ પોતાની છેલ્લી બેઠકમાં સમસ્ત ગુજરાતની મોટી મોટી પુસ્તકાલય સસ્થાઓની તેમ જ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવનાર વ્યક્તિઓની એક પરિષદ નજીકના ભવિષ્યમા બોલાવવાનુ ઠરાવ્યુ છે. અને તેની વ્યવસ્થા માટે એક પેટા સમિતિ પણ નીમી દીધી છે પરિષદનો દિવસ, સ્થળ વગેરે આવશ્યક બાબતોનો નિર્ણય કરી હાલતે પરિષદની યોગ્ય જાહેરાત બહાર પાડવામાં આવશે, તેમ લાગતા વળગતા સર્વ કોઇને રીતસરનાં આમત્રણ મોકલવામાં આવશે. તો આમત્રણને માન આપીને સર્વ આમત્રિતો પરિષદમાં હાજર રહી આખ નો નિર્ણય કરવામા યથોચિત સહાય કરીને પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રમા સમસ્ત ગુજરાતની સેવા કરવાના મહાન ઉદ્દેશવાળુ મહામડળ ઊભુ કરવામાં સાથ પુરાવવાનુ શ્રેય સપાદન કરવામાં પાછા નહિ પડે, એવી આશા રાખીએ તો તે સાર્થ કર્યા વગર નહિ જ રહે

## અભિલાષા

વડોદરામાં સુવ્યવસ્થિત મોટું જાહેર પુસ્તકાલય છે અત્યાર લગી તે રાજ્યના મધ્યસ્થ પુસ્તકાલયનુ માન ભોગવતું રહ્યું છે રાજ્યના પુસ્તકાલય ખાતાનો વહીવટ અત્યાર લગી એના હસ્તક જ ચાલતો રહ્યો છે એટલે પ્રજોપકારક પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસ માટે એની પાસે

અનુભવનું પૂરતું ભંડોળ છે હું તો એમ કહેવાની પણ ધૃષ્ટતા કરી શકું છું કે વ્યાપક ક્ષેત્રની પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલનનો આવો અનુભવ ભાગ્યે જ બીજે મળવો મુશ્કેલ છે એટલે સમસ્ત મુંબઈપ્રાંતના પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલનના ભાગ એના ઘડાયલા અગત્યને હસ્તક મુકાય અને તેમના કાબા જમણા અંગસમી ઉપરોક્ત બન્ને સંસ્થાઓની સેવાઓનો ઉપયોગ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ યોજવામાં યોગ્ય રીતે ઘટાવી લેવાય એ ખૂબ જ ઇચ્છવા યોગ્ય છે

અમારી અભિલાષા તો એવી પણ છે કે વડોદરાને સમસ્ત પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિનું કેન્દ્ર બનાવાય નહેર, આબકારી, આવપત દેરો વગેરે અનેક ખાતાઓની બાબતમાં તેમ થયું જ છે તો પછી પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રમાં એ નીતિ કેમ ન અપનાવી લેવાય।

નાં. ન ચોકસી
સહમંત્રી
વ. રા. પુ. મંડળ

# સફળતાનાં સૂત્રો

(૧) તમારે શું જોઇએ છે તે બરોબર જાણી લો
(૨) એ જાણ્યા પછી બરાબર માર્ગ શોધી કાઢો
(૩) એ માર્ગ ઉપર ચાલી શકો તે માટે સંજોગો પણ એવા ઊભા કરો
(૪) એ કરતાં કરતાં તમારામાં ખૂબ વિશ્વાસ રાખો
(૫) વચ્ચે મુશ્કેલીઓ આવે તો પણ હિંમત ગુમાવશો
(૬) પણ સ્વપ્નામાં નહિ રાચતાં, આંકડાઓનો ખ્યાલ રાખજો
(૭) તમારા નક્કી કરેલા ધ્યેયમાંથી કોઈ વિચલિત કરવા પ્રયત્ન કરે તો મેરૂ જેવા અડગ રહેજો
(૮) એક જ ધ્યેય ઉપર નજર માંડી રાખજો
(૯) સતત મંડયા રહેજો
(૧૦) આ બધું છતાં ય એવી રીતે એ ગોઠવો કે જેનાથી તમને સમય મળે ને વિચારી શકો
(૧૧) જે શક્તિશાળી છે તે નાની વિગતોથી વાકેફ રહે છે, પણ એનાથી જ લદાઇ જતો નથી
(૧૨) 'મને સમય નથી–શું કરૂં ?'–એવું કહેવાનો સમય આવે એવી વ્યવસ્થા કદી ગોઠવશો નહિ
(૧૩) શક્તિશાળી માણસને હંમેશાં પોતાના કાર્ય માટે સમય છે
(૧૪) જે માણસ કામ કરી શકે છે, તેને અન્ય પાસે કામ કેમ કરાવી શકવાં તે પણ જાણવું જોઇએ
(૧૫) શક્તિની શ્રદ્ધા કેળવો.
("પ્રતિમા"માંથી)

# પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડ

## શું શું કાર્ય કરે છે ?

૧ વર્તમાનપત્રો અને માસિકોનુ લવાજમ ભરી પાવતીઓ મંગાવી જે તે પુસ્તકાલયોને તથા અન્ય ગ્રાહકોને મોકલી આપે છે અને તે માટે મહેનતાણા બદલ મનીઓર્ડર ખર્ચની નીમે રકમ લેવામાં આવે છે મુંબાઇ પ્રાંત બહારનું પુરેપુરૂં ખર્ચ લે છે તથા પરદેશના ગ્રાહકો પાસેથી પુરેપુરૂ ખર્ચ લે છે

૨ વાજબી કિંમતે પુસ્તકાલયોને પુસ્તકો પુરાં પાડે છે

૩ પુસ્તકોના રજીસ્ટર, ઈસ્યુબુક, વાચકોની ખાતાવહી વગેરેનાં છાપેલાં ફોર્મ, કબાટ, રબરસ્ટેમ્પ. સ્ટીરીઓસ્કોપ, તથા કાર્ડ્ઝ, દિવાલપત્રો વગેરે પુસ્તકાલયોને ઉપયોગી તમામ પ્રકારનુ સાહિત્ય પૂરુ પાડે છે

૪ પુસ્તકાલયોને ખાસ ઉપયોગી થાય તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરે છે અને વેચે છે પુસ્તકાલય નામનું માસિક ૧૯૨૫ના ઑકટોબરથી પ્રકટ કરે છે.

૫ પુસ્તકાલયોનાં કાયમફંડની રકમો બાંધી મુદતની થાપણ તરીકે સ્વીકારી વ્યાજ આપે છે અને દર વર્ષે જુન આખર સુધીનું વ્યાજ ચઢાવી ચોક્કસ હિસાબ દરેક પુસ્તકાલયને મોકલી આપે છે

૬ પુસ્તકાલયોને લગતા રૂા ૧૦૦) ઉપરાંતના ટ્રસ્ટફંડો સ્વીકારી શરતો પ્રમાણે વહીવટ કરે છે

તમારે જ્યારે જ્યારે કોઇ પુસ્તક, પત્ર યા પુસ્તકાલયને ઉપયોગી કંઇ પણ સાહિત્ય ખરીદવું હોય, ત્યારે ત્યારે જરૂર નીચેનુ સરનામું યાદ લાવશો.

### પુસ્તકાલયોનું પોતાનું મંડળ

## પુસ્તકાલય સ. સ. મંડળ, લિમિટેડ,

પો. બો. ૧૦, રાવપુરા, વડોદરા.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો સન ૧૯૪૮–૪૯ની સાલનો અહેવાલ

સુજ્ઞ મહાશયો,

**રજુઆત.** ૧ પૂરી થયેલી સન ૧૯૪૮-૪૯ સાલનો, રાજ્ય પુસ્તકાલય મંડળનો આવશ્યક અહેવાલ સાલાનુબાદ રજૂ કરવાની રજા લઉં છું

**ઉદ્ભવ અને ઉદ્દેશ** ૨ ઇ સ ૧૯૨૫ માં નવસારી મુકામે ભરાયેલી વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોની પ્રથમ પરિષદને પરિણામે અસ્તિત્વમાં આવેલા આ મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ-

(૧) રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયો અને વાંચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં (૨) પુસ્તકાલયવિહોણાં શાળાવાળાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવમાં ખાતાને સહકાર આપવો (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા શ્રીમંત સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો (૫ પુસ્તકાલય પ્રવૃત્તિપોષક સાહિત્ય પ્રગટ કરવું (૬) સાહિત્યના શિષ્ટ વાચનનો પ્રચાર વધારવો (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા સરકાર તરફથી ભરાય તેમાં મદદ કરવી (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો, અને (૯) પુસ્તકાલય તપાસણીનું કામ કરવું

**પેટા મંડળો** ૩ ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત મહાલ તથા જૂથ મંડળો રચવામાં આવ્યાં છે આ પેટા મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળની સલાહ અને દોરવણી મુજબ પોતાના વિસ્તારમાં યથાશક્તિ કાર્ય કરે છે પૂરા થયેલા વર્ષ દરમ્યાન નવસારી, મહેસાણા, અમરેલી અને વડોદરા એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી મહાલ મંડળો તથા જૂથ મંડળો પૈકી જેઓ જાગતાં છે, યાને જેમની વાર્ષિક સભાઓ અહેવાલના વર્ષે ભરાય છે વા હિસાબ નિદાન આ તરફ આવ્યા છે, તેવાં જૂથ તથા મહાલ મંડળોનાં નામ નીચે પ્રમાણે છે —

## જાગતાં જૂથ મંડળો

૧ વડોદરા પ્રાંત—૧ ડેસર, ૨ વેજપુર, ૩ ઈંદ્રાડ, ૪ પેટલાદ, ૫ વસો, ૬ શિહોલ, ૭ ભાદરણ, ૮ રૂદેલ, ૯ આસોજ મહેસાણા પ્રાંત ૧૦ વેણુપુરા, ૧૧ કબોઈ નવસારી પ્રાંત ૧૨ નવસારી, ૧૩ વેરમા, ૧૪ કામરેજ, ૧૫ ગામપુરા, ૧૬ ઓન્ધા, ૧૭ હજપરૂ, ૧૮ ગૈરણી, ૧૯ ગણદેવી, ૨૦ ગડત, ૨૧ અંબેટા ( ગઇ સાલ ૩૮ )

## જાગતાં મહાલ મંડળો

વડોદરા પ્રાંત ૧ વડોદરા, ૨ પાદરા, ૩ કરજણ, ૪ શિનોર, ૫ સાવલી, ૬ વાઘોડીઆ, ૭ પેટલાદ, ૮ ભાદરણ, ૯ ડભોઇ, મહેસાણા પ્રાંત ૧૦ દહેગામ, ૧૧ કડી, ૧૨ કલોલ, ૧૩ હારીજ, ૧૪ વિસનગર, ૧૫ મહેસાણા, ૧૬ ખેરાળુ, ૧૭ પાટણ ૧૮ ચાણસ્મા, ૧૯ વિજાપુર, નવસારી પ્રાંત ૨૦ નવસારી, ૨૧ ગણદેવી, ૨૨ પલસાણા, ૨૩ કામરેજ, અમરેલી પ્રાંત ૨૪ અમરેલી, ૨૫ દામનગર, ૨૬ રતનપુર, ૨૭ ઓખામંડળ (ગઇસાલ ૩૦)

**પરિષદ પ્રવૃત્તિ**

૪ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એક ધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઈતી સવલતો તથા મદદોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સને ૧૯૨૪–૨૫ થી શરૂ થયેલી મંડળની પરિષદ પ્રવૃત્તિ જારી જ રહી છે વિશ્વવ્યાપી બીજા યુદ્ધના સબબે ઊભી થયેલી અસહ્ય મોંઘવારી, અન્નસંકટ, તેમજ પ્રવાસ-માર્ગની તકલીફો હજી કાયમ રહેવાથી અહેવાલવાળા વર્ષે એ માટે આગ્રહ રાખવાનું ઇષ્ટ ગણવામાં નહોતું આવ્યું છતાં મહેસાણા પ્રાંતના પાટણ અને દહેગામ મહાલે પોતાની ત્રીજી તથા ચાણસ્મા મહાલે પોતાની ૮ મી પરિષદ અહેવાલવાળા વર્ષે ભરવાનો ઉત્સાહ દેખાડ્યો હતો

**શિક્ષણવર્ગ**

૫ પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલન માટે ઉપકારક ગણાતી મંત્રી તથા ગ્રંથપાલોની તાલીમ માટે મંડળે ૧૯૩૧ થી શરૂ કરેલી પ્રાંતવાર શિક્ષણવર્ગો ભરવાની યોજનાનો અમલ, ચાલુ રહેલી મોંઘવારી અને ખાદ્ય પદાર્થોની તથા પ્રવાસમાર્ગની હાડમારીને કારણે વચમાં ચારેક વર્ષ મોકૂફ રહેલો તે ગઇ સાલથી પુનઃ શરૂ કરવામાં આવ્યો છે. અહેવાલવાળા વર્ષે મહેસાણા પ્રાંતના ચાણસ્મા મહાલના બહુચરાજી ધામે મુખ્યત્વે કરીને પાટણ, ચાણસ્મા અને હારીજ મહાલ માટેનો વર્ગ ભરવામાં આવ્યો હતો એ વર્ગનો લાભ ઉપરના ત્રણ તાલુકા ઉપરાંત કડી, ખેરાળુ અને વિસનગર મહાલના ગ્રંથપાલ-મંત્રીઓએ પણ લીધો હતો એકંદર ૩૬ જણે વર્ગનો લાભ લીધો હતો, અને પુસ્તકાલય અંગેના વહીવટની તાલીમ મેળવી હતી.

**સંમેલનો**

૬ પરિષદો ભરવાની મુશ્કેલીના સમયમાં પણ પરિષદ પ્રવૃત્તિના મૂળભૂત ઉદ્દેશોને બની શકે તેટલા પ્રમાણમાં બર લાવવા ખાતર મંડળે, મંત્રી સંમેલનો ભરવાની યોજના સન ૧૯૪૬–૪૭ ની સાલથી હાથ ધરી છે તે મુજબ અહેવાલના વર્ષે ૨ પ્રાંત સંમેલનો અને ૬ મહાલ સંમેલનો ભરવામાં આવ્યાં હતાં પ્રાંત સંમેલનો વડોદરા અને મહેસાણા પ્રાંતનાં હતાં, જ્યારે મહાલ સંમેલનો (૧) વડોદરા, (૨) સાવલી, (૩) વાઘોડીઆ, (૪) કરજણ, (૫) મહેસાણા, અને (૬) ... લ મહાલોનાં હતા. તેમાં કાર્યકરોની વિવિધ મુશ્કેલીઓ સંબંધમાં યથાયોગ્ય વાટાઘાટ અને વિચારોની આપલે કરી, જે તે પ્રાંત તથા મહાલની પુ પ્રવૃત્તિની પ્રગતિ સાધવાની અને સંગીનતા વધારવાની પ્રેરણા કરવામાં આવી હતી

૭ પુસ્તકાલય સંસ્થાનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે માનદ તથા પગારદાર પ્રચારકો દ્વારા તપાસણી વ પ્રચારકાર્ય કરવાની મંડળની નીતિ જારી રહી છે. અહેવાલના વર્ષે સાત માનદ મહાલ પ્રચારકોએ ૫૦ સંસ્થાઓની ભેટ લીધી હોવાનું જણાયું છે.

તપાસણી

માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ મંડળે સન ૧૯૩૫–૩૬ થી સ્વીકારી છે. આર્થિક તેમજ વ્યવહાર કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ સન ૧૯૩૯–૪૦ થી સ્વીકારવામાં આવ્યું છે. તેને અનુસરીને, નિવેદનના વર્ષે વડોદરા-નવસારી પ્રાંતોના પગારદાર પ્રચારક તરીકે રા. છગનભાઈ મથુરભાઇ પટેલની સેવા ચાલુ રખાઇ હતી. મહેસાણા-અમરેલી પ્રાંતો માટેના પ્રચારકની ખાલી રહેલી જગાએ રણાપુર તા. કરજણના વતની રા. છીતાભાઇ બહેચરભાઇ પટેલની નીમણોક ત્રણ માસ માટે અખતરા તરીકે કરવામાં આવેલી, પરંતુ એ ભાઇને કૌટુંબિક મુશ્કેલીઓના સબબે પરપ્રાંતની કામગીરી ફાવતી નહી આવવાથી ત્રણ માસની મુદ્દત પૂરી થયા પછી તેઓ નોકરીમાં વધુ ચાલુ રહ્યા નથી. એટલે એપ્રિલ મહિનાથી એ જગા પાછી ખાલી પડેલી છે. તેને માટે યોગ્ય ઇસમ ખોળી કાઢી તેની ભલામણ કરવા સંબંધકર્તા પ્રાંત મંડળોને વિનંતિ કરવામાં આવે છે.

પૂરા થયેલા વર્ષ દરમ્યાન, રા. છગનભાઇએ વડોદરા પ્રાંતનાં ૧૮૭ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૧૭૫ દિવસની થઇ છે, ત્યારે મહેસાણા પ્રાંતના કામચલાઉ પ્રચારક રા. છીતાભાઇ પટેલે જાનેવારી '૪૯ થી માર્ચ '૪૯ ના ત્રણ મહિનાની નોકરીમાં કુલ ૬૧ ગામોની ફેરણી કરી હોઇ એમની એકંદર કામગીરી ૫૪ દિવસની થઇ છે. અત્રે ખાસ નોંધ લેવાની ઘટે છે કે, અહેવાલના વર્ષમાં માહે એપ્રિલ '૪૯ થી જુલાઈ '૪૯ ના ચાર મહિના માટે, વડોદરા પ્રાંત પ્રચારકની સેવા, વડોદરા પ્રાંત દુષ્કાળ રાહત સમિતિને ઉછીની આપવામાં આવી હતી, તેને લઇને અહેવાલના વર્ષે એમની પુસ્તકાલય તપાસણી અંગેની કામગીરી ઓછી નોંધાવા પામી છે.

નિવેદનના વર્ષ દરમ્યાન પ્રાંતપ્રચારકોએ કરેલી ૨૪૮ સંસ્થાઓની કામગીરીમાં રાજ્ય પ્રચારકની ફેરણીની ૫૪ અને માનદ મહાલ પ્રચારકોની કામગીરીની ૫૦ સંસ્થાઓનો ઉમેરો કરતા, અહેવાલવાળા વર્ષે કુલ ૩૫૨ સંસ્થાઓની તપાસણી પ્રચારક સંસ્થા દ્વારા મંડળે કરી છે. પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા માટે પરિશિષ્ટ ૭મું જોઇ લેવા વિનંતિ છે. માનદ મહાલ પ્રચારક ભાઈઓની કામગીરી ગઇ સાલ કરતાં લગભગ અર્ધી ગણી છે, તેની સખેદ નોંધ લઇએ છીએ. ૭માં ૭ સિવાયના બીજા માનદ પ્રચારકો આખું ય વર્ષ શાંત રહેલા જણાયા છે, તે ઠીક નથી થયું. જેમણે કામગીરી બજાવી છે, તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે, અને બધાયને આ નૂતન સાલમાં, વધારે ઉત્સાહ દેખાડવાની હાકલ કરવામાં આવે છે.

૮ પગારદાર પ્રચારકો ફેરણી દરમ્યાન કેવા પ્રકારની કામગીરી કરે છે તેનો ખ્યાલ નીચેની વિગતો પૂરો પાડશે —

(૧) પુસ્તકોને શિક્કા લેબલ જ્યાં થયેલાં ન હોય ત્યાં તે જાતે મદદ કરીને કરાવી લેવાં

**પગારદાર પ્રચારકોની કામગીરી**

(૨) નવીન આવેલાં પુસ્તકો જનરલ રજિસ્ટરમાં ચઢાવીને તેમનું વર્ગીકરણ કરી આપી નામવારી તથા વિષયવારી પત્રકો તૈયાર કરાવી લેવાં, (૩) છૂટું ધયેલાં તેમજ ઉપ છયી બમઠેલાં માસિકો વગેરેનું સાહિત્ય કમી કરી આપી તેનુ તેમજ બીજી પસ્તીનું વેચાણ રૂબરૂમાં કરાવી નહિને ઉપજેલી રકમ રોજમેળમાં જમા કરાવી લેવી. તથા તેનો ઉપયોગ કરાવેલે ધોરણે કરવા બાબત સમજ આપવી (૪) ગેરવહને પડેલાં તથા ઘસારાથી નકામાં બનેલાં પુસ્તકોની યાદી કરાવી તેને કમી કરાવી લેવા યોગ્ય અધિકારી તરફ રિપોર્ટ કરાવવો. (૫) દફતરી કાગળોની પૂર્ણતા કરાવી સરચના શિક્કા તથા અનુક્રમ નંબર નંખાવી એકુજાત કરાવી લેવી (૬) લોકમદદની રકમની પાવતી આપવાનો વહીવટ ન હોય ત્યાં તે દાખલ કરાવવો (૭ રોજમેળ પદ્ધતસર લખી જે તે રકમ સામે વાઉચર કે પાવતીનો નંબર લખવાની સમજૂત આપવી. (૮) ત્રિમાસિક તથા વાર્ષિક નિવેદનો તેમ જ અંદાજપત્રો તૈયાર કરવામાં મદદ કરી રવાના કરાવવાં (૯) વાચનાલયવાળાં ગામો એ પુસ્તકાલયો ખોલવા માટે જરૂરી પ્રચાર કરી રકમ ભેગી કરાવીને પુસ્તકાલય માટે માગણી કરાવવી (૧૦) પછાત ગામોને હીરકનિધિમાંથી મળતો લાભ મેળવીને પુસ્તકાલયો એ લાવી લેવાની પ્રેરણા કરવી (૧૧) વાચક મંડળના લાભ સમજાવી એવા મંડળો સ્થાપવાને પ્રેરવાં (૧૨) ભણતાં તથા ઊઠી ગયેલાં બાળકોને પુસ્તકો છૂટથી વાંચવા આપવાની સમજણ પાડવી, તથા વર્ગ ૩થી ૭માં ભણતાં બાળકોને રૂબરૂમાં પુસ્તકો વાંચવા આપવા (૧૩) પછાત કોમોના લોકોને એ લાવી તેમને વાંચનનો લાભ સમજાવવો અને તેમને ખાસ પુસ્તકો વાંચવા આપવા. (૧૪) પ્રૌઢ શિક્ષિતોને ઉપયોગી થઈ પડે તેવું સાહિત્ય વસાવીને તેનો પ્રચાર પ્રૌઢ શિક્ષિત વર્ગમાં કરતા રહેવાની સમજૂત મંત્રી-મંથપાલ ભાઈઓને આપવી (૧૫) કાયમ ફંડની રકમો જ્યાં ન મુકાઈ હોય ત્યાં મુકાવરાવવી અગર તો વહેલાં વહેલી તકે તેમ કરી દેવાની સમજ આપી ખાતાનું તે તરફ ધ્યાન દોરવું (૧૬) ખાનગી આસામીઓને ત્યાં રખાયેલી કાયમ ફંડની રકમો બની શકે ત્યાં વસૂલ કરાવી લેવી અગર તેમ કરી દેવા મંત્રીને તાકીદ આપવી (૧૭) લાયબ્રેરીની વધુ શિલક ઠરેલા ધોરણે જમા કરાવી દેવાનું સૂચવવું (૧૮) વિદ્યાર્થીવર્ગો, પરિષદો તથા શિષ્ટવાંચનની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવાની સમજ આપવી (૨૦) પર્વણી દિન ઊજવવા માટે પ્રેરણા કરી તે માટે કરવાની તૈયારીમાં જરૂરી દોરવણી આપવી

અહેવાલવાળા વર્ષ દરમ્યાન વડોદરા-નવસારી પ્રાંત પ્રચારકે ઉપરોક્ત પ્રકારની બધી જ કામગીરી સંતોષકારક રીતે બજાવી હોવાનું જણાયું છે વડોદરા પ્રાંતમાં એમણે કુલ ૧૯૭૫ પુસ્તકો ફેરણી દરમ્યાન રૂબરૂ વાંચવા આપ્યાં હતાં

**નવીન પુસ્તકાલયો**

૯ નવીન પુસ્તકાલયો ઉઘાડવા બાબતમાં ગ્રામ્ય પુ મંડળ, પુસ્તકાલય ખાતાને સતત મદદ આપતું રહ્યું છે, પરંતુ અહેવાલવાળા વર્ષે એ પ્રોગ્રામ સંજોગવશાત્ ગ્રામ્ય મોકૂફ રાખેલ હોવાથી એ ખાતે કંઈ કામગીરી મંડળને હાથે થઈ શકી નથી છતાં પુસ્તકાલય માટે ઇચ્છા ધરાવનારાં સ્થળોના પત્રવ્યવહાર પર ધ્યાન આપી તેમને યોગ્ય જવાબ દ્વારા પ્રોત્સાહનની કામગીરી તો કરી જ પડી હતી

૧૦ પ્રજોપકારક પુ પ્રવૃત્તિનુ મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે અને સ્થાનિક સંસ્થા પરત્વે મમતા પ્રગટાવવા માટે દર વર્ષે વસતપંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી દિન તરીકે ઊજવવાનુ ધોરણ ઉત્સ્વા અગાઉનાં વર્ષથી મંડળે સ્વીકાર્યું છે અહેવાલના વર્ષે પણ આ પર્વણી ઉત્સવ ચારે પ્રાંતોમા ઉજવાયો હતો. ચાલુ નવીન વર્ષે, આ પર્વણી દિન ઠાકે ઠાકે ઉજવાય એવી તજવીજ રાખવા પુસ્તકાલય પ્રવૃત્તિના ચાહક ભક્તવર્ગને અત્યારથી જ ભલામણ કરી રાખીએ છીએ

**પુસ્તકાલય પર્વણી**

૧૧ જનતાને શિષ્ટવાચન પ્રતિ આકર્ષવાના સદ્‌હેતુથી મંડળે શિષ્ટવાચનની પરીક્ષાની યોજના સન ૧૯૩૧થી હાથ ધરી છે અહેવાલવાળા વર્ષે "માણસાઈના દીવા" નામના પુસ્તકની ૨૭મી પરીક્ષા યોજાયેલી એ પુસ્તક સ્વ મેઘાણીજીની વખણાયેલી કલમે લખાયુ હોઈ ગુજરાતના મૂક સેવક શ્રી રવિશંકર મહારાજની ચરોતર પ્રદેશની પાટણવાડિયા અને ધારાળા કોમો અંગેની વિવિધ સેવાઓની રસમય સામગ્રી ધરાવે છે પરીક્ષા મજકુરનો લાભ ૩૫૪ ઉમેદવારોએ લીધો હતો. સિવાય વડોદરા, પાદરા, વાઘોડીઆ, મહેસાણા, કલોલ, ચાણસ્મા, અને દહેગામ એ ૭ મહાલ મંડળોએ વિદ્યાર્થીઓ માટે 'આપણા મન્દિર' 'આપણા જવાહર અને 'ગાંધીજી' એ પુસ્તકોની પરીક્ષાઓ નિજે ના રે યોજી હતી મહાલ મંડળો તરફે યોજાતી પરીક્ષાનુ ક્ષેત્ર એકલા વિદ્યાર્થી વર્ગ પૂરતુ જ મર્યાદિત ન રાખતાં તરુણ તેમજ પ્રૌઢ સમાજમા પણ વિસ્તારવાની જરૂર ગણી તેવી પ્રેરણા અપાતી રહી છે

**શિષ્ટવાચનનો પ્રચાર**

૧૨ હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવન વિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે ગ્રામવાચક મંડળની યોજના જાહેર કરી છે (યોજના માટે જુઓ 'પુસ્તકાલય' માસિકના સન ૧૯૩૭ના ઓકટોબર અંકમા પ્રસિદ્ધ થયેલ મંડળના અહેવાલનુ પાન ૪૦૩ )

**ગ્રામવાચક મંડળો**

અહેવાલના વર્ષે ગ્રામવાચક મંડળોની સંખ્યા ૫૮ની છે આ સંખ્યા હજી બહુ નજીવી હોય એમાં આદરપાત્ર ઉમેરો કરવા માટે પ્રચારક ભાઈઓને, આ નૂતન સાલમા સવિશેષ તજવીજ રાખવાનો તથા ગ્રામવાચક મંડળો ઠેરઠેર સ્થાપન કરાવી તેની લેખી ખબરો આ તરફ જે તે વખતે જ મોકલાવી આપવાની ખાસ નોંધ લેવા સૂચવીએ છીએ વાચક મંડળના ઉત્સાહી સભ્યો તરફથી આવતી વાચનનોંધો વખતોવખત 'પુસ્તકાલય'ના અંકોમા પ્રસિદ્ધ કરવાની તજવીજ કરાય છે

૧૩ પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાઓ માટે પ્રમાણપત્ર માટેની પરીક્ષાની યોજના મુજબ, અહેવાલવાળા વર્ષે, એક પરીક્ષા યોજવાની જાહેરાત કાઢવામાં આવી હતી પરંતુ વડોદરા રાજ્યના વિલીનીકરણનાં પ્રશ્ને ઊભી કરેલી માનસિક અશાંતિ અને ચિંતાભય સંજોગોમાં ધાર્યા પ્રમાણે પરીક્ષા લેવાનુ બની શક્યુ નથી

**પ્રમાણપત્ર માટેની યોજના**

૧૪ પુસ્તકાલયપ્રવૃત્તિના અઠંગ ઉપાસક સ્વ શ્રી મોતીભાઈ અમીન સાહેબની યાદગીરીમાં યોજાયેલ સ્મારક ગ્રંથમાળાનું કોઈ પ્રકાશન, મનપસંદ સામગ્રીને અભાવે અહેવાલવાળા વર્ષે, પ્રકટ કરવાનુ બની શક્યુ નથી

**સ્મારક માળા**

**મહેકમ**

૧૫ મંડળનું મહેકમ ૧ મહમંત્રી ૧ રાજ્યપ્રચારક, તથા ૨ પ્રાંતપ્રચારકો મળી ૪ સેવકોનું બનેલું છે પૈકી મહેસાણા–અમરેલી પ્રાંતના પ્રચારકની ખાલી પડેલી જગા જાનેવારીથી માર્ચના ત્રણ મહિના માટે જ પૂરી થઈ હતી એપ્રિલથી એ જગા ફરી પાછી ખાલી પડી છે એટલે પૂરી થયેલ સાલ આખરે ત્રણની જ સેવા ચાલુ રહેલી છે મહેકમના માણસોને એમના પગાર ઉપરાંત સરકારી ધોરણે રૂ ૨૫) લેખે મોંઘવારી અપાય છે

**રાજ્ય પ્રચારક.**

૧૬. ઉપરોક્ત પ્રાંત તથા માનદ પ્રચારકો ઉપરાંત પગારદાર રાજ્ય પ્રચારક શ્રીયુત વલ્લભભાઈ મૂ. પટેલે 'તપાસણી'ના મથાળાવાળા ફકરામાં જણાવેલી ફેરણી કરવા ઉપરાંત પ્રાંત મંડળોની તથા મહાલ મંડળોની વાર્ષિક સભાઓમાં, મહાલ પરિષદોમાં તથા મંત્રી સંમેલનોમાં હાજર રહીને તેના કાર્યવાહીને દોરવાની, તેમજ કેટલીક ગ્રામ અને કસ્બા-પુસ્તકાલયોની તથા પ્રાંત અને મહાલ મંડળોની દફતર તપાસણીની કામગીરી કરી છે ઉપરાંત રાજ્ય મંડળના હિસાબ કિતાબ અને ઓફીસનું દફતરી કામ પણ એમણે સંભાળ્યું છે જૂથ અને મહાલ મંડળોને જાગતાં રાખવાની ફરજો પણ એમણે બજાવી છે મહેસાણા પ્રાંતના શિક્ષણ વર્ગમાં હાજર રહી શિક્ષણ કાર્યમાં સંપૂર્ણ સહકાર આપવાની કામગીરી પણ બજાવી હતી. રાજ્ય પ્રચારકની બહાર ગામની કામગીરી ૬૦ દિવસની થઈ છે

**મહમંત્રી**

૧૭ મહમંત્રી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીએ નિવેદનના વર્ગો ગ્રામવાચક મંડળો આગેનું તથા શિષ્ટવાચનના પ્રચાર અને પ્રમાણપત્ર માટેની પરીક્ષાઓ અંગેનું તમામ કામ કર્યું છે અખિલ હિંદ પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓ સાથે સંપર્કમાં રહેવાની કામગીરી પણ વખતો વખત બજાવી છે પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોને પત્ર વ્યવહાર દ્વારા વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપવાની કામગીરી પણ એમણે જ બજાવી છે મંડળને લગતો અંગ્રેજી ગુજરાતી પત્ર વ્યવહાર તેમજ પ્રાંત અને મહાલ પ્રચારકોની દોરવણી અને દેખરેખની કામગીરી ઉપરાંત સ્મારકમાળા અંગે જરૂરી પત્રવ્યવહાર ચલાવી હસ્તલિખિત સામગ્રીઓ મંગાવીને વાંચી વંચાવડાવી સમિતિ પાસે રજૂ કરવાની કામગીરી પણ મહમંત્રીએ બજાવી છે સિવાય વડાદરા મહાલ મંડળની વાર્ષિક સભામાં તથા પાટણ મહાલની પરિષદમાં હાજર રહી યોગ્ય દોરવણી આપી હતી તથા બહુચરાજીના વર્ગમાં હાજર રહીને, વર્ગીકરણ વિષયનું ક્રિયાત્મક શિક્ષણ આપ્યું હતું, મહમંત્રીની બહારગામની કામગીરી ૧૦ દિવસની થઈ છે

**પ્રમુખપદ**

૧૮ મંડળની કારોબારી સમિતિના પ્રમુખપદે રાજમિત્ર શ્રીમાન મોતીલાલ છો. દેસાઈ સાહેબ તથા ઉપપ્રમુખપદે શ્રી હરિવલ્લભદાસ સુ. શાહ ચાલુ રહ્યા છે, ને તેમણે યોગ્ય દોરવણી આપી છે

**રાજ્યાશ્રય અને પ્રાંત-પંચાયતોની મદદ**

૧૯ મંડળને, સરકાર મદદ રૂા ૧૨૦૦ને બદલે રૂા ૧૬૦૦ મળવાની દરખાસ્ત આખરે સ્વીકારાઈ જવાથી, અહેવાલને વર્ષે રૂા ૧૬૦૦ની સરકાર મદદ મળી છે સન ૪૭–૪૮ પૂરતો રૂા ૪૦૦નો વધારો મળવાની માગણી પણ આખરે સ્વીકારાઈ આવવાથી તે રૂા ૪૦૦ પણ અહેવાલવાળા વર્ષે મળ્યા છે સન ૧૯૪૯–૫૦ની સાલ માટે રૂ. ૩૦૦૦) ની સરકાર મદદ મંજૂર થઈ છે

ચારે પ્રાંત પંચાયતો તરફથી પણ રૂા ૧૬૦૦ ની મદદ ભાગે પડતા ફાળે મળી છે આ બદલ શ્રીમંત સરકારનો તેમ જ પ્રાંત પંચાયતોનો હાર્દિક આભાર માનવામાં આવે છે

**મંડળના સભ્યો**

૨૦ રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા, અહેવાલવાળા વર્ષે ૧૫૫૩ હતી તેમાંથી ૧૨૩૬ સંસ્થાઓ મંડળના લવાજમી સભ્ય તરીકે ચાલુ રહી હતી પ્રાંતવાર સંસ્થાઓ ઉપરાંત વ્યક્તિગત સભાસદો કરવાનું પણ મંડળનું ધોરણ છે ને તેને માટે આજીવન સભ્યનું લવાજમ રૂા. ૨૫ તથા વાર્ષિક સભ્યનું લવાજમ રૂા ૩ ઠરાવેલુ છે તે મુજબ લવાજમી આજીવન સભ્યોની સંખ્યા વર્ષની શરૂઆતમાં ૨૮ હતી, તે જ અહેવાલવાળા વર્ષે કાયમ રહી છે. બને વર્ગના વ્યક્તિગત સભ્યો મંડળના ચોપડે નોંધાય એ બહુ ઇચ્છવાયોગ્ય હોઈ તે માટે અનનો પ્રયાસ હજી જારી રાખવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનંતિ કરવામાં આવે છે

**કારોબારી મંડળ અને તેની કાર્ય પદ્ધતિ**

૨૧ મંડળના બંધારણ પ્રમાણે ૧૬ + ૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ માને કારોબારી સભા સન ૧૯૩૯ ૪૦ મા ઝારોળા મુકામે ભરાયેલી ૭ મી રાજ્ય પરિષદની બેઠકમાં ચૂંટવામાં આવેલી, તેમાં અવસાન તથા રાજીનામાને સબબે કારોબારીએ કરેલા સુધારાવાળું વ્યવસ્થાપક મંડળ હાલ કામ કરી રહ્યું છે કારોબારી સભ્યોના નામ પરિશિષ્ટ ૪ થામાં આપેલાં છે.

મંડળની કારોબારીની અથવા વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા દર સાલ પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ સપ્ટેમ્બર માસમાં ભરાય છે અને પૂરા થયેલ વર્ષના અહેવાલ–હિસાબ તથા નવી સાલનું અંદાજપત્ર મંજૂર કરવા ઉપરાંત નવી સાલના પ્રશ્નો વિચારી જે તે નિર્ણય કરી લે છે તે પછી વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર દરેક સભાસદના લેખી અભિપ્રાય પરિપત્ર ફેરવી ટપાલ દ્વારા મેળવીને કરી લેવાનો વહીવટ મંડળે સ્વીકાર્યો છે અહેવાલવાળા વર્ષ દરમ્યાન એવો પ્રસંગ મહેકમનું મોંઘવારી ભથ્થું સરકારી ધોરણે વધારો આપવાનો પ્રાપ્ત થયો હતો

**હિસાબ તથા ઓફીસ**

૨૨ ધોરણસર તપાસાયલો મંડળનો ઊપજ ખર્ચનો હિસાબ પરિશિષ્ટ ૧ માં સામેલ છે મંડળની ઓફીસનું સ્થળ સેન્ટ્રલ લાયબ્રેરીમાં સાર્વજનિક પુસ્તકશાખાની કચેરીમાં ચાલુ રહ્યું છે

**આભાર**

૨૩ રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફથી મદદ ચાલુ રાખવા તથા તેની માગણી પ્રમાણેનો વધારો કરી આપવા જેટલી સહાનુભૂતિ દર્શાવવા બદલ નામદાર મંત્રી મંડળનો, પંચાયત પક્ષની મદદ પૂરી આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, મંડળને વખતોવખત જોઈતી સગવડ અને સહાય આપી મંડળના કાર્ય પરત્વે સંપૂર્ણ દિલસોજી ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો સંસ્થા–સભાસદોનાં લવાજમ વસૂલ કરી આપવા બદલ પુ સ સ મંડળ લિ નો, તથા મંડળનો હિસાબ–અને સરવૈયું વગર લવાજમે તપાસી આપવા બદલ રાજ્યમાન્ય અન્વેષક શ્રી આપાજી અમીન ઍન્ડ કો નો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા
તા. ૧૦–૮–૪૯

રામભાઈ કા. પટેલ
માનદ મંત્રી,
વ. રા પુ. મંડળ

# પરિશિષ્ટ ૧ લું

## સન ૪૮–૪૯ ના ઉત્પન્ન ખર્ચનો હિસાબ

( તા ૧–૮–૪૮ થી તા ૩૧–૭–૪૯ સુધીનો )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫૮૩-૭-૦ | કરબા તથા ગ્રામપુસ્તકાલયોનાં લવાજમ તથા મદદના | ૨૮૫૫ ૧૦ ૬ | મદદનીશનો પગાર, મોંઘવારી, મુસાફરી ખર્ચ તથા પ્રો ફંડના |
| ૨૦૦૦–૦–૦ | સરકારી મદદના | ૯૪–૯–૦ | પોસ્ટેજના |
| | ૪૦૦–૦–૦ સન ૪૭-૪૮ ના | ૫૫–૩–૦ | કંટીજટ ખર્ચના |
| | ૧૬૦૦–૦–૦ સન ૪૮ ૪૯ ના | ૨૩–૮–૦ | મંત્રી વ્યવસ્થાપકોના મુસાફરી ખર્ચના |
| ૧૬૦૦–૦–૦ | પ્રાંતપંચાયતોની મદદના | | |
| ૮૫-૭-૬ | વ્યાજના | ૧ –૦–૦ | ઑલ ઇંડિયા એ ના લવાજમના |
| ૧૦૪-૧૩-૬ | ઑલ ઇ. લા કોન્ફરન્સની વધેલી શિલક | ૧૧૨–૦–૦ | છપામણીના |
| | | ૧૩૩૧–૪–૦ | પ્રાંત તથા મહાલ મંડળોને ફાળવણીના |
| ૬૩૭૩–૧૨–૦ | | ૭૦૦–૦–૦ | પ્રાતમંડળોને પ્રાંતપ્રચારકો ખાતે મદદના |
| | | ૨૮૮-૧૫-૦ | પુસ્તકાલય શિક્ષણ વર્ગના |
| | | ૩૫ ૧૨-૬ | શિષ્ટવાચનની પરીક્ષાનાં ઇનામ તથા પુસ્તકના |
| | | ૫૫૦૬–૧૪–૦ | |
| | | ૮૬૬–૧૪–૦ | સાલ આખર બચત |
| | | ૬૩૭૩–૧૨–૦ | |

વડોદરા, તા. ૧૮–૮–૪૯

અમે ઉપરનો જમાખર્ચનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે

(sd.) Apaji Amin & Co.
Chartered Accountants–Auditors

## તા. ૩૧–૭–૪૯ ના રોજનું સરવાયું

| જ | | ઉ |
|---|---|---|
| ૭૧૪૧–૦–૧૧ | ચાલુ ફંડ (શ પુ. મ નુ) ૬૨૭૧-૨-૧૧ સન ૪૭–૪૮ આખ નુ | ૮૫-૧૧-૯ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા ૧ લા ખાતે વેચાણ બાદ જતાંનો ખર્ચ (હવે સ્ટોક નં. ૫૩) |

૮૬૬-૧૪- ૦ સન ૪૮-૪૯
ની બચત

૮૧૮-૧૪-૨ કાયમી ફંડ
૩૭૩૮-૧-૭ અનામત દેવા

૨૮૮-૧૨-૦ શ્રી સ.ગા. ૬ ફંડ- ના વ્યાજના
૨૬૭-૧૦-૦ સન ૪૭-૪૮ આખરના
૨૧-૨-૦ સન ૪૭-૪૮ ના વ્યાજના

૧૫૭-૧૪-૦ સ્વ. દત્ત સ્મા. ફંડના વ્યાજના
૧૫૬-૮-૦ સન ૪૭-૪૮ આખરના
૨૧-૨-૦ સન ૪૭-૪૮ ના વ્યાજના

૧૭૭-૧૦-૦

૧૯ ૨૨-૦ શિ વા. ની પરીક્ષાનાં પુસ્તકો ખાતે

૧૫૭-૧૪-૦ માદના
૧૩૬-૧૧-૩ બાલ સા. સ. સ- ગ્રહ ભા ૧ લા. ની પુ. ખાતે ( હવે સ્ટૉક નં. ૪૦૨ )
૧૪૬-૩-૩ સન ૪૭-૪૮ ના આખરના

૯-૮-૦ પુ. સ સ મંડળે ભૂલથી ૧૯ પ્રતનુ વધુ વેચાણુ જમા લીધેલુ તે બાદ

૧૩૬-૧૧-૩

૧૧૭૦૦-૦-૮

૯૨-૭-૯ સન ૪૭-૪૮ આખરનું
૬-૧૨-૦ સન ૪૮-૪૯ નું વેચાણુ

૮૫-૧૧-૯

૧૧૬૧૪-૪-૧૧ રોકડ શિલક તથા બેન્કોમાં
૫૯-૬-૮ બેંક ઓફ બરોડાના સેવીંગ ખાતામાં
૧૦૨-૭-૬ નેશનલ સેવીંગ બેંકમાં
૭૩૧૯-૧૧-૬ બેંક ઓફ બરોડાની ફીક્સડ ડીપોઝીટમાં
૧૮૦૨-૧-૩ બેંક ઓફ બરોડાના ચાલુ ખાતામા
૨૨૮૫-૦-૬ પુ. સ સ મંમાં
૪૫-૯-૬ રોકડ શિલક

૧૧૬૧૪-૪-૧૧

૨૬–૩–૦ બાલ સા. સ. સમહ ભાગ ૨ જા ખાતે ખર્ચે જતાં રહ્યા તે (હવે સ્ટોક નં. ૪૮)
૧૯૦૨-૧-૧૦ ચાલુ સ્ટાકના પ્રો ફંડના
૪૩૪–૦–૦ વડોદરા પ્રાંત પુ. મંડળ
૪૬૧–૫–૬ મહેસાણા ,,
૧૯૨-૧૨-૦ નવસારી ,,
૧૧૩–૪–૦ અમરેલી ,,
૨૫–૨–૦ ઓખામંડળ ,,

૩૭૩૮–૧–૭

11700–0–8

વડોદરા તા. ૧૮–૮–૪૯

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા ૩૧–૭–૪૯ નું ઉપર જણાવેલું સરવાયું તપાસ્યુ છે, અને તે બરાબર છે

(Sd.) Apaji Amin & Co.
Chartered Accountants-Auditors

# પરિશિષ્ટ ૨ જું

## પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરાપ્રાંત | | મહેસાણાપ્રાંત | | નવસારીપ્રાંત | | અમરેલીપ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ ની સંખ્યા | લવાજમ આપનાર | પુ ની સંખ્યા | લવાજમ આપનાર | પુ ની સંખ્યા | લવાજમ આપનાર | પુ ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુસ્તકાલય | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા ,, | ૨૨ | ૨૦ | ૨૯ | ૨૮ | ૧૦ | ૫ | ૭ | ૬ |
| ગ્રામ, મહિલા, બાલ પુ કસ્બા અને ગ્રામ વા | ૫૬૪ | ૪૪૬ | ૫૧૮ | ૪૧૦ | ૨૫૨ | ૧૯૯ | ૧૪૭ | ૧૧૫ |
| કુલ | ૫૮૭ | ૪૬૬ | ૫૪૮ | ૪૩૯ | ૨૬૩ | ૨૦૫ | ૧૫૫ | ૧૨૨ |

કુલ ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુ. ૬૮, ગ્રામ પુ ૧૪૧૩, મહિલા પુ. ૨૪, બાલ પુ. ૧૪, ગ્રામ વા ૨૫ અને કસ્બા વા. ૫ મળી કુલ ૧૫૫૩ માંથી લવાજમ આપનારની સંખ્યા ૧૨૩૬.

# પરિશિષ્ટ ૩ જું

## આજીવન સભ્યો

( એકી વખતે રૂા. ૨૫) આપનાર )

૧ રાજમિત્ર શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઈ, વડોદરા
૨ રાજરત્ન શ્રી. તુળસીભાઇ બકોરભાઇ અમીન, વડોદરા
૩ શ્રી રામભાઇ કાશીભાઇ પટેલ, વસો
૪ શ્રી. છોટાભાઇ ખુશાલભાઇ, નાર
૫ શ્રી હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ, પેટલાદ
૬ શ્રી હીરાલાલ મોતીલાલ પરીખ, પેટલાદ
૭ શ્રી મણિલાલ મગળજી કાશીવાળા, વાઘોડીઆ
૮ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૯ શ્રી. મૂળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાલમ
૧૦ શ્રી. શિવલાલ મૂળચંદ મીસ્ત્રી, ચાણસ્મા
૧૧ શ્રી. ભગુભાઇ અમથાભાઇ પટેલ, ,,
૧૨ શ્રી જયશંકર કાલુરામ વ્યાસ, ,,
૧૩ શ્રી છબીલદાસ મોતીલાલ પટેલ, ,,
૧૪ શ્રી અંબાલાલ જોઇતારામ પટેલ, ,,
૧૫ શ્રી. પ્રહલાદજી તારાચંદ ભાવસાર, ધીણોજ
૧૬ શ્રી ચંદુલાલ કાળીદાસ શાહ, ,,
૧૭ શ્રી. પુનમચંદ ચુનીલાલ શાહ, ,,
૧૮ શ્રી પીતાંબરદાસ ભગતરામ ભાવસાર, ધીણોજ
૧૯ શ્રી રમણલાલ દામોદરદાસ શાહ, ,,
૨૦ શ્રી શંકરભાઇ રામસિંહજી ચૌધરી, બ્રાહ્મણવાડા
૨૧ શ્રી. મોહનલાલ બાજીદાસ પટેલ, ચાંદણકી
૨૨ શ્રી ભગવાનજી ગોરધનદાસ ઠક્કર, બહુચરાજી
૨૩ શ્રી. પ્રહલાદજી હરગોવિન્દદાસ પટેલ, ,,
૨૪ શ્રી નારણદાસ જગન્નાથ દવે, મીઠીધારીયાલ
૨૫ શ્રી આશાભાઇ મથુરભાઈ પટેલ, હારીજ
૨૬ શ્રી મયાભાઇ મણીલાલ તેલી, નવસારી
૨૭ શ્રી મણીલાલ હરીલાલ મોદી, કોસંબા
૨૮ રાજરત્ન શ્રી પ્રતાપરાય ગીરધરલાલ મ્હેતા, અમરેલી

# પરિશિષ્ટ ૪ થું

## વ્યવસ્થાપક મંડળની યાદી

**પ્રમુખ**

રાજમિત્ર શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા.

**ઉપપ્રમુખ**

શ્રી. હરીવલ્લભદાસ ચુ શાહ, પેટલાદ.

**માનદ મંત્રી**

શ્રી. ગમભાઇ કાશીભાઇ પટેલ, વસો

**સભાસદો**

૧ શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા
૨ ,, નટવરલાલ ગીરધરલાલ શાહ શિનોર
૩ ,, ચીમનભાઇ હરીભાઇ અમીન, વરણામા
૪ ,, જયવતીબેન ન દેસાઇ વડોદરા
૫ ,, ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ વડોદરા
૬ ,, છોટાભાઇ ખુશાલભાઈ પટેલ નાર
૭ ,, મણીલાલ મંગળજી કાશીવાળા વાઘોડીયા
૮ ,, છોટુભાઇ પંડિત, સિદ્ધપુર
૯ ,, કાનજીભાઇ શીવાભાઇ પટેલ, મહેસાણા.
૧૦ શ્રી મુળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાલમ
૧૧ ,, જેઠાભાઈ લાલભાઇ પટેલ, મહેસાણા
૧૨ ,, નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ,,
૧૩ ,, ઠાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૧૪ ,, રણછોડજી લલ્લુભાઈ દેસાઈ પલસાણા
૧૫ ,, કસનજી દયાળજી દેસાઇ નવસારી
૧૬ રાજરત્ન શ્રી પ્રતાપરાય ગી મ્હેતા અમરેલી
૧૭ ,, મોહનલાલ વીરજીભાઇ પટેલ અમરેલી
૧૮ ,, કલ્યાણરાય નથુભાઇ જોશી, દ્વારકા

# પરિશિષ્ટ ૫ મું

## સન ૪૮–૪૯ માં ભરાયલી મહાલ પરિષદોની વિગત

| કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| દહેગામ મહાલ ૩જી | ૧૩–૨–૪૯ | ધારીસણા | શ્રી વિજયકુમાર મા. ત્રિવેદી |
| પાટણ મહાલ ૩જી | ૨૭–૩–૪૯ | સરીયદ | ,, રાયરાજી ટી. લેઉવા |
| ચાણસ્મા મહાલ ૮મી | ૩-૪-૪૯ | મોટપ | ,, દુર્લભશંકર કે. દવે |

# પરિશિષ્ટ ૬ ઠું

## પ્રાંત તથા માનદ પ્રચારકોની કામગીરી

| નામ | કયા પ્રાંતના વ મહાલના પ્રચારક | તપાસણીની સંખ્યા |
|---|---|---|

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શ્રી છગનભાઇ મ પરેલ | વડોદરા–નવસારી પ્રાંત | ૧૮૭ | ( વડોદરા પ્રાંતનાં ) |
| ૨ | ,, છીતાભાઈ બ પરેલ | મહેસાણા–અમરેલી ,, | ૬૧ | ( મહેસાણા પ્રાંતનાં ) |
| ૩ | ,, કરૂણાશંકર મો વ્યાસ | ચાણસ્મા મહાલ | ૧૬ | |
| ૪ | ,, માધવલાલ મો. ચૌધરી | મહેસાણા ,, | ૧૪ | |
| ૫ | ,, પ્રહ્લાદજી અં વ્યાસ | દહેગામ ,, | ૧૦ | |
| ૬ | ,, બાબુલાલ મ ચિતારા | ,, ,, | ૪ | |
| ૭ | ,, વ્રજલાલ રા બ્રહ્મભટ | પાટણ ,, | ૨ | |
| ૮ | ,, સુનીલાલ ના દવે | કડી ,, | ૨ | |
| ૯ | ,, ડાહ્યાલાલ અ બ્રહ્મભટ | ,, ,, | ૧ | |
| | | | ૨૯૮ | |
| | | (એકંદર) | ૫૪ | |

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારી સભામાં પસાર થયેલા ઠરાવો

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારી-સમિતિની વાર્ષિક સભા તા ૨૮-૮-૪૯ ને રવિવારે બપોરે બે વાગે સેન્ટ્રલ લાઇબ્રેરીના હૉલમાં મંડળના પ્રમુખ શ્રી. મોતીલાલ હૈ દેસાઈના પ્રમુખપદે ભરાઈ હતી, જેમાં કારોબારીના સભ્યો ઉપરાંત ગુજરાત પ્રાદેશિક પુ સલાહકાર સમિતિના પ્રમુખ શ્રી મગનભાઈ મ દેસાઇએ પણ હાજરી આપી હતી

શરૂમાં મંત્રી શ્રી રામભાઇ કા પટેલે ગત વર્ષનું નિવેદન અને હિસાબ રજુ કરતાં, પુરા થયેલા વર્ષમાં વધુ થયેલા ખર્ચના કારણો ધ્યાનમાં લઇને થયેલો વધારાનો ખર્ચ બહાલ રાખવામાં આવ્યો ગત વર્ષના અહેવાલ–હિસાબ બહાલ રાખવામાં આવ્યા સન' ૪૯–૫૦ નું ૮ માસનું બજેટ મંજૂર કરવામાં આવ્યું

મહાગુજરાત પુસ્તકાલય મંડળ સ્થાપવા-મંડળનું નામ ફેરવવાના પ્રશ્નની છણાવટ અને સમસ્ત ગુજરાત પ્રદેશ માટેનું એક કેન્દ્રિત મંડળ મહાગુજરાત પુસ્તકાલય મંડળ-સ્થાપવાનું સ્વીકારાઈ એ હેતુને બર લાવવા માટે ગુજરાતનાં બીજા પુસ્તકાલય મંડળો, અગત્યની પુસ્તકાલય સંસ્થાઓ તેમ જ પુ પ્રવૃત્તિમાં રસ ધરાવતી વ્યક્તિઓની એક પરિષદ બોલાવી તેમાં આખરનો નિર્ણય કરાવી લેવાનું ઠરાવ્યું અને એ માટે નીચેની સમિતિ નીમવામાં આવી

૧ શ્રી મગનભાઈ શ. પટેલ, ૨ શ્રી ચુનીભાઇ પુ શાહ, ૩ શ્રી. રામભાઈ કા પટેલ, ૪ શ્રી મણિલાલ મં. કાશીવાળા, ૫ શ્રી. ચીમનભાઇ હ. અમીન, ૬ શ્રી. ઉમેદભાઇ મો પટેલ

ચાલુ યોગ્ય મદદ આપો-પુનર્રચના અંગે અન્ય જીલ્લાઓમાં ભળેલી પુ૦ સંસ્થાઓને પૂર્વ ચાલુ હતી તે સરકાર-પ્રાપ્ત મદદ મળતી રહે તેવી વ્યવસ્થા રાખવાની ના. મુંબાઈ સરકારને વિનતિ કરવામાં આવી.

કારોબારી સભાના બીજા મંત્રી તરીકે શ્રી ચીમનભાઇ હ. અમીનને ચૂંટવામાં આવ્યા

## ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિનું

# કેન્દ્ર વડોદરામાં સ્થાપો

વડોદરા રાજ્ય લોકકલ્યાણની અનેક પ્રવૃત્તિઓ માટે જાણીતુ છે તેમાય એની પુસ્તકાલયપ્રવૃત્તિ તો મુબઇ કરતાં અનેકગણી વધુ વિકાસ પામેલી છે એ હકીકતને અનુલક્ષીને, હવે વડોદરા રિયાસત મુબઇ પ્રાંતમા વિલીન થયેલી હોવાથી ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિના કેન્દ્ર તરીકે વડોદરાને પસદ કરવાની આ લેખમા હિમાયત કરવામા આવી છે પુસ્તકાલયપ્રવૃત્તિના સચાલકોએ એ લક્ષમા લેવા જેવી છે

**જ્ઞા**નપ્રચાર માટે શાળા અને પુસ્તકાલયો અગત્યનો ભાગ ભજવતાં હોઇ વડોદરા રાજ્યનાં ત્રણ હજાર ગામોમાં ફરજીઆત કેળવણી અંગે પદરમો શાળાઓ અને 'જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય, એ નક્કી થયેલા ધ્યેય પ્રમાણે એ ગામે પુસ્તકાલયો સ્થપાઇ ગયેલા છે પ્રજોપકારક પુસ્તકાલયપ્રવૃત્તિનો વડોદરા રાજ્યમા લગભગ ૫૦ વર્ષથી વિકાસ થતો રહ્યો છે સારાએ દેશમાં કેળવણી અને પુસ્તકાલયપ્રવૃત્તિ માટે વડોદરા 'રાજ્ય આગળ પડતુ ગણાતું' આવ્યુ છે, એટલુ જ નહિ પણ એ બાબતમા તો એણે જગતભરમાં પ્રતિષ્ઠા મેળવેલ છે

## સતત પરિશ્રમનુ પરિણામ

વડોદરા રાજ્યમા પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ વડોદરાના ઘડવૈયા કે રાજવી શ્રીમત સયાજીરાવ ગાયકવાડ અને પુસ્તકાલયપ્રવૃત્તિના આત્માસમા સ્વ. શ્રી મોતીભાઇ અમીનનો સયોગ અને અનેક વર્ષના સતત પરિશ્રમને કારણે જ થયો છે

સ્વ શ્રી. મોતીભાઇ અમીનની અનેક વર્ષોની સાધના—તપશ્ચર્યા જેમણે નજરે જોઇ છે તે તો એ કદીએ ભૂલી શકે તેમ નથી. એક બાજુ મુબઇ પ્રાતના વડા પ્રધાન નમદાર ખેર સાહેબ સ્વ શ્રી. મોતીભાઇ અમીનની પુસ્તકાલયપ્રવૃત્તિની સુવાસથી આકર્ષાયા હતા અને દશ વર્ષ પર એમને અનેક વખત બોલાવીને સારાએ પ્રાંતમાં એમના સહકારથી પુસ્તકાલય પ્રવૃત્તિ ફેલાવવાની મહદ્ ઇચ્છા દર્શાવી હતી. ત્યારે બીજી બાજુ સ્વરાજની પૂરી તક મળતા ના. ખેરસાહેબના સહકારથી પુસ્તકાલયપ્રવૃત્તિનો વિશાળ પ્રચાર કરી મૂકવાની વાતો શ્રી અમીન સાહેબના ઉલ્લાસભર્યા મુખે અનેક વખત સાંભળવા મળતી હતી એ ધગશવાળો આત્મા તો ચાલ્યો ગયો છે. પરતુ એમણે ચેતવેલી એ આગ એમના અનેક સાથીદારો અને વર્ષો સુધી સાથે કામ કરનાર કાર્યકર્તાઓના દિલમાં અદ્યાપિ જલતી જ રહેલી છે.

## બહોળે હાથે મદદ

વડોદરા રાજ્યમાં પ્રાંત પંચાયતો (જિલ્લા લોકલ બોર્ડો), સુધરાઇઓ, ગ્રામ પંચાયતો અને લોકસમાજ પુસ્તકાલયપ્રવૃત્તિને બહોળા હાથે મદદ કરવા પણ ટેવાયલાં છે.

હાલમાં ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ કરવાના હેતુથી ના. મુબઇ સરકારે એક ગુજરાત પ્રાદેશિક પુસ્તકાલય સલાહકાર સમિતિ નીમી છે એમાં વડોદરા રાજ્યના પુસ્ત

કાનય પ્રવૃત્તિમાં રસ ધરાવતા અનેક કાર્યકર્તાઓમાંથી કોઇનાં જ નામ નહિ જોતાં ખરેખર આશ્ચર્ય ઉપજે છે

વડોદરા રાજ્ય બહારના લોકો પણ આશ્ચર્યમાં પડી ગયા છે કદાચ આનુ કારણ એમ પણ હોય કે વડોદરા રાજ્યનુ મુ બઈ પ્રાત સાથે જોડાણ થતાં પહેલા આ સમિતિની રચના થઇ હોય પરંતુ હવે તો એમા વડોદરાના પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનાર સભ્યોનો ઉમેરો વહેલી તકે થઇ જવો જોઇએ

## વડોદરાની બે સંસ્થાઓ

વડોદરા રાજ્યમાં સ્વ શ્રી મોતીભાઇ અમીનની પ્રેરણાથી પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ માટે બે ઉત્તમ સંસ્થાઓ સ્થપાયલી અને વર્ષોથી સફળતાપૂર્વક કામ કરતી આવી છે. એક છે વડોદરા રાજ્ય પુસ્તકાલય મ ડળ, કે જેના હાથ નીચે પ્રાંત, તાલુકા અને જૂથ પુસ્તકાલય મ ડળો સ્થપાયલા હોઈ તેમની મારફત એ પુસ્તકાલયોને સુવ્યવસ્થિત રાખી પ્રવૃત્તિનો યથેષ્ટ વિકાસ સાધે છે

બીજી સંસ્થા છે "પુસ્તકાલય સ સ. મ ડળ લિ" તેની સેવા દ્વારા વડોદરા રાજ્યના ૫ દરસો પુસ્તકાલયોના હિસાબો એકધારા અને સુવ્યવસ્થિત રાખવાનુ તેમજ વર્તમાનપત્રો, ઉત્તમ પુસ્તકો, લાકડી સામાન અને પુસ્તકાલયોને ઉપયોગી તમામ સાહિત્ય પૂરૂ પાડવાનુ કાર્ય થાય છે પુસ્તકાલયે ના રૂ ચાર લાખ ઉપરાંતના કાયમી ફંડોની પણ વ્યવસ્થા તે જ કરે છે તેમ જ "પુસ્તકાલય" માસિક ચલાવી એ દ્વારા કાર્યની સુયોગ્ય દોરવણી અપાય છે. હિંદભરમાં આ સસ્થા એક અને અજોડ છે

## મહાગુજરાતની સંસ્થાઓ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મ ડળ અને પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ લિ. હવે માત્ર વડોદરા રાજ્યની સસ્થાઓને બદલે, મહાગુજરાતની વિશાળ સંસ્થાઓ થવા માગે છે.

વડોદરાને આંગણે સારા હિંદમાં ખ્યાત એવી તેની સેન્ટ્રલ લાયબ્રેરી પણ છે અને પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસનો ખ્યાલવાળા કાર્યકર્તાઓ પણ છે એમની એ ધગશને મુંબઇ પ્રાંત આવકારી લે અને બીજી છૂટીછવાઈ પ્રવૃત્તિઓ એમાં જ ભળી જાય તો દૂધમાં સાકર ભળવા જેવું થાય અને પ્રવૃત્તિનો પરિપૂર્ણ વિકાસ સધાય

વડોદરા રાજ્યના મુ બઇ પ્રાત સાથેના વિલીનીકરણના ભવ્ય મેળાવડા પ્રસંગે પ્રાંતના પ્રધાન ના ખેર સાહેબને વડોદરા રાજ્ય (પ્રજામ ડળ) કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. જગજીવનદાસ મહેતાએ જણાવ્યુ હતુ કે, "દુષ્યત રાજાને ભાળવણી કરીને કણ્વ ઋષિએ જેમ શકુન્તલાને સોંપી હતી તેમ અમો વડોદરાને એની અનેક પ્રજાકલ્યાણની વિશિષ્ટતાઓ સાથે સોંપીએ છીએ (કે જેમાં પુસ્તકાલયપ્રવૃત્તિ પણ અગ્રસ્થાને હોઈ) તેને રાખવા અને વિકસાવવાને આ સોંપણી કરીએ છીએ" એના જવાબમાં ખેર સાહેબે હાસ્યપૂર્વક થતા દિલની લાગણીથી જણાવ્યુ હતુ કે "વડોદરારૂપી સર્વાંગસુંદર શકુન્તલાનુ અમો પૂરતું જતન કરીશુ અને એ યાદ દેવરાવવા માટે અમને અ ગૂઠી બતાવીને સ્મરણ આપવુ નહિ પડે" એ સાંભળી વડોદરા રાજની સમગ્ર પ્રજાને જે આનંદ થયેલો તે શબ્દોમાં કઇ રીતે આલેખાય.છે

(અનુસંધાન પૃષ્ઠ ૧૪૯ ને ૭૩)

# કાશ્મીરથી દિલ્હી મોકલાએલો

કાશ્મીરે એના પર્વતોમાં ગર્જતી બંદુકો ને આકાશમાં ઘૂમતાં વિમાનોથી સારીયે દુનિયાનું ધ્યાન ખેંચ્યું હતું. આવી પ્રચંડ યુદ્ધગર્જનાઓના ઘોંઘાટને લઇને જનસાધારણને જેમાં રસ છે એવા કેટલાક બનાવો અજાણ્યા રહી જાય એ સંભવિત છે. આવો એક બનાવ તાજેતરમાં બન્યો હતો. કાશ્મીર અને જમ્મુ રાજ્યના સંશોધન ખાતામાં અને કાશ્મીર મહારાજાની રાજગઢ લાયબ્રેરીમાં સચવાએલા પાંચસો પુરાણા ગ્રંથો શ્રીનગરથી વિમાન મારફતે દિલ્હી લઇ જવામાં આવ્યા હતા. કાશ્મીરના મોરચે અનેક રિપોર્ટરો હતા ને 'ખાસ ખબરપત્રીઓ'નો પણ કંઇ તોટો નહોતો, છતાંયે તાજેતરમાં બની ગયેલા આ બનાવની ખબર તો હિંદની વિશાળ જનતાને હજી હવે પડવાની છે.

## પુરાણા ગ્રંથોની નિઃસીમ મહત્તા

આ પુરાણા ગ્રંથોની અગત્ય આંકી શકાય તેમ નથી એ તો જ્ઞાન અને પાંડિત્યનો એક અણમોલ ખજાનો છે આ ગ્રંથમાંના કેટલાક તાડપત્ર ઉપર ને કેટલાક જૂના કાશ્મીરી કાગળો પર લખાએલા છે શારદા અને દેવનાગરી બન્ને લિપિનો એમાં ઉપયોગ થએલો છે. કેટલાક ગ્રંથો પર્શિયન અને ટિબેટન ભાષામાં લખાએલા છે ગ્રંથોના કદ અને આકૃતિઓમાં પણ ઘણું વૈવિધ્ય છે બે પાનાથી માંડીને તે ૯૫૬ પાનાં સુધીના અને ખિસ્સાની નાની ઘડિયાળના કદથી માંડીને તે અર્ધી વાર લંબાઇ ધરાવતા ગ્રંથોનો એમાં સમાવેશ થાય છે

## એના વિષયોનું વૈવિધ્ય

આ ગ્રંથો અનેક વિષયો પર લખાએલા છે ને એમાં કાવ્ય, નાટક, વેદાન્ત, વ્યાકરણ, શિલ્પ, સાંખ્યવિદ્યા, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાણ, આયુર્વેદ, કર્મકાંડ, ધર્મશાસ્ત્ર, અલંકાર ને કામશાસ્ત્ર વગેરે વિષયોનો સમાવેશ થાય છે આ ઉપરાંત એમાં અમરકોશ, નૃત્યકલા ને પાકશાસ્ત્ર પરના ગ્રંથો પણ છે વિષયોનું આવું વિશાળ વૈવિધ્ય અને વિશાળતા સૂચવે છે.

## વિદ્યાધામ કાશ્મીર

વિદ્યા ને સંસ્કૃતિના ધામ તરીકે પ્રાચીનકાળમાં કાશ્મીરની કીર્તિ દૂરદૂરના દેશોમાં પ્રસરેલી હતી શારદા અને બિજબિહાર નામની ત્યાંની બે વિદ્યાપીઠોમાં અનેક અણમોલ ગ્રંથો હતા ને એનાથી આકર્ષાઇને દૂર દૂરના વિદ્વાનો ત્યાં અભ્યાસ અર્થે આવતા. ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહે મહાપ્રસિદ્ધ પંડિત હેમચંદ્રાચાર્યને જ્યારે વ્યાકરણ પર એક નવો ગ્રંથ લખવાનું કહ્યું ત્યારે હેમચંદ્રાચાર્યે તે કાર્ય અંગે જરૂરી એવા વ્યાકરણ પરનાં આઠ ગ્રંથો માગ્યા આ આઠે ગ્રંથો 'પ્રભાવક ચરિત'માંના ઉલ્લેખ પ્રમાણે ફક્ત કાશ્મીરની શારદા વિદ્યાપીઠના પુસ્તકાલયમાંથી જ મળી આવ્યા હતા. સિદ્ધરાજે પોતાના વરિષ્ઠ અમલદારોને આ ગ્રંથો લેવા માટે કાશ્મીર મોકલ્યા હતા ને તેની મદદથી આચાર્ય હેમચંદ્રે તેમનો પ્રસિદ્ધ ગ્રંથ 'સિદ્ધહેમ' લખ્યો હતો. કાશ્મીરમાં અનેક બૌદ્ધ મઠો હતા. બ્રાહ્મણધર્મ ને બૌદ્ધધર્મના

# પ્રાચીન શાસ્ત્રીય ગ્રંથભંડાર

અભ્યાસ માટે અનેક મથકો હતા પ્રખ્યાત ચિનાઈ વિદ્વાનો પણ પૂર્વની વિદ્યાઓના અભ્યાસ અર્થે અહીંના પંડિતો પાસે આવતા આવા પ્રદેશમાથી આવા અમૂલ્ય ગ્રંથોનો ખજાનો મળી આવે તેમા નવાઇ નથી

## રાજકીય ઉથલપાથલો

કાશ્મીરના સુકુમાર દેહ પર રાજકારણીય ખટપટોના અનેક ખડ્ગો ઉપરાછાપરી ઝીંકાયે જ ગયા છે એનો ઇતિહાસ જોતાં જણાય છે કે સૈકાઓ દરમ્યાન ત્યાં અનેક બળવાઓ થયા છે, જેને લઇને લોકોનુ જીવન અસ્તવ્યસ્ત થઇ ગયેલુ ને અનેક શહેરોનો નાશ થએલો. આવા સંજોગોમાં ઘણા કાશ્મીરી લોકો ગંગા-જમુનાનાં મેદાનોમા હીજરી આવ્યા છતાંય ઘણા ત્યા રહ્યા અનેક ગ્રંથોનો આવી ઉથલપાથલોમા નાશ થઇ ગયો ને એવા સંજોગોમાથી પણ આટલા ગ્રંથો બચી ગયા !

## વિદ્વન્મંડલની કાશ્મીરયાત્રા

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં તો હિંદના અને બીજા દેશોના અનેક વિદ્વાનો આ ખજાનાનો લાભ લેવા કાશ્મીરમાં આવ્યા, જેમાં ડૉ. બુહ્લર, ડૉ. સ્ટેઇન, ડૉ. એ. મી. બુલ્ટર, ડૉ. રિચાર્ડ ટેમ્પલ ને મર જ્યોર્જ ગ્રિયર્સન જેવાનો સમાવેશ થાય છે. જૂના ગ્રંથો મેળવવા માટે આ વિદ્વાનો કાશ્મીરનો આખો પ્રદેશ ખૂંદી વળ્યા, એમના પ્રયત્નોને થોડી ઘણી સફળતા પણ મળી ને એનાથી સંશોધનનું કામ કંઇક સરળ બન્યુ.

## અગત્યના અનુવાદિત ગ્રંથો

આ પંદરસો ગ્રંથોમાંથી જે અગત્યના છે તેના સામાન્ય રીતે બે ભાગ પાડવામાં આવે છે એક તો મૂળ કાશ્મીરમાં લખાએલા મૌલિક ગ્રંથો ને બીજા અનુવાદો-અનુવાદોમા અગત્યના ગણાય એવા ગ્રંથો આટલા છે શંકરાચાર્યના નામે ચડેલુ સાત પાનાનું 'કેનોપનિષદ્', ધર્મ-શાસ્ત્ર પરની 'યાજ્ઞવલ્ક્ય' સ્મૃતિનાં એકસઠ પાના, દેવનાગરી લિપિમાં લખાએલો ૯૫૬ પાનનો વેદાન્ત ઉપરનો 'પીપલાદશક' નામનો દળદાર ગ્રંથ, સાયણાચાર્યે લખેલું ૬૮૬ પાનાનુ 'ઋગ્વેદ ભાષ્ય', વેદાન્ત ઉપરનુ શંકરાચાર્યનુ 'મીમાંસા ભાષ્ય', આમના 'ગોક્ષેપાય'નાં ૯૦ પાનાં ને કાલિદાસના 'રઘુવંશ'નાં ૮૫ પાનાં મુખ્ય છે. વ્યાકરણ, કર્મ-કાંડ અને તત્ત્વજ્ઞાનના બીજા ઘણા ગ્રંથો છે, પણ તે મૂળ કાશ્મીરી છે કે બહારના બીજા ગ્રંથો ઉપરથી ઉતારેલા અનુવાદો છે તે નક્કી કરવુ મુશ્કેલ છે.

## શૈવ સાહિત્યના ગ્રંથો

વસુગુપ્ત, ક્ષેમરાજ, અભિનવગુપ્ત, ઉત્પલદેવ, શ્રીકંઠ, કલ્લટભટ્ટ સોમાનંદ અને જગદ્ધર ભટ્ટ જેવા શૈવધર્મના અનેક મહાન લેખકોના ગ્રંથો દિલ્હી લઇ જવામાં આવ્યા છે શિવમાર્ગી સાહિત્યને 'ત્રિક સાહિત્ય' પણ કહેવામાં આવે છે આ 'ત્રિક' શબ્દનો ઉદ્ગમ

ત્ર્યંબક નામના આચાર્યના નામ પરથી થએલો છે ‘ ત્રિક ’ સંપ્રદાયની સ્થાપના ઈ સ પૂર્વે પાંચમી સદીમાં ત્ર્યંબકે કરેલી ને પાછળથી બુદ્ધધર્મની અસર નીચે એ સંપ્રદાય બિલકુલ ભુંસાઇ ગયેલો. પાછળથી વસુગુપ્તે ‘ શિવસૂત્ર ’ લખીને તેનો પુનરોદ્ધાર કરવાનો પ્રયત્ન કરેલો.

## ગિલ્ગીતનો ગરવો ગ્રંથભંડાર

પણ આ ખજાનામાં વધારે ઉપયોગી તો ‘ ગિલ્ગીત મેન્યુસ્ક્રીપ્ટસ ’ને નામે ઓળખાતા ગ્રંથો છે ગિલ્ગીત કાશ્મીરની ઉત્તરે સિંધુન સંઘદ ૫૨ આવેલું છે અને ત્યાં ત્રણ સામ્રાજ્યોની હદો ભેગી થાય છે, એટલે એ જગા મહત્ત્વના રાજદ્વારી ત્રિભેટા તરીકે પણ જાણીતી છે. આવા અણમોલ સાંસ્કૃતિક ખજાના સાથે ગિલ્ગીતનું નામ સંકળાશે એવી આશા તો કોઇએ રાખી જ નહોતી આ ખજાના ભંડારની પહેલી જાહેરાત કરનાર સર ઑરેલ સ્ટેઇન હતા ૧૯૩૧ ના જુલાઇની ૨૪ મીએ ‘ સ્ટેટ્સમેન ’ પત્રમાં એના સમાચાર પ્રગટ થયા હતા. બન્યું એવું કે ભરવાડોના કેટલાક છોકરાઓ ઘેટાં ચારતા હતા તે વખતે એક નાના ટેકરા પરથી તેમણે સાગના ટુકડા ખસેડ્યા ટેકરાની માટી ને તે પરના પથ્થરો જ્યાં છૂટા પડ્યા કે તેની નીચે તેમને કંઇક જણાયું છોકરાઓએ ધાર્યું કે કોઇ કંજુસનો દાટેલો ખજાનો હશે પછી તો ગિલ્ગીતના જીલ્લા મેજિસ્ટ્રેટે આવીને એ સ્થાનનો કબજો લીધો અને એ સ્તૂપમાંથી આ બધા ગ્રંથો બહાર કાઢવામાં આવ્યા મોટા ભાગના ગ્રંથોનો કબજો ત્યાં ને ત્યાં તે જ વખતે લઇ લેવામાં આવ્યો હતો એ જ સ્થળેથી, ૧૯૩૮ માં જમ્મુ ને કાશ્મીર રાજ્યના આર્કિયોલોજી ને સંશોધન ખાતાના સુપ્રિન્ટેન્ડેન્ટ મધુસૂદન પંડિતે કેટલાક બીજા ગ્રંથો શોધી કાઢ્યા હતા

## ગિલ્ગીત ગ્રંથોનું માહાત્મ્ય

આ ગિલ્ગીત ગ્રંથોની અગત્ય શી છે વારુ ? બૌદ્ધ ધર્મનો જન્મ હિંદમાં જ થયેલો અને અહિંથી જ તે ઉત્તર, દક્ષિણ ને પૂર્વમાં પ્રસરેલો, અને છતાંય કાળનો પ્રભાવ તો એવો હતો કે આપણા દેશમાં તો બૌદ્ધ ધર્મને લગતું કોઇ સાહિત્ય રહેવા પામ્યું નહોતું ' બૌદ્ધ ધર્મ ઉપરના શાક્ય મુનિના ગ્રંથો તો ચાઇનીઝ ને ટિબેટન ગ્રંથોના ભાષાન્તરો હતા આ ચાઇનીઝ ને ટિબેટન ગ્રંથો મૂળ સંસ્કૃત ગ્રંથો પરથી તૈયાર થએલા હતા ને એ મૂળ સંસ્કૃત ગ્રંથો તો નાશ પામ્યા હતા ગિલ્ગીત ગ્રંથભંડારનું મહત્ત્વ એ છે કે બૌદ્ધ ધર્મના મૌલિક સંસ્કૃત ગ્રંથો એમાં સચવાએલા છે . આ ગ્રંથોનું સંપાદન બીજા વિદ્વાનોના સહકારમાં રહીને ડૉ. નલિનાક્ષ દત્તે કર્યું છે એનો સમય ઇ. સ. ૫૦૦ થી ૬૦૦ ની વચ્ચેનો નક્કી કરવામાં આવ્યો છે તે ગુપ્ત લિપિમાં લખાએલા છે ને તેની ભાષા સંસ્કૃત પ્રાકૃતનું મિશ્રણ છે આ પંદરસો ગ્રંથોમાંથી હજી તો માત્ર થોડાકનું જ સંપાદન કરીને પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે મોટા ભાગના ગ્રંથોનું હજી નિરીક્ષણ-પરીક્ષણ કરવાનું છે વિદ્વાનો એનો અભ્યાસ કરીને સુંદર સંપાદનો બહાર પાડશે તો હિંદના પ્રાચીન ઇતિહાસની અનેક અંધારી કેડીઓ પર નવીન પ્રકાશ પડશે એવી આશા રખાય છે *

---

* “ પ્રજાબંધુ ” પરથી




**૧–મણિલાલની વિચારધારા'**—સંપાદક પ્રો. ધીરુભાઈ ઠાકર; પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ પૃ૦ ૪૫૦, કિંમત કાચુ પૂઠું, રૂા ૪–૮–૦, પાકુ રૂા. ૫–૮–૦

ગુજરાતના સમર્થ તત્ત્વચિંતક અને ધર્મવિચારક પ્રો મણિલાલ નભુભાઈ દ્વિવેદીના ધર્મ, ગૃહરાજ્ય અને સાહિત્યવિષયક લખાણોમાંથી ચૂંટી કાઢેલા લેખોની આ વિચારધારા પ્રગટ કરી ગુજરાત વિદ્યાસભાએ ગુજરાતની અનન્ય સેવા કરી છે અભેદમાર્ગપ્રવાસી એ વિદ્વાનની સિદ્ધિ કાવ્ય કરતાં ગદ્યપ્રદેશે વિશેષ છે, એનું સુદર્શન એમની 'સુદર્શન ગદ્યાવલિ' માં આપણને થાય છે પરંતુ એ ગ્રંથ ઘણા સમયથી અલભ્ય હોઈ અભ્યાસીઓને બહુ અગવડ પડતી વળી એમની સત્ત્વશાળી અક્ષરપ્રવૃત્તિના મુખ્ય વાહન એમનાં બે માસિકો 'પ્રિયંવદા' અને 'સુદર્શન' નાં તો દર્શન પણ દુર્લભ હતાં. એવી સ્થિતિમાં ગદ્યાવલિનું આ વિવેકપૂર્વક સુધારેલું-ઘટાડેલું નવસંસ્કરણ સુલભ બનાવવા બદલ એના સંપાદક પ્રાધ્યાપક શ્રી ધીરુભાઈ ઠાકરને ધન્યવાદ ઘટે છે એમણે ગદ્યાવલિમાંથી આજની બદલાયેલી પરિસ્થિતિને નિરુપયોગી ભાગો–વિવાદો અને ચર્ચાઓમાં ખંડનાત્મક અંશોને ગાળી નાખ્યા છે અને મણિલાલ-માનસના ઉત્તમ પરિપાકરૂપ લેખોને જ પસંદ કર્યા છે, એટલું જ નહિ પણ તે તે લેખો 'સુદર્શન' તથા 'પ્રિયંવદા' માંના લેખો જોડે મેળવીને, પાઠફેર હોય ત્યાં મૂળના પાઠને અનુસરીને રજૂ કર્યા છે તેમ કરતાં એ માસિકોની ફાઈલોમાં દટાઈ રહેલા અને 'ગદ્યાવલિ' માં સમાવેશ નહિ પામેલા એવા કેટલાક નવા લેખો મળી આવ્યા તે પૈકી પાંચને પણ વિચારધારામાં સ્થાન આપ્યું છે આ રીતના સંપાદનમાં પ્રો ધીરુભાઈ ઠાકરે જે વિવેક વાપર્યો છે અને પરિશ્રમ ઉઠાવ્યો છે તે પરમ પ્રશંસનીય છે આપણે ધર્મ અને સંસ્કૃતિના સંરક્ષણમાં પ્રો. મણિલાલે આપેલા અપૂર્વ હિસ્સાને યથાર્થ વ્યક્ત કરતો વિસ્તૃત અને વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત જોડીને તેમ જ ટિપ્પણો આપીને પ્રો ધીરુભાઈએ પુસ્તકના મૂલ્યમાં કિંમતી ઉમેરો કર્યો છે

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ભારત પર ફરી વળેલા પાશ્ચાત્ય સંસ્કારોના પ્રવાહનો પ્રબળ પ્રતીકાર કરનાર, અંગ્રેજી સત્તા અને કેળવણી દ્વારા હિન્દુ સમાજ અને સંસ્કૃતિ ઉપર

થઈ રહેલા વિદેશી આક્રમણનો સફળ સામનો કરનાર, વેદ-વેદાન્ત-ધર્મ જ્ઞાન-સંસ્કારના અજોડ સંરક્ષક, 'સિદ્ધાંતસાર' અને 'પ્રાણવિનિમય' જેવા ઉત્કૃષ્ટ ગ્રંથોના સર્જક, વીર નર્મદના ઉત્તરાધિકારી અને આચાર્યશ્રી આનન્દશંકરના પૂર્વાધિકારી બ્રહ્મનિષ્ઠ પંડિત મણિલાલની આ વિચારધારાને સૌ સંસ્કારેચ્છુઓએ વિચારવી ઘટે છે. સનિષ્ઠ ધર્મવીર મણિલાલના યશ કાર્યના સનાતન સ્મારક સમા આ લેખોનું સૌ ધર્મપ્રેમીઓએ પરિશીલન કરવું ઘટે છે. ખાસ કરી આપણે જ્યારે સ્વતંત્ર બન્યા, સ્વરાજ મેળવી સૌને સમજતા થયા છીએ ત્યારે સ્વધર્મના સાત્વિક આગ્રહભરી આ વિચારધારાનું ઝીલન આપણું પરમ કર્તવ્ય બની રહે છે.

૨–પંચતંત્ર :—સંપાદક અને અનુવાદક પ્રા ભોગીલાલ જ સાંડેસરા, પ્રકાશક . ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ભારતીય વિદ્યા ભવન, મુંબઈ પૃષ્ઠ પોણાસાતસો, કિંમત રૂપિયા આઠ.

વિશ્વસાહિત્યમાં અનન્ય પ્રતિષ્ઠા ધરાવતા અને જેનાં જગતભરની લગભગ ૬૦ ભાષાઓમાં ૨૦૦ કરતાં યે વધારે ભાષાન્તરો અને રૂપાન્તરો થયાં છે એવા ભારતીય ગ્રંથરત્ન પંચતંત્રનું ગુજરાતીમાં વિદ્વત્તાયુક્ત શાસ્ત્રીય સંપાદન અને શુદ્ધ સરલ ભાષાન્તર કરવા બદલ પ્રા ભોગીલાલ જ સાંડેસરાને અનેક અભિનન્દન ઘટે છે ગ્રંથના સંપાદનમાં શ્રી સાંડેસરાએ કેટલો ભગીરથ પરિશ્રમ લીધો છે તે સવાસો પાનાંના પાણ્ડિત્યભર્યા ઉપોદ્‌ઘાત પરથી પરખાઈ આવે છે. પંચતંત્ર અંગેની ઉપલબ્ધ બધી જ માહિતી એમણે મેળવી છે અને એની સર્વાંગ સંપૂર્ણ ચર્ચા 'વિદ્વાનો પણ આદર કરે એવી વિદ્વત્તા'થી કરી છે ગ્રંથના બે વિભાગ કરી પહેલા વિભાગમાં પશ્ચિમ ભારતીય પંચતંત્રનો સાદ્યન્ત અનુવાદ આપ્યો છે અને બીજા વિભાગમાં પંચતંત્રની અન્ય પ્રાચીન પાઠ્ય પરંપરાઓની વધારાની કથાઓ આપી છે તદુપરાંત તલસ્પર્શી ટિપ્પણો, અગત્યના પાઠશોધનો અને તુલનાત્મક પરિશિષ્ટો આપી, અભ્યાસની દૃષ્ટિએ પુસ્તકની ઉપયોગિતામાં અનન્ય ઉમેરો કર્યો છે. પુરોવચનમાંના પ્રા. રામનારાયણભાઈના શબ્દોમાં કહીએ તો પ્રા સાંડેસરાએ "પાઠ નક્કી કરવામાં એક પ્રાચીન સંશોધકની કુશળતા દાખવી છે, પંચતંત્રની પરંપરાનો ઇતિહાસ એક કુશળતા દાખલ છે પંચતંત્રની પરંપરાનો ઇતિહાસ એક પુરાતત્ત્વવિદની રીતે આલેખ્યો છે અને એક વિવેચકની દૃષ્ટિએ પંચતંત્રનું સાહિત્યિક મહત્ત્વ દર્શાવ્યું છે" ભારતીય સંસ્કૃતમાંથી ઉતરી આવેલી ભાષાઓમાં, આટલી શાસ્ત્રીય અને વિશાળ દૃષ્ટિથી પંચતંત્રનું આ પહેલું જ સંપાદન થયું છે અને એ બદલ એના સંપાદકને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે આવો ઉત્કૃષ્ટ ગ્રંથ પ્રગટ કરી ગુજરાતી સાહિત્ય પરિષદે પણ પરમ યશસ્વી કામ કર્યું છે.

પંચતંત્રમાં ગદ્યભાગની વચ્ચે જે કંઈ શ્લોકો—સુભાષિતો—આવે છે. અનુવાદકે એ સર્વેનો અનુવાદ પદ્યમાં નહિ કરતાં ગદ્યમાં કર્યો છે એ ઠીક નથી થયું સુભાષિતોનો સમશ્લોકી અનુવાદ થયો હોત તો ગુજરાતી મુક્તકોમાં બહુ મોટો ઉમેરો થાત અને સુભાષિત કંઠસ્થ કરવાની સુગમતા થાત

વિશ્વમાં અજોડ પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા પામેલો આ ગ્રંથ એના ઉત્કૃષ્ટ અનુવાદ દ્વારા ગુજરાતી વાચકોનાય મુખનું પાન થઈ પડશે એમાં શંકા નથી. વાર્તાની એના વિવિધ વાનીઓ

આ ગાલગ્રંથ શી વાર્તા-ભૂખ્યાંની ભૂખ મટાડો, વાર્તાસાહિત્યની એની અનેરી સમૃદ્ધિ રસિક વાર્તાકારોને અવનવી પ્રેરણા આપે અને માનવસ્વભાવનાં અનંત પાસાંનું નિરૂપણ કરતા એ અદ્વિતીય ગ્રંથનાં મહામૂલાં અનુભવ-ડહાપણ સૌ સંસારયાત્રિકોને જીવન-પાથેય પૂરું પાડો એવી શુભાશા એ પુસ્તક જોઇ સ્વાભાવિક ઉદ્ભવે છે

૩-કાવ્યસૌરભ—સંપાદક અને પ્રકાશક શ્રી. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ. પૃષ્ઠ ૩૨૫, કિંમત ત્રણ રૂપિયા

'કાવ્યમાધુર્ય'ના સિદ્ધહસ્ત અને લબ્ધપ્રતિષ્ઠ સંપાદક શ્રી હિમ્મતલાલ ગ. અંજારિયાનું આ એક નવતર સંપાદન છે આટલી ઉમ્મરે પણ એમના યુવાનોએ દાખલો લેવા યોગ્ય અવિરત વિદ્યાભ્યાસંગ 'મા' એમને આદરભર્યાં અભિનંદન ઘટે છે કાવ્યમાધુર્યમાં ઇ. સ ૧૮૮૫ થી ૧૯૦૯ સુધીનાં કાવ્યો સંગ્રહાયાં હતા આ એના અનુગામી સંગ્રહમાં ઈ સ ૧૯૧૦ થી ૧૯૪૮ સુધીનાં કાવ્યો લેવાયા છે કેટલાક ઊગતા કવિઓનાં માસિકોમાં પ્રગટ થયેલા કાવ્યો પણ પસંદ કરાયા છે એ આ સંગ્રહની નોંધપાત્ર ઘટના છે, છતાં આ સંગ્રહ નવીનતાની

---

(અનુસંધાન પૃષ્ઠ ૧૪૩ નું)

## ખ્યાલ બહાર નહિ હોય

આટલી ઉચ્ચ લાગણી ધરાવનાર અને વર્ષોથી પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ કરવા ઇચ્છનાર ના બે સાહેબ અને એમનું આરોગ્ય પ્રધાનમંડળ વડોદરાને કેન્દ્ર બનાવી, એના વિપુલ સાધનો અને કાર્યકર્તાઓ દ્વારા પુસ્તકાલયપ્રવૃત્તિને બહોળો ફેલાવો કરવાનું કામ એમના ધ્યાન બહાર નહિ જ હોય

પુસ્તકાલય પ્રવૃત્તિ માટે વડોદરામાં ઘણી અનુકૂળતાઓ છે વડોદરાએ ભૂમિકા ખેડીને તૈયાર કરેલી છે વડ્ગત કૈ શ્રીમંત સયાજીરાવ અને સ્વ શ્રી મોતીભાઇ અમીને પુસ્તકાલય-પ્રવૃત્તિ પાછળ પોતાનો આત્મા રેડયો છે એટલું જ નહિ પણ સ્વ શ્રી અમીન સાહેબે એને માટે વર્ષો સુધી એકધારી તપશ્ચર્યા આદરીને જે ભૂમિ પર ધુણી ધખાવેલી, એ સુપ્રસિદ્ધ વડોદરાની ભૂમિને મુંબઇ ઇલાકાની નહિ તો નિદાન ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવવામાં આવે તો કાર્યકર્તાઓનાં અનેરા સાથ અને સહકારથી પુસ્તકાલયપ્રવૃત્તિ ગુજરાત-મહાગુજરાતમાં ફૂલી-ફાલીને ખીલી ઉઠશે અને એ જ પ્રવૃત્તિ દ્વારા સમગ્ર પ્રજાને સ્વરાજ્યના સાચાં દર્શન થશે.

## જોઇએ છે સહાનુભૂતિ

જોઇએ છે માત્ર રાજતંત્રનો ઉદાર મદદ અને દિલપૂર્વકની સહાનુભૂતિ જે મળવામાં આ સ્વરાજયુગમાં જરાય શંકા નથી આટલું થશે એટલે અનેક જાતની સવલતો એની મેળે આવી મળશે દિલથી લાગણીપૂર્વક કામ કરનારાઓની ધગશથી વડોદરા એક એવું કેન્દ્ર બનશે, કે જેનો પ્રકાશ ગુજરાત મહાગુજરાતમાં પથરાઈ સારાએ દેશ માટે અનુકરણીય દૃષ્ટાંતો પૂરાં પાડશે

પણ, એ માટે સર્વને પ્રેરણા અર્પે એ જ પ્રાર્થના! —ચિ. હ. અમીન

દષ્ટિને સંતોષશે કે કેમ એ પ્રશ્ન છે કાવ્યની પસંદગીમાં કોઈ નિશ્ચિત ધોરણ સ્વીકારેલું જોવામાં આવતું નથી અને માત્ર વિવિધતા ને નવીનતાની અભિમુખતાને લઈ સારાં નરસાં કાવ્યોનો શંભુમેળો થઈ ગયો છે. જે કવિઓને પસંદ કર્યા છે તેમના ય પ્રથમ કક્ષાનાં કાવ્યો સંગ્રહમાં સ્થાન પામ્યાં છે કે કેમ એ સવાલ છે અને જો તેમ થયું જ હોય તો આપણે દિલગીરી સાથે કબૂલ કરવું પડશે કે ન્હાનાલાલ-નરસિંહરાવ,-કાન્ત-કલાપી, ખબરદાર-બોટાદકર, ઠાકોર-ગોવર્ધનરામ, મણિલાલ-બાલાશંકરની કાવ્યમાધુર્યના ગઈ કાલની કવિતા કરતાં કાવ્યસૌરભની આજની કવિતા ઊતરતી કોટિની છે! એથી કરી કાવ્યસૌરભને કાવ્યમાધુર્યની અપૂર્વ લોકપ્રિયતા ન સાંપડે તો નવાઈ નહિ. કાવ્યમાધુર્ય એ કોટિનો પહેલો જ સંગ્રહ હતો એ પણ એની પ્રસિદ્ધિનું એક વિશેષ કારણ હતું પરંતુ ત્યારબાદ ગુજરાતને કાવ્યપરિચય ભાગ ૧-૨, પ્રા ગમનલાલ પાઠક સંપાદિત કાવ્યસમુચ્ચય ભાગ ૧-૨, અને પ્રો ઠાકોર સંપાદિત આપણી કવિતાસમૃદ્ધિના એકએકથી ચઢિયાતા સંગ્રહો મળ્યા છે કવિતાસમૃદ્ધિનું તો પુસ્તકમાં વિષયવાર વર્ગીકરણ પણ થયેલું છે એને પડખે વિશિષ્ટ સંકલના રહિત આ સંગ્રહને કેવો આવકાર મળશે એ કહી શકાય નહિ છતાં નવીનતાના ઉપાસકોને આ કાવ્યસૌરભ પ્રિય અને આહ્લાદક નીવડી પ્રસન્નચિત્ત બનાવશે એમાં શંકા નથી

૪-સરસ્વતી—લેખક અને પ્રકાશક : કવિરત્ન મનુ હ દવે કાવ્યતીર્થ, સિદ્ધપુર. પૃષ્ઠ : ૧૨૦. કિંમત રૂપિયા ત્રણ

કાવ્યપ્રદેશે શ્રી. મનુ હ દવે કાવ્યતીર્થનું નામ સુપ્રસિદ્ધ છે એમના આ આઠમા કાવ્યગ્રંથમાં એમનાં લખેલાં ૯૨ કાવ્યો સંગ્રહાયાં છે સંગ્રહનું નામ એમણે પોતાના વતન સિદ્ધપુરને પાદરે વહેતી સરસ્વતી નદીના સતત સ્મરણથી 'સરસ્વતી' રાખ્યું છે એ સુયોગ્ય છે કવિનો કાવ્યપ્રવાહ પણ સરસ્વતીના પુણ્યપ્રવાહની જેમ સ્વસ્થ શાન્ત પટે, ધીરી મધુરી ગતિએ વહે છે એમાં નથી ચિંતનનાં ઊંડાણ કે કલ્પનાનાં પૂર, ભાવની ભરતી કે ઊર્મિના ઉછાળા. શ્રી મનુની કવિતા સાદી અને સીધી, સરલ અને સંતોષી છે એમાં ભવ્ય કે ઉદાત્ત, વિશિષ્ટ કે અસામાન્ય કશું નથી એમના વિષયોનું ક્ષેત્ર પણ પરિચિત અને સંકુચિત છે મોટા ભાગના વિષયો વ્યક્તિગત અને પ્રાસંગિક છે. 'સરસ્વતી'માં ગુજરાત અને ભારતની ભક્તિ, રાષ્ટ્રીય નેતાઓને અંજલિ તેમ જ કવિઓ અને સાહિત્યકારોને શ્રદ્ધાંજલિ અંગે લખાયેલાં કાવ્યોનું પ્રમાણ ઘણું મોટું છે કવિ પોતે જ કહે છે તેમ "આમાંનાં ઘણાં કાવ્યો ભારતને સ્વતંત્રતા મળી તે પહેલા લખાયેલાં છે એટલે એમાં સ્વાધીનતાની પ્રાપ્તિ માટે મરી ફીટવાની તમન્ના ખૂબ ભરેલી પડી છે" નવીન કવિતાના આજના જુવાળમાં પ્રધાનપણે ગયા યુગની સરસ્વતીનો નિરાળો પ્રવાહ વહાવવા બદલ શ્રી મનુ દવેને ધન્યવાદ. આશા છે કે 'સરસ્વતી'નાં નિર્મળ નીર ઘણાંને પ્રિય અને રુચિકર થઈ પડશે

—પ્રો. ચતુરભાઈ શં. પટેલ

૫ દિવાસ્વપ્ન:– લેખક ' શ્રી. ગિજુભાઇ, પ્રકાશક શ્રી સોમાભાઈ કિશાભાઇ પટેલ, સણાવ આણંદ થઇને, વેચાણ વ્યવસ્થાપક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમ । ૬, પૃષ્ઠ–૧૧૮+૮, પૂઠું–કાર્ડબોર્ડનું, કિંમત ૧–૮–૦

' દિવાસ્વપ્ન ' ની આ ત્રીજી આવૃત્તિ છે.

આ પુસ્તકમાં સ્વ. ગિજુભાઇએ પ્રાથમિક શાળામાં શિખવવાના વિષયો–વાચન, વ્યાકરણ, ઇતિહાસ, ભૂગોળ વિજ્ઞાન વગેરે કેમ શીખવવા તથા પ્રાથમિક શાળાનાં બાળકોમાં સ્વચ્છતા, વ્યવસ્થા, શાંતિ, ઉદ્યોગપ્રિયતા કેમ લાવી શકાય તે બતાવ્યું છે પુસ્તક વાર્તારૂપે છે લેખકે પોતે પ્રાથમિક શાળાનું ચોથું ધોરણ એક વર્ષ શિક્ષણની નૂતન દૃષ્ટિથી કેવી રીતે ચલાવે છે તેનું સુંદર રસિક વર્ણન આપેલું છે આ પુસ્તક પ્રાથમિક શાળાના શિક્ષકોએ તથા અમલદારોએ તેમ જ પ્રાથમિક શાળામાં ભણતાં બાળકોનાં માબાપોએ અવશ્ય વાંચવું જોઇએ. શાળા પુસ્તકાલયોમાં આ પુસ્તક વસાવવું જોઇએ અધ્યાપન પાઠશાળાના શિક્ષકોએ પણ આ પુસ્તક વાંચવું જોઈએ આ પુસ્તક વાંચનારને તે પૂરું કર્યા વગર છોડવું ગમે નહિ તેવું છે. સામાન્ય પુસ્તકાલયો તેમ જ માબાપોએ પણ આ પુસ્તક ખરીદવા જેવું છે આ પુસ્તકનું હિંદી, મરાઠી વગેરે ભાષાઓમાં ભાષાંતર પણ કરવા જેવું છે.

—શ. સો. પટેલ

૬–હિતોપદેશની બાળવાતો —લેખક –શ્રી રમણલાલ સોની, પ્રકાશક—કમળ પ્રકાશન મંદિર, કાચ્ગમો પહેલો હાગ એલિસબ્રિજ, અમદાવાદ, પૃષ્ઠ–૧૬૮, પૂઠું–કાર્ડબોર્ડનું, કિંમત ૩, ૪–૦–૦

આ ચોપડીમાં હિતોપદેશની વાર્તાઓ બાળકો સમજે તેવી રીતે લખીને પ્રસિદ્ધ કરી છે ચોપડીની ભાષા, ટાઇપ, છપાઈ, ચિત્રો, કાગળ, પૂઠું, બાંધણી વગેરે સારાં છે

હિતોપદેશની વાર્તાઓ વાર્તાકળાની દૃષ્ટિએ તેમ જ બોધની દૃષ્ટિએ સરસ છે

આવી વાર્તાઓના લેખક તથા પ્રકાશકને અભિનંદન ઘટે

આ ચોપડીની કિંમત વધારે ગણાય

શાળા પુસ્તકાલયો તથા સામાન્ય પુસ્તકાલયોમાં આ ચોપડી વસાવવા જેવી છે.

૭–ગલ્લ ાલિયાં —લેખક, પ્રકાશક તથા પૂઠા ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૨૫, કિંમત ૨–૦–૦

આ ચોપડીમાં જાતજાતનાં જોડકણાં છે અંગ્રેજીમાં ' નર્સરી રાઇમ્સ ' ની ચોપડીઓ બાળકો માટે હોય છે તેવી આ ચોપડી છે જોડકણાં વાંચવાં ગમે તેવાં છે હસ્યરસવાળાં છે, તથા તેની સાથે સાથે લાક્ષણિક ચિત્રો પણ મૂકેલાં છે

આવાં જોડકણાંની ચોપડી ' મકગોટા ' નામથી ગં દેશળજી પરમારની લખેલી કેટલાક વર્ષ પહેલાં બહાર પડી હતી. બીજી આવી જોડકણાંની મજાની ચોપડી લખીને આ લેખકે અને તે પ્રસિદ્ધ કરીને તેના પ્રકાશકે બાળકોને રસિક વાચન પૂરું પાડ્યું છે

આ ચોપડીની છપાઇ, ટાઇપ વગેરે ઉપરની ચોપડી જેવા સારાં છે, કિંમત પણ એની પેઠે વધારે છે

શાળાપુસ્તકાલયો તથા બાલપુસ્તકાલયોમાં આ ચોપડી વસાવવા જેવી ખરી

૮–'પૂનમિયો ભગત'—લેખક, પ્રકાશક તથા પૂ.ઠ. ઉપરની ચોપડીના જેવા, પૃષ્ઠ ૧૬૪, કિંમત ૨–૪–૦

આ ચોપડીમાં સાત બાલવાર્તાઓ છે. આ વાર્તાઓમાં અસંબદ્ધ કલ્પના અર્થાત્ તરંગનું તત્ત્વ વધારે છે. આવી વાર્તાઓનું વાચન બાળકોના માનસને ઉપકારક થાય છે કે અપકારક તે સબંધી બે મત છે. બાલકોને વિજ્ઞાન, પ્રવાસ, ઇતિહાસ, જીવનચરિત્ર વગેરે ઉપકારક વિષયો સંબંધી સાહિત્ય પૂરું પાડવા તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર સ્પષ્ટ છે. રા. રમણલાલ સોની જેવા સિદ્ધહસ્ત લેખક આવી ઓછા ઉપયોગવાળી ચોપડીઓ લખવાને બદલે બાલકોને આવશ્યક વિષયો ઉપર સરસ સાહિત્ય વધુ લખે તેવી આપણે આશા રાખી શકીએ

આ ચોપડીની કિંમત પણ વધારે પડતી કહેવાય

આ ત્રણે ચોપડીઓના સૌની કિંમત અગાઉથી ગ્રાહક થનાર માટે માસ ખર્ચ છુટક સાથે રૂ. ૫–૦–૦ છે, તે પ્રમાણે મેળવી શકનારને તેની કિંમત ખાસ વધારે પડતી ન કહેવાય. હાલ તે કિંમતે આ ચોપડીઓ છુટક મળતી હોય તો સારું

—શ. સો. પટેલ

૯–'મહાગુજરાતનો મિલઉદ્યોગ'–ભાગ પહેલો–કર્તા અને પ્રકાશક શ્રી નાથાલાલ નાગરભાઈ પટેલ (નં. ૧૩૩૨, તળીઆની પોળ, સારંગપુર, અમદાવાદ). પૃ. ૧૪૪, કિંમત રૂ. ૩

હિંદભરના મિલઉદ્યોગમાં મહાગુજરાત પ્રાધાન્યપદ ભોગવે છે. હિંદ આઝાદ બન્યું છે ત્યારે આપણા મિલઉદ્યોગને ખૂબ વિકસાવવાની આવશ્યકતા છે. એ વિકાસ સાધવા માટે આ ઉદ્યોગ સાથે સંકળાયેલા મેનેજરો, માસ્તરો, જોબરો અને કારીગરો આ ઉદ્યોગની આંટીઘુંટીઓ તેમ જ કાર્યપદ્ધતિ વિષે સામાન્ય જ્ઞાન ધરાવે એ પણ ખાસ જરૂરનું છે. આવું જ્ઞાન મેળવવા માટે એ ઉદ્યોગને લગતું સાહિત્ય બહોળા પ્રમાણમાં પ્રગટ થાય એ ઇચ્છવા યોગ્ય છે, એટલું જ નહિ, પરંતુ અનિવાર્ય પણ છે. શ્રી નાથાલાલ પટેલનું 'મહાગુજરાતનો મિલઉદ્યોગ' એ પુસ્તક આ દિશામાં આવકારદાયક પ્રયાસ છે.

આ પુસ્તકના ભાગ પહેલામાં રૂ–તેની ઉત્પત્તિ તથા જાતો, એ જાતોનો પરિચય, સૂતર માટેની તેની લાયકાત વગેરેનું વર્ણન ૭૩ પાનામાં આપીને પુસ્તકના બાકીના ૭૧ પાનામાં મિકિસંગ (રૂનું મિશ્રણ) થી માંડીને રિંગ ફ્રેમ (સૂતર કાંતવાનું યંત્ર) સુધીની માહિતી આપવામાં આવી છે. સામાન્ય વાચક યંત્રોની રચના અને તેની ક્રિયા સમજી શકે તે માટે વિસ્તારપૂર્વક વર્ણનની તેમ જ તેની સાથે જે તે યંત્રોના ચિત્રો આપવાની આવશ્યકતા રહે છે. સચિત્ર પુસ્તક બહાર પાડવાની યોજના અસહ્ય મોંઘવારીના જમાનામાં મારે પડતી મૂકવી પડી 'છે' એમ લેખક જણાવે છે, પરંતુ પુસ્તકની કિંમત જોતા તેમાં યંત્રોના મુખ્ય ભાગોના ચિત્રોનો સમાવેશ કર્યો હોત તો પુસ્તક વધારે માર્ગદર્શક અને ઉપયોગી થઇ પડયું હોત

મિલમાં કામ કરતા જોબરો તેમ જ કારીગરો આ પુસ્તકમાંથી યંત્રોના ચક્રોના દાંતા, ડ્રાફટ, આંટા, પ્રોડકશન, હેન્ક, નંબર વગેરે શોધવાની રીતની માહિતી મેળવી શકશે, અને સામાન્ય વાચક રૂ ની જાતો ઉપરાંત તેમાંથી સૂતર બનતાં સુધીનાં યંત્રો વિષે જાણી શકશે મિલ-ઉદ્યોગ વિષે ગુજરાતી ભાષામાં ઓછા ગણતરીના જ પુસ્તકો પ્રગટ થયા છે તેમા આ પુસ્તકનો ઉમેરો થાય છે એ ખુશી થવા જેવુ છે આવા પ્રયાસ માટે લેખક અભિનંદનને પાત્ર છે

—તારાચંદ પો. અડાલજા એલ. ટી એમ
('હાથવણાટ', 'મિલની મુલાકાત' વગેરેના લેખક)

૧૦–અર્બુદાચલ—પ્રદક્ષિણા—જૈનલેખસંદોહ (આબુ ભાગ ૫ મો)-સંગ્રાહક, અનુવાદક, સંપાદક : શાંતમૂર્તિ મુનિરાજ શ્રીજયંતવિજયજી, પ્રકાશક-શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ગાંધીચોક, ભાવનગર (સૌરાષ્ટ્ર) સં ૨૦૦૫ ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૬૬ + ૨૧૨ + ૧૬૦, મૂલ્ય રૂા. ૫)

ઇતિહાસપ્રેમી મુનિરાજ જયંતવિજયજીએ જીવનની છેલ્લી ઘડી સુધી આબૂ અને તેની આસપાસનાં સ્થળોમાં રહેલી ઐતિહાસિક ઉપયોગી જે માહિતી એકઠી કરી હતી, તેનો આ પ્રામાણિક પાંચમો ભાગ, તેમના સ્વર્ગવાસ પછી સ્વલ્પ સમયમાં પ્રકાશમાં આવ્યો છે એ જોઈ-જાણી આનંદ થાય છે આબૂ ઉપરના સાડાત્રણસોથી વધારે લેખોનો સંગ્રહ બીજા ભાગ તરીકે પ્રકટ થઈ ગયેલ છે. આબૂની આસપાસનાં ૯૭ જેટલાં ગામ-સ્થળોનુ વર્ણન, એમના ચોથા ભાગમાં પ્રકટ થઈ ચૂક્યું છે, તેમાના ૭૧ ગામોમાંથી મળી આવેલા ૬૪૫ જેટલા શિલા-લેખો, પ્રતિમા-લેખો, સ્તંભ-લેખો, દ્વારલેખો, ભિત્તિ-લેખો, તામ્રપત્રો, દસ્તાવેજો આદિનો આ સંગ્રહ ગૂજરાતી અનુવાદ સાથે હાલમા પ્રકટ થયેલ છે.

એમાં હજાર વર્ષોથી વધારે પ્રાચીન સમયનો જૈનોનો અને જૈન-સમાજનો ગૌરવભર્યો ઇતિહાસ સમાયેલો છે પ્રાગ્વાટ (પોરવાડ), ઓસવાલ, શ્રીમાળ આદિ આદિ જ્ઞાતિ-વંશોમાં થઈ ગયેલા ધર્મપ્રેમી ઉદાર શ્રીમાન્ સજ્જનોનો અને સન્નારીઓનો ઇતિહાસ આમાં સંકળાયેલો છે. તે તે ગામ-નગર આદિની જાહોજલાલી સાથે તે તે સમયના રાજાઓ અને રાજકર્મચારી-ઓની તીર્થસેવા, ધર્મસેવા સાથે સમાજસેવાના પુરાવાઓ આમા છે જુ । જુદા ગચ્છમાં થઈ ગયેલા સમયજ્ઞ જૈનાચાર્યોની-ધર્માચાર્યોની ધર્મોપદેશકોની ધર્મ-પરાયણતાના, કર્તવ્ય-પરાયણતાના ઉલ્લેખો આમાં સ્થળે સ્થળે જણાઇ આવે છે ૯ પરિશિષ્ટોમા જુદી જુદી અનુક્રમ-ણિકાઓ દ્વારા આ ગ્રંથને ઇતિહાસિક દૃષ્ટિએ વિશેષ ઉપયોગી બનાવવા ઉપોદ્ઘાત-લેખક પં અંબાલાલ શાહે યોગ્ય પ્રયત્ન કરેલો જણાઈ આવે છે તેમણે તથા જર્મન ડૉ કાઉઝે (સુભદ્રાદેવીએ) અને અમેરિકન ડૉ જોહન્સને સદ્‌ગત ગ્રંથકારને અંજલિ અર્પણ કરી ઉચિત ગુરુભક્તિ દર્શાવી છે. પં રતીલાલ દેસાઈ તથા પ્રસિદ્ધ લેખક જયભિખ્ખુના સહકારથી આ આબૂગ્રંથરૂપી સહકાર વિશેષ ફાલ્યો-ફૂલ્યો જણાય છે શુદ્ધતા, કાગળ, છપાઈ, બાઇન્ડિંગ, જેકેટ આદિ આકર્ષક છે. આવો ઉપયોગી ગ્રંથ જલદી પ્રકાશિત કરાવવા માટે પ્રકાશક સંસ્થાને અને મુનિરાજ વિશાલવિજયજી આદિ ગુરુ-ભક્ત શિષ્યોને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સદ્‌ગત મહામહોપાધ્યાય ગૌરીશંકર હી ઓઝા જેવા ઇતિહાસપ્રેમીઓએ ઉચિત કદર કરી હતી. દરેક પુસ્તકાલયો અને સંગ્રહોમાં આ ગ્રંથના દરેક ભાગોની એકેક નકલ હોવી જોઈએ, જે જોવા–વાંચવા–વિચારવાથી પોતાના દેશના ગામ–નગરોના ઇતિહાસ સાથે પોતાના પૂર્વજોના શુભ કર્તવ્યોનો ઇતિહાસ સર્વ બોધ જાણી શકે અને તેનાથી ઉચ્ચ પ્રેરણા મેળવી શકે

—લા. ભ. ગાંધી

**૧૧–મહાદેવભાઇ હરિભાઇ દેસાઇ**–લેખક અને પ્રકાશક : શ્રી અંબેલાલ નારણજી જોશી, જગીવાળા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ–૭, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૩, કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦

આ અગાઉ લેખકે સરદારશ્રી વલ્લભભાઇની સંક્ષિપ્ત જીવનકથા લખી પ્રસિદ્ધ કરી હતી અને તેને વાચકજનતા તરફથી સારો આવકાર મળ્યો હતો ત્યાર પછી લેખકે આ બીજું પુસ્તક સ્વ મહાદેવભાઇની જીવનકથાને લગતુ આલેખ્યુ છે

સ્વ. મહાદેવભાઇની ગુણવિશેષતા અને પૂજ્ય ગાંધીજી પ્રત્યેની અનન્ય સેવાનિષ્ઠા તેમજ કાર્યતત્પરતાના ગુણો પુસ્તકમાં આવતા પ્રસંગો પરથી વાચકને જોવા જાણવા મળે છે

લેખકે ૧૨ પ્રકરણોમાં સ્વ મહાદેવભાઈના જન્મકાળથી લઇને તેમની કેળવણી, મહાત્માજી સાથેનો પરિચય તેઓશ્રીના મંત્રી તરીકેની કારકિર્દી અને પરદેશપ્રવાસ, તેમ જ જેલયાત્રા અને તંત્રી તેમ જ લેખક તરીકેની વિશિષ્ટ ઉજ્જવળ ખ્યાતિનો સુરેખ ખ્યાલ આપ્યો છે

મહાદેવભાઈની જીવનઝરમર જાણવા માટે હાલ જ્યારે કોઇ પ્રમાણભૂત પુસ્તક આપણી પાસે નથી ત્યારે આ પુસ્તક જરૂર વાચકને ઉપયોગી થઈ પડશે

**૧૨–સર શાપુરજી બમનજી બીલીમોરીઆ**—લેખક, શ્રી અંબેલાલ નારણજી જોશી. એડવોકેટ, પ્રકાશક બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, ૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઇ ૭. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૪, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૫–૦–૦

જીવનચરિત્રોના લેખક તરીકેની હથોટી આ પુસ્તકના લેખકને ઠીક બેસી ગઇ છે આ અગાઉ તેમણે સરદાર વલ્લભભાઇ ના જીવનચરિત્રનું પુસ્તક લખી સરદાર સાહેબના કેટલાક જાણીતા–અણજાણીતા જીવનપ્રસંગોની ગૂંથણીવાળુ ઉમદા ચરિત્ર પુસ્તક આપ્યું હતુ, તે પછીનું લેખકનું આ ત્રીજું જીવન–ચરિત્ર વિષયક પુસ્તક પ્રકટ થયું છે

પારસી કોમ માટે પરોપકારી ગણી શકાય તેવા અને કેટલીક ધંધાદારી પ્રવૃત્તિઓમાં તે તે ધંધાદારીઓની મુશ્કેલીઓ દૂર કરવા સેવાભાવે કટિબદ્ધ થયેલા એક પારસી ગૃહસ્થનું આ જીવનચરિત્ર પારસી કોમના જુવાનોને ઠીક પ્રેરણાપ્રદ નીવડે તેવુ છે

પુસ્તકનું કદ વગેરે જોતાં પાંચ રૂપિયા કિંમત વધુ પડતી ગણાય.

—મ પ્ર. વ્યાસ

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૧ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—અનુવાદક શ્રી વામનરાવ પ્રાણગોવિંદ પંડ્યા, મૂલ્ય રૂ। ૪-૦-૦

૨ મીરાંબાઈનાં ભજનો—સંપાદક, શ્રી ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વ. દિવેટીઆ, મૂલ્ય રૂ। ૦-૧૦-૦.

૩ શ્રી સત્યનારાયણની કથા—અનુવાદક વિષ્ણુદેવ સકળેશ્વર, મૂલ્ય ૦-૧૦-૦

૪ નરસિંહ મહેતાનાં ભજનો—સંપાદક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ. ૦-૧૦-૦

૫ ગીતાંજલિ—અનુવાદક. શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત); મૂલ્ય. ૦-૬-૦

૬ સો ભજનો—સંપાદક શ્રી નાનચંદજી, મૂલ્ય ૦-૬-૦

૭ દોહા રત્નાવલી—ગોસ્વામી શ્રી તુલસીદાસજીના ધર્મપત્નીરચિત મૂલ્ય, ૦-૩-૦

૮ મહુલાધવીય પંચાંગ—( સં. ૨૦૦૬ નું ) સંપાદક શ્રી હિમ્મતરામ મ. શાસ્ત્રી, મૂલ્ય રૂ। ૦-૯-૦

૯ બાળકોનો આનંદ—લેખક શ્રી સોમાભાઈ ભાવસાર, મૂલ્ય રૂ। ૦-૬-૦

૧૦ ગુલાબસિંહ—લેખક સ્વ મણિલાલ નભુભાઈ દ્વિવેદી, મૂલ્ય ૪-૦-૦

૧૧ કહેવતો—પ્રયોજક શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ એ , મૂલ્ય રૂ। ૧-૪-૦

૧૨ શામળના છપ્પા—સંપાદક શ્રી કેશવરામ કા શાસ્ત્રી ( બાંભણિયા ), મૂલ્ય ૦-૧૦-૦

## ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૧૩ ગૂર્જરેશ્વર—( ભાગ ૧ લો ) લેખક, શ્રી ધૂમકેતુ, મૂલ્ય રૂ। ૪-૮-૦

૧૪ મુદ્રારાક્ષસ—અનુવાદક શ્રી કેશવરામ કા શાસ્ત્રી, મૂલ્ય રૂ। ૩-૦-૦

## આર. આર. શેઠની કું. મુંબાઈ તરફથી

૧૫ ઝંઝાવાત—ભાગ ૨ જો—લેખક શ્રી રમણલાલ વ. દેસાઈ, મૂલ્ય રૂ. ૪-૮-૦

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૦ ને ૭૩)

## હાલોલ પુસ્તકાલયનો ઉદ્‌ઘાટન સમારંભ

ગઈ તા. ૧૫ મી ઑગસ્ટ–સ્વાતંત્ર્યદિને હાલોલ મુકામે સાર્વજનિક પુસ્તકાલયનો ઉદ્‌ઘાટનવિધિ અગાઉ નિયત થયા પ્રમાણે પંચમહાલ જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી. નાનુભાઈની ગેરહાજરીમાં હાલોલ તાલુકાના મામલતદાર શ્રી લલ્લુભાઈ નાયકના હસ્તે થયો હતો. વ. ગ. પુ. મંડળ તરફથી આ પ્રસંગે શ્રી ના. ન. ચોકસીએ ખાસ હાજરી આપી હતી તેઓશ્રીએ પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રેરક એવું ટૂંકું પ્રાસંગિક પ્રવચન પણ કર્યું હતું.

સદર પુસ્તકાલયને આ પ્રસંગે ભમરીઆના ઠાકોર સા. તરફથી રૂ. ૧૦૧) તથા દારકા-દાસ ઍન્ડ બ્રધર્સ તરફથી રૂ. ૨૫) ભેટ અપાયા હતા.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. રસૂલપુર (તા. સિદ્ધપુર) ને ૧૫ મી ઑગસ્ટના સ્વાતંત્ર્યદિનની ઉજવણી માટે ગામલોકો તરફથી ફાળો કરતા બચત રૂ. ૧૦) પુસ્તકાલયને મળ્યા.

સા. પુ. દેવરાસણ (તા. મહેસાણા) ને રૂ. ૫) શેઠ શ્રી. ચુનીલાલ વલ્લભરામ શાહ તરફથી.

સા. પુ. ભીલવણ (તા. પાટણ) ને ૧૦) અલીમહમદ જલાલુદ્દીન મુન્શી, ૫) રહીમભાઈ કાસમભાઈ માકણોજીઆ, ૫) ઇબ્રાહીમ મીયાજી ભારેણીઆ, ૫ રસુલ વલી સેલીયા, ૫) દાઉદ કરીમ કરડીઆ, ૫) ઇબ્રાહીમ તાજુ ઓરેજીઆ, ૨) અલીમહમદ મીયાજી મદીઆ, ૧) શરીફ ફતેમહમદ મામજીઆ

સા. પુ. વડુ (તા. કડી) ને ગામલોકો તરફથી કરેલા ફાળાના રૂ. ૧૮૫)

## કાયમ ફંડની રકમો સુધારી લ્યો.

સને ૧૯૪૮–૪૯ ના વર્ષના મંડળના ૨૫ મા વાર્ષિક અહેવાલમાં કાયમ ફંડની રકમોની યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે તેમાં કેટલાક ગામોના આંકડા ખોટા યા અસ્પષ્ટ છપાયા છે તેવા આંકડાઓ અત્રે સુધારીને ફરીથી છાપ્યા છે લાગતાવળગતા મંત્રી ભાઈઓ આની નોંધ લે

તા. ક —(૧) પૃષ્ઠાંક ૧૦૩ ઉપર મહુવા મહાલમાં બીજા કૉલમમાં છેલ્લું નામ સોટીયા છપાયું છે તેને બદલે બોરીયા વાંચવું

૨ પૃષ્ઠ ૧૦૪ ઉપર બ્યારા મહાલમાં બીજા કોલમમા સીમલચાવ નામ છપાયુ છે તેને બદલે ચીખલવાવ વાંચવુ.

| ગામ | તાલુકો | રૂ. આ પા. | ગામ | તાલુકો | રૂ આ પા |
| --- | --- | --- | --- | --- | --- |
| ગમપુર | પેટલાદ | ૧૯૬– ૦– ૫ | ટુંડાવી | મહેસાણા | ૮૯– ૭– ૦ |
| સુદરા | ,, | ૧૩૬–૧૫– ૦ | દેથળી | સિદ્ધપુર | ૧૪૨– ૧– ૨ |
| સંભોઇ | કરજણ | ૮૬– ૭–૧૧ | સિદ્ધપુર | ,, | ૪૬૦૩– ૫– ૦ |
| આનંદી | શિનોર | ૭૧૫– ૦– ૩ | સીઠી | ,, | ૨૭૨–૧૩– ૬ |
| અચીસરા | ,, | ૧૮૯– ૪– ૩ | શોભાસણ | ખેરાળુ | ૧ ૮– ૬– ૮ |
| સાઢલી | ,, | ૨૩૧૩– ૫– ૦ | ઝોખરવા | ચાણસ્મા | ૧૬૩– ૪– ૧ |
| ડુંક્રેસ | ,, | ૩૩૭–૧૧– ૦ | આમલી | નવસારી | ૧૮૩૬–૧૨– ૩ |
| બાવળીઆ | ,, | ૧૬૯–૧૫–૧૦ | ધમડાછા | ગણદેવી | ૨૫૭૮–૧૦– ૮ |
| ખાખરીઆ | સાવલી | ૪૯૨– ૨– ૮ | વલોટી | ,, | ૫૬૨– ૭– ૦ |
| ડેસર | ,, | ૪૦૬–૧૨– ૫ | ધલુડા | પલસાણા | ૭–૧૩– ૭ |
| ડેસર મદુ ફંડ | ,, | ૧૦૦–૧૦– ૧ | કામરેજ | કામરેજ | ૧૧૯૯–૧૧–૧૧ |
| બહુધા | ,, | ૨૪–૧૧– ૧ | ભોરીઆ | મહુવા | ૧૦–૧૧– ૪ |
| કરમાલીઆપુરા | વાઘોડીઆ | ૩૯૦– ૫– ૮ | વાણીઆવાડ | મહુવા | ૫– – ૭ |
| ધમાસણા | કલોલ | ૫૮૫– ૯– ૨ | સરા | બ્યારા | ૮– ૬– ૪ |
| વેડા | ,, | ૨૧૨– ૨– ૭ | ધામેલ | દામનગર | ૧૯૧– ૨–૧૧ |
| દાભરામનુ઼ગ | વિજાપુર | ૭૨– ૯– ૮ | અડવી | કોડીનાર | ૩૩– ૦– ૪ |
| ભોરૂ | ,, | ૨૩૩–૧૪– ૪ | કાજ | ,, | ૧૩૪– ૬–૧૧ |
| વિહાર | ,, | ૨૬૪– ૫– ૮ | આરભડા | ઓખામંડળ | ૧૩૧–૧૪– ૨ |
| અંબાસણ | મહેસાણા | ૪૫૪–૧૫– ૨ | ઇશ્વરીઆ | રતનપુર | ૫૧–૧૨–૧૧ |
| દેદીઆસણ | ,, | ૭૬–૧૧– ૫ | | | |

## વ. રા. પુ. મંડળ

**આ. પુ. ના મંત્રીઓને વિનંતિ :**—વાર્ષિક સભાઓ જેમની ભરાઇ ગઇ હોય તેમાં જય તથા મહાલ મંડળોના મંત્રીઓએ પોતાના અહેવાલ હિસાબ તાકીદે મોકલી આપવાની વિનંતિ કરવામાં આવે છે જેમની સભાઓ કારણવશાત્ હજી ન ભરાઇ શકી હોય તેવાં જાથ તેમજ મહાલ મંડળોના મંત્રીઓને પોતાની સંસ્થાઓની સભાઓ અનુકૂળ તારીખે પણ વહેલામાં વહેલી તકે ભરી દઇને અહેવાલ હિસાબ મોકલી આપવાની આગ્રહભરી ભલામણ છે

પુસ્તકાલય-વાચનાલયોની જે સંસ્થાઓએ પોતાનાં બજેટ નિવેદનો ઠરાવેલા મુજબ પુ ખાતા તરફ ન મોકલી આપ્યાં હોય તેમને વહેલામાં વહેલી તકે કરી દેવાની ભલામણ !

# મહાલ પુ. મંડળોની મળેલી સભાઓ

ઓગસ્ટ માસમાં મહાલ પુ. મંડળોની વાર્ષિક સભાઓ ભરવા માટે ઠરેલા ધોરણે જે સભાઓ મળી હતી તેના અમને મળેલા હેવાલો આ નીચે સંક્ષેપમાં આપ્યા છે —તંત્રી.

૧—વડોદરા મહાલ પુ. મંડળની અઢારમી વાર્ષિક સભા તા. ૨૧-૮-૪૯ના રોજ સેન્ટ્રલ લાયબ્રેરીમાં શ્રી ચિમનભાઈ હ. અમીનના પ્રમુખપદે મળી હતી, જેમાં પ્રમુખશ્રીએ પ્રાસંગિક પ્રવચન કરી સેવાભાવના અને કર્તવ્યપરાયણતા કેળવવા જણાવ્યું હતું. વાર્ષિક હિસાબ નિવેદન રજૂ કરાઈ મંજૂર થયું હતું, તેમ જ નવા વર્ષ માટે બજેટ મંજૂર કરી નવા વ્યવસ્થાપક મંડળની ચૂંટણી કરવામાં આવી હતી. ઉપરાંત માનદ પ્રચારકોની નિમણૂક પણ થઈ હતી.

૨—પાદરા મહાલ પુ. મંડળની સામાન્ય સભા તા. ૨૮-૮-૪૯ના રોજ, પાદરા કસ્બા પુસ્તકાલયના મકાનમાં બપોરે ૧ વાગે, પાદરા મહાલ સુબાધિકારી, રા. બાલાભાઈ શાહના પ્રમુખપદે મળી હતી. તેમાં હિસાબ નિવેદન મંજૂર કરાઈ, મંત્રી-ઑડિટરની નિમણૂક થઈ, નવા વર્ષ માટે રૂ. ૧૩૦)નું બજેટ મંજૂર કરવામાં આવ્યું હતું. ઉપરાંત શિષ્ટવાચન પરીક્ષા તા. ૨૫-૧૨-૪૯ના રોજ લેવાનું ઠરાવાઈ તે માટે "ફેરુમ"નું પુસ્તક નક્કી કરાયું હતું.

૩—ડભોઈ મહાલ પુ. મંડળની વાર્ષિક સભા તા. ૨૧-૮-૪૯ના રોજ શ્રી પનાલાલ પરીખના પ્રમુખપદે મળી. સભામાં ૧૯૪૮-૪૯ની સાલના હિસાબો-નિવેદન મંજૂર કરાઈ, ૧૯૪૯-૫૦ની સાલનું બજેટ મંજૂર કરવામાં આવ્યું હતું, તથા નવું વ્યવસ્થાપક મંડળ ચૂંટાઈ, પ્રાંત પુ. મંડળમાં ૨ પ્રતિનિધિઓ મોકલવા ઠરાવ્યું હતું. શિષ્ટવાચન પરીક્ષા માટે પુસ્તક તથા તારીખ, એ માટે નિમાયેલી સમિતિએ નક્કી કરી તાલુકાના પુસ્તકાલયોમાં ખબર આપવા ઠરાવ્યું હતું. ને નિયત થાય તે પુસ્તકની ૫૦ યા ૧૦૦ પ્રતો ખરીદવાનો નિર્ણય લેવાયો હતો.

૪—દહેગામ મહાલ પુ. મંડળની વાર્ષિક સભા દહેગામ મુકામે સ. રા. શાળાના મકાનમાં શ્રી રવિશંકર ઠાકરના પ્રમુખપદે મળી હતી. તેમાં વાર્ષિક નિવેદનના હિસાબ મંજૂર કરવાનો, નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળ તથા માનદ પ્રચારકો નીમવાનો, નવા વર્ષ માટે બજેટ મંજૂરીનો, પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિની નિમણૂકનો, તેમ જ ગ્રામપંચાયતોને, પુસ્તકાલયોને મદદ આપવા વિનંતિ કરતો અને એ મંદ પુ. સ. સહ-મંડળ-વિ. મા. મોકલવાના ઠરાવો થયા હતા.

ઉપરાંત ગામો અને ભાગોમાં વાચનપ્રચાર વધારવા અને તેનું નિવેદન રજૂ કરવા ઠરાવાયું હતું.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

### જાહેરાત નં. ૧ / સન ૧૯૪૯–૫૦

સ્વ. મોતીભાઈ ન. અમીનના માનમાં સ્વ. શ્રી મો. ન. અમીન સ્મારકમાળાની યોજના વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે શરૂ કરેલી છે. એનો ઉદ્દેશ પ્રતિવર્ષ આપણા સ્વર્ગસ્થની પુણ્યતિથિએ વાચનાલય વિષયનો કોઈ ઉપયોગી ગ્રંથ પ્રકટ કરવાનો છે. આગામી ૧૯૫૦ના મે માસમાં આવતી પુણ્યતિથિએ પ્રકટ કરવા 'ચારુ' વિજ્ઞાન, 'ધર્મ', 'આરોગ્ય', 'શિક્ષણ', 'ચરિત્ર', 'પ્રવાસ' વગેરે જેવા વાર્તા-નવલકથા સિવાયના કોઈ પણ ગ્રંથની જરૂર છે, તથા કોઈ ગ્રંથનું લખાણ કોઈ લેખક ભાઈબેન પાસે તૈયાર હોય તો તે મંત્રી, રાજ્ય પુસ્તકાલય મંડળ C/o સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરાને સરનામે મોકલી આપવા અગર તે સંબંધમાં પત્રવ્યવહાર કરવા લેખક ભાઈ-બહેનોને વિનંતિ કરવામાં આવે છે. સ્મારક યોજના મુજબ સ્વીકારનાર ગ્રંથના છાપેલા પૃષ્ઠદીઠ આઠ આનાથી એક રૂપિયા સુધીનો પુરસ્કાર આપવાની જોગવાઈ છે. જેની ઘટિત નોંધ લઈ પ્રકાશન માટેનું લખાણ મોડામાં મોડું ઑક્ટોબર માસની ૧૫ મી સુધીમાં મંડળની ઑફિસે પહોંચી જાય તે પ્રમાણે મોકલી આપવા વિનંતિ છે.

C/o સેન્ટ્રલ લાયબ્રેરી
વડોદરા, ૫–૯–૪૯

ના. ન. ચોકસી
સહમંત્રી,
વ. રા. પુ. મંડળ

---

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૫ નું)

**એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ તરફથી**

૧૬ કાવ્યસૌરભ—સંપાદક શ્રી હિંમતલાલ ગણેશજી અંજારીઆ, મૂલ્ય રૂા ૭–૦–૦

૧૭ ગતાક્ષત—લેખક શ્રી અનંતરાય મ. રાવળ, મૂલ્ય રૂા ૪–૦–૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૮ બાલમિત્ર ગિજુભાઈ—લેખક શ્રી. સોમાભાઈ ભાવસાર, પ્રકાશક ચરોતર એજ્યુકેશન સોસાઈટિ–આણંદ મૂલ્ય રૂા ૦–૪–૦.

૧૯ રમકડાં ધાતુ—લેખક શ્રી. વજુ કોટક, પ્રાપ્તિસ્થાન એન. એમ. ઠક્કરની કું. મુંબઈ મૂલ્ય રૂા ૫–૦–૦

૨૦ મીઠી અને મહેરામણ—લેખક શ્રી મગનલાલ બાપુજીભાઈ બ્રહ્મભટ્ટ, પ્રકાશક શ્રી મહાવીર પુસ્તકાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ મૂલ્ય રૂા ૧–૪–૦

૨૧ પ્રવાસી અને પુરોગામી—(ખલીલ જિબ્રાન કૃત) અનુવાદક શ્રી. ગજરાબેન નાયક. પ્રકાશક અમે સી કોઠારી, વડોદરા મૂલ્ય રૂા ૩–૦–૦

૨૨ અનાસક્તિયોગ—(નવી આવૃત્તિ) લેખક મહાત્મા ગાંધીજી, પ્રકાશક નવજીવન પ્રકાશનમંદિર, ગાંધીરોડ, અમદાવાદ મૂલ્ય ૦–૮–૦

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારક ગ. છગનભાઇ મથુરભાઇ પટેલે માહે ઑગસ્ટ માસમાં નીચેનાં પુસ્તકાલયોની મુલાકાત લઇને તપાસણી મા દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરવાની કામગીરી કરી છે વર્ગીકરણ તથા વાચનપ્રચારની કામગીરી પણ બજાવી છે —

(૧) સુંદણ (૨) જોશીકુવા (૩) કેસીન્દ્રા (૪) લાલપુરા (૫) શેરડી (૬) હિંમતોડ (૭) પીપળી (૮) વાલવોડ (૯) સીસ્વા (૧૦) વાસણા (૧૧) વટાદરા (૧૨) લુવેલ (૧૩) જહુંધ (૧૪) પીપળોઈ (૧૫) ટીંબા (૧૬) કાણીસા (૧૭) કણજી (૧૮) ચમારા (૧૯) બામણગામ (૨૦) ગંભીરા (૨૧) સુવા (૨૨) ફદેલ (૨૩) ઝારોળા (૨૪) રવોલી કામગીરી દિન (૨૩) ફરફ વાંચવા આપેલા પુસ્તકો ૪૦૭

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇઓએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તે તે દરેકો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સંસ્થાના મંત્રી ભાઇઓને ભલામણ કરવામાં આવે છે

ના. નં. ચોકસી
સહમંત્રી, વં રા પુ. મંડળ

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત અંક ૧૦/૪૮-૪૯

## વિષય:

પુસ્તકોની ભલામણ કરવા બાબત:—

જ્યું ન ણુંની સનદ હે ૫ ર્આ નીચેનાં પુસ્તકો પુસ્તકાલયમાં વસાવવા, મંત્રીઓને અમારી ભલામણ છે

| અ ન | પુસ્તકનું નામ | લેખક વા પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| ૧ | ગાંધીમાર્ગ | પુરાતન બુચ-હરિજન આશ્રમ, સાબરમતી | ૦-૮-૦ |
| ૨ | The Power of Non-Violence | નવજીવન પ્રકાશનમંદિર—અમદાવાદ | ૨-૮-૦ |
| ૩ | Diet & Diet Reform | નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ | ૨-૦-૦ |

વડોદરા,
તા. ૩૦-૭-૪૯

ઉ. મો. પરેલ
મદદ વ્યવસ્થાપક

# સામયિક ચિંતન

## પંદરમી ઑગસ્ટે

કાયદા ઘડનારાઓ !

તમે ક્યારે સમજશો કે કાયદા ઘડવાથી તમે કેવળ કાયદાનો ભંગ જ માત્ર ઘડો છો, વાદ સમજાવો છો. વાડાઓ ઊભા કરો છો અને મોટા વિગ્રહને મદદરૂપ નાના વિગ્રહો સરજો છો ! અને વધુમાં શબ્દોના નિરર્થક નવા અર્થ ઉપજાવો છો ! શાસન કરવાની આવી સમજણ તમારી જાતે કે તમને કોઈ આપે છે ? આપનારાઓ જૂના દુશ્મનો તો ન હોય ? જરાક થોભો અને જુઓ તમને માણસજાતનું ખરું હિત હૈયે વસ્યું જ હોય તો તમે પરિસ્થિતિનો અભ્યાસ કરો અને પછી જ શબ્દબંધન સરજો.

એક કાયદો કેટલા માણસને કેવી કેવી અસર કરશે એનો ઝીણવટભર્યો અભ્યાસ શું શું માગે એ કહેવું ધૃષ્ટતા છે પણ એ ન સમજવું એ શું છે ? ને છતાં એ જ કરવું એ શું છે ? પણ આપણે સૌ અત્યારે એવી દુનિયામાં વસીએ છીએ કે જેમાં શબ્દોનું બંધન, સંસ્કારબંધન બનવાને બદલે, કેવળ સંતાકૂકડીની રમતનું મેદાન બન્યું છે !

કોઈપણ જગ્યાએ જઈને ઊભા રહો. માણસો કાયદા શી રીતે તોડી શકાય, તેવી વાતો કરતા હોય છે ! પળાય તેવી નહિ !

અને છતાંય કાયદા ઘડનારાઓ કાયદાને ઘડીને કાયદેસર ધર્યાનો સંતોષ લે છે ! આ કેવી વિચિત્રતા છે !

ઈતિહાસજ્ઞો કહે છે કે ફ્રેન્ચ રેવોલ્યુશનની પૂર્વભૂમિકામાં આ હતું ચીનની પરિસ્થિતિના જાણકારો કહે છે, ચીનને આ દશામાં લાવનાર આવા કાયદાઓ હતા.

અને છતાં કાયદાઓ ઘડનારાઓ કહે છે કે આ કાયદાઓ જ આપણને ઉગારે છે ! હે રાજનીતિજ્ઞો ! અમારી બુદ્ધિ કુંઠિત થઈ ગઈ હશે પણ તમારી સતેજ બુદ્ધિથી થોડુંક તો સિંહાવલોકન કરો !

હે પંદરમી ઑગસ્ટ ! તેં તારા અંચળામાં આ સઘળું ક્યાં છુપાવ્યું હતું ? કે પછી એ સઘળું જ અમારામાં હતું ? અને અમે વાઘના વેશે ગધેડાની બુદ્ધિ ધારણ કરનારા હતા, તેમાંથી આ ઊભું થતું હતું ? હે પંદરમી ઑગસ્ટ ! તને મેળવીને અમે આ મેળવીશું, એવી કોઈએ આગાહી માત્ર કરી હોત, તો લોકો એને ગાંડો ગણીને ઇસ્પિતાલમાં મોકલી દેત !

અને આજે જાણે એ આખી ઈસ્પિતાલ છૂટી હોય તેમ સૌ ભયાક્રાન્ત આંખે જોઈ રહ્યા છે કે હવે કાલે કયો કાયદો આવવાનો હશે કે કયો સુધરવાનો હશે !

રેતીમાં છોકરાઓ રમ્મત માટે બાંધે છે તેમ આ બંધનો બાંધવામાથી કોઇ દિવસ કોઇ નવરૂં જ નહિ થાય કે શું ? આ પુરાણો દેશ શું માણસોની આટલી વિપુલ વસ્તી છતાં માણસોના અભાવે નાશને પંથે દોરાશે ?

આવા સમર્થ રાજનીતિનો હોવા છતાં પ્રાંતીયવાદના ઝેરને અટકાવવાનો કોઇ સબળ કાયદો કેમ થતો નહિ હોય ? કોઇ સબળ રાજનીતિજ્ઞને તમે આવા ઝેરની ઉપેક્ષા કરતો ઇતિહાસમાં જોયો છે ખરો ? અને છતાં આંહી તો આ ઝેરને ફેલાવવાનો જાણે પ્રચાર ચાલી રહ્યો છે ! એટલું જ નહિ, ભલભલા રાજપુરુષો એક પક્ષ કે બીજો પક્ષ સ્થાપવા બહાર નીકળ્યા છે, અને કોઇને જાણે, આ હલાહલ ઝેર દેખાતુ જ નથી ! એટલું જ નહિ, ભલભલા રાજપુરુષો એક પક્ષ કે બીજો પક્ષ સ્થાપવા બહાર નીકળ્યા છે,અને કોઇને જાણે આ હલાહલ ઝેર દેખાતુ જ નથી ! એટલુ જ નહિ જે પક્ષથી પર હોવા જોઇએ, એવા પ્રધાનો આમાં પક્ષ લેવા બહાર પડયા છે ! આના કરતાં બીજો કયો મોટો વિનીપાત રાજનીતિજ્ઞ પુરુષોનો હોઇ શકે એ કોઇ કહી શકશો ખરુ ?

( "ઊર્મિ–નવરચના"માંથી ) —ધૂમકેતુ

---

# જેમાં સમાયો છે ભગવાન બુદ્ધનો ધર્મોપદેશ એવું

# ધર્મચક્ર

ભગવાન બુદ્ધના ધર્મચક્રની પ્રેરણા ભગવાન વિષ્ણુના સુદર્શન ચક્રમાં છે. અશોકને નામે એ ચક્ર જનતામાં ઓળખાય છે એ વસ્તુ ભ્રમ છે.

સમ્રાટ્ અશોકે તો જે સ્થળે ભગવાન બુદ્ધે પોતાના 'ધમ્મચક્ક'ના ભવ્ય આદર્શનો પ્રથમ ઉપદેશ આપ્યો હતો, તે સ્થળે એ ચક્રને પાષાણમાં મૂર્તિમંત કરી તેને દશ્ય સ્વરૂપ જ આપ્યું હતું, ને તે પછીથી અશોકચક્રને નામે ઓળખાયું.

ગૌતમ બુદ્ધનું તત્ત્વજ્ઞાન 'સૂત્ર', 'વિનય' અને 'અભિધર્મ' એ ત્રણ પીટિકામાંથી મળે છે. સૂત્ર પીટિકામાંના ત્રીજા સંયુક્ત નિકાયમાં બુદ્ધે 'ધમ્મચક્ક પવત્તન'નું પ્રતિપાદન કર્યું છે. ભગવાન બુદ્ધે સંસારને દુઃખમય જોયો એમણે ચાર સત્યો ઉચ્ચાર્યાં : (૧) જીવન દુઃખરૂપ છે, (૨) દુઃખનું મૂળ ઇચ્છા છે, (૩) ઇચ્છાનાશથી દુઃખનાશ શક્ય છે અને (૪) ઇચ્છાનાશ માટે માર્ગ શક્ય છે.

આ માર્ગ તે અષ્ટાંગિક માર્ગ. એ આઠ અંગો તે સમ્યગ્દૃષ્ટિ, સમ્યક સંકલ્પ, સમ્યગ્વાચા, સમ્યક કર્મ, સમ્યક્ આજીવ, સમ્યગ્વ્યાયામ ( પ્રયત્ન ), સમ્યક્ સ્મૃતિ ( શરીર અને ચિત્તનું અવલોકન ) અને સમ્યક્ સમાધિ ( ચાર પ્રકારનાં ધ્યાનો )

આ ઉપરાંત વિશ્વનું દરેક કાર્ય કોઇક કારણથી જ નીપજે છે, આપણું માનવી-જીવન પણ એવી જ કાર્યકારણની પરંપરા છે તેના બાર અંકોડા છે જેને બુદ્ધનો પ્રતીત્ય-સમુત્પાતવાદ કહેવામાં છે. આ અંકોડાઓ તે અવિદ્યાથી સંસ્કાર (પ્રવૃત્તિ), સંસ્કારથી વિજ્ઞાન (જાણવાપણું), વિજ્ઞાનથી નામરૂપ, નામરૂપથી ષડાયતન (મન અને પાંચ ઇન્દ્રિયો), ષડાયતનથી સ્પર્શ ( ઇન્દ્રિયવિષય-સંયોગ, સ્પર્શથી વેદના ( સુખદુઃખ ઉપેક્ષા ), વેદનાથી તૃષ્ણા તૃષ્ણાથી ઉપાદાન, ઉપાદાનથી ભવ ( કર્મ ), ભવથી જન્મ અને જન્મથી જરા, મરણ શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય તથા વિપર્યાસ ઉદ્‌ભવે છે

આમ સમ્યગ્‌દૃષ્ટિએ ચાર સત્યો, આઠ માર્ગો અને બાર અંકોડા મળી કુલ ચોવીસ મુખ્ય તત્ત્વો છે. આ સમજાય તો ભગવાન બુદ્ધે ઉપદેશેલો ધર્મ બરાબર સમજાય એમ છે ભગવાન બુદ્ધના ધર્મચક્રનું ને એમના ચોવીસ આરાનું આ રહસ્ય લક્ષમાં લઇ આપણા રાષ્ટ્ર-ધ્વજમાં અશોકચક્રને નામે બુદ્ધનું ધર્મચક્ર યોજવામાં આવ્યું છે

( તા ૭-૮-'૪૯ના "જન્મભૂમિ"માંથી )

---

# નાલાયક શબ્દો કયા?

"તમને ઈશ્વર એવી શક્તિ આપે કે તમે આ દુનિયામાંથી ગમે તે બે શબ્દનો નાશ કરી શકો-એટલે કે સદંતર નાશ કરી શકો, જાણે એ કોઇ દિવસ હતા જ નહિ એવા કરી શકો, તો તમે કયા બે શબ્દને તદ્દન નાલાયક ગણીને ઊડાડી મૂકો? બોલો! શબ્દ ઊડે એટલે એને લગતી વસ્તુ જ ઊડી જાય બોલો!'

એક ગુરુએ પોતાના શિષ્યોને આવો પ્રશ્ન પૂછ્યો પછી ઉત્તરની રાહ જોતા એ બેઠા શિષ્યોમાં મોટી ચર્ચા થઇ રહી.

શિષ્યસમુદાય વિચારમાં પડી ગયો હતો કઇ એ વસ્તુ એવી કે જેને ઉડાડી મૂકવી જોઇએ દુનિયાને જેમનો કાંઇ ઉપયોગ નથી, જે ન હોય તો દુનિયા વધારે સારી બને, એવી એ વસ્તુ કઇ?

સૌ વિચારમાં પડી ગયા 'કામ ક્રોધ નહિ?' કેટલાકે કહ્યુ

'પણ તો મોહનું શું? એ રહે એટલે એનું એ?'

'ત્યારે એક તો લક્ષ્મી' કોઇક બોલ્યો 'પણ બીજી કઇ?'

'એક લક્ષ્મી તો બીજી વિદ્યા! ઠીક છે, એ બે જાય, એટલે દુનિયા એક તો ભીખ માગતી થાય, ને વિદ્યા હોય નહિ, એટલે પછી એ ભીખ પણ હમેશની થાય! વાહ અક્કલ વાહ!

'પણ ત્યારે?'

'લોભ, લાલચ !'

'પણ લોભ છે તો પરાક્રમ પણ છે તેનું શું? લોભ ન હોય તો શા માટે કોઈ કામ કરે? એવો મળ ન કરે ! એટલે કે આળસ ન કરે?

એક સૌથી નાનો શિષ્ય હતો તે ઊભો થયો, સૌ તેની સામે જોઇ રહ્યા

'હું તમને એક સવાલ પૂછું છું ગીતામાં કહ્યું છે 'નિષ્કામ કર્મ' કેનું ,ભક્તિ, જ્ઞાન, યોગ બધાં નિષ્કામ સાચાં તો જ માણસને માણસાઈ પ્રત્યે આકર્ષણ થાય અને માણસાઈ સ્થાપી–એટલે બધુ સ્થપાઇ ગયું !'

'એ બધું તો ઠીક પણ આનો જવાબ આપો ને!'

'તમે ઈશ્વરભક્તિ શું કરવા કરો છો?'

'નાનું છોકરું સમજે તેવી વાત છે, ભક્તિ કરો તો સ્વર્ગ ન મળે !'

'અને પાપી ક્યાં જવાના?'

'પાપી જવાના નર્કમાં !'

'બસ, ત્યારે મારે આ જ કહેવાનું છે. આ બે શબ્દો કાઢી મૂકો સ્વર્ગ ને નરકને તો માણસો જે સત્કાર્ય કરે તે સ્વર્ગ માટે પણ ન કરે, ને નરકમાંથી બચી જવા માટે પણ ન કરે તો એ સમજે કે માણસ હોય તે માણસાઇભરેલું જ કામ કરે બીજું એનાથી થાય જ કેમ? તો એ હવા વ્યાપી જાય માણસાઈ, હવાના જેવી કુદરતી ને વ્યાપક બની કામ થવે જ શાંતિ! સુખ! માટે આ બે તમામ સત્કાર્યનો છેદ ઉડાડી મૂકનાર શબ્દોને દેશવટો આપો આપણે 'સ્વર્ગ'નું કામ નથી, નરકનું પણ કામ નથી મરણ પછી જે થતું હોય તે ભલે થાય એટલે બસ.'

ગુરુએ તેની સામે જોયું 'વત્સ! તું કયનો છે? કોનો પુત્ર તું?'

'પ્રભુ!' પેલાએ બે હાથ જોડયા 'હું કેવળ આ પૃથ્વીને મારી માતા જાણતાં શીખ્યો છું. એથી વિશેષ મારી પોતાના મને કાંઈ ખબર નથી!'

'ત્યારે આજથી તું મારો પુત્ર! આંહીં આવ, મારી પાસે'

—ધૂમકેતુ

---

## મહત્ત્વાકાંક્ષા

એ શું છે? કયી વિચારણાની એ પ્રેરણા છે? આપણી પાસે, આપણી સંગતમાં જગતની કોઇ મહત્ત્વાકાંક્ષાના દાખલા વણાયેલા પડયા છે? એવાં મહાભાગી કોણ કોણ હતા?

અને મુશ્કેલીઓ? એ સાચેસાચ મુશ્કેલીઓ જ હોય છે કે સફળતાના સોપાન છે?

જીવનમાં સૌને સફળતા પ્રાપ્ત નથી શું? એ સફળતા માટે પ્રયત્નો જરૂરી છે? નવા વિચારો, નવી ભાવનાઓ. આવા નવા વિચારો કયાંથી આવે? આવા કયા વિચારોએ તમારામાં આદર્શો જન્માવ્યાં છે?

તમારા ધ્યેયને હંમેશ નજરમાં રાખતાં શીખો

તમારી ઉપયોગિતા કેટલી? એ કેમ કરી વધારી શકાય?

અને પ્રયત્નનું ફલ–શક્તિ કેળવો, સામનો કરતાં શીખો

# સેવકની અગ્નિપરીક્ષા

એક પ્રેમાળ પત્નીએ પોતાના પતિને કહ્યું : "તમે તો એમની સાથે અગાઉ વરસો સુધી ગરીબોની સેવાનું કામ કર્યું છે પછી જેલમાં પણ સાથે ગયા છો. હવે તેઓ સરકારમાં પ્રધાન થયા છે એટલે તમને ભૂલી જાય એમ બને નહિ. તમે જરૂર એ તમારા પ્રધાનમિત્ર પાસે જઈને સેવાકાર્ય કરવા માટે સાથ માગો."

પતિએ શાંતિથી પત્નીની વાત સાંભળી લીધી, પછી ગંભીરતાથી ઉત્તર દીધો:

"તારી વાત સાચી છે, પણ મેં એ પ્રયાસ કરી જોયો ને તેમાં હું સફળ નથી થયો."

"તો શું આપણે છેલ્લાં કેટલાયે વરસો સુધી સેવામય જીવન ગાળ્યું છે તેનો આપણી સરકારને હવે કાંઈ ખપ જ નથી રહ્યો?"

પ્રેમાળ પત્નીની સામે કંઈક વિષાદપૂર્ણ નયનથી પતિ જોઈ જ રહ્યો. તેના અંતરમાં ઊંડું દુઃખ હતું. છતાં પૂર્ણ શાંતિથી પોતાની વહાલસોઈ પત્નીને સમજાવવા માંડ્યું : "જો, તારી વાત સાચી છે પણ આપણે કોઈનેયે વાંક કાઢવાનો નથી. આપણે સ્વેચ્છાથી આજ પર્યંત સેવાના માર્ગમાં જીવન વ્યતીત કર્યું છે. હવે મનને કલુષિત કરીને શા સારુ વિકૃત કરવું? વળી, આપણે ક્યા કોઈના કહેવાથી આ સેવાનું જીવન સ્વીકાર્યું હતું? ને જેઓ આજે પ્રધાનો થયા છે તેઓએ પણ ક્યાં વચન આપેલું હતું કે તમારી સેવાની શક્તિનોયે અમે ઉપયોગ કરશું? આપણો કોઈને ખપ જ નથી રહ્યો તેમાં પ્રજા કે સરકારનો મને લેશપણ દોષ નથી લાગતો. મને તો એમ લાગે છે કે આપણી જ કાંઈક ક્ષતિ હોવી જોઈએ, નહિતર, સ્વચ્છ, સરળ નિર્મળ જીવન વરસો સુધી ગાળ્યા પછી આપણી આ સ્થિતિ હોય?"

પત્નીએ ગંભીરતાથી પતિની વાત સાંભળી. થોડી વાર અર્થપૂર્ણ મૌન ગમ્યું. છેવટે પતિની સામે જોઈને તે બોલ્યા વગર જાણે રહી જ નથી શકતી એવા મનોભાવ સાથે બોલી ઊઠી :

"પણ હવે તો હદ થાય છે. ધૈર્યને પણ સીમા તો હોવી જ જોઈએ ને? આપણે સરળ જીવન વ્યતીત કરીએ છીએ તેનું ભૌતિક જીવનમાં કંઈ જ મૂલ્યાંકન નહિ હોય? ઘરમાં હવે બે જ દિવસ ચાલે એટલું અનાજ છે. બાળકની શાળાની ફી પણ નથી ભરી શકાઈ. દૂધ ને શાકભાજી તો ક્યારનાંયે ખાવાનાં બંધ કરવા પડ્યાં છે. હજુયે કેટલીક કસોટીએ ચડવું છે? તમારી જાણ બહાર જ મેં પીએરથી મારાં જૂનાં ઘરેણાં મંગાવીને વેચી ન ખાધાં. તેના પૈસા પણ પૂરા થઈ ગયા. હવે ક્યાં સુધી રાહ જોઈશું? કાંતીએ છીએ તેમાંથી પૂરું નથી થતું. હવે કરશું શું? એ ખ્યાલથી હું સતત મુંઝાઉં છું."

બોલતાં બોલતાં પતિની સામે એકી નજરે જોઈ રહેલી પત્નીની આંખોમાંથી આંસુની ધારા ચાલી. સાડીના છેડા વડે આંસુ લૂછીને એ બોલી : "અને મારા મનમાં જે વ્યથા છે તે કોઈ પણ રીતે હાર પામ્યાની કે નાસીપાસ થવાની નથી. આપણે ગરીબ બનીને રહેવાનો સંકલ્પ કર્યો છે તેને જીવનભર દૃઢતાપૂર્વક અવશ્ય વળગી રહીશું એ નિશ્ચિત વાત છે. મને મોજશોખ, ઘરેણાં કે મોટર નથી જોઈતી પણ આપણે માટે હવે નિર્વાહના પણ સાંસા પડવા માંડ્યા છે એ દુઃખ ક્યાં કોની પાસે જઈને કહીશું? ક્યાં આપણા પ્રધાનમિત્રને આ ક્યાં કહી સમજાવીશું?"

અમને માત્ર નિર્વાહપૂરતું નો કાંઈક કામ મળે તેવી થોડી વ્યવસ્થા કરો .. "

પત્નીનાં વેણુ સાંભળીને અને તેનાં પ્રેમાળ ચક્ષુમાંથી વહી રહેતાં આંસુ જોઈને પતિ કંઈક અસ્વસ્થ બની ગયો.

પતિને સૂઝ ન પડી કે તેણે શું કરવું ? તે તદ્દન મૂઢ બની ગયો. રાત્રિના અ ધારપછેડામાં તેણે પોતાના જીવનને જ પૂર્ણ શાંતિથી સમેટી લીધું ..

ઉત્તર હિંદના એક સુપ્રસિદ્ધ હિંદી દૈનિક 'ભારત'ના તા ૬ ઠ્ઠી મે '૪૯ ના અંકમાં આ બનાવ વિષે એક ખૂણે માત્ર ટુંકા સમાચાર છપાયા હતા.

' શાહાબાદ કે ગુદી ગાંવ મેં સેવાકાર્ય કર રહે થે વહ શ્રી સીતારામને આત્મહત્યા કરકે અપના જીવન સમાપ્ત કિયા હૈ "　　　　　　　　　　　　　　　　પ્ર.

( "પ્રજાબંધુ"માંથી )

---

# તમારાથી કેમ વંચાતું નથી ?

**શાળા** અને કોલેજના કેટલાક વિદ્યાર્થીઓ પોતે સતત વાંચી શકતા નથી એવી ફરિયાદ કરે છે અને એ અંગે કંઈક સલાહ પણ માગે છે. આમાંના કેટલાક તો એવા હોય છે કે જેઓ વાચવાનો સાચો પ્રયત્ન કરતા જ નથી અને વાંચવાની શકિત માટે કશાક જાદુની આશા રાખતા હોય છે ! બેશક, કેટલાક એવા પણ હશે કે જેઓ આ મુશ્કેલીને પૂરા પડવા ખરા દિલથી ગંભીરતાપૂર્વક પ્રયત્નો કરતા હશે આ પ્રશ્નના ઉકેલ માટે સૌથી પહેલી જરૂર તો એ છે કે વિદ્યાર્થીમાં પોતાની શકિતઓનો સંપૂર્ણ ઉપયોગ કરીને પોતાની ફરજ બજાવવાની નિશ્ચયશક્તિ હોવી જોઈએ પોતાની શકિતઓનો સર્વોત્તમ ઉપયોગ કર્યા વિના એને સંતોષ જ ન થવો જોઈએ બીજાની સિદ્ધિઓ સાથે પોતાની સરખામણી કરવાથી એનો કશો દહાડો વળે તેમ નથી એનાથી તો ઉલટું એની ચિંતા ન વધ્યા કરશે

વાંચવાની અશક્તિનો પ્રશ્ન કેટલીક વાર તો પ્રમાદમાંથી ઊભો થાય છે, કારણ કે પોતાનો સમય એ કેટલી અણમોલ વસ્તુ છે તેનું એને ભાન હોતું નથી જેઓ સખત વાંચે છે તેઓ પ્રસંગોપાત થોડો પ્રમાદ કરે કે આરામ લે તો તે તેમને માટે ઠીક છે, પણ આપણા મોટા ભાગના વિદ્યાર્થીઓ તો સમયની જરાપણ કિંમત પિછાન્યા વિના ગપ્પાં હાંકે રાખે છે સિનેમા જોવામાં પણ ઘણો સમય ખરચી જાય છે રમતો પાછળ જે સમય ને શક્તિ ખર્ચાય છે તેમાં યોગ્ય પ્રમાણભાન હોતું નથી પરિણામ એ આવે છે કે અભ્યાસના કલાકો દરમ્યાન પણ આવા વિદ્યાર્થીઓના મગજમાં એમની રમતોના, સિનેમાના ને બીજી કુટેવોના ઘોડા દોડતા હોય છે, એટલે એમની માનસિક શક્તિ વેરવિખેર થઈ જાય છે ને અભ્યાસના વિષય પર એકાગ્ર ધ્યાન કેન્દ્રિત થતું નથી વિદ્યાર્થીએ પોતાની તમામ કુટેવોને લક્ષમાં લેવી જોઈએ અને એમાંથી છૂટવાના પ્રયત્નો કરવા જોઈએ

બીજું શાળાનો અભ્યાસ પૂરો થયો એટલે કોલેજમાં ચાલી નીકળવાનો પણ કશો અર્થ

નથી. વિદ્યાર્થીને પોતાના જીવનમાં ચોક્કસ ધ્યેય હોવું જોઇએ અને તે અનુસાર જ તેણે પ્રગતિ કરવી જોઇએ. પોતે શેનો અભ્યાસ કરી રહ્યો છે, ભણી રહીને જીવનમાં શું કરવા માગે છે તેનો ખ્યાલ તેણે દીર્ઘ દૃષ્ટિથી કરી લેવો જોઇએ અને તે અનુસાર પોતાની જાતને સજ્જ કરવી જોઇએ, પરીક્ષામાં સાફલ્ય એ કંઇ કેળવણીનું ધ્યેય નથી

વિદ્યાર્થીએ પોતાના દૈનિક કાર્યક્રમનું ચોક્કસ ટાઇમટેબલ બનાવવું જોઇએ અને પહોંચી વળવાના બધા પ્રયત્નો કરી છૂટવા જોઇએ શરૂઆતનો કાર્યક્રમ બહુ હળવો હોય એ સલાહભર્યું છે, કારણકે જે જરૂરનું છે તે તો ક્રમિક વિકાસ છે અભ્યાસના કલાકોમાં ધીરે ધીરે વધારો કરતા જવું, પહેલાં બે અઠવાડિયામાં ૮ લે દરરોજનો અર્ધો કલાક હોય કોઇ વાર નિરાશા સાંપડે તો તેને ગણકારવી નહિ જેમ જેમ ફતેહ મળતી જશે તેમ તેમ ઉત્સાહ વધતો જશે, સફળતા મેળવવામાં સફળતા જેવું બીજું એકપણ સાધન નથી

ઘર આગળ સગાંવહાલાંના સંબંધોમાં કંઇ ખામી હોય, કોઇના માટે અંતરમાં ઘર ઘાલી બેઠેલી અદેખાઇ હોય તો તેનો પણ ઉપાય થવો જોઇએ આવી અદેખાઇથી નુકશાન આપણને જ થાય છે આવી લાગણીઓને માર્ગ આપવો અને આપણી કાર્યશક્તિ ઘટાડવી એ ખરેખર મૂર્ખાઇ છે

બીજી બધી ટેવોની જેમ સુંદર અભ્યાસ એ પણ એક ટેવ છે અને ટેવ પાડી પડે છે નિયમિતતા, મહાવરો ને ચોક્કસ યોજના એ બધાનો એમાં સમાવેશ થાય છે જે વિદ્યાર્થીની શક્તિઓ માટે તમને માન હોય તેની સાથે મૈત્રી કરો તો તેય તમારા લાભમાં છે આપણા દુર્ભાગ્યે લાયબ્રેરીનો ઉપયોગ તો બહુ જ ઓછા વિદ્યાર્થીઓ કરે છે કોઇ કોઇવાર ટેક્સ્ટ બુકને છોડીને લાયબ્રેરીમાં જઈ બેસવાથી તમારો વાચનનો શોખ વધી શકશે. તમને ગમી જાય એવી ઘણીય ચોપડીઓ ત્યાં પડી છે એ જાણીને તમે સાનંદાશ્ચર્ય અનુભવશો

---

# તિબ્બત (તિબેટ)

દુનિયામાં સૌથી વધુ ઉંચાઇએ વસેલી તિબ્બતની ભૂમિ અનેક રહસ્યોથી ભરપૂર છે તેની વિશિષ્ટતાઓ તેની જ છે અને તેથી જ, અગમ્ય પહાડોમાં અને બરફમાં લપેટાયેલો હોવા છતાં એ દેશ દુનિયાના જિજ્ઞાસુઓની કુતૂહલવૃત્તિને હમેશાં આકર્ષી રહ્યો છે આજે જ્યારે શાન્તિપ્રિય તિબ્બત એક બાજુથી રાષ્ટ્રવાદી ચીનથી અને બીજી બાજુથી સામ્યવાદી ચીન અને રશિયાથી ભડકી ઊઠ્યું છે અને હિંદની હૂંફ શોધે છે, જ્યારે તેની અશાન્તિ દુનિયાના અખબારોમાં ચમકી છે ત્યારે આવો, આપણે આપણા પડોશી અને દુનિયાની અગાસી પર વસેલા દેશનો પરિચય કરીએ.

## તિબ્બતનું સાચું નામ શું ?

તિબ્બતીઓ પોતાના દેશને બોડ કહે છે. બોડ ઉપરથી ભોટ અને ભોટ થયું આપણી હદમાં હિમાલયવાસી અને તળેટીના લોકો તિબ્બતને ભોટ અને તિબ્બતીઓને ભોટિયા કહે છે. જે ઉચ્ચ પ્રદેશને પાર કરીને તિબ્બતમાં જવાય છે તેને તિબ્બતી ભાષામાં તો ભોટ કહે છે નામ બગાડવામાં કુશળ અંગ્રેજોએ તો-ભોટનું ટીબેટ કર્યું ઉત્તર હિંદુસ્તાનીઓ અને હિમા-

લખવામાં લોકો તેને તિબ્બત કહે છે એટલે આપણે જો એ દેશને ભોટ કે ભોડ ન કહેવો હોય તો ટીબેટ કે તિબેટ કરતા જે પ્રચલિત છે તે તિબ્બત જ કહીએ

ભૌગોલિક દૃષ્ટિએ દુનિયામાં તિબ્બતનો જોટો નહિ જડે તેની ખીણોની ઉંચાઇ ૧૨૦૦૦ થી ૧૭૪૦૦ ફીટની વચ્ચે છે તેના ઘાટ ૧૬૦૦ થી ૧૯૦૦૦ ફીટ ઉંચા છે અને તેના શિખરો ૨૯,૦૦૦ ફીટ સુધી ઉંચા છે તિબ્બતનો પ્રદેશ પ્રાગૈતિહાસિક કાળમા હિમાલયની જેમ મહાસાગરમાં ડૂબેલો હતો કોઇ કાળે પ્રચંડ ભૂકંપમાં દરિયો હટી ગયો અને તેનું તળિયું ઘડી વળીને પર્વતોની અસંખ્ય હારમાળાઓ, ખીણો અને ઉચ્ચ પ્રદેશોરૂપે ઊંચું ચઢી આવ્યું. આજ પણ તિબ્બતમાં સમુદ્રના અવશેષરૂપ ખારા પાણીનાં કેટલાંક સરોવરો છે અને એવી ઉથલપથલ કરનાર ભૂગર્ભના અગ્નિના દાઝેલા કેટલાય ઊના પાણીના ઝરા છે—માત્ર તિબ્બતમાં નહિ, આપણી હદમા પણ તિબ્બતમા નાના મોટા અસંખ્ય સરોવરો છે

આવી ગગનચૂંબી ઉંચાઈ હોવા છતાં તિબ્બતને વરસાદ બહુ ઓછો મળે છે માત્ર દશ જ ઇંચ, કારણ કે હિંદમા આવેલા હિમાલયની ઉત્તુંગ હારમાળાને ઓળંગીને વાદળો તિબ્બતમા નથી જઈ શકતાં પરિણામે તિબ્બતની હવા ખૂબ ઠંડી છતાં ખૂબ સુકી છે ઉનાળામાં ઉંચાઈ અને સંજોગો પ્રમાણે ૪૦ થી ૯૦ ડીગ્રી ગરમી રહે છે. પરંતુ ગરમી અને ઠંડીમાં રોજ ભારે વધઘટ થાય છે, જે બહારના યાત્રીઓને વિષમ લાગે આવા વિષમ પ્રદેશમા ખેતીનું કામ કેવું કઠણ છે તેનો ખ્યાલ કરી લ્યો ખીણો ને વહેતી નદીઓના કાંઠે મધુર દૃશ્યો પાકે છે, બાકી લગભગ આખો પ્રદેશ વનસ્પતિહીન વેરાન છે. શિયાળામાં તો તિબ્બત બરફની ધવલ ચાદર ઓઢી લે છે આવી વિષમ પ્રકૃતિના કારણે તિબ્બત બહારનાં આક્રમણોથી બચી ગયું છે, જ્યારે મધ્યએશિયા અનેકવાર આક્રમણોથી રોળાયું છે

## દુર્ગમ પહાડો

દુર્ગમ પહાડો વચ્ચે, સરેરાશ ૧૬,૦૦૦ ફીટની ઊંચાઈએ વસેલા તિબ્બતે હજી સુધી નવયુગનો પ્રકાશ જોયો નથી અને બહારની દુનિયાએ તિબ્બત જોયું નથી કારણ કે પ્રવાસી પગપાળો ટટ્ટુ પર કે ચમરી પોઠ પર જ થઇ શકે છે ત્યાં ઠંડી તથા પવન અસહ્ય લાગે છે દુનિયાનાં સૌથી ઊંચા પર્વતશિખરો તિબ્બતમાં છે અને એશિયાની સૌથી મોટી નદીઓ સિંધુ, બ્રહ્મપુત્રા, યાંગ્સે વગેરે નદીઓનાં મૂળ પણ તિબ્બતમા છે હિમાલય હિંદમાં છે તે કરતાં તિબ્બતમાં ઘણો વધારે ફેલાયલો છે. આપણા પરમ પવિત્ર યાત્રાધામ કૈલાસ અને માન-સરોવર પણ તિબ્બતમા છે

તિબ્બતીઓના અર્થશાસ્ત્રમાં યાક (ચમરી ગાય) અગત્યનું અંગ છે તેના વિના તિબ્બતમાં વ્યવહારમાર્ગો નકામા થઇ જાય ચમરી પોઠ પર માલ લાદીને વણજારા લોકો સિકિઆંગ, ચીન અને હિંદ સાથે વેપાર કરે છે ચમરી ગાય દૂધ આપે છે અને તેના વાળના તંતુ બને છે આપણે ત્યાં દેવમંદિરોમાં જે ચમર હોય છે તે ચમરીનું પૂંછડું જ છે તેના મૂળમા લાકડા પર હાથો જડી લેવામાં આવે છે તિબ્બતનું બીજું કિંમતી પ્રાણી છે કસ્તુરી-મૃગ બીજા જંગલી પ્રાણીઓમાં દીપડા, રીંછ, હરણ (જંગલી ગધેડા, જંગલી બકરી, વરુ, શિયાળ વગેરે છે. તિબ્બતી માણસ ઘણો ખડતલ છે. તમે દશ હજાર ફીટ ઊંચે જાવ એટલે ઠંડી અને ઠંડા પવન અસહ્ય લાગે હવા પાતળી પડી જવાથી હાંફી જવાય. હું પોતે બાર હજાર ફીટ ડુંગર ચડતા ખૂબ હાંફી ગયેલો, પરંતુ સરેરાશ સોળ હજાર ફીટ ઊંચે વસતાં તિબ્બતીઓ

ટાઢ, પવન, ભૂખ અને થાક સહન કરવાની વિરલ શક્તિ ધરાવે છે તેમને માત્ર માખણવાળી ગરમ ચહા જોઇએ અને એ મળી એટલે તે બધી મુશીબતોનો સામનો કરશે

તિબ્બતીઓના વ્યવસાયમા ધર્મગુરુ (લામા)નુ પદ સર્વોચ્ચ છે વણઝારા લોકો મોટા વેપારી હોય છે તેઓ યાકના વાળમાથી ગુથેલા તબુઓમા રહે છે, તબુને છાણ-માટી અને પથ્થરનો નીચો વંડો હોય છે વણઝાર લોક પા કહેવાય છે એની ઉપરાંત ઉન કાતવાનો ઉદ્યોગ પણ વ્યાપક છે એવા ઠડા પ્રદેશોમા કપાસ અને સુતરાઉ કાપડ મળે નહિ અને કઇ કામ પણ ન આવે. મૂર્તિઓ બનાવવનો ઉદ્યોગ એવા ધર્મપ્રિય દેશોમા વ્યાપક હોય એમાં નવાઇ શી ? માનવવશની દૃષ્ટિએ તિબ્બતીઓ મધ્ય એશિયાના ઘાસથી છવાયેલા મેદાનોમાં વસતિ પ્રજાને મળતા આવે છે

## બૌદ્ધ મઠોમાં સામ્યવાદીઓ

તિબ્બતને ચીન સાથે સબધ છે, તે કરતાં મોંગોલિયા સાથે વધુ સબધ છે, કારણ કે તિબ્બતના બૌદ્ધ મઠોમાં મોંગોલિયન સાધુઓ ઠીક પ્રમાણમાં રહે છે. મોંગોલિયા અને તિબ્બત વચ્ચે ખાસ કરીને બૌદ્ધ સાધુઓની અવરજવર પણ ઠીક છે આજે જ્યારે મોંગોલિયા સાથેનો આ સબધ તિબ્બતને ભારે પડી જાય તેમ લાગે છે હમણા જ દલાઇ લામાએ જાહેર કર્યું છે કે તિબ્બતના બૌદ્ધ મઠોમા સામ્યવાદીઓ ઘૂસી ગયા છે તેનો અર્થ હવે સમજાશે તિબ્બતીઓને ચીનાઓ પ્રત્યે અવિશ્વાસ અને અણગમો તો છે જ, અને હવે રશિયન તથા ચીના અને મોંગોલ સામ્યવાદીઓ તરફથી તિબ્બત માટે નવો ભય ઊભો થયો છે જો ચીનની રાષ્ટ્રીય સરકારનુ નામનુ વર્ચસ્વ પણ તિબ્બતમા રહેવા દેવામા આવે તો તેને નાબૂદ કરી તેનુ સ્થાન લેવા સામ્યવાદી ચીનાઓ આવે એ ભયથી તિબ્બતે સૈકાઓથી તિબ્બતમા રહેતા ચીના પ્રતિનિધિમડળને હાંકી કઢયુ છે અને હિંદની ઓથ લેવા માટે હિંદ સરકાર સાથે વાટાઘાટ ચલાવી રહ્યુ છે.

જ્યાં સનાતન બરફ પડી રહેલો હોય ત્યાં તમે વનસ્પતિ અને ખેતીની આશા કેમ કરી શકો ? છતાં મહેનતુ તિબ્બતીઓ શક્ય હોય ત્યા ખેડ કરે છે, પરતુ ખેડ કરવા માટે જેમ પૂરતી જમીન નથી તેમ પૂરતા માણસો પણ નથી કારણ કે વસતિમા બૌદ્ધ સાધુઓ ઘણા છે અને બૌદ્ધ સાધુઓ પરણતા નથી, એટલે વિશાળ પ્રદેશના પ્રમાણમાં વસતિ બહુ જ ઓછી છે-માત્ર ત્રીસ લાખની જ છે આથી અનાજ એટલુ ઓછુ પકે છે કે બૌદ્ધ તિબ્બતમાં ઘણે ઠેકાણે એક-પતિવ્રતનો રિવાજ નથી બધા ભાઈઓ વચ્ચે એક પત્ની હોય આવી સમાજ રચનાનો હેતુ સતતિનિયમન છે અને સતતિનિયમનો હેતુ ખોરાકની અછતનો સામનો કરવાનો છે

તિબ્બતમા જ્ઞાતિપ્રથા નથી પરતુ સમાજ ચોક્કસ વર્ગમા વહેચાયેલો છે લામાઓ, ઉમરાવો, જાગીરદારો, ખેડૂતો અને વણજારાઓ તિબ્બતી સમાજના મુખ્ય અગ છે વણજારાઓ ચામડાની પીઠો પર માલ લાદીને પડોશના દેશો સાથે -મુખ્યત્વે હિન્દુસ્તાન સાથે-વેપાર કરે છે કાશ્મીરમાં લડાખમા થઇને, તુર્કસ્તાનમાં ગરીના થઇ કુમાઉમા તકલાકોટ થઇને તથા પૂર્વમા સિક્કીમ થઇને હિન્દતિબ્બતના વ્યાપાર માર્ગો આવેલા છે.

તિબ્બત ગરીબ દેશ છે, એને ખાવા અનાજ નથી, પણ તેની ધરતીમાં વ્યાપકપણે સોનુ છે. તિબ્બતથી હિન્દ આવતી નદીઓમા અહર્નિશ સોનાની રજકણો ધોવાઇ આવે છે. ખનિજોથી આ પહાડી પ્રદેશ અસાધારણ સમૃદ્ધ છે પણ એ ખનિજસમૃદ્ધિ અણખોદાયેલી પડી છે અને તિબ્બત હજારો વર્ષ પહેલાં હતો એવો જ આજ પણ પછાત-અણવિકસ્યો પ્રદેશ છે.

("જન્મભૂમિ-પ્રવાસી"માંથી)

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને

| અનુક્રમ નંબર | મહાલનું નામ | | મહાલવાર ગામો | શાળાવાળાં ગામ | પુસ્તકાલયો સંબંધી હકીકત | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | કસ્બા પુસ્તકાલય | કસ્બાનાં મહિલા પુ. ભાગ | ગ્રામ પુસ્તકાલય | ગ્રામ વાચનાલય | કુલ | મદદ લેનારની સંખ્યા |
| ૧ | ૨ | | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | વડોદરા પ્રાન્ત. | | | | | | | | | |
| ૧ | પેટલાદ | | ૭૩ | ૭૨ | ૮ | ૧–૫–૩ | ૬૪ | ૦ | ૮૧ | ૬૮ |
| ૨ | ભાદરણ | | ૩૧ | ૨૭ | ૧ | ૦–૧–૧ | ૨૭ | ૦ | ૩૦ | ૨૬ |
| ૩ | વડોદરા | | ૧૧૯ | ૭૮ | ૩ | ૩–૦–૦ | ૭૮ | ૨ | ૮૬ | ૭૫ |
| ૪ | પાદરા | | ૮૨ | ૭૨ | ૨ | ૦–૦–૦ | ૭૨ | ૧ | ૭૫ | ૬૨ |
| ૫ | કરજણ | | ૯૮ | ૭૮ | ૧ | ૦–૦–૦ | ૮૦ | ૦ | ૮૧ | ૭૫ |
| ૬ | ડભોઇ | | ૯૭ | ૪૮ | ૨ | ૦–૧–૧ | ૫૦ | ૦ | ૫૪ | ૫૨ |
| ૭ | ચિનોર | | ૪૫ | ૩૯ | ૧ | ૦–૧–૦ | ૪૨ | ૦ | ૪૪ | ૪૨ |
| ૮ | સાવલી | | ૭૨ | ૩૪ | ૧ | ૦–૦–૧ | ૩૯ | ૧ | ૪૨ | ૩૭ |
| ૯ | વાઘોડીયા | | ૭૧ | ૨૮ | ૧ | ૦–૦–૦ | ૨૯ | ૫ | ૩૫ | ૨૮ |
| ૧૦ | સંખેડા | | ૧૩૦ | ૪૯ | ૨ | ૦–૦–૦ | ૪૯ | ૧ | ૫૨ | ૪૫ |
| ૧૧ | તિલકવાડા | | ૩૪ | ૮ | ૧ | ૦–૦–૦ | ૬ | ૦ | ૭ | ૬ |
| | | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૨૩ | ૪–૮–૬ | ૫૩૬ | ૧૦ | ૫૮૭ | ૫૧૬ |
| | મહેસાણા પ્રાન્ત. | | | | | | | | | |
| ૧૨ | દહેગામ | | ૯૬ | ૪૧ | ૧ | ૦–૦–૦ | ૪૧ | ૦ | ૪૨ | ૩૧ |
| ૧૩ | આતરસુંબા | | ૪૦ | ૧૮ | ૧ | ૦–૦–૦ | ૧૭ | ૦ | ૧૮ | ૧૬ |
| ૧૪ | કડી | | ૧૨૧ | ૫૪ | ૧ | ૦–૦–૦ | ૫૪ | ૦ | ૫૫ | ૪૮ |
| ૧૫ | કલોલ | | ૯૧ | ૫૧ | ૪ | ૦–૧–૦ | ૪૮ | ૧ | ૫૪ | ૫૧ |
| ૧૬ | વિજાપુર | | ૮૭ | ૬૪ | ૭ | ૦–૧–૦ | ૬૧ | ૧ | ૭૦ | ૬૧ |
| ૧૭ | વિસનગર | | ૫૬ | ૪૦ | ૨ | ૦–૨–૧ | ૪૦ | ૦ | ૪૫ | ૪૪ |
| ૧૮ | મહેસાણા | | ૮૪ | ૫૭ | ૨ | ૦–૦–૦ | ૫૭ | ૦ | ૫૯ | ૫૦ |
| ૧૯ | સિદ્ધપુર | | ૮૧ | ૪૪ | ૩ | ૦–૨–૧ | ૪૨ | ૧ | ૪૯ | ૩૫ |
| ૨૦ | ખેરાળુ | | ૯૧ | ૪૪ | ૪ | ૦–૧–૧ | ૩૯ | ૦ | ૪૫ | ૩૭ |
| ૨૧ | પાટણ | | ૧૪૦ | ૪૩ | ૨ | ૧–૧–૧ | ૪૧ | ૧ | ૪૭ | ૩૯ |
| ૨૨ | ચાણસ્મા | | ૧૧૩ | ૫૪ | ૨ | ૦–૦–૦ | ૫૫ | ૦ | ૫૭ | ૫૪ |
| ૨૩ | હારીજ | | ૩૮ | ૭ | ૧ | ૦–૦–૦ | ૬ | ૦ | ૭ | ૫ |
| | | કુલ | ૧૦૩૮ | ૫૧૭ | ૩૦ | ૧–૮–૪ | ૫૦૧ | ૪ | ૫૪૮ | ૪૭૧ |

વાચનાલયોની મહાલવાર સંખ્યા અને તેમને અપાયલી મદદ.

| સરકાર મદદની વિગત | | પંચાયત મદદની વિગત | | શેરો |
|---|---|---|---|---|
| કસ્બા પુ. ને કસ્બા વા ને મહિલા પુ ને બાલ પુ ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | કસ્બા પુ ને કસ્બા વા ને મહિલા પુ ને બાલ પુ ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૫૦૫૦-૦-૦ | ૧૮૪૭-૦-૦ | ૨૦૯૦-૦-૦ | ૧૩૮૯-૮-૦ | ૧ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા ૬૦૨) પંચાયત મદદના આપ્યા છે. |
| ૧૦૦૦-૦-૦ | ૯૯૪-૮-૦ | ૪૫૦-૦-૦ | ૭૯૯-૮-૦ | |
| ૧૩૧૦-૦-૦ | ૨૦૨૨-૮-૦ | ૧૯૦-૦-૦ | ૧૫૦૧-૮-૦ | |
| ૫૪૫-૦-૦ | ૧૭૧૦-૮-૦ | ૨૬૫-૦-૦ | ૧૩૩૨-૮-૦ | |
| ૫૦૦-૦-૦ | ૧૭૫૨-૦-૦ | ૨૦૦-૦-૦ | ૧૪૯૮-૮-૦ | |
| ૬૭૫-૦-૦ | ૧૧૨૪-૦-૦ | ૩૫૦-૦-૦ | ૮૯૪-૦-૦ | |
| ૬૩૬-૦-૦ | ૧૧૭૧-૦-૦ | ૨૮૦-૦-૦ | ૯૪૦-૦-૦ | |
| ૫૫૦-૦-૦ | ૧૦૯૫-૦-૦ | ૧૯૦-૦-૦ | ૮૦૦-૮-૦ | |
| ૫૦૦-૦-૦ | ૬૮૪-૦-૦ | ૨૦૦-૦-૦ | ૪૭૦-૦-૦ | |
| ૮૬૫-૦-૦ | ૧૨૭૧-૦-૦ | ૪૦૦-૦-૦ | ૮૯૫-૦-૦ | |
| ૨૦૦-૦-૦ | ૨૩૧-૮-૦ | ૧૩૦-૦-૦ | ૧૩૦-૦-૦ | |
| ૧૧૮૪૧-૦-૦ | ૧૩૯૦૩-૦-૦ | ૪૭૪૫-૦-૦ | ૧૦૬૫૩-૦-૦ | |
| ૫૦૦-૦-૦ | ૮૦૨-૦-૦ | ૨૫૦-૦-૦ | ૬૫૫- -૦ | ૨ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા ૫૭૦) પંચાયત મદદના આપ્યા છે. |
| ૧૫૦-૦-૦ | ૩૬૦-૦-૦ | ૧૫૦-૦-૦ | ૨૮૫-૦-૦ | |
| ૫૦૦-૦-૦ | ૧૦૬૧-૦-૦ | ૩૦૦-૦-૦ | ૮૫૫-૦-૦ | |
| ૮૦૫-૦-૦ | ૧૩૬૪-૦-૦ | ૪૭૫-૦-૦ | ૧૧૫૧-૦-૦ | |
| ૨૦૫૦-૦-૦ | ૧૬૨૨-૮-૦ | ૧૨૪૫-૦-૦ | ૧૨૫૭-૮-૦ | |
| ૧૨૬૭-૦-૦ | ૧૦૯૦-૦-૦ | ૭૫૭-૦-૦ | ૮૫૯-૮-૦ | |
| ૧૨૦૦-૦-૦ | ૧૨૯૫-૮-૦ | ૭૫૦-૦-૦ | ૧૧૧૦-૮-૦ | |
| ૧૩૮૦-૦-૦ | ૮૯૯-૦-૦ | ૬૭૫-૦-૦ | ૭૩૧-૦-૦ | |
| ૧૫૩૫-૦-૦ | ૭૪૮-૦-૦ | ૯૦૫-૦-૦ | ૫૩૫-૦-૦ | |
| ૮૬૫-૦-૦ | ૯૩૮-૮-૦ | ૨૦૦-૦-૦ | ૭૮૦-૦-૦ | |
| ૯૦૦-૦-૦ | ૧૩૯૩-૮-૦ | ૪૨૦-૦-૦ | ૯૦૪-૮-૦ | |
| ૧૦૦-૦-૦ | ૮૬-૮-૦ | ૧૦૦-૦-૦ | ૭૬-૮-૦ | |
| ૧૧૮૫૨-૦-૦ | ૧૧૬૬૦-૮-૦ | ૬૨૨૭-૦-૦ | ૯૨૦૩-૦-૦ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | **નવસારી પ્રાન્ત** | | | | | | | | |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૦-૨-૧ | ૪૫ | ૧ | ૫૦ | ૪૮ |
| ૨૫ | ગણદેવી | ૩૯ | ૩ | ૨ | ૦-૧-૦ | ૨૪ | ૧૦ | ૩૧ | ૨૨ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૦-૦-૦ | ૩૨ | ૦ | ૩૩ | ૩૦ |
| ૨૭ | કામરેજ | ૭૮ | ૪૨ | ૩ | ૦-૧-૦ | ૪૧ | ૩ | ૪૮ | ૪૨ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૧ | ૦-૦-૦ | ૩૫ | ૦ | ૩૬ | ૩૦ |
| ૨૯ | માગરોળ | ૩૨ | ૨૦ | ૧ | ૦-૦-૦ | ૨૨ | ૦ | ૨૩ | ૧૫ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૦-૦-૦ | ૬ | ૩ | ૧૦ | ૩ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૦-૧-૦ | ૩૪ | ૦ | ૩૬ | ૨૫ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૧૧ | ૦-૫-૧ | ૨૮૯ | ૭ | ૨૬૩ | ૨૧૬ |
| | **અમરેલી પ્રાન્ત** | | | | | | | | |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૦-૧-૧ | ૪૭ | ૧ | ૫૧ | ૪૮ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૦-૦-૦ | ૧૯ | ૧ | ૨૧ | ૧૮ |
| ૩૪ | ધારી | ૨૭ | ૨૨ | ૨ | ૦-૦-૧ | ૨૧ | ૦ | ૨૪ | ૨૦ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૧ | ૦-૦-૦ | ૭ | ૨ | ૧૦ | ૭ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૦-૦-૦ | ૨૫ | ૦ | ૨૬ | ૨૩ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦-૦-૦ | ૭ | ૦ | ૭ | ૬ |
| ૩૮ | ભીમકટ્ટા | ૧ | ૧ | ૦ | ૦-૦-૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૦-૨-૧ | ૧૦ | ૦ | ૧૦ | ૧૩ |
| | કુલ | ૨૬૦ | ૧૪૩ | ૮ | ૦-૩-૩ | ૧૩૭ | ૪ | ૧૫૫ | ૧૩૫ |
| | કુલ એકંદર | ૨૯૬૯ | ૧૪૩૪ | ૭૨ | ૫-૨૪-૧૪ | ૧૪૧૩ | ૨૫ | ૧૫૫૩ | ૧૩૦૮ |

ટીપ —સરકાર મદદની વિશેષ હકીકત.—

અ ચાલુ સાલે પુસ્તકાલયોનાં મકાનો માટે સરકાર મદદ રૂ ૨૦૦૦૦)ની વડોદરા પ્રાન્ત માટે ૮૦૦૦) મહેસાણા પ્રાન્ત માટે ૭૦૦૦) નવસારી પ્રાન્ત માટે ૩૦૦૦) અને અમરેલી પ્રાન્ત માટે ૨૦૦૦) ની આપવામાં આવી હતી

આ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂ. ૧૬૦૦+૪૦૦ની સરકાર મદદ ચાલુ સાલે અપાઈ હતી

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩૫૦-૦-૦ | ૧૩૧૧-૦-૦ | ૩૫-૦-૦ | ૮૨૮-૮-૦ | ૩ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂ ૨૭૦) પંચાયત મદદના આપ્યા છે. |
| ૭૦૦-૦-૦ | ૬૫૧-૮-૦ | ૮૦-૦-૦ | ૨૯૦-૦ | |
| ૫૦૦-૦-૦ | ૮૮૯-૦-૦ | ૨૦૦-૦-૦ | ૬૮૯-૦-૦ | |
| ૫૯૩-૦-૦ | ૧૨૯૭-૦-૦ | ૯૫-૦-૦ | ૮૫૫-૦-૦ | |
| ૨૮૫-૦-૦ | ૬૮૩-૦-૦ | ૨૨૫-૦-૦ | ૫૩૮-૦-૦ | |
| ૬૦૦-૦-૦ | ૬૮૪-૦-૦ | ૧૦૦-૦-૦ | ૫૪૫-૦-૦ | |
| ૧૩૫-૦-૦ | ૪૩-૦-૦ | ૦-૦-૦ | ૪૩-૦-૦ | |
| ૫૭૦-૦-૦ | ૩૫૦-૦-૦ | ૦-૦-૦ | ૩૧૭-૮-૦ | |
| ૪૦૮૩-૦-૦ | ૫૯૧૮-૮-૦ | ૭૩૫-૦-૦ | ૩૯૯૫-૦-૦ | |
| ૨૦૦૦-૦-૦ | ૯૩૫-૦-૦ | ૬૨૫-૦-૦ | ૪૦૬-૮-૦ | ૪ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂ ૧૫૮) પંચાયત મદદના આપ્યા છે. |
| ૫૦૦-૦-૦ | ૩૨૫-૮-૦ | ૧૦૦-૦-૦ | ૧૪૯-૮-૦ | |
| ૯૩૦-૦-૦ | ૨૪૮-૮-૦ | ૩૦૦-૦-૦ | ૧૩૨-૮-૦ | |
| ૧૦૦-૦-૦ | ૧૦૯-૮-૦ | ૧૦૦-૦-૦ | ૩૦-૦-૦ | |
| ૩૦૦-૦-૦ | ૪૬૩-૮-૦ | ૨૦૦-૦-૦ | ૨૩૩-૮-૦ | |
| ૦-૦-૦ | ૨૬૧-૦-૦ | ૦-૦-૦ | ૬૫-૦-૦ | |
| ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | |
| ૧૭૨૫-૦-૦ | ૧૬૨-૮-૦ | ૨૧૭-૮-૦ | ૮૦-૮-૦ | |
| ૫૫૫૫-૦-૦ | ૨૩૮૫-૮-૦ | ૧૫૪૨-૮-૦ | ૧૦૯૯-૮-૦ | |
| ૩૨૭૪૧-૦-૦ | ૩૩૮૬૭-૮-૦ | ૧૩૨૪૯-૮-૦ | ૨૪૯૫૦-૮-૦ | |

વડોદરા,
તા. ૫-૮-૪૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

ગયા અંકમાં પૃષ્ઠ ૬૨ પર સૂચના નં. ૧/૪૯–૫૦ ની છપાઇ છે. તેમાં ઉલ્લેખાયેલા ગામોની યાદી સ્થળ સંકોચને લીધે એ અંકમાં આપી શકાયેલી નહિ તે આ નીચે આપી છે. –તંત્રી

## વડોદરા પ્રાંત

| | | | |
|---|---|---|---|
| ૧ | અરડી | તા. પેટલાદ | ૧૨–૦–૦ |
| ૨ | કાવીઠા | ,, | ૬૫–૦–૦ |
| ૩ | પેટલી | ,, | ૫૦–૦–૦ |
| ૪ | મહાતજ | ,, | ૬૫–૦–૦ |
| ૫ | ભાળેજ | ,, | ૨૦–૦–૦ |
| ૬ | સુંદરા | ,, | ૨૦–૦–૦ |
| ૭ | ડભોઉ | ,, | ૪૫–૦–૦ |
| ૮ | પાડગોલ | ,, | ૫–૦–૦ |
| ૯ | બોરીઆ | ,, | ૨૦–૦–૦ |
| ૧૦ | મગરોળ | ,, | ૫–૦–૦ |
| ૧૧ | રામોલ | ,, | ૨૫–૦–૦ |
| ૧૨ | માલાવાડા | ,, | ૨૭–૦–૦ |
| ૧૩ | પલોલ | ,, | ૨૪–૦–૦ |
| ૧૪ | જાલાબોરડી | ,, | ૫–૮–૦ |
| ૧૫ | વાલવોડ | ભાદરણ | ૫૦–૦–૦ |
| ૧૬ | ચુવા | ,, | ૧૦–૦–૦ |
| ૧૭ | કણઝટ | ,, | ૨૫–૦–૦ |
| ૧૮ | સમા | વડોદરા | ૧૦–૦–૦ |
| ૧૯ | મો ન અમીનવા. | ,, | ૬૦–૦–૦ |
| ૨૦ | વિરોદ | ,, | ૫–૦–૦ |
| ૨૧ | સમસાબાદ | ,, | ૧૫–૦–૦ |
| ૨૨ | કોયલી | ,, | ૧૦–૦–૦ |
| ૨૩ | માંજલપુર | ,, | ૧૦–૦–૦ |
| ૨૪ | રણોલી | ,, | ૨૫–૦–૦ |
| ૨૫ | વરણામા | ,, | ૨૫–૦–૦ |
| ૨૬ | પોર | ,, | ૩૦–૦–૦ |
| ૨૭ | અટલાદરા | ,, | ૧૦–૦–૦ |
| ૨૮ | કરાલી | ,, | ૨૫–૦–૦ |
| ૨૯ | કાજલપુર | ,, | ૧૦–૦–૦ |
| ૩૦ | પોર | ,, | ૩૦–૦–૦ |
| ૩૧ | કોટણા | તા પાદરા | ૨૦–૦–૦ |
| ૩૨ | મજાતણ | ,, | ૬–૮–૦ |
| ૩૩ | ગોરિયાદ | ,, | ૧૦–૦–૦ |
| ૩૪ | રણુ | ,, | ૧૫–૦–૦ |
| ૩૫ | સરસવણી | ,, | ૧૪–૦–૦ |
| ૩૬ | સોખડાખુર્દ | ,, | ૨૦–૦–૦ |
| ૩૭ | કંબોલા | તા કરજણ | ૨૦–૦–૦ |
| ૩૮ | દેતવાડા | ,, | ૮–૮–૦ |
| ૩૯ | શેપા | ,, | ૧૫–૮–૦ |
| ૪૦ | આલમપુર | ,, | ૨૦–૦–૦ |
| ૪૧ | દેથાણ | ,, | ૧૨–૦–૦ |
| ૪૨ | સામરા | ,, | ૧૫–૦–૦ |
| ૪૩ | કાસમપુર | ,, | ૧૦–૦–૦ |
| ૪૪ | નવી જીયરડી | ,, | ૨૦–૦–૦ |
| ૪૫ | મેસરાડ | ,, | ૧૦–૦–૦ |
| ૪૬ | કુરાઇ | ,, | ૫–૦–૦ |
| ૪૭ | કોઠીઆ | ,, | ૧૪–૦–૦ |
| ૪૮ | ફતેપુરા | ,, | ૫–૮–૦ |
| ૪૯ | અણુસ્તુ | ,, | ૧૫–૦–૦ |
| ૫૦ | પીંગળવાડા | ,, | ૧૪–૦–૦ |
| ૫૧ | ભીમપુરા | ડભોઇ | ૧૦–૦–૦ |
| ૫૨ | ગોજાલી | ,, | ૧૫–૦–૦ |
| ૫૩ | છત્રાલ | ,, | ૫–૦–૦ |
| ૫૪ | ડભોઈ બાલ | ,, | ૧૦–૦–૦ |
| ૫૫ | ,, મહિલા | ,, | ૧૦–૦–૦ |
| ૫૬ | કરમાલ | ,, | ૧૫–૦–૦ |
| ૫૭ | નડા | ,, | ૩૦–૦–૦ |
| ૫૮ | બોરબાર | ,, | ૧૦–૦–૦ |
| ૫૯ | શિનોર મહિલા | શિનોર | ૧૦૦–૦–૦ |
| ૬૦ | મોટા કરાલા | ,, | ૫–૦–૦ |
| ૬૧ | કુકસ | ,, | ૨૦–૦–૦ |
| ૬૨ | સેખડી | ,, | ૫–૦–૦ |
| ૬૩ | માલસર | ,, | ૫–૦–૦ |
| ૬૪ | રાણીપુરા | સાવલી | ૫–૮–૦ |

| | | |
|---|---|---|
| ૬૫ સમલાયા સ્ટે. | સાવલી | ૨૦-૦-૦ |
| ૬૬ સાવલી બ્રાત પુ | ,, | ૩૦-૦-૦ |
| ૬૭ સમલાયા | , | ૨૦-૦-૦ |
| ૬૮ આસોજ | વાઘોડીઆ | ૫-૮-૦ |
| ૬૯ સાંગાડોળ | ,, | ૧૫-૦-૦ |
| ૭૦ અલવા | ,, | ૧૬-૦-૦ |
| ૭૧ લીમડા | વાઘોડીઆ | ૫-૦-૦ |
| ૭૨ ગણેશપુરા | ,, | ૫-૦-૦ |
| ૭૩ સાકરીયા | ,, | ૧૦-૦-૦ |
| ૭૪ વડેલી | ,, | ૧૭-૦-૦ |
| ૭૫ અમૃતપુરા | ,, | ૧૦-૦-૦ |
| ૭૬ નદપુર | સંખેડા | ૧૦-૦-૦ |
| ૭૭ માણુ | ,, | ૧૫-૦-૦ |
| ૭૮ બોડેલી | ,, | ૫૦-૦-૦ |
| ૭૯ ગુડીયા | ,, | ૪૦-૦-૦ |
| ૮૦ રાજનગર | ,, | ૬-૦-૦ |
| ૮૧ માકણી | ,, | ૨૦-૦-૦ |
| ૮૨ માંજરોળ | ,, | ૫-૦-૦ |
| ૮૩ વામણા | ,, | ૪૦-૦-૦ |
| ૮૪ ભાટપુર | ,, | ૫૦-૦-૦ |
| ૮૫ સરડીઆ | ,, | ૨૦-૦-૦ |
| ૮૬ ભુજેશ | તીલકવાડા | ૮-૮-૦ |

## નવસારી પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ તળોદ | તા નવસારી | ૧૦-૦-૦ |
| ૨ સામરા | ,, | ૫-૦-૦ |
| ૩ પાંસરા | ,, | ૫-૦-૦ |
| ૪ કરાવી | ,, | ૫-૦-૦ |
| ૫ નવસારી બાળ | ,, | ૨૫-૦-૦ |
| ૬ વીરાવળ | ,, | ૫-૦-૦ |
| ૭ ભાઠા | ,, | ૨૭-૦-૦ |
| ૮ સીસોદરા | ,, | ૫૦-૦-૦ |
| ૯ ઇટાળવા તા પલસાણા | | ૧૦-૦-૦ |
| ૧૦ તાંતીથૈયા | ,, | ૧૦-૦-૦ |
| ૧૧ વડદલા | ,, | ૫-૦-૦ |
| ૧૨ સોયાણી | ,, | ૫-૦-૦ |
| ૧૩ એરથાણ | તા. પલસાણા | ૫-૦-૦ |
| ૧૪ દેરોદ | તા કામરેજ | ૫-૦-૦ |
| ૧૫ પરબ | ,, | ૨૫-૦-૦ |
| ૧૬ ખોલવડ | ,, | ૨૫-૦-૦ |
| ૧૭ ચીખલી | ,, | ૫-૦-૦ |
| ૧૮ માકણા | ,, | ૫-૦-૦ |
| ૧૯ પારડી | ,, | ૫-૦-૦ |
| ૨૦ બુટવાડા | મહુવા | ૫-૦-૦ |
| ૨૧ લીંબાડા | માંગરોળ | ૫-૦-૦ |
| ૨૨ વેળાછા | તા. માંગરોળ | ૨૫-૦-૦ |
| ૨૩ કટવા | ,, | ૮-૦-૦ |
| ૨૪ મોસાલી | , | ૯-૦-૦ |
| ૨૫ રૂપવાડા | વ્યારા | ૫-૦-૦ |
| ૨૬ કપુરા | ,, | ૬-૦-૦ |
| ૨૭ કાંજણ | ,, | ૫-૦-૦ |
| ૨૮ ચીખલવાવ | ,, | ૧૫-૦-૦ |
| ૨૯ બહેડ રાયપુર | ,, | ૫-૦-૦ |
| ૩૦ કાકડવા | ,, | ૧૦-૦-૦ |
| ૩૧ ધકવાડા | ગણદેવી | ૫-૮-૦ |
| ૩૨ વડસાગળ | ,, | ૧૦-૦-૦ |
| ૩૩ ખીલીમોરા મહિલા | ,, | ૧૦૦-૦-૦ |
| ૩૪ હળદવા | મહુવા | ૨૫-૦-૦ |
| ૩૫ વાક | ,, | ૧૫-૦-૦ |

## અમરેલી પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ કેરાલા | અમરેલી | ૮-૦-૦ |
| ૨ ખીજડીઆખારી | ,, | ૫-૦-૦ |
| ૩ તરક તલાવ | ,, | ૫-૦-૦ |
| ૪ મોટા માંડવડા | ,, | ૧૪-૦-૦ |
| ૫ વાંકીઆ | ,, | ૧૧-૦-૦ |
| ૬ નાના રાજકોટ | દામનગર | ૫-૦-૦ |
| ૭ આલીદર | તા. કોડીનાર | ૧૦-૦-૦ |
| ૮ કાજ | ,, | ૫-૦-૦ |
| ૯ સાહપુર | તા રતનપુર | ૫-૦-૦ |
| ૧૦ ભાડેર | તા ધારી | ૨૫-૦-૦ |
| ૧૧ ચાંદગઢ | તા. અમરેલી | ૧૦-૦-૦ |
| ૧૨ દુધણી | તા. ઓખામંડળ | ૮-૮-૦ |

## અનુક્રમ


| | |
|---|---|
| આ વિલંબ શાથી ? | ૧૭૭ |
| સાહિત્ય સૃષ્ટિનું અવનવું | ૧૭૯ |
| હિંદની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧૮૧ |
| પુસ્તકાલયના પગથારેથી | ૧૮૫ |
| જિલ્લા પુ. મંડળોની સભાઓ-હેવાલો | ૧૮૬ |
| પુસ્તક પરિચય | ૨૦૬ |
| નવીન ફાલ | ૨૦૯ |
| પુસ્તકાલય નોંધ | ૨૧૦ |
| વ. રા. પુ. મંડળની જાહેરાત | ૨૧૧ |
| પુસ્તકાલય ખાતાની જાહેરાત સૂચના | ૨૨૬ |


### સામયિક દોહન


| | |
|---|---|
| રાજ કરવું હોય તો | ૨૧૩ |
| સમર્થ પ્રયત્ન | ૨૧૫ |
| વહેમના જાળા | ૨૧૭ |
| શ્રી વિનોબા ભાવે | ૨૨૧ |



: વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છુટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રી :

વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી કૉમ) મણિલાલ

મંત્રી. પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.



પુસ્તક ૨૪ મુ ઑકટોબર-૧૯૪૯ અંક ૪

# આ વિલંબ શાથી?

—તંત્રીસ્થાનેથી

અમો અગાઉ જણાવી ગયા છીએ કે, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ એટલી વિકાસ-વિસ્તાર પામેલી છે અને એનુ સંચાલન એટલુ વ્યવસ્થિત છે કે, અન્ય બધારણીય સંસ્થાઓની માફક આ પુસ્તકાલય સંસ્થાઓ પણ આગામી વર્ષ વાસ્તે પોતાના પુસ્તકાલયનું બજેટ બનાવી તૈયાર કરી મંજૂર થવા માટે પુસ્તકાલય ખાતા તરફ વખતસર મોકલી આપેલ છે.

આ પ્રવૃત્તિની વડોદરા રાજ્યના પ્રદેશોમાં સ્થાપના થઈ ત્યારથી લઈને રાજ્યનું મુંબઈ પ્રાંત સાથે વિલીનીકરણ થયું ત્યા સુધીનાં સઘળા વર્ષો દરમિયાન નિયમિતપણે વખતસર દરેક પુસ્તકાલયનુ બજેટ તૈયાર કરાઇ પુસ્તકાલય ખાતામાં મોકલવામાં આવે છે. તદનુસાર આ વર્ષે પણ અત્રેના પુસ્તકાલય ખાતામા ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયોના બજેટો વખતસર પહોચી ગયા છે ભાગ્યે જ કોઇ પ્રમાદી પુસ્તકાલય પાછળ રહી જવા પામ્યું હશે. અને આજે તો, આગલા વર્ષમા બજેટ મંજૂરીનું કામ પુસ્તકાલય ખાતામાં પૂર ઝડપે ચાલતું હોય, અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં બજેટની લોકમદદના નાણા ભરાતા જાય

આજે તો દર વર્ષના શિરસ્તાને અનુસરીને પુસ્તકાલય સ. સ મંડળમા પોતે સાપેક્ષી રકમો સરકારપંચાયત મદદની અપેક્ષાએ આવતી થઇ ગઈ છે, મંડળમાં રકમો જમા થવા માંડી છે, અને પુસ્તકાલય ખાતામા લગભગ બધા જ પુસ્તકાલયોનાં બજેટો પહોચી ચૂકયા છે, પરંતું એ બજેટ મંજૂરીનું કામ હજી પણ ખાતા તરફથી હાથ ધરાયુ હોવાનુ જાણવા મળતુ નથી ઊલટ, એ અંગે કોઇ હુકમ સ્થાનિક પુસ્તકાલય ખાતાના અધિકારીઓને મળેલા નહિ હોવાથી બધુ સ્થિરસ્તત્ (Standstill)

થયા જેવુ જણાય છે, બજેટોના થોકડા અકબધ હશે, અને જ્યારે મુબઈ પ્રાતના કયુરેટરનો હુકમ આવશે, ત્યારે સરકાર પચાયત મદદનો નિર્ણય થઈ એ બજેટો મંજૂર કરીને જે તે બજેટ પુસ્તકાલય મ સ. મંડળમા નોધવા અને ઈતર વિધિ માટે મોકલાશે

વડોદરા રાજ્યનુ મુબઈ ગયા પ્રાત સાથે પ્રાથમિક વિલીનીકરણ મે માસમા થયું, ત્યાર પછી ક્રમેક્રમે રાજ્યના જુદાજુદા ખાતાંઓ મુબઈ સરકારના જે તે ખાતાંઓ સાથે અતર્ગત થઈ ગયાં, પરતુ એક માત્ર પુસ્તકાલય ખાતુ એવુ રહ્યુ છે કે, ચાર–ચાર માસ પ્રાથમિક વિલીનીકરણ થયાને વીતી ગયા છતા હજી આ ખાતા તરફ મુબઈ સરકારની નજર પડી જણાતી નથી

મુંબઈ ઇલાકાના અન્ય જિલ્લાઓ કરતાં વડોદરા રાજ્યના જોડાયેલા જિલ્લાઓમા પુસ્તકાલય પ્રવૃત્તિ વ્યવસ્થિતપણે ચાલે છે, અને તેમા આ વિલંબના કારણે અવ્યવસ્થા ઊભી થવાના સજોગો ઊભા થાય ત્યારે એ પ્રવૃત્તિના મચાલકોને મનમા ભાંજગડ અનુભવવી પડે એ સ્વાભાવિક છે.

આ સજોગો જોતાં હવે વડોદરા રાજ્યના તમામ ખાતાઓને અતર્ગત કર્યાં છે તેમ આ ખાતાનો વહીવટ પણ હવે વ્યવસ્થિત ચાલતો રહે તેવા પગલા તાકીદે લેવવા અનિવાર્ય બને છે.

આમ પુસ્તકાલય સસ્થાઓના સંચાલકો તરફથી આ અંગે વખતોવખત પૂછપરછ થયા કરે છે, પરતુ મુબઈ સરકાર તરફથી કઈ વ્યવસ્થા હજી થઈ નહિ હોવાથી સ્થાનિક પુસ્તકાલય ખાતાના અધિકારીએ આ સબધે હાલ કઇ પૂછપરછ ન કરવા સૂચના પ્રકટ કરી છે, જે આ અકમા પ્રસિદ્ધ કરવામા આવી છે

આશા રાખીએ, મુબઈ સરકાર આ બાબતમાં તાકીદે નિર્ણય કરી આ અગેના યોગ્ય હુકમો બહાર પાડી સ્થાનિક પુસ્તકાલય ખાતાને કામ કરતું બનાવી દેશે.

અમારી આ વિનતિ સરકાર સત્વરે ધ્યાન પર લેશે, એવી અમને સંપૂર્ણ ખાતરી અને શ્રદ્ધા છે

---

*ગરીબના છોકરા તેની મૂડી, ગૃહસ્થનાં છોકરાં તેની જવાબદારી અને અમીરના છોકરાં ચોર

*પોતાની પાસે કેટલુ છે અગર પોતાની પાસે શું નથી તેની જેને ખબર નથી તે પૈસાદાર

*પ્રેમ ચંદ્ર જેવો છે–વધે નહિ તો ઘટે

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

જાણીતા સંગીતકાર તથા પૌર્વાત્ય વિદ્વાન પંડિત મંગેશરાયજી આર. તેલંગનું ૯૩ વર્ષની પાકટ વયે કારવારમાં અવસાન થયું છે.

પોતાના લાંબા જીવન દરમિયાન પંડિત તેલંગે અનેક પ્રકારે સેવા બજાવી હતી. વર્ષો સુધી તેમણે પ્રાંતિક કોંગ્રેસ કમિટિની પ્રવૃત્તિઓ પર દેખરેખ રાખી હતી.

પરંતુ તેલંગનું સાચું સ્મરણ તો હિંદભરના સંગીતકારો તથા સંસ્કૃત વિદ્વાનોમાં રહેશે. તેઓ જેવા તેવા સંશોધક નહોતા. ન્યાય, વેદાંત, સાહિત્ય અને સંગીતના ૩૦ થી વધારે ગ્રંથોનું એમણે સંપાદન કર્યું હતું. આ પુસ્તકો વડોદરા સરકારની ઓરીએન્ટલ સિરીઝ તથા બીજી માળાઓમાં પ્રગટ થયાં છે. સામયિકોમાં તથા સ્વતંત્ર રીતે પ્રગટ થયેલાં તેમનાં મૌલિક લખાણોની સંખ્યા પણ ઓછી નથી. તેઓ સારા કળાકાર પણ હતા.

જ્યારે બ્રિટિશ સરકારે તેમને મહામહોપાધ્યાયનો ખિતાબ આપવા જણાવ્યું ત્યારે ચુસ્ત રાષ્ટ્રવાદી તરીકે એમણે તેનો સ્વીકાર કરવાની ના પાડી. કાશી વિદ્યાપીઠ જેવી સંસ્થાઓએ તેમને 'વીણા વિશારદ', 'વિદ્યાસાગર' તથા 'શાસ્ત્રવાચસ્પતિ' જેવા ખિતાબો આપ્યા હતા.

દેશના લગભગ બધા મહારાજાઓએ પંડિતજીની મહત્તાની કદર કરી હતી. તેમના વિશાળ જ્ઞાન તેમ જ અંગત આકર્ષક ગુણોને અંગે વિખ્યાત બ્રિટિશ વહીવટદારો તથા રાષ્ટ્રીય આગેવાનોમાં તેમને માટે ઘણું માન હતું.

આવા વિદ્વાનના મૃત્યુથી હિંદે ખરેખર એક મહાન પુરુષ ગુમાવ્યો છે.

*

* મલાયલમ્ ભાષાના મહાકવિ શ્રી ઉલ્લૂર એસ. પરમેશ્વર આયરનું ૭૨ વર્ષની ઉંમરે અવસાન નીપજ્યું છે. મલાયલમ્ ભાષાના ત્રણ મહાકવિઓમાં તેમની ગણતરી થતી હતી. ઉપરાંત તેઓ સંસ્કૃત, અંગ્રેજી તથા તામિલ ભાષાના પણ વિદ્વાન હતા. તેમણે મલાયલમ્ ભાષાનો દશ સદીનો ઇતિહાસ તાજેતરમાં જ પૂરો કર્યો હતો તે અત્યારે છપાઈ ગયો છે.

*

* વૈદિક વિષયોમાંથી ચૂંટી કાઢેલા વિષયો પરના અગિયાર લેખોના પ્રથમ ગ્રંથની પ્રકાશનવિધિ અમરાવતીમાં શ્રી. બી. જી. ખાપર્ડેએ કરી હતી. આ લેખો મહામહોપાધ્યાય પંડિતસમ્રાટ કૃષ્ણશાસ્ત્રી ધુલેએ તૈયાર કર્યા છે અને તેમાં 'વસિષ્ઠ અને વિશ્વ મંત્ર', 'દિતિ અને અદિતિ', મિત્ર અને અમિત્ર' 'ભ્રાતૃત્વ અને સપત્ન' વગેરેનો સમાવેશ થાય છે. હાલના મરાઠી ભાષાના વૈદિક સાહિત્યમાં આથી સારો ઉમેરો થયો છે.

* મહારાષ્ટ્રના સંતકવિ તુકારામના મૃત્યુની ત્રિશતવર્ષી આવતા વર્ષના માર્ચ મહિનામા ઉજવવાની સૂચના થઇ છે.

*

કલકત્તાની આંતરપ્રાંતીય સંસ્કૃતિ એસોસીએશન 'ચક્રભારતી' એ ગાંધીજીના સ્મરણાર્થે એક 'સુવેનેર' (સ્મરણચિહ્ન) પ્રગટ કર્યું છે. તેમા ગાંધીજી ઉપર સખ્યાબધ લેખો ઉપરાંત 'ભક્ત ત્યાગરાજ' 'બૌદ્ધધર્મ' અને તેવા જ બીજા વિષયો પર લેખો છે કુમાન, વી સત્યનારાયણ, ભારતી, ઇકબાલ તથા ટાગોરનાં કાવ્યો પણ તેમા આપેલાં છે.

*

* વૉશિંગ્ટનની કૅાંગ્રેસ લાઇબ્રેરીએ 'વર્ષના પચાસ પુસ્તકો' પરનો રિપોર્ટ તાજેતરમાં પ્રગટ કર્યો છે. અમેરિકન ઇન્સ્ટિટયુટ ઑફ ગ્રાફિક આર્ટસ, અમુક વર્ષમાં યુનાઇટેડ સ્ટેટસમા છપાયેલ, તૈયાર થયેલ પચાસ શ્રેષ્ઠ પુસ્તકોની પસંદગી કરવા માટે પંચ નીમે છે તથા ત્યાર બાદ આ પુસ્તકો દેશભરમાં તેમ જ પરદેશ ખાતે બતાવવામા આવે છે. હિંદમાં પણ આવી પસંદગીની ખાસ આવશ્યકતા છે

*

આ વર્ષે ઉજવાયેલ ગાંધીસપ્તાહના કાર્યક્રમ તરીકે રાજમહેન્દ્રીના કમર્શિયલ મ્યુઝિયમમાં ગાંધીસાહિત્યનુ કાયમી પુસ્તકાલય ખોલવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ સપ્તાહ દરમિયાન ગાંધીસાહિત્યનુ પ્રદર્શન પણ ભરાયુ હતું

*

દક્ષિણ હિંદના કર્ણાટકી સંગીતના રચયિતા સંત ત્યાગરાજના જીવનચરિત્રનાં થોડાં પાનાં મિપ્નીકેનના શ્રી સુંદરેશ્વર રાવે શોધી કાઢયાં છે. આ જીવનચરિત્ર ૧૯૦૪ માં વિશાખાપટનના સુંદરમ્ પંતુલુએ લખેલ છે શ્રી રાવના કહેવા મુજબ પંતુલુ ઇ સ ૧૯૦૦ માં તાંજોર તથા મદુરાઇ પોતાના પુસ્તકો માટે સામગ્રી એકત્ર કરી હતી. આ પૃષ્ઠો તદ્દન બિસ્માર સ્થિતિમાં છે.

*

બ્રિટિશ એન્ડ ફોરેન બાઇબલ સોસાયટીના બ્રિડલિંગ્ટન, યૉર્કસ ખાતે ભરાયેલ પ્રદર્શનમાં મેયર એચ આર સિન્તરે જણાવ્યુ હતુ કે, બાઈબલનાં કાળા બજાર થવા લાગ્યાં છે અને બાઇબલ માટે લોકો બમણા પૈસા આપી રહ્યા છે

યુદ્ધ પહેલાં દર વર્ષે ૧૧૦ લાખ બાઇબલનુ વેચાણ થતુ હતુ, પણ આજે કેટલાક લોકો બાઇબલ માટે મૂળ કરતાં બેવડી કિંમત આપી રહ્યા છે. બાઇબલની કેટલી જરૂર છે તે એ બતાવી આપે છે.

*

વર્ષો પહેલાં આપણે ત્યા પણ યુગધર્મ કાર્યાલય તરફથી પ્રગટ થયેલ 'સ્વરાજ્ય ડાયરી' ની કિંમતમા અસાધારણ ઉછાળો આવી પાછળથી તે શમી ગયો હતો

કોઇપણ પુસ્તકની નવી આવૃત્તિ છપાતાં સમય લાગવાનો હોય ત્યારે તે પુસ્તકની બાકી રહેલ થોડી ઘણી પ્રતોની કિંમતનો લાભ ઉઠાવવાનું આપણા પ્રકાશકો તથા વિક્રેતાઓ ચૂકતા નથી તે સામાન્ય માહિતીની બાબત છે

—છોટાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળા નોંધો 'ઇન્ડિયન પી. ઇ. એન.' પરથી સાભાર ઉધ્ધૃત

# હિંદની પુસ્તકાલય પ્રવૃત્તિ

પુસ્તકાલય પ્રવૃત્તિ આપણા દેશમાં તદ્દન અપરિચિત નથી. પ્રાચીન ભૂતકાળમાં જ્યારે સુધરેલા જગતનો મોટો ભાગ અણઘડ—અશિક્ષિત હતો ત્યારે હિંદ શિક્ષણ અને ડહાપણનો પ્રકાશ ફેલાવી રહ્યું હતુ લિપિના યુગ પહેલાં મુખ્યત્વે કરીને કાવ્યનું વિશાળ સાહિત્ય વિકાસ પામ્યું હતુ અને તેનો વારસો પિતા પુત્રને તથા ગુરુ શિષ્યને મોઢેથી શીખવીને આપતા હતા. તે સમયના બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓને વેદનાં ફરતાં પુસ્તકાલયો કહી શકાય લિપિની શોધ થયા પછી હસ્તપ્રતો ખૂબ કાળજીથી તૈયાર કરીને આશ્રમો, ગુરુકુળો તથા મઠોમાં રાખવામા આવતી આ સસ્થાઓ મૂળભૂત પુસ્તકાલયોનુ કામ સારતી હતી બૌદ્ધ યુગમા શિક્ષણના મોટાં કેન્દ્રો સ્થાપવાની શરૂઆત થઈ અને આજે જે અર્થમા પુસ્તકાલયો છે તે કામ કરવા લાગ્યાં. ને વખતે હિંદના પ્રવાસે આવેલ ચીની યાત્રાળુ તથા વિદ્વાન ફાહિદે પાટલિપુત્ર—અત્યારનું પટણા—ના મોટા પુસ્તકાલયનો નિર્દેશ કર્યો છે તે સમયમા બૌદ્ધોના વિહારસ્થાનો એ પુસ્તકોના ભડારો હતા. તેમા જ્ઞાનના દરેક ક્ષેત્રને સ્પર્શતાં પુસ્તકો મળી આવતાં. ગુપ્ત સમયમાં નાલદા મોટુ વિદ્યાધામ થયુ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, નાલદામા પુસ્તકાલયની સ્થાપના કરવામા આવી હતી નવમાળના મહિમા ત્યાં પુસ્તકો રાખ્યાં હતા રાજાઓ તથા અમીરો પાસે હસ્તપ્રતોનો ખાનગી સગ્રહ હતો બિહારના રાજા પોતે ઓદંતપુર તથા વિક્રમશીલામાં બે પુસ્તકાલયો સ્થાપ્યા હતાં ઇસ્વીસનના તેરમા સૈકામાં બખ્તિયાર ખિલજીના સૈનિકોએ તેનો નાશ કર્યો.

મુસલમાનોના શાસનકાળ દરમિયાન હિંદમાં હસ્તપ્રતોના ઘણાં સુદર પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં હતાં મુસલમાન શહેનશાહો—ખાસ કરીને મોગલ શહેનશાહો—પોતે જ ઘણા વિદ્વાન તથા નામાંકિત લેખકો હતા અને તેઓ પુસ્તક ભંડારને કિંમતી ખજાનો ગણતા હતા. અમીરો, કવિઓ તથા શ્રીમંત વિદ્વાન માણસોનાં ખાનગી પુસ્તકાલયો ઉપરાંત મુકામોમાં પણ પોતાનાં પુસ્તકાલયો હતાં

અગ્રેજોએ હિંદનો કબજો લીધા બાદ સખ્યાબધ નવાં પુસ્તકાલયો ખોલવામા આવ્યાં હતાં, બધી શાળાઓ—કોલેજોમાં પુસ્તકાલયો હતા તે વખતમાં અસ્તિત્વ ધરાવતાં જાહેર પુસ્તકાલયોની ઉપયોગિતા વધારવા માટે પગલાં ભરવામાં આવ્યા હતાં જુદા જુદા વિશ્વ-વિદ્યાલયો તથા સરકારી ઑફિસોનાં પુસ્તકાલયોએ પણ આપણા દેશની પુસ્તકાલયપ્રવૃત્તિને સારી મદદ કરી

હિંદની આધુનિક પુસ્તકાલય-પ્રવૃત્તિના પ્રણેતા વડોદરાના સ્વ. સયાજીરાવ ગાયકવાડ હતા તેનુ શરૂઆતનુ વર્ષ ૧૯૦૮ ગણી શકાય ત્યારે સ્વ સયાજીરાવે વડોદરા રાજ્યમાં આધુનિક પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવાને પુસ્તકાલયતજ્જ્ઞ મિ બોર્ડનની નિમણૂક કરી રાજ્ય-ભરમાં આ સ્વ રાજવીએ મફત તથા ફરજીઆત શિક્ષણ દાખલ કર્યું હતું તેનો આ આવશ્યક ઉપસિદ્ધાંત હતો. મધ્યવર્તી પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય, બાળ પુસ્તકાલય તથા ગ્રામ પુસ્તકાલયો. આ રાજ્યના ફરતાં પુસ્તકાલયો એટલાં પ્રસિદ્ધ છે કે, તેનો અહીં નિર્દેશ કરવાની

આવશ્યકતા નથી પુસ્તકાલય અંગે વડોદરા આજે પશ્ચિમના કોઈ પણ દેશ અથવા રાજ્ય સાથે સરખામણીમાં ઊભું રહી શકે તેમ છે

આ ચેપ આખા હિંદમાં સત્વર પ્રસરી ગયો પંજાબ વિશ્વવિદ્યાલયે આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિએ વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયને ગોઠવવા માટે પેન્સિલ્વેનિયા ( યુ સ્ટે અ ) ના વિશ્વવિદ્યાલયના ગ્રંથપાલ મિ. આસા ડૉ. ડિકિન્સનને બોલાવ્યા મિ ડિકિન્સન માત્ર એક જ વર્ષ પંજાબમાં રહ્યા, પણ તેટલા ટૂંક સમયમાં તેમણે ઘણું કામ કર્યું તેમણે ગ્રંથપાલની તાલીમ માટે શરુ કરેલ વર્ગમાં આખા પ્રાંતના ગ્રંથપાલોને બોલાવ્યા આવો વર્ગ આ દેશમાં પહેલો હતો તેમના આમંત્રણને બહુ સારો ટેકો મળ્યો ભવિષ્યના ગ્રંથપાલોને મદદ તથા દોરવણી આપવા માટે તેમણે તે વખતના વિશ્વવિદ્યાલયના ગ્રંથપાલ સ્વ મુકુંદલાલ ભાટિયાની મદદથી 'પુસ્તકાલય પ્રાઈમર' લખી આવી જાતનું પુસ્તક હિંદમાં પહેલવહેલું હતુ હિંદના બીજા પ્રાંતો તથા વિશ્વવિદ્યાલયોને આધુનિક તેમ જ વૈજ્ઞાનિક પુસ્તકાલય પ્રથાની અગત્ય સમજાય છે અને તેઓ પણ પોતાના પુસ્તકાલયે ની પુનર્રચના માટે પંજાબની હરોળમાં આવવા પ્રયત્ન કરવા લાગ્યા

આપણા અત્યારના મહાન ગ્રંથપાલ રાવસાહેબ એસ આર. રંગનાથનની મદ્રાસ વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયના ગ્રંથપાલ તરીકે નિમણૂક થતાં મદ્રાસમાં પુસ્તકાલય પ્રવૃત્તિ પૂરજોસમાં ચાલી. તેમણે પોતાની મૌલિક પદ્ધતિ મુજબ મદ્રાસ વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયની પુનર્રચના કરી છે, એટલું જ નહિ પરંતુ આખા ઈલાકામાં જુદા જુદા પ્રકારનાં પુસ્તકાલયો શરૂ કરવામાં મદદ કરી છે અને તે મહાન પ્રાંતના લોકોને પુસ્તકાલયપ્રેમી બનાવ્યા છે

૧૯૨૦ માં કેટલાક જાહેર પ્રવૃત્તિમાં પડેલ લોકોએ 'અખિલ હિંદ સાર્વજનિક પુસ્તકાલય મંડળ' ની સ્થાપના કરી અને તેનું મથક બેઝવાડામાં રાખ્યુ. આ સંસ્થાએ સખ્યાબંધ પુસ્તકાલય પરિષદો બોલાવી અને હિંદમાં પુસ્તકાલયનું સામયિક કાઢ્યું.

'પંજાબ પુસ્તકાલય એસોસીએશન' ની સ્થાપના ૧૯૨૯ ની ૩૦ મી જાન્યુઆરીએ થઈ. ૧૯૩૦ ના નવેમ્બરમાં 'તેમણે મોડર્ન લાઈબ્રેરિયન' કાઢ્યુ. પહેલાં તો આ માસિક તરીકે નીકળતું હતું બે અંક પ્રગટ થયા પછી દર બે મહિને બેવડો અંક કાઢવાની તેને ફરજ પડી. હવે તે ત્રૈમાસિક થઈ ગયુ છે તેને ચૌદ વર્ષ પૂરાં થયાં છે અત્યાર સુધીમાં તેણે નીચે મુજબ બાર અંકો પ્રસિદ્ધ કર્યાં છે આ તેની વિશિષ્ટતા છે

૧ પંજાબ લાઈબ્રેરી એસોસીએશન પહેલી પરિષદ અંક ૧૯૩૧

૨ પંજાબ લાઈબ્રેરી એસોસીએશન ત્રીજી પરિષદ અંક ૧૯૩૩

૩ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ અંક કલકત્તા-૧૯૩૩

૪ હિંદનાં ગ્રામ્ય પુસ્તકાલય અંક ૧૯૩૫

૫ હિંદનાં વિશ્વવિદ્યાલયોના તથા જાહેર પુસ્તકાલયો ખાસ અંક ૧૯૩૬

૬ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ અંક (લખનૌ) ૧૯૩૮

૭ હિંદનાં પુસ્તકાલય તાલીમ અંક ૧૯૩૮

૮ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ અંક (પટણા) ૧૯૪૦
૯ હિંદનાં ટેકનિકલ તથા સંશોધન પુસ્તકાલયો (ચાર અંકો) ૧૯૪૧-૪૭
૧૦ પુસ્તકાલય બચાવ અંક ૧૯૪૨
૧૧ હિંદનાં પુસ્તકાલયો (બેવડો અંક) ૧૯૪૩
૧૨ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદઅંક (જયપુર) ૧૯૪૪

*

બંગાળ પુસ્તકાલય મંડળ—પોતાનું બુલેટીન પ્રગટ કરે છે તે ઉપરાંત દર વર્ષે ઉનાળાના વર્ગો ચલાવે છે તથા પરિષદો ભરે છે

મુંબઈ—૧૯૩૯ ના ૧૯ મી ડિસેમ્બરના ઠરાવ નં ૧૪/૩૩ અન્વયે નીમેલી સરકારી કમિટિના રિપોર્ટથી મુંબઈમાં પુસ્તકાલયપ્રવૃત્તિની શરૂઆત થઈ. આ ઠરાવમાં મુંબઈ શહેરમાં મધ્યસ્થ પ્રાંતિક પુસ્તકાલય તથા પૂના, અમદાવાદ અને ધારવાડમાં ત્રણ પ્રાદેશિક પુસ્તકાલયોની સ્થાપનાના પ્રશ્ન પર વિચાર કરીને રિપોર્ટ કરવાનો હતો આ ૧૯૪૧ માં પ્રગટ થયો તેમાં પ્રાંતિક શહેરો, નાનાં શહેરો અને નાના મોટા ગામડાંઓમાં પુસ્તકાલયો સ્થાપવાની ભલામણ હતી તેનું પ્રાથમિક વાર્ષિક ખર્ચ ૬૦,૦૦૦ રૂપિયા તથા છેવટનું ખર્ચ લગભગ ૧૫,૦૦,૦૦૦ રૂપિયા ગણવામાં આવ્યું હતું

હિંદની પુસ્તકાલય એસોસીએશન—આ એસોસીએશનની સ્થાપના ૧૯૩૩ મા થઈ અને તે દરવર્ષે પરિષદ ભરે છે. શરૂઆતથી અને ત્યાર પછી પણ તે કલકત્તાના શાહી પુસ્તકાલય સાથેના નિકટ સંસર્ગમાં છે. શાહી પુસ્તકાલયની સ્થાપના ૧૯૧૦ના કર્ઝન એક્ટ પહેલાથી કલકત્તામાં કરવામાં આવી છે ચાર વર્ષ પહેલા આ એસોસીએશને 'લાઇબ્રેરી બુલેટિન' નામક ત્રૈમાસિક શરૂ કર્યું છે. આ એસોસીએશનનું છઠ્ઠું સંમેલન ૧૯૪૪ના એપ્રિલમાં જયપુર ખાતે ભરવામાં આવ્યું હતું હિંદ સરકારની પુસ્તકાલય એસોસીએશન જેવી દેશભરમાં વિખરાયલી આવી બીજી કેટલીક પુસ્તકાલય એસોશીએશનો છે

પુસ્તકાલય માટે કાયદા.—૧૯૩૦મા બનારસમાં ભરાયેલ અખિલ એશિયા પહેલી કેળવણી પરિષદના પુસ્તકાલય સેવાવિભાગ તરફથી પુસ્તકાલય માટે કાયદા કરવાનો પહેલો યત્ન કરવામાં આવ્યો હતો મદ્રાસ વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયના અધ્યક્ષ રાવસાહેબ એસ આર. રંગનાથને આદર્શ પુસ્તકાલયનો કાયદો રજુ કર્યો હતો શ્રી મુનીંદ્ર મહાશયે આદર્શ કાયદામાં બંગાળાની પરિસ્થિતિને અનુકૂળ ફેરફારો કર્યા અને બંગાળ ધારાસભામાં દાખલ કરવાનો પ્રયત્ન કર્યો પણ વાઇસરોયે તેને સંમતિ આપી નહિ મદ્રાસ પુસ્તકાલય એસોસીએશને આદર્શ કાયદાની પદ્ધતિ પર જાહેર પુસ્તકાલય બિલ તૈયાર કર્યું પરંતુ સરકારી વિરોધ અટકાવવા માટે બધી ફરજીઆત કલમોને મરજીઆત કરવામાં આવી વાઇસરોયની સંમતિ મળી ગઈ અને પુસ્તકાલયના ભાવિ સત્તાધારીઓ ડિસ્ટ્રિક્ટ બોર્ડ તથા મ્યુનિસિપલિટીઓ તરફથી મોટે ભાગે ટેકો મળ્યો ૧૯૩૩ ના ઓક્ટોબરમાં ધારાસભામાં બિલ દાખલ કરવામાં આવ્યું, પરંતુ મહેસુલી ખાતાના પ્રધાનના વિરોધી વલણથી આગળ પ્રગતિ થઈ શકી નહિ, જો કે આ બિલને પાછું ખેંચી લેવામાં આવ્યું નહોતું છતાં ૧૯૩૬માં ધારાસભા બરખાસ્ત થતાં બિલનું જીવન પૂરું થઈ ગયું

-

પંજાબ વિશ્વવિદ્યાલય પુસ્તકાલય તથા કલકત્તાનું ચાહી પુસ્તકાલય વારાફરતી દરવર્ષે પુસ્તકાલયની તાલીમના વર્ગો ચલાવે છે અભ્યાસક્રમ ફક્ત ૭ મહિનાનો છે મદ્રાસ વિશ્વવિદ્યાલયનું પુસ્તકાલય આખા વર્ષનો અભ્યાસક્રમ ચલાવે છે અને તેમાં ઉત્તીર્ણ થનારને વિશ્વવિદ્યાલયનો ડિપ્લોમા મળે છે આ વિશ્વવિદ્યાલય પુસ્તકાલય તાલીમશાળાઓમાં અત્યાર સુધી લગભગ ૧૭૫ માણસોને તાલીમ આપી છે બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય પણ પુસ્તકાલયતાલીમ આપે છે. ત્યાં અભ્યાસક્રમ ૭ મહિનાનો છે. લાહોરના રાષ્ટ્રીય પુસ્તકાલયમાં પણ પત્રવ્યવહારની શાળા ચાલે છે પુસ્તકાલય શાળાનો ઉદ્દેશ પસંદ કરેલ ઉમેદવારોને પુસ્તકાલયની પદ્ધતિ તથા વ્યવહાર સ્થાપનાની તાલીમ આપવાનો છે. આથી કરીને ઉમેદવારો કોલેજ, શાળા જાહેર મ્યુનિસિપલ અથવા ખાનગી પુસ્તકાલયના ગ્રંથપાલો તરીકે અથવા મોટાં ખાનગી પુસ્તકાલયોમાં મદદનીશો તરીકે હોદ્દો ધરાવી શકે. આ અભ્યાસક્રમમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે

(૧) પુસ્તકાલયની સેવાની ભૂમિકા, (૨) પુસ્તકાલયોના વહીવટ, (૩) પુસ્તક પસંદગી (૪) વર્ગીકરણ, (૫) કેટલોગ, (૬) આકરગ્રંથો તથા વિષયસૂચિ, (૭) પુસ્તકાલયપદ્ધતિ (૮) ગ્રંથપાલને યોગ્ય કોઈ વિશિષ્ટ વિષયમાં વ્યક્તિગત કાર્ય, (૯) સામાન્ય વાચન. અભ્યાસક્રમ ૭ થા નવ મહિનાનો છે

પુસ્તકાલય સાહિત્ય —હિંદમાં પુસ્તકાલય સાહિત્યના પ્રથમ પ્રકાશનનો યશ પંજાબ વિશ્વવિદ્યાલય પુસ્તકાલયના ફાળે જાય છે આ સંસ્થાએ 'પંજાબ પુસ્તકાલય પ્રાયમર' પ્રગટ કરી છે. દેશની બધી જુદી જુદી પુસ્તકાલય એસોસીએશન પૈકી મદ્રાસ પુસ્તકાલય એસોસીએશન જેટલાં પ્રકાશનો કોઈએ કર્યાં નથી એસોસીએશને ખૂબ મહત્વનાં બાર ગ્રંથો પ્રગટ કર્યા છે પાંચ૭ ગ્રંથો તૈયાર છે. મદ્રાસ વિશ્વવિદ્યાલય પુસ્તકાલયના ગ્રંથપાલ તથા મદ્રાસ પુસ્તકાલય એસોસીએશનના મંત્રી રાવસાહેબ એસ આર. રંગનાથનનો હેતુ પુસ્તકાલયશાસ્ત્રની બધી શાખાઓને આવરી લેવાનો છે. એસોસીએશન 'મેમોઇર્સ' શીર્ષક એક વાર્ષિક પણ પ્રગટ કરે છે. મદ્રાસ પુસ્તકાલય એસોસીએશને આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરેલ બે પુસ્તકો પ્રગટ કર્યાં છે. એ પુસ્તકો વર્ગીકરણ તથા કેટલોગ સંબંધી છે

પુસ્તકાલયનું મકાન —આધુનિક ઢબના પુસ્તકાલયનાં વિશિષ્ટ મકાનો, વડોદરાનું મધ્યસ્થ પુસ્તકાલય, તથા મુંબઈ, અન્નમલૈનગર, બનારસ, લાહોર, લખનૌ, મદ્રાસ તથા વોલ્ટેર વિશ્વવિદ્યાલયનાં પુસ્તકાલયોનાં મકાન છે કોલેજનાં પુસ્તકાલયોના મકાનમાં, ફોર્મેન ક્રિશ્ચિયન કોલેજ પુસ્તકાલય, દિલ્હી સેન્ટ સ્ટીફન કોલેજ, જમ્મુની પ્રિન્સ ઑફ વેલ્સ કોલેજ, મુંબઈની વિલ્સન કોલેજ, મદ્રાસની ક્રિશ્ચિયન કોલેજ, તથા પૂનાની ફર્ગ્યુસન કોલેજના પુસ્તકાલયોનાં મકાનો છે આમાંનાં ઘણાં ખરાં પુસ્તકાલયોનું શિલ્પવિધાન પુસ્તકોને ખુલ્લાં રાખવાની પદ્ધતિ પર થયેલું છે. તેમાંના ઘણા ભાગને કૃત્રિમ પ્રકાશ મળવાની ગોઠવણ છે, જેથી પુસ્તકાલયો રાત્રે પણ કામ કરી શકે મદ્રાસ વિશ્વવિદ્યાલયનું પુસ્તકાલય વધારેમાં વધારે સમય સુધી કામ કરે છે. તે વર્ષભરના બધા દિવસે એ સવારના સાતથી રાતના આઠ સુધી તેર કલાક કામ કરે છે *

—મતગમ બારિયા

* ઑલ ઇન્ડિયા વીકલીના ૧૯૪૫ ના વાર્ષિકમાંથી અનુ શ્રી ઉ. મા. કામદાર.

## વિશ્વની પ્રધાન ભાષાઓ

વિશ્વની પ્રધાન ભાષાઓ અંગ્રેજી, ફ્રેંચ, જર્મન હિંદી, ઈ. ભાષાઓના ઉદ્‌ભવ તથા સંબંધો દર્શાવતું એક પુસ્તક Languages for War & Peace નામે કેટલાંક વર્ષ પહેલાં પ્રસિદ્ધ થયું હતું. એ જ પુસ્તકની તૃતીય આવૃત્તિ "The World's Chief Languages નામે તાજેતરમાં પ્રગટ થઈ છે. ભાષાશાસ્ત્રના રસિયાઓ માટે આ પુસ્તકનું વાંચન ઉપયોગી નિવડે તેવું છે. એના લેખક કોલંબિયા વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક ડૉ. મેરિઓ પી. (Maris A. Pei) છે.

## સ્કોટલેન્ડનું નૈસર્ગિક સૌન્દર્ય

સ્કોટલેન્ડના નૈસર્ગિક-પ્રાકૃતિક સૌન્દર્યનું વર્ણન કરતું એક પુસ્તક તાજેતરમાં "A Book of Scotland" નામે પ્રગટ થયું છે. તેના લેખક શ્રી જી. આર. હાર્વે છે.

## ડૉ. ભવાની ભટ્ટાચાર્ય

"So Many Hungers" ને "Indian Cavalcade" ના કર્તા તરીકે વિશ્વભરમાં સ્થાન પામનાર ડૉ. ભવાની ભટ્ટાચાર્ય હાલ હિંદના ઇતિહાસનું આલેખન કરી રહ્યા છે. તેઓ ઇ. સ. ૧૮૫૭ થી ઇ. સ. ૧૯૪૭ સુધીનો ઇતિહાસ આલેખવાના છે ને તે The Golden Age of Indian History ("ભારતીય ઇતિહાસનો સુવર્ણયુગ") નામે પ્રગટ થવાનો છે.

ડૉ. ભટ્ટાચાર્યની એક નવલકથા Music For Mohini નો પૂર્વાર્ધ "Illustrated Weekly" માં પ્રગટ થયો છે. એનું આખું પુસ્તક પ્રથમ થઈ પ્રગટ થવાનું છે.

## આપણો ખેડુત

હિંદી ખેડૂતના રોજિંદા જીવન અને એનાં આધુનિક પ્રતિકૂળ સંયોગો પર વિવેચન કરતું એક પુસ્તક Our Farmer ("આપણો ખેડૂત") નામે પ્રગટ થયું છે. મુંબઈની ઇન્ડિયન સોસાયટી ઓફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સની સંસ્થામાં કરતા શ્રી બી. એસ. આવિન્દ કર્વેએ આ પુસ્તક લખ્યું છે. આ વિષય પર તેઓ એક અધિકારી વ્યક્તિ છે.

## કેન્સર અને તેનો ઉપાય

મહાભયંકર એવા કેન્સરના રોગ પર એક પુસ્તક અંગ્રેજીમાં "Cancer & It's Cure" ["કેન્સર અને તેનો ઉપાય"] નામથી પ્રગટ થયું છે. બસોઅગિયાર પૃષ્ઠના આ પુસ્તકના

(અનુસંધાન પૃષ્ઠ ૧૮૬ ના છેડે)

# જિલ્લા પુ. મંડળોની સભાઓ-હેવાલો

## ૧—વડોદરા જિલ્લા પુસ્તકાલય મંડળનું નિવેદન—હિસા૦

(સન ૧૯૪૮–૪૯)

**સ્થા**પના અને ઉદ્દેશ.—વડોદરા રાજ્ય પુ. મંડળના છેવટના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે અને તેનો ઉદ્દેશ રાજ્ય પુ મંડળના જે ઉદ્દેશો છે તે પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે

વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયો સબંધી ટૂંક હકીકત—વડોદરા પ્રાંતમાં કુલ ગામોની સંખ્યા ૮૫૨ છે એમાં શાળાવાળાં ગામ ૫૩૩ છે આ તમામ ગામોએ પુસ્તકાલયો ઊઘડી ચૂક્યા છે જુલાઈ ’૪૯ આખરે કસ્બા પુ ની સખ્યા ૨૩, અને આ પુ ની સંખ્યા ૫૩૬ મળી કુલ ૫૫૯ છે ( આમાંથી ૫૩૩ ગામો શાળાવાળાં પુસ્તકાલયોના અને ૨૬ ગામો શાળા-વગરનાં પુસ્તકાલયોનાં છે.) ઉપરાંત કસ્બાના સ્થળોમા કસ્બા વાચનાલય ૪, મહિલા પુસ્તકાલય ૮, અને બાલ પુસ્તકાલય ૬ તથા શાળા સિવાયનાં ગ્રામવાચનાલય ૧૦ મળી, વડોદરા પ્રાંતમાં કુલ પુસ્તકાલય સસ્થાઓ ૫૮૭ છે આમાંથી ૫૬ સસ્થાઓએ નિવેદનના વર્ષમાં સરકારય ચાવત મદદ લીધી છે અને ૭૧ સસ્થાઓ મદદ લીધા વગર રહી છે. આ ૭૧માં પેટલાદ મહાલની ૧૩, ભાદરણ મહાલની ૪, વડોદરા મહાલની ૧૧, પાદરા મહાલની ૧૩, કરજણ મહાલની ૬, ડભોઈ મહાલની ૨, શિનોર મહાલની ૨, સાવલી મહાલની ૫, વાઘોડીઆ મહાલની ૭, સખેડા મહાલની ૭અને તીલકવાડા મહાલની ૧ છે.

વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયોને મદદ આપવા ખાતે સરકાર મદદના રૂ. ૨૫૭૭૪ તથા પ્રાંત પંચાયત મદદના રૂ. ૧૫૩૯૮ ખર્ચાયા છે. લોકમદદ પણ સરકાર મદદ જેટલી જ ખર્ચાઈ છે. આ રીતે જોતાં વડોદરા પ્રાંત ખાતે આશરે રૂ ૬૬૮૮૬નો ખર્ચ થયો છે, એમ કહી શકાય

---

( પાછળના પૃષ્ઠનું અનુસંધાન )

લેખક શ્રી ડૉ બી. આર સુખા છે આખુ પુસ્તક આર્ટ પેપર પર છપાયેલુ છે

### તેર મુખ્ય ઉપનિષદો

ઉપનિષદો એ હિંદુ સસ્કૃતિનો અમર સાહિત્યક વારસો છે. ઉપનિષદોનુ પરકીય ભાષામાં ભાષાન્તર સૌ પ્રથમ પર્શિયન ભાષામાં થયુ અને તે મહાન હિંદુ સસ્કૃતિપ્રેમી મોગલ શાહજાદા દારા શિકોહની આજ્ઞાથી ઈ. સ. ૧૬૫૬–૫૭ માં. અગ્રેજીમાં પણ ઉપનિષદોનાં ભાષાંતર મળે છે. તેમાં તાજતેરમા પ્રસિદ્ધ થયેલું ભાષાંતર Thirteen Principal Upnishads [" તેર મુખ્ય ઉપનિષદો "] એક આવકારદાયક ઉમેરો છે, પ્રસ્તુત ભાષાંતર મિ રોબર્ટ અર્નેસ્ટ હ્યૂમે કરેલુ છે

—" શિવમ્ સુન્દરમ્"

વડોદરા પ્રાંતમાં મકાનવાળા પુસ્તકાલયો ૮૮ છે. એમાં કસ્બા પુ ૨૧, મહિલા પુ ૫, બાળ પુ. ૪, અને ગ્રામ પુ ૫૮ છે. આ સિવાય મકાનો બંધાવવા માટે જે ગામોની લોકમદદ પુસ્તકાલય ખાતામાં ભરાઈ છે, તેવાં ગામોની સંખ્યા ૨૪ છે

**વિધાવધ પ્રવૃત્તિઓ**—હવે આપ સૌની સમક્ષ વર્ષ દરમ્યાન પ્રાંત અને મહાલ પુ મંડળો દ્વારા થયેલાં કાર્યોનો ટૂંક અહેવાલ રજૂ કરું છું.

**મહાલ પુ મડળો**—રાજ્ય પુ મંડળના ઉદ્દેશ પ્રમાણે વડોદરા પ્રાંતના ૧૧ મહાલોએ મહાલ પુ. મડળો સ્થપાઈ ચૂક્યાં છે આ વર્ષમાં વાઘોડીઆ, સંખેડા અને તિલકવાડા મહાલ સિવાય તમામ મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી હતી અને તેના અહેવાલો તથા પાછલા વર્ષના નિવેદન અને હિસાબ પણ અત્રે મોકલી આપ્યા હતા.

**જૂથ પુ. મડળો**—કેળવણી ખાતાએ શાળાઓ માટે ગોઠવેલાં સેન્ટરોને પુસ્તકાલય ખાતાએ જૂથ પુ મડળ તરીકે સ્વીકાર્યાં છે. આવાં જૂથ પુ મડળો, વડોદરા પ્રાતમાં ૧૫૫ છે. આ જૂથ મડળોને પણ દર વર્ષે, ઑગસ્ટના પહેલા રવિવારે પોતાના જૂથની વાર્ષિક સભા ભરવાનું ઠરેલું છે અને તે ધોરણે આ વર્ષે ફક્ત ૯ જ જૂથમડળોએ સભાઓ ભરી તેના અહેવાલ મોકલી આપ્યા છે.

**મહાલ સંમેલનો:**—છેલ્લા ત્રણ વર્ષથી, મોંઘવારીના કારણે મહાલ પરિષદોને બદલે, મહાલના મત્રી-ગ્રથપાલોનું સમેલન ભરવાની યોજના હાથ ધરવામાં આવી છે તે મુજબ આ વર્ષે વડોદરા, કરજણ સાવલી અને વાઘોડીઆ એ મહાલ મંડળોએ પોતાના મહાલનાં સમેલન ભરી, મત્રી-ગ્રથપાલોને, ઉત્સાહથી અને સેવાભાવથી પુસ્તકાલયોનું કામ કરવાની પ્રેરણા આપી હતી તથા રાજ્ય તરફથી અને મહાલ મડળ તરફથી લેવાની શિષ્ટવાચનની પરીક્ષાઓનો પણ તેમાં સારો પ્રચાર કરવામાં આવ્યો હતો

**પુસ્તકાલયોની તપાસણી**—પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લા ૧૨ વર્ષથી હાથ ધરવામાં આવી છે આ વર્ષે પણ, પ્રાંત પ્રચારક તરીકે ચાલુ રહેલા ભાઈ છગનભાઈ મ પટેલે ઑગસ્ટ '૪૮ થી માર્ચ '૪૯ સુધીના ૮ માસમાં કરજણ મહાલના ૫૦, વડોદરા મહાલનાં ૧૯, સાવલી મહાલનાં ૩૮, ડભોઇ મહાલનાં ૫૦ અને વાઘોડીઆ મહાલનાં ૨૯ મળી કુલ ૧૮૬ પુસ્તકાલયોની ૧૭૫ દિવસમાં તપાસણી કરી છે. આ વર્ષમાં પેટલાદ મ. પુ મડળે માનદ પ્રચારકની યોજના હાથ ધરી, કેટલાંક પુસ્તકાલયોની તપાસણી કરાવી છે

**પુસ્તકાલયપર્વણી**—ગ્રામ જનતાને પુ પ્રવૃત્તિમાં રસ લેતી કરવાને, પર્વણીદિન ઉજવવાનું રાજ્ય પુ મડળે ઠરાવ્યું છે તે મુજબ પ્રાંતના ઘણાંખરાં ગામોએ આ દિન ઉજવાયો છે. પણ તેના અહેવાલો અત્રે આવ્યા નહિ હોવાથી ગામોની નોંધ લેવાઈ નથી

**ફરતા પુ. ની પેટીઓ**—વડોદરા પ્રાંત મડળ તરફથી બનાવેલી અને જે તે સ્થળોએ આપેલી ફરતા પુ ની પેટીઓ અત્રે પરત મગાવી લેવાનું ઠરતાં જરોદ, મોભા, રણુ અને કોસિંદ્રા એ ચાર સ્થળો સિવાયના ૧૪ સ્થળોએથી ૫૬ પેટીઓ પરત આવી છે એમાંથી બચારને ૪ પેટીઓ સને '૪૭-૪૮માં કરેલા ઠરાવ પ્રમાણે આપતાં ૫૨ પેટીઓ મડળ પાસે રહે છે

**શિષ્ટવાચનની પરીક્ષા.**—આ વર્ષમાં વિદ્યાર્થીઓ માટે, પાદરા મહાલે 'આપણા જવાહર'ની, વડોદરા મહાલે, 'આપણા સરદાર'ની, તથા વાઘોડીઆ મહાલે 'આપણા ગાંધીજી'ની પરીક્ષા લીધી હતી, અને તેનો અનુક્રમે ૫૦૪, ૨૪૫, ૬૮ મળી કુલ ૮૧૭ વિદ્યાર્થીઓએ લાભ લીધો છે.

મોટાઓ માટે રા પુ મ રફથી લેવાયલી પરીક્ષામાં વડોદરા પ્રાંતમાંથી ૧૫ ઉમેદવારોએ લાભ લીધો છે

**પ્રાંત અને મહાલ મંડળોને મળેલી ફાળવણી**—પ્રાંત અને મહાલ મંડળોને પોતાની પ્રવૃત્તિ અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુ મંડળ તરફથી જે ફાળવણી મળે છે, તે નિવેદનના વર્ષમાં રૂા ૫૨૨) ની મળી હતી, જેમાં રૂા ૧૩૦-૮-૦ પ્રાંત મંડળના અને રૂા ૩૯૧-૮-૦ નીચે મુજબ મહાલ મંડળોના છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૩- ૫-૦ | કરજણ | ૮૩-૧૩-૦ | પેટલાદ | ૩૦- ૬-૦ | શિનોર |
| ૩૨-૧૦-૦ | ડભોઇ | ૨૭- ૯-૦ | ભાદરણ | ૩૨-૧૦-૦ | સંખેડા |
| ૬- ૩-૦ | તીલકવાડા | ૫૨- ૫-૧ | વડોદરા | ૨૪-૧૨-૦ | સાવલી |
| ૪૦- ૮-૦ | પાદરા | ૧૩- ૭-૦ | વાઘોડીઆ | | |

**મહાલ મંડળના મંત્રીઓનું સંમેલન**—આ વર્ષમાં, મહાલ-મંડળોના મંત્રીઓનું, પણ એક સંમેલન ભરવામાં આવ્યુ હતુ, અને તેમાં મહાલ મંડળોએ કરવાનાં કાર્યોની સમજ અપાઈ હતી

**અંતમાં**—વડોદરા રાજ્યનુ મુંબાઇ ઇલાકામાં વિલિનીકરણ થતાં, વડોદરા પ્રાંતમાંથી પેટલાદ અને ભાદરણ મહાલો વહીવટી દૃષ્ટિએ જુદા પડી, નવા વર્ષથી ખેડા જિલ્લામાં મળે છે પુસ્તકાલય પ્રવૃત્તિની દૃષ્ટિએ જ્યારથી પ્રાંત પુ મંડળ સ્થપાયું ત્યારથી આજ સુધી પ્રાંતની સાંકળમાં ગુંથાયલા આ મહાલો આપણાથી આમ છૂટા પડતાં, આપણને દુઃખ થાય, એ સ્વાભાવિક છે, પણ વિશાળ દૃષ્ટિએ જોઇએ તો આપણે સૌ એકજ છીએ. આપણા પ્રાંતમાંથી આ બે મહાલો છૂટા પડતાં બીજા ત્રણ નવા મહાલો-છોટાઉદેપુર, નસવાડી, જબુગામ તથા પંડુમેવાસનાં ગામો ઉમેરાય છે. એ મહાલોમાં નવેસર આપણે મહાલ મંડળો સ્થાપવાનું તથા નવીન પુસ્તકાલયો ઉઘાડવાનુ કામ હવે આપણે શરૂ કરવુ જોઇએ

ઉપરના નિવેદનથી જણાશે કે, પાદરા, વાઘોડીઆ, સાવલી, વડોદરા અને કરજણ એ મહાલ મંડળોએ આ વર્ષમાં પ્રાંત મંડળના આદેશાનુસાર કંઈ કંઈ પ્રવૃત્તિઓ ઉપાડી છે. બીજાં મહાલ મંડળો પણ નવા વર્ષમાં એમનું અનુકરણ કરી પોતાના મહાલ મંડળને આગળ ધપાવશે એવી અમે આશા રાખીએ છીએ.

સૌ મહાલ મંડળોને પુનઃ આગ્રહપૂર્વક જણાવીએ છીએ કે, આ નવા વર્ષમાં તેઓ પોતાના મહાલના મંત્રી-ગ્રંથપાલોનું એક સંમેલન ભરે, વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની પરીક્ષા લે, રાજ્ય પુ. મંડળ તરફથી લેવાનારી શિષ્ટવાચનની પરીક્ષાનો સારા પ્રમાણમાં પ્રચાર કરે મહાલના એકેક પુસ્તકાલયનું બજેટ બનાવડાવે, પુસ્તકાલયપર્વણી ઉજવવાનો પ્રચાર કરે

આભાર—પુ ખાતાના અધિકારી સાહેબોનો, રા પુ મડળને સેવાભાવે ઑડિટ કરી આપવા બદલ શ્રી વાઘજીભાઇ ના અમીનનો તથા એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મડળની પ્રવૃત્તિમાં મદદ કરી છે તે સૌનો આભાર માનવામાં આવે છે.

ચિમનભાઇ હ. અમીન.
મત્રી, વડોદરા પ્રાત પુ મંડળ

## ઉત્પન્ન ખર્ચ તથા દેવા-લહેણાનો હિસાબ સન '૪૮-૪૯

| જ | ઉ |
|---|---|
| ૧૨૫૭-૧૨-૯ શ્રી ઉત્પન્ન ખાતે જમા | ૧૨૫૭-૧૨-૯ શ્રી ખર્ચ ખાતે ઉધાર |
| ૫૨૨-૦-૦ રા પુ મં. તરફથી પ્રાત તથા મહાલ મડળોની કેળવણીના | ૩૯૧-૮-૦ મહાલ મડળોને કેળવણીના |
| ૭૦૦-૦-૦ પ્રાંત પ્રચારક ખાતે મદદના રા પુ મ. તરફના | ૮૩૨-૭-૩ પ્રાત પ્રચારકના પગાર ખર્ચ ખાતે ૮ માસના |
| ૩૫-૧૨-૯ પાછલી બચત ખાતેથી | ૨૯-૦-૦ પ્રાંત પ્રચારકના પ્રો ફંડના |
| | ૪-૧૩-૬ પોસ્ટેજ-કંટીજંટના |
| ૨૬-૧૫-૯ વર્ષ આખરે પ્રાંત મડળની બચત | ૪૫૩-૮-૦ વર્ષ આખરે શિલક |
| | ૪૩૪-૦-૦ વ રા પુ મં મા |
| | ૮-૦-૬ નેશનલ બેંકમાં |
| ૬૨-૧૨-૬ પાછલી સાલની | ૧૧-૭-૬ રોકડ શિલક |
| ૩૫-૧૨-૯ આ વર્ષની ખોટ | ૧૭૧૧-૪-૯ |
| ૪૨૬-૮-૩ વર્ષ આખરે દેવા | |
| ૩૫-૦-૩ ફ પુ ની પેટીઓમાંના | |
| ૩૯૧-૮-૦ મહાલ મડળોની કેળવણીના | |
| ૧૭૧૧-૪-૯ | |

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે.

વા. ના. અમીન
ઑડીટર

વડોદરા
તા. ૧૨-૯-૪૯

ચિમનભાઇ હ. અમીન
મત્રી, વડોદરા પ્રાંત પુ. મડળ

# વડોદરા જીલ્લા પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૧૮-૯-૪૯ ને વાર રવિના રોજ બપોરના બે વાગે સેન્ટ્રલ લાયબ્રેરીમાં શ્રી. મણિલાલ મં. કાશીવાળાના પ્રમુખપદે ભરવામાં આવી હતી. આ સભામાં વડોદરા, કરજણ, ડભોઈ, વાઘોડીઆ, સાવલી, પેટલાદ અને ભાદરણ મહાલ પુ. મંડળના પ્રતિનિધિઓ ઉપરાંત, રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારીના વડોદરા પ્રાંતના સભ્યોમાંથી રાજ્ય પુ. મં. ના મંત્રીઓ રામભાઇ કા. પટેલ, શ્રી ચિમનભાઈ હ. અમીન, તથા શ્રી નટવરલાલ ગિ. શાહ, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ, રાજ્ય પુ. મંડળના સહમંત્રી શ્રી નાજુકલાલ ચોકસી, રાજ્ય પુ. પ્રચારક શ્રી વલ્લભાઈ મૂ. પટેલ તથા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મ. પટેલ વગેરેએ હાજરી આપી હતી.

આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

(૧) મંડળના કાયમી પ્રમુખ શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ હાજર નહિ હોવાથી, આજની સભાના પ્રમુખ તરીકે શ્રી મણિલાલ મં. કાશીવાળાને સર્વાનુમતે ચૂંટવામાં આવે છે.

(૨) પ્રાંત પ્રચારક ખાતે વિશેષ થયેલો ખર્ચ રૂ. ૧૩૬-૭-૩ મંજૂર કરવામાં આવે છે.

(૩) મંત્રીશ્રી તરફથી સન '૪૮-૪૯નું રજુ થયેલું નિવેદન અને હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

(૪) સન '૪૯-૫૦ નું ઑગસ્ટ '૪૯થી માર્ચ '૫૦ સુધીનું ૮ માસનું અંદાજ નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવે છે.

| જમા | | ઉધાર | |
|---|---|---|---|
| ૧૭૧-૦-૦ | રાજ્ય પુ. મં. નો ફાળો | ૧૦૦૮-૦-૦ | પ્રાંત પ્રચારકનો ૮ માસનો પગાર, પ્રો. ફંડ વગેરે |
| ૯૦૨-૦-૦ | રાજ્ય પુ. મં. ની મદદ | ૨૫-૦-૦ | છપામણી |
| | | ૨૦-૦-૦ | કંટીજન્ટ-પોસ્ટેજ |
| | | ૨૦-૦-૦ | મંત્રીનું મુસાફરી ખર્ચ |
| ૧૦૭૩-૦-૦ | | ૧૦૭૩-૦-૦ | |

(૫) સન '૪૯-૫૦ નું વ્યવસ્થાપક મંડળ તથા ઓડિટર નીચે પ્રમાણે ચૂંટવામાં આવે છે.

પ્રમુખ શ્રી ચુનીલાલ પુ. શાહ ઉપપ્રમુખ શ્રી. મણિલાલ મં. કાશીવાળા

મંત્રી શ્રી ચિમનભાઈ હ. અમીન

સભ્યો શ્રી શાન્તિલાલ પી. શાહ, શ્રી. કૃષ્ણલાલ મો. શાહ, શ્રી. મગનભાઇ ના. શાહ, શ્રી વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા, શ્રી ઈશ્વરભાઇ ના. પટેલ.

અને તે ઉપરાંત રા પુ મ ડળની કારોબારીના વડોદરા પ્રાંતમાંના તમામ સભ્યો.

ઑડિટર : શ્રી વાઘજીભાઈ ના અમીન

(૬) વડોદરા રાજ્યનું મુબઈ ઇલાકામાં વિલિનીકરણ થવાથી, વડોદરા પ્રાંત પુ મંડળનું નામ હવેથી "વડોદરા જિલ્લા પુસ્તકાલય મંડળ" રાખવાનું તથા બેંકો સાથેના પત્રવ્યવહાર પણ તે જ નામથી કરવાનું ઠરાવવામા આવે છે

(૭) વડોદરા રાજ્યનુ મુબઈ ઇલાકામાં વિલિનીકરણ થવાથી, વડોદરા પ્રાંતના જે પ્રદેશો બીજા જિલ્લામા ભળ્યા છે, તે પ્રદેશોનાં પુસ્તકાલયોને પણ ચાલુ વર્ષે સરકાર–પંચાયત મદદનો લાભ મળવાનું ચાલુ રાખવા આ સભા ના મુબાઇ સરકારને વિન તિ કરે છે.

(૮) વડોદરા રાજ્યનું મુબાઇ ઇલાકામાં વિલિનીકરણ થતા પહેલાં, વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને જે ધોરણે પંચાયતોની મદદ મળતી હતી તે જ ધોરણે હવે જિલ્લા લોકલ બોર્ડોની મદદ પણ જે તે પુસ્તકાલયોને મળતી રહે તેવી તજવીજ થવા આ સભા ના મુંબઇ સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે.

(૯) વડોદરા રાજ્યનુ મુંબાઈ ઇલાકામાં વિલિનીકરણ થતાં પહેલા, વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયોને વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો ને અન્ય સાહિત્ય પૂરુ પાડવાનુ સઘળુ કામકાજ, વડોદરા પુસ્તકાલયોએ પોતે થઇને ઉભા કરેલા પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ દ્વારા થતુ હતુ. તે જ ધોરણે હવે પછી ચાલુ રાખવા આ સભા ના. મુબઈ સરકારને આગ્રહભરી વિન તિ કરે છે.

(૧૦) જીલ્લામાં ભળેલા નવા તાલુકાઓમાં, તાલુકા પુસ્તકાલય મ ડળો સ્થાપવા તથા ત્યાં નવીન પુસ્તકાલયો ઊભાં કરવા માટે જિલ્લા પુ મંડળે પ્રચારકાર્ય કરવા આ સભા ઠરાવે છે

(૧૧) સન '૪૮–૪૯ ની વાર્ષિક સભામાં ફાળવણી અ ગે ઠરાવ ૭ મો કર્યો છે, તેનો અમલ આ વર્ષ પૂરતો ન કરતાં, જે તે મહાન મ ડળની ફાળવણી જે તે મંડળોને આપવાનું ઠરાવવામાં આવે છે

(૧૨) મ ડળના પ્રમુખપદે લાંબો વખત રહી, શ્રી હરિવલ્લભદાસ ચુ શાહે મ ડળની જે સેવા બજાવી છે, તે બદલ આ સભા તેમનો અત કરણપૂર્વક આભાર માને છ

ઉપર પ્રમાણે ઠરાવો થયા બાદ આજની સભાના પ્રમુખ શ્રી. મણિલાલ કાશીવાળાએ ઉપસંહારમાં મહાલ પુસ્તકાલય મ ડળોએ વધુ કાર્યશીલ બનવા તથા પોતાના મહાલના એકે એક પુસ્તકાલયના બજેટ અને તેની કાળજી રાખવા વિદ્યાર્થીઓ અને મોટાંઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો સારા પ્રમાણમા પ્રચાર કરવા જણાવ્યું હતુ

તે પછી મંડળના મ ત્રી શ્રી ચિમનભાઇ હ અમીને આજની સભાના પ્રમુખનો અને સૌનો આભાર માની, વિલિનીકરણ પછી પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકરોનુ કામ હવે વધતુ હોઈ, છોટાઉદેપુર, સ ખેડા મેવાસ તથા પાકુ મેવાસના ઠકરાતી વિસ્તારમાં કે જ્યાં પ્રગતિની

યોજનાઓ જ નથી ત્યાં હવે પુસ્તકાલયો સ્થાપી જ્ઞાનપ્રચાર કરવા તથા જ્ઞાનપ્રચાર સાથે આરોગ્યપ્રચારની પણ અગત્ય હોઈ, 'જ્યાં પુસ્તકાલય ત્યાં ગ્રામ ઔષધાલય' પણ સ્થાપવા અને ટૂંકા ખર્ચમાં ગામડાંની ગરીબ પ્રજાનું આરોગ્ય સાચવી શારીરિક અને માનસિક બન્ને રીતે વિકાસ સાધવા અને એ રીતે દેશસેવામાં મંગીન ફાળો આપવા જણાવ્યું હતું

---

# ૨–નવસારી જીલ્લા પુસ્તકાલય મંડળનું નિવેદન ને હિસાબ

( સન '૪૮–૪૯ )

**સ્થાપના અને ઉદ્દેશ :**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ માં આ મંડળની સ્થાપના કરવામાં આવી છે અને તેના ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવાનો છે.

**પ્રાંતની વસ્તી અને પુસ્તકાલય પ્રવૃત્તિ :**—નવસારી પ્રાંતની વસ્તી છેલ્લી વસ્તી ગણતરી પ્રમાણે પુરુષો ૨૩૧૫૮૮ ને સ્ત્રીઓ ૨૨૯૩૨૭ મળી કુલ ૪૬૦૯૧૫ ની છે. તેમાં છેલ્લાં બે વરસમાં હીજરતીઓની ૧૫૦૦૦ થી ૧૬૦૦૦ સુધીની વસ્તીનો વધારો થયો છે.

પ્રાંતના નવસારી, કામરેજ, પલસાણા, ગણદેવી એ ચાર ઉજળીઆત વસ્તીવાળા મહાલો છે ને માંગરોળ, મહુવા વ્યારા, સોનગઢ એ ચાર મહાલો રાનીપરજની વધુ વસ્તીવાળા મહાલો જે તે મહાલોમાં આવેલી શાળાઓ તથા પુસ્તકાલયો અને મળેલી સરકાર પંચાયત મદદની વિગત નીચે પ્રમાણે છે

| મહાલનું નામ | ગામ | શાળાઓ | કસ્બા પુસ્તકાલયો | બાલ વા મહિલા પુ. | ગ્રામ પુસ્તકાલય | ગ્રામ વા | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| નવસારી | ૬૨ | ૪૩ | ૧ | ૦–૨–૧ | ૪૫ | ૦–૧–૦ | ૫૦ |
| ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૦–૧–૦ | ૨૬ | ૦–૦–૦ | ૨૭ |
| પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૦–૦–૦ | ૩૨ | ૦–૦–૦ | ૩૩ |
| કામરેજ | ૭૨ | ૪૨ | ૩ | ૦–૧–૦ | ૪૧ | ૦–૩–૦ | ૪૮ |
| મહુવા | ૬૯ | ૪૦ | ૧ | ૦–૦–૦ | ૩૫ | ૦–૦–૦ | ૩૬ |
| માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૧ | ૦–૦–૦ | ૨૨ | ૦–૦–૦ | ૨૩ |
| સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૦–૦–૦ | ૬ | ૦–૩–૦ | ૧૦ |
| વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૦–૧–૦ | ૩૪ | ૦–૦–૦ | ૩૬ |
| | ૭૮૯ | ૨૪૧ | ૧૧ | ૦–૪–૧ | ૨૩૯ | ૦–૭–૦ | ૨૬૩ |

મદદ લેનાર પુસ્તકાલયો ૨૧૬ છે ને તેમને સરકાર મદદના રૂ. ૧૦૦૦૦–૮–૦ તથા પ્રાંત પંચાયતના રૂા ૪૭૩૦–૦–૦ મળી રૂા ૧૪૭૩૧–૮–૦ આ સાલ મદદના મળ્યા છે ને તેનાથી બમણી રકમ પુસ્તકાલયોએ લોકમદદની એકઠી કરેલ છે. ( કાયમ ફંડ સાથે ) એટલે પુસ્તકાલયો પાછળ આ સાલ ખર્ચ મળી આશરે રૂા. ૩૫૦૦૦ પત્રીસ હજાર ખર્ચાયા છે

ઉપરના આંકડાથી જણાશે કે નવસારી, ગણદેવી, પલસાણા, કામરેજ, માંગરોળ, વ્યારા અને મહુવા મહાલમાં શાળાવાળાં દરેક ગામોએ પુસ્તકાલયો તથા વાચનાલયો થઈ ગયાં છે. સોનગઢ મહાલ પછાત છે અને ત્યાં સ્વ. શ્રીમંત મહારાજાના હીરકનિધિની મદદમાંથી વાંચનાલયો ખુલે છે. ગણદેવી, કામરેજ, પલસાણા, વ્યારા અને નવસારી મહાલે મહિલા તથા બાલ પુસ્તકાલયો પણ ઉઘડ્યાં છે.

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશને અનુસરી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે મહાલ તથા જૂથ મંડળો સ્થપાયેલા છે ને તે વાર્ષિક હેવાલ, હિસાબ, નવીન બજેટો, પુસ્તકાલય તપાસણી, શિષ્ટવાચનની પરીક્ષા વગેરે માટે પ્રચારકાર્ય કરે છે.

ચાલુ સાલે બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રાખેલા, પણ તેમની કામગરી વડોદરા પ્રાંતમાં દુષ્કાળ સમિતિ ઓને ઉછીની આપવાથી આ સાલ પ્રાંતનાં પુસ્તકાલયોની તપાસણી થઇ નથી

ગઈ સાલ શિક્ષણવર્ગ મહુવા મહાલના અનાવલ ગામે રાખેલો જેથી આ સાલ શિક્ષણ વર્ગ રાખ્યો નથી.

પ્રાંતમાં માન્યવાળા પુસ્તકાલયો ૩૭ ને ગુજરાત વિદ્યાસભામાં નોંધાયેલાં ૬૭ છે. મહાલમાં કેટલાંક પુસ્તકાલયોના મકાન માટેની સરકાર પંચાયત મદદ મંજુર થયેલી છે પણ મકાન બાંધવા માટે જોઇતા માલસામાનની મોંઘવારીને લીધે હજુ મકાન બંધાયાં નથી

પુસ્તકાલયપર્વણી —મહાલના ઘણા પુસ્તકાલયોએ ઉજવી હતી તેમા પલસાણા, કામરેજ, ગણદેવી તથા નવસારી કસ્બાના શ્રીમાન મહારાણી શાન્તાદેવી મહિલા તથા બાલ પુસ્તકાલયોએ ઘણાંજ ઉત્સાહથી ઉજવી હતી મહાલના દરેક જૂથ મંડળો આવી રીતે ઉત્સાહથી ઉજવી પુસ્તકાલયોનો પ્રચાર કરશે

પ્રાંતના ગણદેવી, નવસારી, પલસાણા, સોનગઢ મહાલોનો વાર્ષિક હેવાલ હિસાબ આવ્યા છે ને કામરેજ, માંગરોળ, મહુવા તથા વ્યારા મહાલનો આવ્યો નથી જે તે મહાલોને ફાળવણીની રકમ નીચે પ્રમાણે મોકલી આપી છે —

| | | | |
|---|---|---|---|
| ૪૮– ૩–૦ | પ્રાંત પુ મંડળને | ૧૪–૧–૦ | મહુવા મ. પુ મંડળ |
| ૨૯–૧૩–૦ | કામરેજ મ પુ. મં. | ૯–૯–૦ | માંગરોળ ,, ,, ,, |
| ૧૯–૧૧–૦ | ગણદેવી ,, ,, ,, | ૧૨–૬–૦ | વ્યારા ,, ,, ,, |
| ૧૯–૧૧–૦ | પલસાણા ,, ,, ,, | ૩–૬–૦ | સોનગઢ ,, ,, ,, |
| ૩૬– ૦–૦ | નવસારી ,, ,, ,, | | |
| | | ૧૯૨–૧૨–૦ | |

આભાર.—વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબને, રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓને તેમ જ રાજ્ય પ્રચારકને, તથા પુસ્તકાલયોની તપાસણી કરવા માટે માનદ પ્રચારક ભાઈઓને તેમજ આજના પ્રમુખ સાહેબે બજાવેલી કામગીરી બદલ તેઓનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે

## ૧૯૪૮-૪૯ નો વાર્ષિક હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૧૧-૧૩-૯ શ્રીપુરાંત બાકી | ૫-૧૩-૦ શ્રી પોસ્ટેજ ખાતે |
| ૨૦- ૦-૦ નવસારી મં પુ મંડળ પાસેથી ઉછીના | ૪-૧૦-૯ પર્યુરણ સ્વાગત વગેરે |
| | ૧૨-૧૪-૦ મુસાફરી ખર્ચ ખાતે |
| ૩૧-૧૩-૯ | ૨૩-૫-૯ |
| | ૮- ૮-૦ શ્રીજણસે બાકી |
| | ૩૧-૧૩-૯ |

(સહી) કે. દ. દેસાઈ
પ્રમુખ

# નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

( તા. ૨૫-૯-'૪૯ )

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા મંડળના પ્રમુખ શ્રી. કસનજીભાઈ દયાળજી દેસાઈના પ્રમુખપણા નીચે શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયમા બપોરના બે વાગે ભરવામાં આવી હતી, જેમા નવસારી, પલસાણા, ગણદેવી, કામરેજ મહાલોના પ્રતિનિધિઓ ઉપરાંત નવસારી મહાલ વહીવટદાર શ્રી મોહનલાલભાઈ દેસાઈ, તથા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક મે ગ રા ઉમેદભાઈ પટેલ સાહેબ તેમ જ રાજ્ય પુ પ્રચારક શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ વગેરે હાજર હતા

આ સભામાં નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા

ઠરાવ ૧—વાર્ષિક હેવાલ તથા હિસાબ સભા સમક્ષ પ્રાંતના મંત્રી શ્રી. રાજેન્દ્રપ્રસાદભાઈ મજમુદારે વાંચી સંભળાવ્યો હતો ને તે સર્વાનુમતે મંજૂર થયો હતો

ઠરાવ ૨—નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળને હાલના તબક્કે બીજી વ્યવસ્થા થતા સુધી છે તે જ નામથી ચાલુ રાખવા ઠરાવવામાં આવે છે ને સુરત જિલ્લાનાં પુસ્તકાલયોને આ મંડળમા જોડાવવા પ્રચાર કરી જેમને જોડાવું હોય તેમને આ મંડળમાં જોડવા મંત્રીને સત્તા આપવામા આવે છે.

ઠરાવ ૩—સને ૧૯૪૯-૫૦ નુ વ્યવસ્થાપક મંડળ નીચે પ્રમાણે નિમવામા આવે છે

પ્રમુખ—શ્રી. કસનજીભાઇ દયાળજી દેસાઇ

મંત્રી—શ્રી. ગજેન્દ્રપ્રસાદભાઇ જમનાદાસ મજમુદાર

સભ્યો—નવસારી, ગણદેવી, પલસાણા, કામરેજ, મહુવા, માંગરોળ, વ્યારા, સોનગઢ મહાલના પુસ્તકાલય મંડળના મંત્રીઓ તથા શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ-ગણદેવી, અને શ્રી. રણછોડજી લલ્લુભાઇ દેસાઈ-પલસાણા, એમને ચૂટવામાં આવે છે

ઠરાવ ૪—સન ૧૯૪૯-૫૦ નું અંદાજી બજેટ.

| | ઉ |
|---|---|
| ૫૦-૦-૦ પ્રાંત મંડળના ફાળાના | ૨૫-૦-૦ શ્રી મુસાફરી તથા કન્ટીજન્ટ ખર્ચ |
| ૫૦-૦-૦ | ૨૫-૦-૦ શ્રી પ્રાંત પ્રચારકના પગારના |
| | ૫૦-૦-૦ |

ઠરાવ ૫—બે પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારક રોકવાની યોજના હાલની પદ્ધતિએ ચાલુ રાખવા તથા તેના પગારખર્ચ માટે પ્રાંત મંડળને મળતી ફાળવણીની વાર્ષિક રકમના ⅔ થી ઓછી નહિ એટલી સવડ રાખી ખૂટતી રકમ રાજ્ય પુ મંડળ પાસેથી મેળવી લેવા ઠરાવવામાં આવે છે

ઠરાવ ૬—મહાલ મંડળના મંત્રીઓએ મહાલમાં વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષાઓ ગોઠવવા ને તેનો લાભ વિદ્યાર્થીઓ વધુ પ્રમાણમાં લે તેમ કરવા તથા વડોદરા રા પુ મંડળ તરફથી યોજાતી એવી પરીક્ષાનો છૂટથી લાભ લેવા લેવરાવવા ભલામણ કરવામાં આવે છે

ઠરાવ ૭—મુંબઇ પ્રાંતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ સૌ પ્રથમ વડોદરા રાજ્યમાં થયો હોઈ એનું સરસ ચાલન અત્યાર લગી વડોદરાથી થતુ રહ્યુ છે એ મુદ્દો, તથા વડોદરાની પુસ્તકાલય ખાતાની કચેરી પાસે એ પ્રવૃત્તિનો બહોળો અનુભવ ધરાવનાર સેવકવર્ગ પણ છે તે જોતાં વડોદરાને આખા પ્રાંતના નહિ તો નિદાન ગુજરાત વિભાગની પુસ્તકાલય પ્રવૃત્તિનુ કેન્દ્ર બનાવાશે એમ આ સભા ઇચ્છે છે

ઠરાવ ૮—વિલિનીકરણ પહેલાં નવસારી પ્રાંતનાં આમ પુસ્તકાલયોને વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો અને અન્ય સાહિત્ય પૂરૂ પાડવાનુ સઘળુ કામકાજ, વડોદરામાં પુસ્તકાલયોએ પોતે થઇને સ્થાપેલી "પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લિ." દ્વારા થતુ હતુ તે જ ધોરણે હવે પછી પણ ચાલુ રાખવા ના મુંબઈ સરકારને વિનંતિ કરવામાં આવે છે

ઠરાવ ૯—વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને શ્રીમંત સરકાર તરફથી પ્રસિદ્ધ થતી આજ્ઞાપત્રિકા મફત મળતી હતી તે જ ધોરણે હવે પછી પણ વડોદરા રાજ્યનાં જે

પુસ્તકાલયો મુંબઇ પ્રાંતમાં ભળેલ છે તેમને મુંબઇ પ્રાંતનું ગવર્નમેન્ટ ગેઝેટ ગુજરાતી વિભાગના કોપી ( અંક ) મફત મળે તેમ થવા આ સભા ના. મુંબાઇ સરકારને વિનંતિ કરે છે.

ઠરાવ ૧૦—આજની સભાના પ્રમુખનો તથા પધારેલા સજ્જનો આભાર માનવામાં આવે છે.

( સહી ) કે. દ. દેસાઇ
પ્રમુખ.

---

# ૩-મહેસાણા જિલ્લા પુસ્તકાલય મંડળનું નિવેદન ને હિસાબ

## (સન ૧૯૪૮–૪૯)

**સ્થાપના.**—મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની સ્થાપના સને ૧૯૩૦–૩૧માં થયેલી છે. એ રીતે મંડળને આ વર્ષે અઢાર વર્ષ પૂર્ણ થાય છે મંડળનું વર્ષ સરકારી વર્ષ પ્રમાણે ગણાય છે.

**ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે, તે જ ઉદ્દેશ મહેસાણા પ્રાંત પૂરતો આ મંડળનો છે.

**સામાન્ય સભા**—આ મંડળની સાધારણ સભા દર વર્ષે સપ્ટેમ્બર માસમાં મળે છે તે પ્રમાણે પુરા થયેલા વર્ષમાં તા. ૧૨–૯–૪૮ ના રોજ શ્રી રા. રા કાનજીભાઈ પિતાભાઇ વકીલના પ્રમુખપદે મળી હતી અને તેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા:

(૧) મંત્રીનું નિવેદન તથા હિસાબ વંચાણમાં લઇ મંજુર કરવામાં આવ્યો
(૨) વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું
(૩) ખર્ચનો અંદાજ મંજૂર કરવામાં આવ્યો
(૪) પ્રચારકની નિમણૂકનો વિચાર કરવા બાબત.
(૫) શિક્ષણવર્ગ ચાણસ્મા મહાલમાં ભરવા બાબત,
(૬) રાજ્ય પરિષદ ભરવાની શક્યતાનો વિચાર કરવા બાબત.
(૭) શિષ્ટ વાચનની પરીક્ષા લેવા બાબત.
(૮) મહાલ મંડળને દેણગી કયા ધોરણ ઉપર આપવી તે સંબંધી વિચાર કરવા બાબત.

ઉપર પ્રમાણે કુલ આઠ ઠરાવો કર્યા હતા તે પૈકી ઠરાવ અંક ૧ થી ૩ મંડળના વહીવટી બાબતના હતા. ઠરાવ નં. ૪ પ્રમાણે ચાણસ્મા મહાલે જ કામગીરી કરી છે તેમ તપાસણીના આવેલા નિવેદન ઉપરથી જણાય છે. ત્યાંથી રૂા ૮–૧૩–૦ નો ખર્ચની માગણી આવી છે. ઠરાવ નં. ૫ પ્રમાણે ચાણસ્મા તાલુકામાં બહુચરાજી મુકામે મન જયાઇની તા. ૪-૫-ના દિવસોમાં શિક્ષણવર્ગ ભરવામાં આવ્યો હતો. ઠરાવ નં. ૬ નો તો અમલ કરવાનો જ નહોતો.

ઠરાવ નં. ૭ પ્રમાણે નિવેદનની સાલે મહેસાણા, ચાણસ્મા, કલોલ અને દહેગામ તાલુકાએ શિષ્ટ વાચનની પરીક્ષા લીધી છે.

વ્યવસ્થાપક મંડળ:—પ્રાંત પુસ્તકાલય મંડળના સંચાલન માટે વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યુ હતુ, પણ આ વર્ષમાં એક પણ બેઠક બોલાવવાની જરૂર પડે તેવાં કામો નહિ હોવાથી બોલાવવામાં આવી નથી

પરિષદ—પરિષદો માટે પ્રાંત મંડળે ચાલુ સાલે ખાસ આગ્રહ રાખ્યો નથી; તો પણ ચાલુ સાલે ચાણસ્મા, દહેગામ અને પાટણ મહાલે પરિષદો ભરાઈ છે મહેસાણા, કડી અને કલોલ મુકામે મંત્રીઓના સમેલનો યોજાયાં હતાં

પર્વણીદિન.—રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી પ્રવૃત્તિનો પ્રચાર થવ તે અર્થે વસંત-પંચમીનો દિવસ પર્વણીદિન તરીકે ઉજવવાનુ ઠરાવવામાં આવ્યુ છે તો પણ હજુ તમામ પુસ્તકાલયોએ આ પ્રવૃત્તિ પૂરેપુરી અપનાવી નથી આનો ખરો આધાર મ. પુ મંડળો ઉપર છે જે મંડળો જાગૃત છે, ત્યા થોડો પ્રચાર છે અને જ્યાં જાગૃત નથી ત્યા પ્રચાર નથી તો દરેક મંત્રી ભાઇને વિનંતિ છે કે આ બાબતમા પોતાથી બનતુ બધું કરે

તપાસણી —પ્રાંતના પુસ્તકાલયોની તપાસણી માટે પ્રચારક રાખવાના હોય છે. ચાલુ સાલે વડોદરા પ્રાંતના એક ભાઈને પ્રાંત પ્રચારક તરીકે રાખવામા આવ્યા હતા પરંતુ તે ભાઈ પણ માત્ર ત્રણ માસ રહ્યા છે તેઓએ કલોલ મહાલનાં ૫૧, મહેસાણા મહાલનાં ૧, દહેગામનાં ૭, કડી મહાલનાં ૨ મળી કુલ ૬૧ ગામોની તપાસણી કરી છે. કામગીરી કુલ ૫૭ દિવસની કરી છે અને ઠરાવ નં. ૪ પ્રમાણે ચાણસ્મા મ પુ મંડળના મંત્રીએ ૨૪ ગામો તે તાલુકાનાં તપાસ્યાં છે.

નવીન પુસ્તકાલય.—આ વર્ષે મહેસાણા પ્રાંતમાં એક પણ નવીન પુસ્તકાલય ઉઘાડવામા આવ્યુ નથી

શિષ્ટ વાચનની પરીક્ષા —આ બાબત ચર્ચા આગળ આવી ગઇ છે જે મહાલોએ નિવેદનની સાથે પરીક્ષા લીધી નથી, તેમને આ સાલે લેવા ફરીથી વિનંતિ કરવામા આવે છે.

હિસાબ —હિસાબ આ સાથેના પરિશિષ્ટમાં આપવામા આવ્યો છે. તેમા ગઈ સાલે હાથ પરની શિલક રૂા ૪૬–૧૦–૭ હતા સાલ મુજરમા કુલ રૂા ૯૭૬–૨–૯ જમા થયા છે અને રૂા ૯૧૦-૬–૬ ઉધાર્યા છે, વર્ષ આખરે શિલક રૂા ૧૧-૧૩-૧૦ હાથ ઉપર રહે છે

પ્રકીર્ણ —હવે મંડળની સામાન્ય બાબતો પૈકી થોડીક હકીકત રજુ કરવાની રજા લઉં છું. વડોદરા રાજ્યનુ જોડાણ થવાથી આપણે હવે મુંબાઈ ઇલાકામાં જોડાયા છીએ. પ્રાંતનું નામ જિલ્લો થવાથી આપણા મંડળનું નામ પણ આ રીતે બદલવાનુ છે મહેસાણા જીલ્લામાંથી આતરસુંબા અને દહેગામ તાલુકા જુદા પડવાથી અમદાવાદ જિલ્લામાં જોડાય છે, જ્યારે રાધનપુર, સમી અને સાંતલપુર એ ત્રણ નવીન તાલુકા જોડાય છે આ જોડાનારો નવીન પ્રદેશ પુસ્તકાલય પ્રવૃત્તિથી તદ્દન અણજાણ છે તથા નવાં પુસ્તકાલયો ઊભાં કરી અને તાલુકા મંડળો સ્થાપવા પડશે અને એ નવુ કામ આપણે કરવાનું છે.

બીજું, તાલુકા મંડળોએ પણ હવે વધુ સજાગ બની તાલુકાનાં પુસ્તકાલયો, મુંબાઈ ધારાસભાની નવીન યોજના અને ધારા ધોરણોથી માહિતગાર બને, મદદ વગર કોઈ રહી ન જાય અને તેનો સારો ઉપયોગ થઇ પ્રજામાં શિષ્ટ વાચનનો વધુ પ્રચાર થાય તે માટે પ્રયત્નો કરવાના છે

અંતમાં, આ પ્રવૃતિમાં રસ લઈ જે સદ્‌ગૃહસ્થો અને શિક્ષક ભાઈબેનોએ સહકાર અને ઉત્તેજન આપ્યાં છે તે બદલ એ સૌનો આભાર માની વિરમું છુ

મહેસાણા
૪-૯-૪૯

નાનજીભાઇ જે પટેલ
મંત્રી, મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ

## ઉત્પન્ન-ખર્ચ સન ૧૯૪૮-૪૯

| જ | ઉ |
|---|---|
| ૧૩૯-૧-૬ સાલ મજકુરમાં આવેલું ઉત્પન્ન | ૨૬૩-૦-૯ ખર્ચ સાલ મજકુરમાં થયો તે |
| ૧૧૯-૮-૬ કેળવણીની રકમ આવી તે | ૨૪૫-૦-૦ પ્રચારકના પગારના |
| ૧૯-૧-૦ વ્યાજનું ઉત્પન્ન આવ્યું તે | ૧૮-૦-૯ મંડળની કચેરીએ કરેલો ખર્ચ |
| | ૩-૧-૬ પોસ્ટેજ ખર્ચ |
| ૧૩૯-૧-૬ | ૮-૮-૩ પરચુરણખર્ચ |
| ૧૨૩-૧૫-૩ પાછલી બચતમાંથી ઉપાડયા તે | ૬-૭-૦ પ્રવાસ ખર્ચ |
| ૨૬૩- ૦-૯ | ૨૬૩-૦-૯ |

અંકે બસોત્રેસઠ રૂપિયા શૂન્ય આનો નવ પાઈ બરાબર છે તા ૩૧-૭-૪૯

નાનજીભાઈ જે. પટેલ
મંત્રી, પ્રાંત પુસ્તકાલય મંડળ

## દેવા લહેણાની તારીજ સને-૧૯૪૮-૪૯

| જ | ઉ |
|---|---|
| ૦-૨- ૦ માજી પ્રચારક ભાઈશંકર ટી ઠાકરના | ૩૭૭-૧૦- ૯ ખેડૂત સહકારી બેંકમાં જમા |
| ૮૬૪-૫- ૬ જુદા જુદા મહાનોની રકમ જમા છે તે | ૪૬૧- ૫- ૬ વડોદરા રા પુસ્તકાલય મંડળમાં જમા છે તે |
| ૨૦૪-૮-૧૦ થી પુસ્તકાલ મંડળની બચત | ૨૩૩- ૬- ૦ મહેસાણા પ્રાંત કેળવણી ખાતાના |
| ૧૦૬૯-૦-૪ | |

નોકરોની મંડળીમાં જમા
છે તે
૬-૧૧- ૩ છીતાભાઈ બકોરભાઇ ખાતે
૮- ૧- ૦ માલ સિલક (ફોર્મ રહ્યા તે)

૧૦૮૭- ૨- ૬
૧૧-૧૩-૧૦ શ્રી સિલક હાથ પર રહી તે

૧૦૯૯- ૦- ૪

(સહી) ગિગુજી સાલુજી વાઘેલા
મંત્રી, મહેસાણા મહાલ પુસ્તકાલય મંડળ

શેરો

આજરોજ સાધનિક કાગળો સાથે મેળવણી કરતાં અમારા જાણવા અને માનવા પ્રમાણે બરાબર છે. તા ૪-૯-૪૯

સદર હિસાબ તા. ૪-૯-૪૯ની સાધારણ સભાએ મંજુર કર્યો છે તા ૪-૯-૪૯

નાનજીભાઇ જે. પટેલ
મંત્રી, પ્રાંત પુસ્તકાલય મંડળ

# મહેસાણા જિલ્લા પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

મહેસાણા-જિલ્લા પુસ્તકાલય મંડળની વાર્ષિક સામાન્ય સભા તા ૪-૯-૪૯ ને રવિના રોજ મહેસાણા મુકામે પુસ્તકાલયના મકાનમાં શ્રી કાનજીભાઇ શિવાભાઇ ( બી. એ. એલ. બી ) પટેલના પ્રમુખપદે મળી હતી. આ સભામાં મહાલ મંડળોના પ્રતિનિધિઓ ઉપરાંત રા પુ મ. ની કારોબારીમાંના મહેસાણા પ્રાંતના સભ્ય શ્રી છોટુભાઈ પંડિતજી તથા રાજ્ય પુ. પ્રચારક શ્રી વલ્લભભાઇ મૂ. પટેલે પણ હાજરી આપી હતી. આ સભામાં નીચે મુજબ કામકાજ થયું હતું

**(૧) હિસાબ અને નિવેદન મંજૂર કરવા બાબત'**—હિસાબ અને નિવેદન વંચાણમાં લીધાં, હિસાબ ઓડિટ થયો છે અને તે પ્રમાણેનો શેરો થવાથી સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે.

**(૨) વ્યવસ્થાપક મંડળ નીમવા બાબત**—(૧) પ્રમુખ શ્રી કાનજીભાઇ શિવાભાઇ બી. એ. એલ એલ બી, (૨) મંત્રી, શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ, સભ્યો (૧) કરુણાશંકર મોહનલાલ વ્યાસ (૨) ગિગુજી સાલુજી વાઘેલા (૩) ચુનીલાલ છગાભાઇ બારોટ (૪) રણછોડભાઈ લાલજીભાઈ (૫) તુલસીભાઈ અંબારામ પટેલ ઉપરાંત રાજ્ય કારોબારી મંડળના જે સભ્યો આ પ્રાંતના હોય તેમને પણ કારોબારી મંડળના સભ્યો ગણવાના છે

ઉપર પ્રમાણે વ્ય મંડળ નીમવામાં આવ્યું છે અને શ્રી અંબાલાલ ઉમિયાશંકરને હિસાબ તપાસનાર તરીકે નીમવામાં આવે છે

(૩) ખર્ચનો અંદાજ મંજુર કરવા બાબત — નીચે પ્રમાણે ખર્ચનો અંદાજ મંજુર કરવામાં આવે છે.

| જ | ઉ |
|---|---|
| ૧૩૦) ફાળવણી | ૮૪૦) પ્રચારક ખર્ચ |
| ૭૭૦) રાજ્ય મંડળની મદદ | ૩૦) મંડળની કચેરીનો ખર્ચ |
| | ૩૦) પરચુરણ ખર્ચ |
| ૯૦૦) | ૯૦૦) |

ઉપર પ્રમાણે આવકમાં રૂ. ૯૦૦) અને ખર્ચમાં રૂ ૯૦૦) પ્રમાણેનો અંદાજ મંજુર કરવામાં આવે છે. વડોદરા રાજ્યનાં જે પુસ્તકાલયો મુંબાઈ ઈલાકાના બીજા જિલ્લાઓમાં ભળ્યાં છે તેમને વડોદરા રાજ્યના ધોરણે ચાલુ મળે પણ સરકાર પંચાયત મદદ મળવા રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારીએ જે ઠરાવ કર્યો છે તેને આ સભા આવકારે છે અને તે ઠરાવ મુજબ મહેસાણા પ્રાંતના દહેગામ અને આતરસુંબા મહાલો જે અમદાવાદ જિલ્લામાં ભળી ગયા છે તે મહાલોના પુસ્તકાલયોને પણ સરકાર પંચાયત મદદ ચાલુ સાલે મળે તેવી વ્યવસ્થા થવા મુંબઈ ઇલાકાના પુસ્તકાલય ખાતાના વડાને આ સભા વિનંતિ કરે છે.

(૫) પ્રચારકની જગો ભરવા બાબત —પ્રચારકની જગો ભરવા "પુસ્તકાલય" માસિકમાં જાહેરાત આપવી અને લાયક માણસ મળી આવે તો નિમણુંક કરવાની પ્રમુખને સત્તા સોંપવામાં આવે છે.

(૬) પુસ્તકાલયોને સરકારમદદ જેટલી પંચાયત મદદ આપવાની વિનંતિઃ— મુંબાઈ ઇલાકામાં વડોદરા રાજ્ય ભળી જતાં વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને સરકારમદદ જેટલી જ પ્રાંત પંચાયત મદદ પણ દર વર્ષે મળતી હતી, પણ હવે એ પુસ્તકાલયો મુંબઈ ઇલાકામાં ભળતાં તેને સરકારમદદ એકલી જ મળવાનું મુંબઈ ઇલાકાનું પુસ્તકાલય ખાતાનું ધોરણ છે. એ ધોરણમાં સરકાર મદદ જેટલી જ પ્રાંત પંચાયત મદદ મળવાનું ધોરણ ઠરાવવા અને તે પ્રમાણે જે તે પ્રાંત પંચાયતો તરફથી મળે તેવી તજવીજ થવા આ સભા મુંબઈ ઇલાકાના પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

(૭) દરેક મહાલ મંડળે શિષ્ટ વાચનની પરીક્ષા લેવા બાબત —દરેક મહાલ મંડળના વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચન પરીક્ષા લેવા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાની શિ. વાચનની પરીક્ષાઓનો પ્રચાર કરે, પોતાના મહાલોમાં પુસ્તકાલયની તપાસણી માટે માનદ પ્રચારકો મંત્રીઓનું સમેલન ભરે એમ આ સભા મહેસાણા પ્રાંતના દરેક મહાલ મંડળને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

(૮) મંડળનું નામ બદલવા બાબત —આ મંડળને હવેથી મહેસાણા જિલ્લા પુસ્તકાલય મંડળ તરીકે રાખવામાં આવે છે. ઉપર પ્રમાણે ઠરાવ ૧ થી ૮ સુધીના સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

(સહી) કે. એમ પટેલ
પ્રમુખ

# ૪–અમરેલી જિલ્લા પુસ્તકાલય મંડળનું નિવેદન ને હિસાબ

## ( સન ૧૯૪૮–૪૯ નું )

૧. સ્થાપના અને ઉદ્દેશ—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના ઉપર બંધારણને અનુસરીને ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના જીલ્લા પૂરતા અમલમાં મૂકવાનો છે

૨. મંડળનું કાર્ય—મહાલ અને જુથ મંડળો, રાજ્ય પુસ્તકાલયના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાંતના એકેએક મહાલમાં સ્થપાઈ ચૂક્યાં છે અને દરેક કંઈ ને કંઈ કામ કરતાં થયાં છે પણ કાર્યની ગતિ મંદ છે આ માટે આશા છે કે દરેક મહાલ મંડળ નીચેનાં કાર્યો દર વર્ષે કરશે જ

(૧) જે વરસમાં રાજ્ય અને પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરશે
(૨) દર વર્ષે વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની એક પરીક્ષા રાખે.
(૩) રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાની દરેક મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઊભા કરે. અને પરીક્ષાનાં પુસ્તકોની માગણી આવે તે પૂરી પાડવાની તજવીજ કરે
(૪) શાળાવાળા પણ પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો સ્થાપવા પ્રયત્ન કરે.
(૫) જૂથ મંડળો દ્વારા દરેક ગ્રામ્ય પુસ્તકાલયોની તપાસણી થાય
(૬) દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરે અને અહેવાલ તથા હિસાબ રજુ કરે તથા નવા કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાંત મંડળ તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે.
(૭) જૂથ મંડળોને જાગ્રત રાખે. તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.

ઉપર પ્રમાણે જૂથ મંડળો અને મહાલ મંડળો નિયમિત રીતે કામ કરતાં થશે, અને આપેલી સૂચનાઓનો અમલ થશે એવી આશા અસ્થાને નથી દરેક જૂથ મંડળોએ પોતાનાં બજેટ અને નિવેદનો મોકલી આપ્યાં હશે. ન મોકલ્યાં હોય તો તેમણે તપાસ કરીને મોકલી આપવાં.

૩. અમરેલી જિલ્લાનાં પુસ્તકાલયો તથા વાચનાલયો સંબંધી-અમરેલી જિલ્લામા નીચે પ્રમાણે અને ૧૯૪૮–૪૯ ની સાલે પુસ્તકાલયો અને વાચનાલયો છે. તેમને જણાવ્યા મુજબની મદદ મળેલી છે.

અમરેલી જિલ્લામા તાલુકાવાર ગામો ૨૯૦ છે તેમાંથી ૧૪૩ શાળાવાળાં ગામો છે. તેમાં ૧ પ્રાંત પુસ્તકાલય, ૭ કસ્બા પુસ્તકાલય, ૨ મહિલા પુસ્તકાલય અને ૩ બાલ પુસ્તકાલય છે ૧૨૭ ગ્રામ પુસ્તકાલયો, અને ૪ ગ્રામ વાચનાલયો છે. આ પૈકી નિવેદનની સાલે ૧૨૫ ગ્રામ પુસ્તકાલયો અને વાચનાલયોએ મદદ લીધી છે. એકંદર કસ્બા પુસ્તકાલય,, મહિલા

પુસ્તકાલય અને ખાસ પુસ્તકાલયોને સરકારમદદ રૂ ૫૫૫૫-૦-૦ તથા પંચાયત મદદ રૂ ૧૫૪૨-૮-૦ તથા ગ્રામ પુસ્તકાલયો અને વાચનાલયોને સરકારી મદદ રૂ. ૨૩૮૫-૦-૦ તથા પંચાયત મદદ રૂ. ૧૦૯૯-૮-૦ મળેલી છે.

૪. **પ્રાંત અને મહાલ મંડળોની ફાળવણી**—પ્રાંત અને મહાલ મંડળોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનની સાથે રૂ ૧૧૨-૪-૦ મળી હતી, જેની ફાળવણી નીચે પ્રમાણે છે

| | | | |
|---|---|---|---|
| અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળને | રૂ ૨૮- ૫-૦ | દામનગર મહાલ પુસ્તકાલય મંડળને | રૂ ૧૨- ૬-૦ |
| અમરેલી મહાલ પુસ્તકાલય મંડળ | રૂ ૩૭-૧૧-૦ | ધારી મહાલ પુસ્તકાલય મંડળને | રૂ ૧૬-૧૪-૦ |
| કોડીનાર મહાલ પુસ્તકાલય મંડળ | રૂ ૧૦-૧૧-૦ | રતનપુર મહાલ પુસ્તકાલય મંડળને | રૂા. ૨-૧૩-૦ |
| ખાંભા મહાલ પુસ્તકાલય મંડળને | રૂ ૨-૧૫-૦ | ભીમકટ્ટા મહાલ પુસ્તકાલય મંડળને | રૂ ૦- ૯-૦ |
| | | કુલ | રૂ ૧૧૨- ૪-૦ |

૫. **પુસ્તકાલય પર્વણી**—ગ્ર સાલ વસંતપંચમીને દિવસે પુસ્તકાલયપર્વણી ઉજવવાનું ઠરાવ્યું છે તે પ્રમાણે બધા સ્થળોએ ઉજવવામાં આવી છે.

(૬) **ઉપસંહારમાં**—(૧) આપ સૌને ખાસ વિનંતિ કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો તો આપણે વધારે વાચનપ્રચાર કરી શકીશું

(૨) મે રા રા અમરેલી જિલ્લા ડે. એજ્યુ ઇન્સપેક્ટર સાહેબ અને જે તે મહાલના મે. આસિ ડે એજ્યુ ઇન્સ સાહેબોએ જુદે જુદે ગામડે ફેરણી વખતે પુસ્તકાલયો તરફ ખાસ લક્ષ આપી સલાહ અને સૂચના આપી છે તે માટે તે સાહેબોનો આભાર પ્રદર્શિત કરીએ છીએ

(૩) ઘણા વખત પહેલા અમરેલી પ્રાંત પરિષદ ચલાલા મુકામે ભરેલી હતી તે પછી ભરાઇ નથી અને તેને માટે અમારા પ્રયત્નો ચાલુ છે પરંતુ ચાલુ પરિસ્થિતિ, મોંઘવારી વગેરેને લીધે બની શક્યું નથી

(૪) અમોને વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના મદદ અધિકારી સાહેબ મે રા રા ઉમેદભાઇ પટેલ તથા વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ તથા પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી હરિપ્રસાદભાઈ ભટ્ટ અને અન્ય ગૃહસ્થો જેઓ મંડળમાં રસ લઇ રહ્યા છે તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

(૫) હાલમાં પ્રાંત પ્રચારક નહિ હોવાના કારણે પુસ્તકાલયોની તપાસણી થઇ શકે તેમ નથી તેથી જે તે જૂથ મંડળોને પોતાના જૂથના દરેક પુસ્તકાલયો તપાસવા વિનંતિ કરવામાં આવે છે. નાનદ પ્રચારક અહીંથી રાખવા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મદદ પણ મંજુર થઇ હતી પરંતુ એ કાર્ય બની શક્યું નથી આશા છે કે ચાલુ સાલે આ સંબંધી પ્રયત્ન જરૂર કરીશું

(૬) આપણા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ મહારાજા સાહેબે પણ આ પ્રવૃત્તિઓના વિકાસમાં ઉંડો રસ લઇ મદદ કરેલી છે, તે જ પ્રમાણે મુંબઇ સરકાર પણ આપણા તરફ

સહાનુભૂતિ દર્શાવી આપણા કાર્યને વેગ આપશે એવી આશા રાખીશું આ વરસમાં જે કામ થયુ છે તે આપ જોઇ શક્યા હો. આપણે ઇચ્છીએ છીએ કે આવતા વર્ષે કંઈક સવિશેષ સક્રિય કામ કરી શકીએ તેટલુ ઇચ્છી આ નિવેદન પૂરૂ કરીએ છીએ

(સહી) હંસરાજ વી. ભદ્રેશ્વરા
માનદ મંત્રી,
અમરેલી જિલ્લા પુસ્તકાલય મંડળ,

## સને ૧૯૪૮–૪૯ સાલનું ઉત્પન્ન ખર્ચ

| ઉત્પન્ન | ખર્ચ |
|---|---|
| ૧–૧–૭ વ્યાજ | ૨– ૭–૬ કંટીજન્ટ ખર્ચ |
| ૨૮–૫–૦ સને ૧૯૪૮–૪૯ ની ફાળવણી | ૭– ૩–૨ સ્વાગત ખર્ચ |
| | ૬– ૦–૦ બોનસ ખાતે |
| ૨૯–૬–૭ | |
| | ૧૫–૧૦–૮ કુલ ખર્ચ |
| | ૧૩-૧૧ ૧૧ બચત |
| | ૨૯– ૬–૭ કુલ એકંદર |

## સન ૧૯૪૮–૪૯ આખરનુ દેવુ લહેણુ

| દેવું | લહેણુ |
|---|---|
| ૧૧૯– ૨–૦ ફાળવણી ખાતે | ૪૯–૧૩–૧૧ બેતી પેઢી ચાલુ |
| ૨– ૦–૦ સારૂ કામ કરનારને ઇનામ | ૨– ૧–૦ સાર્વજનિક પુસ્તકાલય |
| ૭૭–૧૩–૨ બચત ખાતે | ૨૨– ૭–૦ ફોર્મો ખાતે |
| ૬૪– ૧–૨ ગઇ સાલ | ૧૧૩– ૪–૦ વડોદરા રાજ્ય પુ મંડળ |
| ૧૨-૧૧-૧૧ ચાલુ સાલ | ૧૧– ૦–૩ હાથ પર શિલક |
| ૧૯૮–૧૫–૨ | ૧૯૮–૧૫–૨ કુલ એકંદર |

(સહી) હંસરાજ વી. ભદ્રેશ્વરા
મંત્રી,
અમરેલી જિલ્લા પુસ્તકાલય મંડળ, અમરેલી

# અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

(તા. ૧૧-૯-૪૯)

અમરેલી જિલ્લા પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૧૧-૯-૪૯ ને રવિવારે બપોરના બે વાગે સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં શ્રી હરિપ્રસાદ વિશ્વનાથ ભટ્ટના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં વડોદરાથી પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઈ પટેલ ઉપરાંત શ્રી હરિભાઈ પટેલ (ડે એન્યુ. ઈ) શ્રી ગ. ગો. ધરણગાવકર (આસિ ડે એન્યુ ૪) શ્રી. શોભરાજ મા. મકવાણા, શ્રી હંસરાજ વિ. ભદેશ્વરા, શ્રી ભાલચંદ્ર ફડનીસ, શ્રી ઈંદુલાલ દેસાઈ, શ્રી. નારાયણદાસ લાધાભાઈ, શ્રી પરસોત્તમ ભાણજી, સૌ સુમિત્રાબેન ભટ, શ્રી દામોદર ગો ગાવડકા, શ્રી. અમરેશ્વર ક દામનગર, શ્રી. જેશંકર લાધજી દામનગર, શ્રી મોહનલાલ પ્રા. રતનપુર, શ્રી. આણજી રામજી લાલાવદર, શ્રી કરુણાશંકર કા નાના માચીયાળા, શ્રી ભગવાનજી ક. બલદાણીઆ, ખાંભા, શ્રી કૃષ્ણલાલાધર ખંભાલીઆ, શ્રી ભાનુશંકર ઠાકર અમરપુર, શ્રી, પ્રેમશંકર ગો ફત્તપુર, શ્રી હરગોવિંદ કાનજી ધારી વગેરે હાજર હતા.

આ સભામાં નીચે મુજબ ઠરાવો પસાર થયા હતા.

(૧) સન ૪૮-૪૯નુ વાર્ષિક નિવેદન તથા વાર્ષિક હિસાબ મંત્રી તરફથી જે રજુ થયો તે સર્વાનુમતે મંજૂર રાખવામાં આવે છે.

(૨) સન ૪૯-૫૦ ની સાલ માટે અંદાજ નીચે પ્રમાણે મંજૂર કરવા સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

| જમા | ખર્ચ |
|---|---|
| ૨૮-૧૨-૦ રા પુ મંડળની ફાળવણી તથા બ્યાજ | ૫- ૦-૦ બોનસ ખાતે |
| | ૩૦૦- ૦-૦ પ્રાંત પ્રચારક માટે પગાર વિ. |
| ૩૦૦- ૦-૦ વ રા. પુ મંડળ પાસેથી પ્રચારક માટે મદદના | ૧૮-૧૨-૦ સ્વાગત તથા કંટીજંસી ખર્ચ |
| | ૫- ૦-૦ શિષ્ટવાચન માટે |
| ૩૨૮-૧૨-૦ | ૩૨૮-૧૨-૦ |

(૩) સન ૪૯-૫૦ ની સાલ માટે નીચે પ્રમાણે હોદ્દેદારો તથા કારોબારી મંડળના સભ્યો નીમવાનુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

પ્રમુખ શ્રી. ડૉ. હરિપ્રસાદ વિશ્વનાથ ભટ્ટ ઉપપ્રમુખ શ્રી. હરિભાઈ ના. પટેલ
મંત્રી શ્રી હંસરાજ ભદ્રેશ્વરા, શ્રી. શોભરાજ મા. મકવાણા
સભ્યો : શ્રી. પ્રતાપરાય ગિ મહેતા (રાજ્ય પુ મંડળ તરફના) શ્રી કલ્યાણરાય ન જોષી, શ્રી. ભીમજી જગનલાલ-અમરેલી, શ્રી ભાનુશંકર મ ઠાકર-અમરપુર, શ્રી સૌ. સુમિત્રાબેન ભટ્ટ અમરેલી, શ્રી પ્રેમજીભાઈ નાનજી

કોડીનાર, શ્રી. અમરેશ્વર ક્રૃષ્ણાશંકર–દામનગર, શ્રી મોહનલાલ પ્રાગજી–રતનપુર, શ્રી ભગવાનજી ક બલદાણીઆ–ખાંભા, શ્રી. હરગોવિંદ કાનજી–ચારી.

(૪) વડોદરા રાજ્યનું મુંબાઈ ઇલાકામાં વિલિનીકરણ થયુ હોવાથી, અમરેલી પ્રાંત પણ તેમાં અંતરગત થાય છે એટલે અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળને બદલે હવેથી 'અમરેલી જિલ્ના પુસ્તકાલય મંડળ' એ નામ સર્વાનુમતે ઠરાવવામા આવે છે અને આ મંડળને મુંબાઈ સરકારના પુસ્તકાલય ખાતામાં માન્ય કરાવવા નિયમ પ્રમાણે તજવીજ કરવાનું ઠરાવવામાં આવે છે

(૫) શિષ્ટવાચનની પરીક્ષા દરેક મહાલ પુસ્તકાલય મંડળે લેવાનુ ઘણું જરૂરી છે આવી પરીક્ષાથી થતા લાભ સૌને વિદિત છે માટે દરેકે પોતપોતાના મહાલોમાં તારીખ ઠરાવી લેવાની વ્યવસ્થા કરવી. અને વધુ લાભ લેવાય તેવો પ્રચાર કરવા પ્રબંધ કરવો ચાલુ સાલે આ પરીક્ષા માટે 'આપણા સરદાર' લેખક શ્રી યુગતન ભુવનુ પુસ્તક પસંદ કરવામા આવે છે મોટી ઉંમરની બ્હેનો માટે 'બાળ ઉછેર' સસ્તુ સાહિત્ય કાર્યાલયનું એ પુસ્તક પસંદ કરવામા આવે છે. આ ઉપરાંત રાજ્ય મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષામાં સંપૂર્ણ સહકાર આપવાનુ ઠરાવવામાં આવે છે

(૬) મહેસાણા અને અમરેલી જિલ્ના માટે એક પ્રચારક રોકી કામ લેવામાં આવે છે. પરંતુ આ જગા લાંબા વખતથી ખાલી છે અને આપણાં પુસ્તકાલયોની તપાસણી થઈ શકી નથી તો ચાલુ સાલે આપણા જિલ્ના માટે સ્વતંત્ર પ્રચારક ત્રણ કે ચાર માસ માટે રોકવાનુ ઠરાવવામાં આવે છે અને આ માટે રાજ્ય પુ. મંડળ પાસે રૂ ૩૦૦) ની મદદ માગવાનુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

(૭) અમરેલી જિલ્ના ગ્રામ પુસ્તકાલયોનું કામકાજ વડોદરા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ મારફત થાય છે તે વ્યવસ્થા ચાલુ રાખવાનુ અને સાલાનુબાદ સરકાર અને પંચાયતની રકમ દરેક પુસ્તકાલયવાર એક આંકડી તેમને મળે તેવી વ્યવસ્થા રાખવાનુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે

હ. વિ. ભટ્ટ
પ્રમુખ, અમરેલી જિલ્ના પુસ્તકાલય મંડળ.

---

*દુનિયામાં નહિ સમજાય એવી બે વાત છે. પાપીઓના સુખ અને ધર્મિષ્ઠોના દુ:ખ.

*આખલાનાં શિંગડાં, ઘોડાની ખરી અને અંગ્રેજના હાસ્યથી ચેતતા રહેવું

*દુનિયામાં જે કંઈ સુખો છે તે બીજાઓનું ભલુ કરતાં જન્મ્યાં છે, જે દુખો છે તે જાતનુ ભલું કરવા જતા ઉત્પન્ન થયાં છે

*ખોટાં અંતરમંથનથી હિન્દુસ્તાનનો અને ખોટી આશાઓથી બ્રિટનનો નાશ થશે




**૧ ડાંગ**— સંપાદક અને પ્રકાશક ગુજરાત સાહિત્ય સભાના મંત્રીઓ, દિવાનજીની હવેલી, અમદાવાદ રોયલ આઠ પેજી પૃષ્ઠ ૬૬+૨૦, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦

ગુજરાતની દક્ષિણ સરહદે આવેલા ડાંગ પ્રદેશની ભાષા મરાઠી હોવાનો નિર્ણય મુંબઈ સરકારે લીધા પછી એના વિરોધમાં ગુજરાતભરમાંથી ભારે વિરોધ ઊભો થયો હતો આ બાબત તુલનાત્મક અભ્યાસદૃષ્ટિએ તટસ્થ નિર્ણય માટે ગુજરાત સાહિત્ય સભાએ વિદ્વાનોનું એક પ્રતિનિધિ મંડળ નિમ્યું હતું એ પ્રતિનિધિ મંડળે ડાંગ પ્રદેશમાં જઈ ત્યાંની ભાષા, રીતિરિવાજો, સામાજિક, ઐતિહાસિક અને આનુવંશિક તપાસ કરીને જે હેવાલ તૈયાર કર્યો હતો તેને પુસ્તકાકારે સાહિત્ય સભાએ પ્રસિદ્ધ કર્યો છે

આ હેવાલમાં આ પ્રતિનિધિ મંડળે ત્યાંની વસ્તી, ત્યાં બોલાતી ભાષા, ત્યાંની પ્રજાની રહેણી કરણી, પહેરવેશ, રીતરિવાજો વગેરેની ઝીણવટભરી તપાસ કરી પોતાના નિર્ણયો જાહેર કર્યા છે તેમાં પણ ભાષાપરત્વે ત્યાં બોલાતી બોલી કેટલે દરજ્જે ગુજરાતી કે મરાઠી સાથે સામ્ય ધરાવે છે તેને લગતી દાખલા સાહિતની વિગતો પણ રજૂ કરી છે અને આપેલા પુરાવાઓ અને સમર્થનો જોતાં ડાંગની ભાષા ગુજરાતી હોવાનું સહેજે જણાઈ આવે છે

ગુજરાતના સરહદ પ્રદેશને લગતી લોકજીવનની દિનચર્યા અને વિવિધ માહિતી એકઠી કરી પ્રસિદ્ધ કરવામાં આવેલું આ પુસ્તક ત્યાંનું લોકજીવન જાણવા માટેનું એક અગત્યનું સાધન નિવડશે, એ નિર્વિવાદ છે

**૨ પ્રવાસી અને પુરોગામી**—મૂળ લેખક· ખલીલ જિબ્રાન, અનુવાદક· શ્રી ગજગબેન મગનલાલ નાયક, પ્રકાશક એમ સી કોઠારી; રાવપુરા· વડોદરા ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪+૪૪, કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૩–૦–૦

આપણાં સામયિકોમાં હમણાં હમણાં દેખા દેતા, સીરિયાના આ વિશ્વમાનવ ગણાયેલા મહાપુરુષનાં વચનો ઠીક પ્રસિદ્ધિમાં પામ્યા છે. "પૂર્ણ" માસિકમાં અગાઉ અવારનવાર

છપાઈ ગયેલી એ ભિન્ન ભિન્ન કંડિકાઓ અહીં ગ્રંથસ્થ કરવામાં આવી છે

એ બધી જ કંડિકાઓ પ્રેરણાજનક હોઈને ભાવપ્રધાન પણ છે ગુજરાતી રૂપાંતર પણ મૂળને ન્યાય આપીને સરળ ભાષામાં રજૂ કરાયું છે એશિયાના મહાન આત્માનું આ પ્રેરણાત્મક સાહિત્ય દરેક પુસ્તકાલયમાં અવશ્ય હોવું ઘટે

૩ **સાર્થ ગુજરાતી જોડણીકોશ**—પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૨૨૧ + ૪૦, કવર જૅકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ ૧૨—૦—૦

આ સાર્થ ગુજરાતી જોડણીકોશ પહેલો પ્રસિદ્ધ થયો ત્યારે આપણી ભાષામાં જોડણીની જે અરાજકતા પ્રવર્તતી હતી તે કેટલેક અંશે દૂર થવા પામી હતી, અને પૂજ્ય ગાંધીજીના વખતોવખતની ટકોરના પરિણામે જનતાનું ધ્યાન ગુજરાતી ભાષાના શુદ્ધ જોડણી લખવા પ્રતિ દોરાયું હતું પછી આ જોડણીકોશ એ દરેક ગુજરાતી ભાષાભક્ત માટે અગત્યના કોશરૂપ બની ગયેલો અને તેને સાહિત્યની સર્વ સંસ્થાઓએ પ્રમાણભૂત કોશ તરીકે જાહેર કર્યો હતો અગાઉ એની ત્રણ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ હતી, અને છેલ્લાં કેટલાંક વર્ષોથી ચોથી આવૃત્તિની ગુજરાતી ભાષાભાષી જનતા રાહ જોઈ રહી હતી આ મોટા કોશના અભાવે ખિસ્સા કોશનો ઉપયોગ ઠીક પ્રમાણમાં થતો ચાલ્યો હતો, પરંતુ આ સાર્થ સહિતના જોડણીકોશની માગણી ચાલુ જ રહી હતી આજે તે પ્રસિદ્ધ થતા આપણા ભાષારસિકોને એ ઉપલબ્ધ થયેલ છે.

ઘણા વખતની જનતાની આ માગણીને પૂરી પાડવા માટે ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી મગનભાઈ દેસાઈને છેવટના સુધારા વધારા સહિત એને તૈયાર કરાવવા માટે અભિનંદન ઘટે છે

૪ **મીરાંબાઈનાં ભજનો**—સંપાદક ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટીઆ; પ્રકાશક સસ્તું સાહિત્ય વ કાર્યાલય, અદ્ર, અમદાવાદ ડેમી આઠપેજી કદનાં પૃષ્ઠ ૮૦+૧૬, સાદું ત્રિરંગી પૂઠું, મૂલ્ય રૂ ૦-૧૦-૦

અગાઉ ઉપર્યુક્ત પ્રકાશનસંસ્થા તરફથી "મીરાં અને નરસિંહ"નાં ભજનોનો એક સંગ્રહ પ્રકટ કરેલો એમાંથી મીરાંમાઈનાં ભજનોનો અલગ સંગ્રહ આ નવી આવૃત્તિ તરીકે સંસ્થાએ પ્રસિદ્ધ કર્યો છે

મીરાંમાઈનાં ભજનો એ તો આપણું સંસ્કારધન છે એમાંની આધ્યાત્મિક ભક્તિ-પ્રેરક વાની મધુર કંઠે ગવાતી સાંભળવા એ પણ એક લ્હાવ છે એવાં લોકભોગ્ય બનેલાં ૨૨૭ ભજનો આ સંગ્રહમાં સંગ્રહાયાં છે લોકમાનસને રુચિકર અને આપણી જનતાના પ્રભાતગાન સરખાં આ મધુર ભજનોનો રસાસ્વાદ વાચકજનતાને આપવા માટે આ સંગ્રહ દરેક પુસ્તકા-લયમાં વસાવી લેવાય

૫ **નરસિંહ મહેતાનાં ભજનો**—સંપાદક, પ્રકાશક, કદ, પૂઠું મૂલ્ય ઉપર પ્રમાણે,

ઉપર દર્શાવેલા પુસ્તકની જેમ આ પુસ્તક પણ ભક્તિપ્રેરક હોઈને એમાંનાં ભજનો-પદો લોકકંઠે થઈ ગયેલાં છે નરસિંહનાં ભજનો અને એની કાવ્યમાધુરી વિષે હવે કંઈપણ લખવું એ સૂરજને ઓળખાવવાનો પ્રયત્ન કરવા સરખું છે

સંપાદકે ઉપર્યુક્ત બન્ને પુસ્તકોમાં લખેલો આમુખ જ વાચકને એના સાચા રસાસ્વાદનું ભાન કરાવવા પૂરતો છે.

આ પુસ્તક પણ દરેક પુસ્તકાલયમાં હોવુંજ ઘટે. બન્ને પુસ્તકોનું મૂલ્ય પણ વાજબી હોઈને વધુપડતું નહિ લેખાય

૮ **શ્રી સત્યનારાયણની કથા**—સંપાદક શ્રી વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત, પ્રકાશક: ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૮, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦

"સત્યનારાયણની કથા" એ તો દરેક હિંદુને મન બહુ જ પવિત્ર અને અંતઃશુદ્ધિપ્રેરક કથા ગણાય છે અને એ કથા વંચાવતી વખતે ઇષ્ટમિત્ર સહુને આમંત્રણ આપવામાં આવે છે.

આવી ઘરઘરની કથા તરીકે સ્થાન પામેલી આ કથા ગુજરાતી અનુવાદ સહિત આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતાં આમજનતા એના વચનદ્વારા પોતે જાતે કથા વાંચવા સમજવાનો આનંદ લઈ શકશે. અને વારંવાર પઠન-મનન કરી એના તાત્પર્યાર્થને સમજી પોતાના જીવનને ઈશ્વરાભિમુખ બનાવવા પ્રેરિત થશે.

માત્ર બ્રાહ્મણો દ્વારા જ વંચાવાતી અને શ્રોતા તરીકે સાંભળવામાં આવતી આ સામુદાયિક કથા હવે વ્યક્તિગત કથા બનશે

થોડું ભણેલા પણ આ કથા વાંચવા પ્રેરાય તે માટે એ મોટા અક્ષરે છાપી પ્રસિદ્ધ કરી છે તે પ્રયત્ન સ્તુત્ય છે

૯ **સં. ૨૦૦૬ નું ગ્રહલાઘવીય શુદ્ધ કાર્તિકી પંચાંગ**—કર્તા શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની, પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૧૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૦-૯-૦

છેલ્લાં કેટલાંક વર્ષોથી ઉપર્યુક્ત સંસ્થા તરફથી ગ્રહલાઘવીય પંચાંગ પ્રસિદ્ધ કરવામાં આવે છે આ પંચાંગ પ્રત્યક્ષ પંચાંગની પદ્ધતિના પંચાંગો કરતાં જુદી દૃષ્ટિએ તૈયાર થાય છે. આ બન્ને પદ્ધતિઓ શાસ્ત્રીય ચર્ચાનો વિષય હોઈને અહીં તેની ચર્ચા અસ્થાને છે આપણી આમજનતાને એના ઊંડાણમાં ઊતરવાની જિજ્ઞાસા ભાગ્યે જ હોય છે એને તો પોતાને જરૂરી એવી માહિતી હરકોઈ પંચાંગમાંથી મેળવવાની હોય છે. અને તે હરકોઈ પંચાંગમાંથી મેળવી લે છે ગણિતના આધારે તૈયાર થતાં આ પંચાંગો પણ જનતાના ઉપયોગમાં લેવાય છે અને તેમાં આમજનતાને ઉપયોગી માહિતી પણ હોય છે એટલે આ પંચાંગ પણ અન્ય પંચાંગોની માફક જનતામાં આદરપાત્ર નીવડશે

૧૦ **સુશીલાની સંસારપોથી**.—સંપાદક શ્રીમતી સતીદેવી, પ્રકાશક એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ ફુલસ્કેપ ફ્રૈ કદમાં મૂલ્ય રૂા ૩-૧૨-૦

આપણે ત્યાં સ્ત્રીઓએ ઘરખર્ચ હિસાબ લખવાની પ્રથા સુશિક્ષિત સંસ્કારી ઘરોમાં પ્રચલિત છે એવી નિત્યનો ઘરખર્ચનો હિસાબ રાખતી બહેનો માટે આ એક ઉપયોગી પ્રકાશન છે એમાં નિત્ય નોંધ રાખવા માટે પંદર પંદર ખાનાં અપાયાં હોઈને બીજી પણ કેટલીક નિત્ય ઉપયોગમાં આવે તેવી ભિન્ન ભિન્ન માહિતીઓ અપાઈ છે દરરોજના સુવિચાર માટે કેટલાંક સુવાક્યો પણ અપાયેલાં છે. ઉપરાંત જુદી જુદી નોંધ રાખવા માટેનાં પૃષ્ઠો પણ ખાસ રખાયાં છે

—મ. પ્ર. વ્યાસ



## નવજીવન પ્રકાશક મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧ રામનામ–લેખક: પૂ. મોહનદાસ કરમચંદ ગાંધી, મૂલ્ય રૂા ૦–૧૦–૦

૨ ગાંધીજી સાથે ગોળમેજીમાં–લેખક શ્રી ઘનશ્યામદાસ બિરલા, અનુવાદક શ્રી કરીમભાઈ વોરા, મૂલ્ય રૂા ૦–૧૦–૦

૩ બાપુની ઝાંખી–લેખક કાકા કાલેલકર, મૂલ્ય રૂા ૧–૦–૦

૪ સાર્થ જોડણીકોષ–(નવી આવૃત્તિ)–સંપાદક શ્રી મગનભાઈ દેસાઈ, મૂલ્ય રૂા ૧૨–૦–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૫ ગ્રામસેવકો–લેખક. શ્રી પ્રાણનાથ પ્ર બક્ષી, પ્રકાશક ગ્રામવિકાસમંડળ, પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા મૂલ્ય ૦–૬–૩.

૬ મધમાખી અને તેનો ઉછેર–લેખક શ્રી સોમાભાઈ કિશાભાઈ પટેલ પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૧૩–૦.

૭ કપડાનાં રમકડાં–લેખક શ્રી દુષ્યંત વિનાયકરાય મજમુદાર, પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૧૩–૦.

૮ ડાંગ–(ડાંગ સમિતિનો હેવાલ)–પ્રકાશક ગુજરાત સાહિત્ય સભા, દીવાનજીની હવેલી, અમદાવાદ, મૂલ્ય ૨–૦–૦.

૯ પ્રવાસી અને પુરોગામી–(ખલીલ જીબ્રાન)–અનુવાદક શ્રી. ગજરાબેન મ નાયક, પ્રકાશક . એમ સી કોઠારી; વડોદરા. મૂલ્ય રૂ. ૩–૦–૦

૧૦ જગતના સિતારા–ભાગ ત્રીજો–લેખક. શ્રી નટુભાઈ રાવળ, પ્રકાશક ડો પંડ્યા અભ્યાસગૃહ, પાટણ મૂલ્ય રૂા ૨–૦–૦

૧૧ સુશીલાની સંસારપોથી–સંપાદક શ્રીમતી સતીદેવી, પ્રકાશક . એન એમ ઠક્કરની કું, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨. મૂલ્ય રૂા ૩–૧૨–૦

# પુસ્તકાલય નોંધ

## સૌરાષ્ટ્ર પુસ્તકાલય પરિષદ

સૌરાષ્ટ્ર પુસ્તકાલય પરિષદનું પ્રથમ અધિવેશન રાજકોટ મુકામે તા. ૧૬ મીના રોજ મળે છે. આ પરિષદને અમે સફળતા ઇચ્છીએ છીએ.

વડોદરા રાજ્યમાં સ્થપાઈ ચૂકેલી પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ અને ગામડે ગામડે એ પુસ્તકાલયપ્રવૃત્તિની યોજનાનો પેગામ સૌરાષ્ટ્ર સુધી પહોંચી ગયો છે. સૌરાષ્ટ્ર સરકાર પણ આ સંસ્કૃતિવર્ધક યોજના પોતાના પ્રદેશમાં વિસ્તારવા અતિઉત્સુક છે અને તે દિશામાં, એ સરકાર અસ્તિત્વમાં આવી ત્યારથી ક્રમેક્રમે આગળ વધી રહી છે.

છેલ્લે, આ વર્ષે પ્રથમ ૨૦૦ ગ્રામ પુસ્તકાલયો સૌરાષ્ટ્રમાં સ્થાપવાની યોજના એ સરકારે હાથ ધરી છે તે સ્તુત્ય પગલાને અમે અભિનંદન દઈએ છીએ અને દર વર્ષે, વડોદરા રાજ્યની જેમ પોતાને ત્યાં પણ એનો વધુ ને વધુ વિકાસ સાધે તેમ ઇચ્છીએ છીએ.

આ પરિષદમાં ગુજરાતના કેળવણીકારો, પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલકો, પત્રકારો, લેખકો, તેમ જ પુસ્તકવિક્રેતાઓને જે આમંત્રણો પાઠવવામાં આવ્યાં છે તે પરથી સહજ સમજાય છે કે, એ સૌના સહકારપૂર્વક આ પ્રવૃત્તિ સૌરાષ્ટ્રને આંગણે વ્યવસ્થિતપણે સ્થપાઈ સારો વિકાસ સાધી શકશે.

સૌરાષ્ટ્ર સરકારના કેળવણીપ્રધાન શ્રી બળવંતરાયભાઈ તથા પ્રૌઢ શિક્ષણ વિભાગ સંભાળતા શ્રી ચંદુલાલ પટેલ જેવાની ધગશ જરૂર સુપરિણામો લાવશે.

## અભિનંદનગ્રંથો અર્પણ થશે.

હિંદી સંઘના વડાપ્રધાન પં. નહેરુને તેઓશ્રીના આગામી જન્મદિને અંગ્રેજી અને હિંદી એમ બે ભાષાઓમાં અભિનંદનગ્રંથો અર્પણ થનાર છે.

## રણજિતરામ સુવર્ણચંદ્રક

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે અપાતો રણજિતરામ સુવર્ણચંદ્રક ચાલુ વર્ષે જાણીતા પ્રકૃતિવિજ્ઞાનવેત્તા શ્રી હરિનારાયણ આચાર્યને અર્પણ કરવામાં આવ્યો હતો.

પ્રેમાનંદ સાહિત્ય સભા–વડોદરા તરફથી "શારદા" માસિકના તંત્રી શ્રી. ગોકુળદાસ રાયચુરાનો સન્માન સમારંભ તા. ૧૬–૧૦–૪૯ ના રોજ યોજાયો છે.

## કપડવણજ પુ. હ. મહાજન લાઇબ્રેરીના ઉપપ્રમુખનું અવસાન

ઉપર્યુક્ત સંસ્થાના ઉપપ્રમુખ તથા માજી મંત્રી શ્રી. વાડીલાલ પ્રેમચંદ શાહનું અમદાવાદ ખાતે માંદગીથી તા. ૨૮–૯–૪૯ ના રોજ અવસાન થયું છે. તેમના માનમાં સંસ્થા બે દિવસ બંધ રાખવામાં આવી હતી અને તા. ૨૯–૯–૪૯ ના રોજ શ્રી વાડીલાલ બા. દેસાઈના પ્રમુખપદે જાહેર શોક સભા મળી હતી. મહૂંમને શ્રદ્ધાંજલિ અર્પતો તથા તેમના આત્માને શાંતિ ઇચ્છતો ઠરાવ પસાર થયો હતો.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૨ ૧૯૪૯-૫૦

## શિષ્ટ વાચનની ૨૮ મી પરીક્ષા

શિષ્ટ વાચનની ચાલુ સાલની પરીક્ષા આગામી ફેબ્રુઆરી મહિનામાં લેવાનું રાખ્યું છે. તારીખ ચોક્કસ થયેથી જાહેર કરવામાં આવશે

પરીક્ષા માટે સ્વ. મો ન અમીન સ્મારકમાળાના પાંચમા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલ 'ચિર જીવ સાહિત્ય' નામનું પુસ્તક નક્કી કરવામાં આવ્યુ છે એમાં સચિત થયેલી ગુજરાતના જાણીતા સામયિકોમાંથી વીણી કાઢેલા વિવિધ વિષયોની વાચનસામગ્રી જ્ઞાનપિપાસુ વાચકો તેમજ આમજનતાને રસપ્રદ, બોધક અને જ્ઞાનપ્રદ થઇ પડે એવી છે. એટલે એ પુસ્તક ગુજરાતની એકેએક ભણેલી વ્યક્તિએ નિદાન એક વાર તો અચૂક નજરતળે કાઢી જવા જેવી છે, એને માટે યોગ્ય તક આ ૨૮ મી પરીક્ષા પૂરી પાડતી હોઇ ગુજરાતી જાણતાં, એ લખતાં અને સમજતાં તમામ ભાઇબેનો આ પરીક્ષાનો લાભ અચૂક લે એમ ઇચ્છીએ છીએ.

**"ચિર જીવ સાહિત્ય" નુ પુસ્તક વાંચો ને વંચાવો; એની પરીક્ષા આપો અને બીજાઓ પાસે અપાવો।**

મહાલ પુસ્તકાલય મંડળોના વ્યવસ્થાપકો ને પુસ્તકાલય સંસ્થાઓના ઉત્સાહી મંત્રીઓને તેમજ પગારદાર વ માનદ પ્રચારક બંધુઓને, આ સંબંધમાં ઘટતો પ્રચાર કરવાની તેમજ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઇને મહાલના સ્થાનિક ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ યોગ્ય રીતે અદા કરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે પરીક્ષા મજકુરના કામે મહાલ પુ. મંડળ તરફ આ પુસ્તકની નકલોનો ખર્ચ મહાલ મંડળના હિસાબોમાં બેલાશક પાડી શકાશે

પુસ્તકની એકેક નકલ તો સ્થાનિક પુસ્તકાલય સંસ્થાઓમાં મોટે ભાગે બધે જ છે છતાં જ્યાં ન હોય તેમણે વા જેમને વધુ નકલોની જરૂર હોય તેમણે પુ મ સ મંડળ લિ વડોદરાને લખી તરત જ મંગાવી લેવી કિંમત રૂ ૨-૪-૦ છે, પરંતુ મંડળના યોગ્ય પ્રમાણેનું કમિશન ઉપરાંત સ્વ. દત્ત સ્મારક ફંડ ખાતેથી પરીક્ષાઓને કામે અપાતી રાહત બાદ જતાં, આ પરીક્ષાની મુદત દરમ્યાન પરીક્ષાર્થીઓના લાભાર્થે સદરહુ પુસ્તકની નકલ રૂ ૧-૪-૦ ની કિંમતે મળી રહેશે "પરીક્ષાના કામે જોઇએ છે" એમ લખનારને એકેક પુસ્તક ટપાલ રસ્તે મોકલવાની સવલત પણ મંડળ કરી આપશે ટપાલખર્ચ અલબત્ત મંગાવનારે ભોગવવુ રહેશે

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉંમર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ, મુકામ જણાવી રાજ્ય પુ મંડળના મંત્રીને સરનામે મોડામાં મોડી જાનેવારીના અધવચ સુધીમા પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે શિષ્ટવાચનની આવી પરીક્ષાઓનો લાભ સમજનારાં

અને તેનો સુસ્વાદ ચ ખી ચૂકેલા ભાઈબહેનો તો આ જાહેરાત વાચતાં બરાબર તેમ કરી દે, એટલું જ નહિ પણ બીજાઓને તેમ કરવા તે પ્રેરે પણ ખરાં એમ ઇચ્છીએ છીએ

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે** આ વે ક તે અચૂક જણાવવું—પરીક્ષાની મુદત દરમ્યાન સરનામામાં ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાનો કાળજી રાખવી.

ઇનામ —પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નબરોને અનુક્રમે રૂ ૫, રૂ ૪) રૂ ૩) અને રૂ ૨) નુ તથા ન ૫ થી ૨૦ સુધીના દરેકને ૧ રૂ અ કે એક રૂપિયો ઇનામ અપાશે. તદુપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રી ઉમેદવારો પૈકી ગુણાનુક્રમે પ્રથમ આવનાર ૧૦ ને તેમ જ અ ગ્રેજી ૪થા ધોરણ સુ ધીના વિદ્યાર્થીઓ અને સામાન્ય ભણતરવાળા ખેડુત કારીગર અને વેપારી વર્ગ પૈકીના સામાન્ય ભણતરવાળા ખેડૂત કારીગર અને વેપારી વર્ગ પૈકીના ઉપલા ૧૦ ન બરને દરેકને ૦–૮–૦ નુ ઉત્તેજનાર્થ ઇનામ આપવાની તજવીજ રહેશે ઈનામ રોકડમાં અપાશે, છતા જેમની ઇચ્છા પુસ્તક મેળવવાની હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તકો તેમના ખર્ચે મોકલાવી આપવાની ગોઠવણ થશે

C/o સેન્ટ્રલ લાયબ્રેરી
વડોદરા, તા ૪–૧૦–૪૯

ના ન. ચોકસી
સહમન્ત્રી,
વ. રા પુ. મ ડળ

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારક તથા માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સ સ્થાઓની તપાસણી તથા દફતરી તેમજ પુસ્તકગોઠવણીની અવ્યવસ્થા દૂર કરવાની કામગીરી કરી છે વર્ગીકરણ તથા વાચનપ્રચારની કામગીરી પણ બજાવી છે –

**૧. વડોદરા પ્રાંત પ્રચારક શ્રી છગનભાઈ મથુરભાઇ પટેલ-માહે સપ્ટેમ્બરમાં ભાદરણ મહાલનાં** — (૧) જહાજ (૨) કોણાવ (૩) જનસણ, પેટલાદ મહાલનાં (૪) ધર્મપુરા (૫) ભુરાકોઇ (૬) સુ દરણા (૭) ભાલેજ (૮) કણીયા (૯) વિશ્રામપુરા (૧૦) મીસરડા (૧૧) કાવીઠા (૧૨) અગાસ (૧૩) બોરીઆ (૧૪) અરડી (૧૫) ભાટિયેલ (૧૬) સીહોલ (૧૭) વટાવ (૧૮) વિશ્નોલી (૧૯) મોરડ (૨૦) ધુરેલી (૨૧) બાંધણી (૨૨) પાડગોલ (૨૩) સ ંજાયા (૨૪) બામરોલી (૨૫) રાવલી (૨૬) જોગ અને, ડભોઇ મહાલનુ (૨૭) કારવણ કામગીરી દિન ૨૭ રૂબરૂ વાંચવા આપ્યાં ૩૨૯

**૨. સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ માહે ઑગસ્ટ સપ્ટેમ્બરમા** – (૧)વછેસર (૨) ગોઠડા (૩) શા હાપુર (૪) જાણુગોરલ

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈઓએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તે તે દરેકનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સંસ્થાના મ ત્રી ભાઈઓને ભલામણ કરવામાં આવે છે

ના. ન. ચોકસી

# સામયિક દોહન

## *રાજ કરવું હોય તો—

ભલે રાજકર્તાઓ, નૈતિક શુદ્ધિના ધોરણથી જ રાજ ચલાવતા હોય, અને ભલે યુદ્ધના વાતાવરણને લીધે એમને યુક્તિપૂર્વકના દાવ ખેલવા પડતા હોય, અને છતાં સામાન્ય માણસના સામાન્ય વ્યવહારમા જે ઓછામાં ઓછી ડખલ કરે છે, તેમને જ પ્રજાજનો, ડાહ્યા રાજકર્તાઓ ગણે છે સામાન્ય જનવ્યવહાર, એમને એમ બિનજરૂરી ડખલ વિના ચાલવા દેવામાં આવે, તો કોણ શુ કરે છે એ વિષે સામાન્ય માણસ બહુ ચર્ચાચર્ચીમાં પડતો નથી.

કોઇ મને એમ પૂછે કે આનો અર્થ શુ ? આ પ્રગતિ ?

તો હું કહું કે, ના એમ નહી

" પણ જ્યારે રાજમાં ઘણા નિયમનો ઊભાં થાય, અને અસખ્ય વિધિનિષેધ રચવામાં આવે, ત્યારે રાજમા હમેશાં અતંત્ર જન્મ લે છે જેવી રીતે કોઇ પણ જાતના સામાન્ય સયમને સમજ્યા વિના, હરેક પ્રકારની વિચિત્ર રચનાને ' કલા ' નું નામ આપવામાં આવે, તો તો પછી દેશમાં કલાકૃતિઓ નહિ, પણ વિચિત્ર પ્રયોગો દેવા માંડે તે જ પ્રમાણે કાયદાનું અને વિધિનિષેધનું પણ સમજવુ પછી એ કાયદા તત્રને વ્યવસ્થિત કરવાને બદલે, અતત્રને સ્થાયી કરે છે

એટલા માટે વધારે કાયદા કરવા એનો અર્થ વધારે ચોર ને વધારે ઠગાઇ ઊભાં કરવાં એવો થાય છે

એટલા માટે પ્રાજ્ઞ જનો કહે છે કે, ડાહ્યા રાજકર્તાઓ પોતાની કેવળ નૈતિક શુદ્ધ સાદાઇથી કાયદો પ્રજાજનોને આપી શકે કે જેવો નિયમનોથી કદાપિ પણ ન મળી શકે કારણ કે લોકો પોતાની સમજણ વડે કાયદા સમજતા થાય તેવુ કરવુ હોય તો, લોકો શ્વાસ લઇ શકે એટલી ખુલ્લી જગ્યા એમના જીવનવ્યવહારમાં રહેવા દેવી જોઇએ.

જ્યારે રાજશાસન કરનારાઓ, ખરેખરા અર્થમા શાન વ્યવસ્થાપકો બને છે, ત્યા લોકો એની મેળે પ્રમાણિક બન્યા વિના રહી શકતા જ નથી એમ જો બનતુ ન હોય તો,

---

*' Toist-scripture ' ને આધારે

અહિંસા ને પ્રેમ—એ ફિલસૂફી કાં ખોટી હોવી જોઇએ; અગ્ર તો રાજશાસનકારોમાં ક્યાંક વધી હોવો જોઇએ

થોડામાં થોડી ધમાલ કરવામાં આવે, દેખાવ ઓછામાં ઓછો કરવામાં આવે, ફૂલ-માળાઓ ભાગ્યે જ પહેરવામાં આવે—તો પણ 'સ્વચ્છ, શુદ્ધ, શાંત ને સાદું' એવું જીવન આપણા શ્રેષ્ઠતમ પુરુષો સારી રીતે ગાળી રહ્યા છે—પ્રવચનોમાં નહિ, પ્રયોગોમાં, એમ જો લોકની પ્રતીતિ થાય તો એ વસ્તુ અસરકારક ન નીવડે એવું કદાપિ બને જ નહિ

ધમાલ, પોલાણ પેદા કરે છે. દેખાવ, દંભને લાવે છે ફૂલહારાઓ, ગુલામીને સ્થાપી કરે છે. પ્રવચનો, પ્રવચનો કરનારનું પતન ઢાંકે છે પોતાનું પતન કેવળ શબ્દોથી ઢાંકીને કોઈ રાજ કરી શક્યું નથી, કરી શકે નહિ, કરી શકવાનું નથી ઇતિહાસ એની ના પાડે છે.

અને સમાજના શ્રેષ્ઠ પુરુષોની જો લોકસભાઓ સ્થપાઇ હોય તો, એનો અર્થ એટલો કે, ત્યાં વધારેમાં વધારે સરસ્કારિતા હોઇ શકે, હોવી જોઇએ

એનો બીજો અર્થ એટલો કે, ત્યાં પોતાની ઇચ્છાઓ ઉપર કાબૂ મેળવનારાંઓ સંખ્યાબંધ હોય

એનો ત્રીજો અર્થ એટલો કે ખોટા લોકાપવાદમાં પણ જેમની સામે આંગળી ચીંધી ન શકાય એવા માણસો ત્યાં હોવા જોઇએ

એનો ચોથો અર્થ આટલો જ કે શ્રેષ્ઠતમ પુરુષોના ખરેખરા શુદ્ધ જીવન વિના પ્રજા એક પણ ડગ આગળ વધી શકે નહિ અને ખરા અર્થમાં સ્વતંત્રતાને ચાહનારી પણ બને નહિ

એટલે જ્યારે જ્યારે લોકશાસન વિજયી નીવડે છે, ત્યારે ત્યારે શ્રેષ્ઠ વ્યક્તિઓ જ વિજયી નીવડે છે.

એટલે જો શાસનમાં માણસો ન હોય, તો રાજતંત્ર ચાલી ન શકે ગમે તેટલા કરોડો રૂપિયા ખરચીને ધારાઓ ઘડે છતાં એમાંનો એક પણ ધારો અનર્થને અટકાવી ન શકે મહાન વ્યક્તિઓ ન હોય, ને મહાન દેખાતી વ્યક્તિઓને પ્રજા મહાન માનવાનો ભ્રમ સેવે તો એવી પ્રજાએ વર્ષો સુધીનું, પોતાના સ્વજનોના શોણિતમાં સ્નાન કરવાનું ભયંકર ભાવિ નિહાળવાનું રહે એટલે પ્રાજ્ઞજનોએ શાસનકર્તાઓને એક વાક્ય કહ્યું છે

"In ruling men and in serving heaven, the sage uses only moderation"

અને વળી પ્રાજ્ઞજનો કહે છે કે, જ્ઞાનની વહેંચણી જ્યારે હકની વાતને રજુ કરે, ત્યારે એ જ્ઞાન સુખને બદલે દુઃખ પણ આપે; કારણ કે જેવી હકની વાતો માણસો કરી શકે છે તેવી કર્તવ્યની વાતો કરી શકે તો જ એ જ્ઞાન થઇ રહે નહિતર એ અર્ધદગ્ધી જ્ઞાન રાજ અને પ્રજા બંનેને મારે. બંનેને ઊંડા ગર્તમાં ધકેલે

એટલા માટે જ્ઞાનનો એક અર્થ 'જે આદાબ શીખવે તે' એવો છે, 'વિદ્યા વિનયેન શોભતે' એટલે જે ઇચ્છાઓના નિરંકુશ પ્રવાહને નિયમનમાં રાખે તે જ્ઞાન

અંતરમાં ઊતરેલા સંસ્કારજ્ઞાન વિના સામર્થ્ય આવી શકતુ નથી. અને સમર્થ રયા વિના પ્રજા, સ્વશાસન કરી શકતી નથી.

એટલા માટે શ્રેષ્ઠતમ પુરુષોએ પોતાના જીવનપ્રદીપથી પ્રજાના મંગલપ્રદીપને પ્રગટાવવો ઘટે.

રાજકર્તાઓ પાસે જીવન હોય તો જ આ મંગલદીપ પ્રગટે, અન્યથા કોઈ રીતે નહિ નહિ ને નહિ

એટલા માટે છેવટનો પ્રશ્ન અંત કરણ, અંત.કરણને પૂછે 'હે ભાઈ ! તારામાં કાંઇ છે કે શું કેવળ પોલુ છે માટે જ ગાજે છે ?'

એનો પ્રત્યુત્તર—એમાં સર્વોદય ને સર્વનાશ બને રહ્યાં છે *　　　　—ધૂમકેતુ

---

# સમર્થ પ્રયત્ન

ઓહો ! તમે અહીં ક્યાંથી ?'

'હવે એક વરસથી અહી છુ'

'કેમ શાથી ?'

'પંદરેક વરસ સુધી કોંગ્રેસનું કામ શહેરમાં કર્યુ. હવે સ્વરાજ આવી ગયુ એટલે થયું કે ગામડામાં બેસીને એ કામ કરૂં'

'પણ અહી ગામડામા શાથી આવવાનુ થયુ ?'

'વાત તો એમ બની કે પચ્ચીસ વરસથી દેશસેવાના કામમા પડયો છુ હવે મારે માટે શહેરમાં કાંઇ કામ નથી રહ્યુ, એમ મને દેખાવા લાગ્યુ સહુ પોતપોતાના સ્થાન સભાળવામાં પડ્યા છે તેથી મને થયુ કે હુ પણ મારૂ સ્થાન શોધી લઉ'

'એટલે અહી આવ્યા એમ ને ?'

'હા, હવે ૪૫ વર્ષની ઉમર થઈ લગ્ન કરવાનો વિચાર તો હતો જ નહિ ને હવે પણ નથી. પરતુ મને વિચાર આવે છે કે અહીં ગામડામાં પણ મારા નિર્વાહ માટેની વ્યવસ્થા મારે જ કરી લઇને સ્વેચ્છાથી જ જનસેવાનુ કાર્ય ચાલુ રાખવાનુ છે.'

'શુ કહો છો ? તમારા માટે કાંઈ વ્યવસ્થા નથી ?'

'ના'

'ત્યારે હમણાં શી રીતે ચાલે છે ?'

'ગામડે ગામડે ફરીને લોકોને સ્વરાજ્યની વાત સમજાવુ છુ. ને કહું છુ કે હવે સ્વરાજ્ય આવ્યુ છે, પણ તેને સાચવવુ હોય તો જાગતા રહેજો ને લાયકાત કેળવજો, નીકર સ્વરાજ્ય જતુ રહેશે'

'એ તો સારુ કર્યું છે, પણ તમારા નિર્વાહ માટે કાંઈ ગોઠવણ વિચારી છે ખરી ?'

'મારું કોંગ્રેસ માટેનુ રીતસરનુ કામ બધ કરુ તો મારી વ્યવસ્થા થઇ જાય તેમ છે'

'પછી ? તમે શુ વિચાર કર્યો ?'

'એ જ વિચારમથન ચાલે છે કે જીન્દગી જેની પાછળ સમર્પિત કરી તેનું જ કામ છોડુ તો નિર્વાહનુ સાધન મળે એવી વાત તો શી રીતે સ્વીકારી શકાય ?'

'ત્યારે શુ કરશો ?'

'મનમાં થાય છે કે ગમે તેવી વિકટ સ્થિતિમાં રહીને પણ કેવળ સાધુ વૃત્તિથી જીવન વ્યતીત કરવુ પડે તો તેમ કરીને પણ કોંગ્રેસની સેવાનુ કામ તો નજ છોડુ.

'મને તમારી વાત સાચી લાગે છે આપણે આર્ય સસ્કૃતિમાં એકને વર્યા પછી તેને મરણાંતે પણ ન મુકાય એમ કહ્યુ છે. તમે પણ પચ્ચીસ તો કોંગ્રેસ માટે, સ્વરાજ્ય માટે કાઢયાં જ છે બીજાં પચ્ચીસ પણ એ જ રીતે ખેચી કાઢો'

'હા, એ રીતે જ કરીશ મનમાં અભિમાન નથી, છતાં એમ થાય છે કે કોંગ્રેસને જીવતી રાખવા માટે મારા જેવા થોડાક પોતાના જીવનને જીવવુ દાટી દેશે તો તેથી અ તે લાભ થશે જે ત્યાગ ને સમર્પણના પાયા ઉપર કોંગ્રેસે ઇમારત ઊભી કરી છે, તેમાં આજે એની જ ઉણપ આવી રહી છે તે મારા જેવા સ્વેચ્છાપૂર્વક મૂગભાવે કાર્ય કરીને પૂરશે તો સભવ છે કે કોંગ્રેસ જેવી ભવ્ય દેશવ્યાપી સસ્થા ડગમગવા લાગી છે તે હજીયે તે ફરીથી સ્થિર થઇ જાય પરિણામ ઈશ્વરને હાથ છે, પણ સમર્થ પ્રયત્ન કરી છૂટીએ !'

આટલી વાતચીત કર્યા પછી એ ભાઈની અત્યત નમ્ર અને વિવેકભરી ત્યાગદૃષ્ટિ માટે મનમાં સન્માન ઉપજ્યુ પરતુ તે સાથે જ મને બીજો વિચાર તો એ પણ આવી ગયો કે શુ કોંગ્રેસ આવા સમર્થ ત્યાગીઓને નિવૃત્ત થવાનો સમય આવતા તેમના નિર્વાહના સાધન અંગેનો પણ વિચાર કરતી હોય ? આવા સાચા એકનિષ્ઠ સેવકોને હવે નિર્વાહનુ સાધન શોધવા નીકળવુ પડે તે સહુને માટે શરમીંદગી ભર્યું નથી ?

( તા ૨-૧૦-૪૯ ના "પ્રજાબધુ"માંથી )

---

# વહેમનાં જાળાં

**આ**પણી પ્રગતિને રૂંધતાં અનેક કારણો છે, જેવાં કે અનેક ખોટા રીતરિવાજો, જૂની રૂઢિઓ, પ્રણાલિકાઓ અને ઓહિનને રૂંધતી પડદા જેવી અનેક પ્રથાઓ વગેરે. પરંતુ એ સૌને ન સ્પર્શતાં આજે તો હું, આપણી બહેનોના માનસ ઉપર જે વહેમનાં જાળાં બાઝેલાં છે, જેનાથી આપણે ડગલે અને પગલે ડર્યા કરીએ છીએ, જે આપણને બીકણ બનાવી રહ્યા છે તે વિષે જ થોડું કહીશ. આપણે થોડા દિવસે ઘરને બાઝેલાં જાળાં કાઢીએ છીએ ને ઘરને સ્વચ્છ કરીએ છીએ, પરંતુ આપણા માનસ પર બાઝેલાં જાળાં પ્રતિ તો આપણું દુર્લક્ષ જ છે. તો હવે તે તરફ પણ થોડું લક્ષ આપીએ તો સારૂં.

હમણાં જ કહ્યું તેમ આપણી પ્રગતિને રોકનાં અનેક કારણો છે. તેમાં વહેમોનો સમાવેશ થાય છે. આપણું માનસ નાના મોટા, અનેક વહેમોથી એવું તો ભરાયેલું રહે છે કે આપણામાં ઘડી ઘડી ભય ઉત્પન્ન કરે છે. ઘણાએક વહેમોમાં થોડા વહેમોનો હું આ વાર્તાલાપમાં ઉલ્લેખ કરીશ.

૧. **બાળકનો જન્મ**—બાળકનો જન્મ અમુક તિથિએ થાય તો જ સારૂં. જો બાળક ચોથ કે ચૌદશે આવે તો ખરાબ ગણાય. આવી તિથિએ જન્મેલ બાળક કાં તો પોતે મૃત્યુ પામે, કાં માતપિતાના મૃત્યુનું કારણ બને. આવી માન્યતા, ઘણી જગાએ જડ ઘાલી બેઠી છે કે પરિણામે તે તિથિએ જન્મેલું બાળક માતપિતાનો પ્રેમ સંપાદન પણ કરી શકતું નથી. બિચારૂં બાળક ! ! વગર દોષે તેને સજા.

૨. **બાળકને ભિખારી કરવાની પ્રથા:**—જો કોઈ સ્ત્રીને વર્ષો સુધી બાળક ન થતું હોય, અગર થઈને જીવતું ન હોય તો તે સ્ત્રી, બાળક અમુક ઉંમરનું થાય ત્યાં સુધી બીજાની પાસેથી કપડાં લઈને પહેરાવવાની પ્રતિજ્ઞા કરે છે, ને તેમાં બાળકની સલામતી જુએ છે. આના જેવી હાસ્યજનક પ્રથા બીજી કઈ હશે ? આવો વહેમ કદાચ અંગ્રેજોની મોઘવારીમાં જ નીકળ્યો હશે. પારકે પૈસે પરમેશ્વર ! !

૩. **બાળકનું નામ પાડવાની રીત:**—જો ખોટનો છોકરો હોય તો (છોકરી તો કોઈ દિવસ ખોટની હોતી જ નથી) ખરાબ નામ પાડવું જેમકે ભીખો, પચિયો, કચરો-લઘરો ઇ. આવાં ખરાબ નામો પાડવાની રીત આપણામાં વારસા દ્વારા જ ઊતરી આવી લાગે છે. કારણ કે પ્રાચીન લોકોમાં પણ આ વહેમ હતો જ. તેઓ છોકરાનું સારું નામ ગુપ્ત રાખતા ને ખરાબ નામથી બોલાવતા, જેથી ભૂતપ્રેતને ખરાબ નામ ગમે નહિ અને બાળકોને હેરાન કરે નહિ. વિચાર કરો તો આ નરી મૂર્ખાઈ જ લાગે છે.

૪. **માણસના મૃત્યુ પછી તેની શ્રાદ્ધક્રિયા**—આ પણ એક ખરી રીતે તો જૂનો વહેમ જ છે. બ્રાહ્મણોનું વર્ચસ્વ જમાવવાની કળા જ છે. પહેલાંનાં લોકો માનતા કે મૃત્યુ પામેલાનો આત્મા ઘરની આસપાસ ફર્યા જ કરે છે અને તેથી ડરના માર્યા તેને સંતોષવા માટે જ પ્રયત્ન કરતા. તેઓ મુડદું કાઢી જતા ત્યારે બારણે તલવાર લટકાવી જતા, કારણ કે મૃત્યુ પામેલાના

આત્માનું પ્રેત જો ઘરમા ઘૂસવા પ્રયત્ન કરે તો તલવારથી કપાઈ જાય, ને ઘરમાં ન ઘૂસી શકે "એક તરફ શ્રાદ્ધક્રિયાને બીજી તરફ ઉંમરાવીસની લટકતી તલવાર" આવી ક્રિયાઓમાં સત્ય પ્રેમ કરતા તો ભય જ વધારે ભાગ ભજવે છે

૫. છીંક ખાવી —નાક પણ એક શરીરનો જ ભાગ છે ને ? અને તે ક્રિયા કરે, તેમા આપણને સારું ખોટુ શાને લાગવુ જોઇએ ? પરંતુ સારા કામમા કોઇ છીંક ખાય તો ખાનારનું આવી જ બને ને ! ! કોણ જાણે બિચારા નાકને આવો અન્યાય કોણે કર્યો હશે ?

૬ આંખનુ ફરકવુ —ખોટી આંખ ફરકે તો ખાસ કરીને સ્ત્રીઓને તો ચિંતા થાય જ, અને સાચી ફરકે તો ખુશી થાય કે હા . શ. આજ કંઇક જરૂર સારૂ થશે ડાબી ને જમણી બન્ને આંખો, બીચારી કામ તો સરખું જ આપે છે છતા આમ કેમ ? બીચારી આંખને થોડી જ ખબર હશે કે આપણે એ બે વચ્ચે આટલો પક્ષપાત કરીએ છીએ

૭. દૂધનું ઢોળાવું —દૂધ ઢોળાય કે ઉભરાય તો અપશુકન જ ગણાય આ વહેમ કોઇ હુંશિયાર સાસુએ જ શોધી કાઢયો લાગે છે વહુ મોંઘુ દૂધ જ્યારે ને ત્યારે ઉભરાવી દેતી હશે ને તેને રોકવા માટે સાસુને આ વહેમરૂપી સુંદર ને સચોટ કીમિયો મળી ગયો હશે પરિણામે દૂધનો બગાડ થતો બચ્યો. હમણાં તો દૂધ એટલું મોંઘુ છે કે આવો વહેમ વધારે જોર પકડે તો નવાઈ નહિ !

૮. ઘી ઢોળાવુ .–ઘી ઢોળાય તો પણ અપશકુન ગણાય, જરૂર કંઈક ખરાબ બનાવાનુ ઘી તો દૂધથી પણ મોંઘુ તે ઢોળાય તે કેમ પરવડે ? આમાં તો વહેમનુ ભૂત ઘાલવા સિવાય છુટકોજ નહિ ! પાણી ઢોળાય તો કેમ વહેમ નહિ ! અરે ચ્હા ઢોળાય તો પણ વહેમ નહિ ? બધુ ભૂત મોંઘી વસ્તુમાંજ છે તે પરથી પણ શું સાબિત થાય છે ?

૯. સોનું ખોવાવુ કે પ્રાપ્ત થવુ –સોનુ મળે તોય ખરાબ અને ખોવાય તે પણ ખરાબ આ વહેમની શોધ કોઇ કંજુસાઇવાળા પણ પ્રમાણિક માણસે કરી લાગે છે સોનુ ખોવાય તે તો ખરાબ ખરૂં જ સીધુ જ ને ચોખ્ખુ દેખીતુ જ નુકશાન, પણ મળે તો રાખી લેવાનું મન થઇ ન જાય તે માટે પણ ઠીક બંદોબસ્ત કર્યો લાગે છે આ વહેમની શોધ કરી ત્યારે કદાચ હીરા મોતી આજના જેમ રોજના વપરાશ માટે બહુ પ્રચલિત નહી તો સોનાના બદલામાં એને જ સ્થાન આપત

૧૦. ચોંકરો કરવો.—આ શબ્દ કાઠિયાવાડી છે, કોઇ બહાર જતું હોય ને તે સમયે પૂછીએ કે કયા જાવ છો તો બેન ખલાસ જનાર પાછુ વળે, ને પેલા કયાં જાવ છો તે સવાલના ભણકારા વાતાવરણમાંથી શમી ન જાય ત્યાં સુધી જાય જ નહિ ! !

૧૧. ખાવાનુ કહેવું —બહાર જતી વખતે કોઇને ખાવાનુ નામજ ન દેવાય, જો ભૂલે-ચૂકે કહેવાઈ જાય કે 'જમીને જાને' તો જનારે ખાવુ જ પડે અને ખાવાનું નામ દઈને, ખાય નહિ તો જરૂર કંઇક ખરાબ થશે તેવી ભીતિ રહેવાની જ જોકે ઘણી વાર ભીતિ તદ્દન ખોટી છે છતાંયે આ વહેમ ખોટો જ છે તેમ માનવાની આપણી તૈયારી નથી હોતી.

૧૨. શુકન જોવા —શુકન સારા થાય તો જ જવુ. પરંતુ પહેલાંજ શુકન ખરાબ થાય તો તે અવગણીને બીજા શુકન જોવા ઉભા રહેવાની તૈયારી કરવી. શુ બધેજ વાણિયાગત ખરૂં ને ?

જો બની શકે તો ભદ્રભદ્રની જેમ બારણા સુધી ગાય ઢસરડી લાવવાની ઇચ્છાવાળા પણ કોઇક હશે તો ખરા

૧૩. બિલાડીનુ આડુ ઊતરવુ —બહાર જતી વખતે બિલ્લી આડી ઊતરે તો ? એક ખંડાસ. એ તો ભાઈ ભારે અપશુકન બિચારી બિલ્લી ! ગામડાંમાં સર્પ ઘણા હોય છે ! ભૂલેચુકે સાંપ આડો ઊતરે તો જનાર જરૂર પાછો આવે. સર્પ આડે ઉતરે તે અપશુકનગણે ઘરમાં નીકળે તો પકડી શકે તો પકડે ને ન પકડી શકે તો "બાપા તમારી આડી વાડી" કહીને ઘીનો દીવો કરીને પૂજા કરે ! ટુંકોમાં વહેમમાં, કે પૂજામાં ભય સિવાય બીજુ કશુ જ દેખાતુ નથી

૧૪ ઘુવડનું બોલવું —ઘર પાસે હોલો કે ઘુવડ બોલે તો જાણે કે ઘર પર આફત જ ઊતરી આવે આટલા પખીઓમાંથી બિચારા ઘુવડ પર જ આરોપ શા માટે ? "કાગને બેસવુ ને ડાળને પડવુ" તે રીતે ઘરમાં કઇ બનવુ ને ઘુવડનુ બોલવુ બેઉ થઈ ગયુ હશે એટલે કોઇએ ઘુવડ જ એનું મૂળ છે માનીને વહેમ ઘુસાડયો બિલ્લીમા પણ કઇક એવુ જ બન્યુ હોવુ જોઇએ

૧૫. દેવદેવીઓનો ડર —નવરાત્રિમાં દેવદેવીઓ ફર્યા જ કરે છે અને તથાસ્તુ કર્યા જ કરે છે એવો વહેમ છે જો કાંઇક કંઇ ખરાબ બોલે ને તે વખતે દેવીઓ તથાસ્તુ કહી દે તો ! આવા જ ડરથી લોકોને અપશબ્દો બોલતા અટકાવ્યા જે કામ સમજાવટથી નથી લઈ શકાતુ તે ડર બતાવીને લીધું જોયુ ને !

૧૬. શરાધિયામાં મુસાફરી ના થાય —આ દિવસો શુ બીજા દિવસો કરતાં જુદા હશે ? વળી હોળીના સામી ઝાળે તો ક્યાંઇ ન જવાય આ મુસાફરીના હાડમારીના દિવસોમાં તો ખરા રીતે શરાધિયામાં, સામી ઝાળે, દીતવાર ને મંગળવારે જ જવુ કે જેથી મુસાફરીમાં ગીર્દીના કડવો અનુભવ તો ન લેવો પડે !

૧૭ નજર લાગવી —સારુ રૂપ, મજાનુ બાળક હોય, સ્ત્રીનો લાંબો ચોટલો હોય; તો તેને નજર લાગી જાય બાળકની કોઇ મા દૂધ પીવડાવે, હાથે કાળાં કીડિયાં બાધે, ને કદરૂપુ દેખાડવા આંજણનાં કાળાં ટીલાં કાન પાસે, હથેળીમાં ને પાનીમાં કરે તેથી છોકરુ નજરાય નહિ. કેટલાકને તે દોરા ને માદળિયાં પહેરાવવામાં આવે છે આમાં જપ, મંત્ર ને દોરાવાળા કરનાર ધુતારાને જ ફાયદાનો ધધો છે આવા વહેમની અને નજર લાગવાની શોધ કદાચ તેઓએ જ પોતાની આજીવિકા માટે જ કરી હશે આ નજરનો હાઉ તો ઘણાં ઘરોમા છે અને ખાસ કરીને સ્ત્રીવર્ગમાં જ.

વહેમો ફક્ત સ્ત્રીઓમાં જ, અને અશિક્ષિત વર્ગમા જ છે, એમ માની લેવાનું કશુ જ કારણ નથી વધુ વિદ્યાર્થીઓ પણ એવા હોય છે કે જેઓ અમુક પોતે જ Lucky માને છે, જ્યારે કોઈ અમુક ટાઈને જ તો કોઇ અમુક કપડાને અને તેઓ સવારમાં ઉઠીને અમુક જ વ્યક્તિનુ મોઢુ જોવુ પસદ કરે છે-ખાસ કરીને પરીક્ષાના દિવસોમા. ને જો કોઇ ખરાબનુ મોઢુ જોવાઇ જાય તો દિવસ બગડવાનો તેમ માની બેસે છે કોઇને દોષ દેવો તેના કરતાં પોતાનુ જ મોઢુ અરીસામાં જોઈ લે તો શું ખોટુ ? યુરોપ જેવા આગળ વધેલા દેશમા પણ વહેમ તો છે જ દા ત

૧૩ નંબર તેઓ હોટેલમાં કે સ્ટીમરની કેબીનમાં ૧૨ પછી ૧૩ નંબર મૂકી દે છે, ને ઘણી-વાર ૧૩ નંબર રાખતા જ નથી કારણ કે ૧૩ નંબરમાં રહેવા ઘણા નામરજી બતાવે છે જોયું ને બિચારા ૧૩ નંબરનું અપમાન !

આ ઉપરાંત બીજા પણ અનેક વહેમો છે જેવાં કે અમુક તિથિએ અમુક જ રસોઇ થાય, ધનતેરસને દિને લાપસી જ કરવી પડે, બેસતા વર્ષે ચોળી કે કોળુ ખાવાનું જ હોય સરા દિવસોમા ખીચડી ને કઢી ન જ કરાય વગેરે આવા રિવાજોનું મુખ્ય કારણ તો એ હશે કે એ બહાને ગરીબ લોકો મિઠાઈ બનાવીને ખાય. પરંતુ તે પણ સીધી રીતે ન સાધી શક્યા એટલે એમાં પણ વહેમ ઘુસાડીને કામ સાધ્યું !

આવા દરેક વહેમ વિષે હું જો કહેવા બેસું તો તો કેટલુંયે લાબું થઇ જાય એટલે આટલેથી જ અટકુ છું.

આપણા સમાજમાં વહેમનું પ્રાબલ્ય કેટલું મોટુ છે તે તો આપણાં ઘરોમાં નજર નાખીએ કે તરત જ સમજાઇ જાય પોતાને શિક્ષિત ને સંસ્કારી ગણાવતી-યુવતીઓ પણ એમાંથી મુક્ત નથી એમ જ્યારે જાણીએ છીએ ત્યારે આશ્ચર્ય અને દુઃખનો પાર રહેતો નથી જો આપણે જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ સાધવો હોય ને આપણી પ્રજામાં મનોબળ પ્રગટાવવું હોય તો વહેમ માત્રનો નાશ કર્યે જ છુટકો છે. વહેમો ગામડાંમાં જ અને અભણ લોકોમાં જ છે એ પણ એક 'વહેમ' છે તે યાદ રાખીશું તો વહેમોનો વહેલો નાશ થશે

ટૂંકમાં, જ્યાં સુધી આપણું માનસ આવા અનેક વહેમોથી ગૂંચવાયેલું રહેશે ત્યાં સુધી આપણી વિચારશક્તિ કુંઠિત રહેવાની જ વહેમો ઘડી ઘડી આપણને ભડકાવે છે, ડરાવે છે, અસ્થિર કરી મૂકે છે, ને બુદ્ધિને કુંઠિત કરી નાખે છે અને કોઇ પણ કાર્ય કરતા આપણને પાછા હઠાવે છે આજનો યુવાન અને કેળવાયેલો વર્ગ આ પર વિચાર કરશે? આવા વિકાસને રૂંધતા વહેમો પ્રતિ જો બેદરકાર બને, અને તેમના વડીલોને પણ તેની નાગચૂડમાંથી છોડાવે તો તેઓએ સમાજની સેવા કરી કહેવાશે જે વસ્તુ બુદ્ધિગમ્ય ન હોય, તે શા માટે સ્વીકારવી? દરેક વસ્તુને બુદ્ધિની કસોટીએ કસીને, જો યુવાન તેનો સ્વીકાર કરે તો ઘણા વહેમો, ખોટી રૂઢિઓ ને પ્રથાઓ આપોઆપ જ ખરી પડશે શું હું બહેનો પાસેથી, યુવાનો પાસેથી, ને કેળવાયેલા વર્ગ પાસેથી એવી આશા રાખું?

( ઑલ ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી ) —રંભાબ્હેન ગાંધી

# બુદ્ધિમત્તા અને સાધનાનો સુભગ સમન્વય એટલે

# શ્રી. વિનોબા ભાવે

મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતોના પ્રયોગકાર્યમાં જ સતત રત રહેલી સાધુમૂર્તિ વિનોબા ભાવે આપણને સુપરિચિત છે ગયા માસની તા ૧૨ મીએ એમનો જન્મદિવસ હતો આપણે વિનોબાજીને પ્રણામ કરીએ છીએ એમની સાધુતાને વંદીએ છીએ પણ તેમના બાળ અને કિશોર વયના વ્યક્તિત્વનો આપણને પરિચય નથી 'વિનાયક'માંથી વિનોબાજીમાં પલટાઈ જનાર સાધુપુરુષનો ટૂંક પરિચય અહીં રજૂ થાય છે

આજે તા ૧૧મી સપ્ટેમ્બર હિંદના પ્રથમ સત્યાગ્રહી શ્રી વિનોબાજીનો જન્મદિવસ તેમના એ જન્મદિન નિમિત્તે તેમનું મહાન, ધ્યેયવાદી જીવન ચક્ષુ સમક્ષ આવીને ખડું થાય છે અને તેમને નમ્રતાપૂર્વક પ્રણામ કરવાનું મન થઈ આવે છે

'કોલાબા જીલ્લાનું' ગાગોદા ગામ તેમનું જન્મસ્થાન બાળપણથી જ તેમણે બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા કરી તેમના પિતાશ્રી વડોદરામા નોકરી કરતા હોઈ તેઓ વડોદરા અભ્યાસાર્થે ગયા તેઓ અતિ બુદ્ધિમાન અને વિદ્યાર્થીઓમા પ્રિય હતા તેમને પગે ચાલવાનો ખૂબ શોખ હતો ભરઉનાળામાં પગે જ ચાલીને ફરવા નીકળી જાય કોઈ વાર સાંજના ફરવા નીકળી પડે તે છેક રાત્રે સવા વખતે પાછા ફરે. સાથે બીજા મિત્રો પણ હોય ઘણી વાર શાળામાં હાજરી પુરાવ્યા બાદ વિનોબાજી તથા તેમના મિત્રો વડોદરા લાઈબ્રેરીમાં જઈ લાંબો સમય બેસે

## શિવાજી-ઉત્સવ

એક વાર શિવાજી ઉત્સવ હતો વિનોબાજીએ કહ્યું કે "આ ઉત્સવ દિવાનખાનામાં ઉજવવો એ પાપ છે જંગલમા જઈએ. પહાડના પ્રમુખપણા હેઠળ ઉજવીએ" વિનોબાજી તથા તેમના સહાધ્યાયી મિત્રો તે દિવસે શાળા છોડી બહાર ચાલ્યા ગયા બીજા દિવસે વર્ગ-શિક્ષકે પૂછતાં જણાવ્યું કે તે શિવાજી-ઉત્સવ માટે ગયા હતા શિક્ષક કહે "શાળામા ઉજવી ન શકાત?" જવાબ મળ્યો કે 'ના' તે તો સ્વતંત્ર વાતાવરણમાં જ ઉજવવો જોઈએ "શિક્ષકે દંડ કર્યો વિદ્યાર્થીઓએ એક પછી એક ખિસ્સામાંથી પૈસા કાઢી ભરી દીધો

*

એક વાર વિનોબાજીના એક મિત્ર ચા છોડે નહિ, તેથી તે સંડાસમાં ગયો હતો ત્યારે બહારથી સાંકળ ચડાવી દીધી પછી કહ્યું કે "ચહા છોડવાનું કબૂલ કર, નહિતર નરકમાં જ રહે" મિત્રે કબૂલ કર્યું ત્યારે સાંકળ ખોલી.

ઘરે માતાને 'કેસરી' વગેરે વાંચી સંભળાવે ગીતામાંથી સરળ સંસ્કૃત શ્લોકો કાઢી આપે ત્યારથી જ સ્ત્રી-બાળકો સમજે તેવી સરળ મરાઠી ભાષામાં ગીતાની રચના કરવાનો વિચાર તેમના મનમાં ઉપજ્યો

## મરાઠી સાહિત્ય વાંચ્યુ.

વિનોબાજી સંશોધક બનશે, પરદેશ અભ્યાસાર્થે જશે એવી તેનના પિતાની ઇચ્છા હતી આથી ઇતર ભાષામાં ફ્રેંચનો અભ્યાસક્રમ તેમને લેવો પડયો. ગણિત તો તેમનો ખાસ વિષય. મરાઠીનું સઘળુ સાહિત્ય વાંચી કાઢયું. મોરો પંતની હજારો આર્યાઓ તેમણે મોઢે કરી. મોરો પંતની કેકાવલિ એટલા મોટા અવાજે ગાય કે સારીયે અલી આનંદ અનુભવે દાસબોધ, જ્ઞાનેશ્વરી, તુકારામના અભંગ, એકનાથી ભાગવત, બધુ જ તેમને મુખપાઠ તેમના મરાઠી શિક્ષકને એક પ્રસંગ ઊભો થયો કે ૧૦૦ માર્કસ કઇ રીતે અપાય ? માર્ક ૯૯ આપવા પડશે.

ઉનાળ મા પણ ઉઘાડા પગે ફરવાનુ તેની રીતે ઉઘાડા પગે ફરે, સતત વાચન અને ઉઘાડે પગે ફરવાને પરિણામે તેમની આંખો બગડી તેથી ચશ્માંનો નંબર વધી ગયો. ઘરમાં તેઓ માતાને દળવામાં મદદ કરે કોઇ દિવસ મિષ્ટાન્ન તેઓ ખાય નહિ ગાદલાં ઉપર સૂવે નહિ. એક વાર માતા પિયર ગયા આથી પોતાના પિતા તથા નાના ભાઈ સાથે ભોજનાલયમા જમવા જવા લાગ્યા એવામાં એક વાર એમના પિતા પણ મહાગામ ગયા. ત્યારે વખને કેરી વગેરે ખરીદવા પૈસા આપતા ગયા. વિનોબાજીના ભાગના પૈસા એમ જ પડી રહ્યા. પત્રાવળિમાં જે પીરસાયુ હોય તે ખાઇને સંતોષ માને પોતાના મિત્રોને લગ્ન ન કરવા સમજાવે. તેમના મિત્ર અને સહાધ્યાયી શ્રી ગોપાળરાવ કાળે (મધ્ય પ્રાંતના આજના એક પ્રધાન)ના લગ્ન નક્કી થયા. પિતૃભક્તિને કારણે તેઓ લગ્ન માટે તૈયાર થયા. વિનોબાજી તેમને 'ગોપ્યા' કહીને બોલાવતા ગોપાળરાવના કાકાએ ખીજાઇને કહ્યુ કે હવે તો તેનાં લગ્ન પણ થયાં છે, છતાં "ગોપ્યા" કહીને શા માટે બોલાવે છે ? પરંતુ બોલવાની તેમની એ પદ્ધતિ ચાલુ જ રહી ગોપાળરાવની કાકી પણ વિનોબાજી સંબંધી તેમને કહેતા તારો ભાઇ આવ્યો હતો એમ કહીને જ વાત કરે વિનોબાજીના મિત્રો તેમને 'વિનાયક' કહીને બોલાવતા વિનોબાજી' નામ તો ગાંધીજીએ આપ્યુ.

### સુંદર પુસ્તકાલય ચલાવ્યું

૧૯૧૪ માં વિનોબાજીએ વિદ્યાર્થી મંડળ શરૂ કર્યું 'હનુમાન જયંતિ, શિવાજી જયંતિ ગણેશોત્સવ, દાસ નવમી વગેરે ઉત્સવો ઉજવાતા હતા. લોકોનાં દળણા દળીને એ વિદ્યાર્થીઓ પૈસા એકઠા કરે તેમાંથી એક સુંદર પુસ્તકાલય ચલાવે તેમા ૧૬૦૦ ઉત્તમ ગ્રંથો હતા મોલ્સવર્થ કેન્ડીનો મરાઠી કોષ પણ હતો. પાછળથી એ પુસ્તકાલય સાબરમતી આશ્રમને ભેટ આપ્યુ. આ વિદ્યાર્થી મંડળ સમક્ષ વિનોબાજી વ્યાખ્યાનો આપે તેમનાં વ્યાખ્યાનો એટલે જ્વલંત સ્ફૂર્તિ ! શ્રી ગોપાળરાવ કાળે વિનોબાજીના સ્મરણોમાં લખે છે કે આજે બત્રીસ વર્ષો થયાં છે છતાં એઓની ઉપરનું વ્યાખ્યાન જાણે ફરી સાંભળવાનુ મન થાય છે

આજે વિનોબાજીની વાણીમાં અપાર શાંતિ છે પરંતુ તે વખતે પ્રખર આગ હતી તે વખતે તેઓ ખૂબ ઉગ્ર રહેતા કોઇ તેમને યાદ આપે કે વાળ બહુ વધી ગયા છે, નખ કેટલા વધ્યા છે, તો કહે કે "શું તમે હજામ છો ?" કોઇ અંગ્રેજીમા બોલવા લાગે કે જવાબ મળે "તમારી મા શું મડમ હતી ?"

વડોદરા જેવા શહેરમાં ખભે પહેરણ નાખી લહેરથી ફરે અને તેમના મિત્રો તેમ જ કરે. ૧

તેમના એક મિત્ર બાજીરાવ પેશ્વાના કુટુમ્બના હતા એક વાર કોઈ એક સાહેબે એ મિત્રની જગ્યા ઉપર તંબુ ઠોક્યો. પેલા મિત્ર તેની પાસે ગયા અને કહ્યું કે "આ તંબુ આવતી કાલે અહીં ન રહેવો જોઈએ" પરન્તુ બીજા દિવસે પણ એ તંબુ તો ત્યાં જ હતો પેલા મિત્રે તે ફેંકી દીધો અને આવીને વિનોબાજીને વાત કરી. ત્યારે જવાબ મળ્યો કે, "એ સાહેબને જ શી ચકીને કેમ ફેંકી ન દીધો?"

## સંસ્કૃતનો અભ્યાસ

કોલેજની પહેલા વર્ષની પરીક્ષા હતી ગણિતનો પ્રશ્નપત્ર હતો. પહેલા જ પ્રશ્નથી તેનો ઉકેલ શરૂ કર્યો પહેલો પ્રશ્ન જરા અઘરો હતો પરંતુ તે જ લઈને બેઠા અને છેવટે તેનો જવાબ શોધી કાઢ્યો. પરંતુ તેથી બીજા પ્રશ્નોના જવાબ આપવાનું રહી ગયુ, તેથી તે જેમ તેમ કરી પરીક્ષા પાસ કરવા જેટલા માર્ક મળ્યા.

ઈંટરના વર્ગમાં ગયા એ જ વખતે લોકમાન્ય તિલક જેલમુક્ત બન્યા હતા ગીતા રહસ્ય પ્રસિદ્ધ થયું હતું કોઈ દુષ્કાળીયો અનાજ ખાય તે રીતે તેમણે તેને પચાવ્યું સંસ્કૃતનો ખૂબ અભ્યાસ કર્યો ઉપનિષદો, વેદો વગેરે સઘળું વાંચ્યુ ઈંટરની વાર્ષિક પરીક્ષા આપવા નીકળ્યા પરંતુ મુંબઈ ન જતાં સીધા બંગાળમાં ગયા પહેલું મહાયુદ્ધ ચાલુ હતું ગદર પ્રવૃત્તિનો એ સમય હતો પરંતુ ક્રાંતિકારીઓનો હિંસાવાદ તેમને ગમ્યો નહિ તેથી ત્યાંથી કાશી આવી "સુર સેન્ટ્રલ લાયબ્રેરી" માં પુસ્તકો વાચવા મંડ્યા. હિમાલયમા પણ ફરી આવ્યા.

## આશ્રમમાં આવ્યા

બનારસ યુનિવર્સિટીમા મહાત્માજીનું જે ભાષણ થયુ તે ખૂબ જ અસરકારક હતું. તેમની વાણી અભિનવ હતી પછી મહાત્માજીએ આશ્રમ શરૂ કર્યો. આખરે તેઓ આશ્રમમાં આવીને રહ્યા મહાત્માજીએ પ્રથમ તેમના ઘરે પત્ર લખ્યો. તેમાં જણાવ્યુ કે 'વિનોબા મારી પાસે છે કોઈ કોઈ બાબતોમાં તે માગ કરતા પણ આગળ ગયેલ છે' દરમિયાન વિનોબાજીનાં માતાનુ અવસાન થયુ તેઓ ચાકરી કરવા ગયા હતા માતા પ્રત્યે તેમની અપાર ભક્તિ હતી તેઓ એક વાર બોલ્યા હતા કે "લોકમાન્ય તિલક અને માતા બન્નેના આત્મા મારી આજુબાજુ છે એમ મને લાગે છે" માતાને સ્મશાનમા લઈ ગયા તેઓ ઘરે જ ઉપનિષદો, ગીતા વગેરેનો પાઠ કરતા રહ્યા તેમના ભાઈઓ બાળકોબા અને શિવાજી પણ પછીથી આશ્રમમાં દાખલ થયા પિતાજી એકલા જ રહ્યા તેઓ પણ સંગીત અને રંગના સંશોધક હતા બે વર્ષ પહેલાં જ તેમનો સ્વર્ગવાસ થયો

## શાંકરભાષ્ય વાંચ્યુ

અસહકારના દિવસોમા મહાત્માજીની પરવાનગી લઈને તેઓ વાઈ ગયા નારાયણ શાસ્ત્રી પાસે શાંકરભાષ્ય વાંચવા રહ્યા તે વખતે વરસાદના દિવસોમાં પણ તેઓ ખુલ્લામાં સૂઈ રહેતા. ત્યારબાદ મહારાષ્ટ્રભરમા ઐતિહાસિક સ્થળો જોતાં જોતાં અને ગીતા ઉપર પ્રવચનો આપતાં

આપતાં પ્રવાસ કર્યો એ આનામાં ખોરાકીખર્ચ પતાવતાં ફરવાના સમયે તેઓ ગાંધીજી પાસે પાછા આવ્યા

### અસહકાર યુગ

પછી અસહકારના દિવસો આવ્યા તેમના મિત્ર ગોપાળરાવ વકીલની પરીક્ષા આપવાના હતા. વિનોબાજીએ કહ્યું પરીક્ષા આપશો તો વકીલાત કરવાનું મન થશે ગુરુજીએ મોહ ન લાગે તે માટે દોર કાપી નાંખ્યો હતો એમ કર, અને ગોપાળરાવ પત્નીસહ આશ્રમમા આવીને રહ્યા. ધોત્રેજી અને મોઘેજી પણ આશ્રમમાં આવ્યા પછી જ્યારે જમનાલાલજીએ વર્ધામા આશ્રમ કાઢયો ત્યારે મહાત્માજીએ વિનોબાજીને ત્યાં મોકલ્યા.

### માસિક ચલાવ્યુ

કેટલોક સમય મહારાષ્ટ્ર ધર્મ માસાહિક અને માસિક ચલાવ્યું "મધુકર" એ તેમાં આવેલા લેખોના સંગ્રહનું દિવ્ય પુસ્તક પરંતુ વિનોબાજી પછી તો ખાદીકામમાં રંગાઇ ગયા ૧૯૩૨ ની સાલમાં ધૂળીઆ જેલમાં તેમનાં ગીતા ઉપર પ્રવચનો થયાં ફૈઝપુર કોંગ્રેસ વખતે ત્યાંનાં ગામડાંઓમાં આવીને તે રહ્યા, સુભાષ નામનો સત્યાગ્રહી બિમાર પડતા ત્રણ માઈલ ગાળો ખુંદી તેના ઘરે ગયા તેઓ મનના એવા કોમળ છે

### પહેલો સત્યાગ્રહી

કોંગ્રેસ પ્રધાન મંડળો સ્થાપ્યાં વર્ધા શિક્ષણ પદ્ધતિ, દારૂબંધી વગેરે પ્રશ્નો આવ્યા. વિનોબાજીનો આત્મા વધુ પ્રસન્નતા અનુભવવા લાગ્યો. પરંતુ બીજુ મહાયુદ્ધ શરૂ થયુ. મહાત્માજીએ વ્યકિતગત સત્યાગ્રહ શરૂ કરી પહેલા સત્યાગ્રહી તરીકે તેમની પસંદગી કરી ત્યાં સુધી વિનોબા કોણ, એની કોઇને જાણ ન હતી ગાંધીજીએ પોતાના લેખ દ્વારા તેમની ઓળખ કરી દીધી. વિનોબાજીએ તે વખતે પોતાના પિતાશ્રીને પત્ર લખી " આ બધી આપની કૃપા " છે એમ જણાવ્યું.

### અરબી ભાષા શિખ્યા

પછી તો " ચલે જાવ " ની લડત આવી વિનોબાજીને વેલોરની જેલમાં રાખવામાં આવ્યા. તેમણે કુરાનના અધ્યયન માટે અરબી ભાષાનો અભ્યાસ કર્યો. વેલોર જેલમાં તેમણે દ્રાવિડ ભાષાનો પણ અભ્યાસ કર્યો તેમને દેશની બધી ભાષાઓ આવડે ફ્રેન્ચ, લેટિન અને થોડી જર્મન ભાષા પણ આવડે છે અરબી અને ઉર્દુ પણ આવડે છે તેમનું વ્યુત્પત્તિનું જ્ઞાન અપાર છે જેલમાંથી બહાર આવતાં બધી સંસ્થાઓના સંબંધો છોડી દઇ મુક્ત થયા તેમણે કહ્યું "સત્ય મોકળુ હોવું જોઇએ, સંગઠનમાં સંકુચિત બને છે "

મહાત્માજીએ કહ્યું પણ કામ તો કરશો ને ? " જવાબ મળ્યો " હા " છૂટયા પછી દરરોજ સુરગાંવ જઈ ભંગીકામ કરી આવે કોઈએ પૂછ્યું આ કાર્યક્રમ કેટલા દિવસનો છે ? જવાબ મળ્યો કે " વીસ વર્ષનો "

## શાંતિદૂત

સ્વરાજ આવ્યુ. દેશભરમા તોફાનો અને કત્લેઆમ થયાં આખરે મહાત્માજીનુ બલિદાન અપાયુ ને વિનોબાજી દેશભરમાં શાંતિનો મ દેશો પહોંચાડવા બહાર પડયા. ૧૯૩૩માં તેમણે કહ્યુ હતુ કે "એક દિવસ એવો આવશે જ્યારે મારે સતત પ્રવાસ કરવો પડશે " મહાત્માજી અજમેરના દરગાહ શરીફના ઉત્સવમા જનાર હતા ત્યાંના મુસ્લિમ મ તની દરગાહ મરાઠાઓ પ્રે દુરસ્ત કરી હતી વિનોબાજી ત્યાં ગયા, કુરાન ઉપર પ્રવચનો આપ્યાં મુસ્લીમ ભાઇ બ્હેનો તેમના હાથને ચુબન કરવા આગળ આવતાં અત્યારે તેઓ નિર્વાસિતોમાં ફરી રહ્યા છે તેમને ધીરજ આપે છે. પડિતજીએ કહ્યુ કે હૈદ્રાબાદ જાઓ અને પદર દિવસ ત્યા ફ્રનો આ યા એકતાનો સદેશો આપ્યો તામિલનાડમાં ગયા, બાગડોથી જઇ આવ્યા, ભરતપુરના પ્રદેશમાં મેવ મુસલમાનો વચ્ચે તેમના પુનર્વસવાટ માટે ઉપદેશ આપતા ફર્યાં ઉરુલિ, કાંચન, પુના, મુંબઈ વગેરે સ્થળે પણ આવી ગયા

## સાધુ પુરુષ

ઑકટોબરમા આંધ્રમાં જઈ આવ્યા છે એ પુણ્યવાન મૂર્તિ, જ્ઞાનભકિત અને કર્મની મૂર્તિ, સર્વનુ ઐકય અનુભવવા માટે સર્વ ધર્મ અને સર્વ ભાષાનો અભ્યાસ કરનારી મૂર્તિ, શાંત ગભીર નિષ્પાપ એ મૂર્તિ આજે દેશભરમાં ફરી રહેલ છે તેમની પ્રખર બુદ્ધિમત્તા, મૂળગામી પ્રજ્ઞા તેમનુ વિશાળ વાચન, ઊંડા અભ્યાસ, પ્રત્યક્ષ સેવાનો દીર્ઘ અનુભવ, એ વૈરાગ્ય, એ સાધુતા અને શુચિતા, દ્વેષ મત્સરને જરા પણ સ્થાન ન આપનારી વૃત્તિ બીજે કયાં જોવા મળશે?

તેઓ એકવાર બોલેલા કે હું મારા જીવનમાં ભારતનુ દર્શન કરુ છુ, માનવતાનુ દર્શન કરુ છુ મહાત્માજીનો પ્રેમ ઐકયનો સ્વાવલબનનો ગ્રામોદ્યોગનો સદેશો તેઓ આપે છે. તેઓ નિ:સ્પૃહ છે તેઓ બોલ્યા કે 'મિલમાલિકોએ દેશદ્રોહ કર્યો છે મિલો રાષ્ટ્રની માલિકીની બનાવો.' હું પ્રધાન હોત તો પાંચમી અંગ્રેજી સુધીના બધા વર્ગો બંધ કર્યા હોત, અને શાળાઓ તથા મહાશાળાઓના વિદ્યાર્થીઓને અન્ન ઉત્પાદન માટે લઇ ગયો હોત! તેમની કેટકેટલી વાતો કરુ? તેમના વિચાર કેટલા જણાવુ? સેવક અને સર્વોદય માસિકમાં તેઓ લખે છે "ગીતા એ ઇશ્વરે મારા હાથે કરાવેલી સર્વોત્તમ સેવા છે એમ હુ માનુ છુ" એમ તેઓ કહે છે સ્થિતપ્રજ્ઞના લક્ષણો, જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામના ભજનો, ઇશાવાસ્યે ઉપનિષદ ભાષ્ય, સ્વરાજશાસ્ત્ર વગેરે અનેક તેમના ગ્રંથો છે. વિનોબાજીને પ્રણામ. *

—સાને ગુરુજી

* તા. ૧૪-૯-૪૯ ના "જન્મભૂમિ" માંથી

મધ્યવર્તી પુસ્તકાલય સાર્વજનિક પુસ્તકાલય શાખા

# વિષય

### અંદાજપત્રો બાબત પૂછપરછ ન કરવા

## સૂચના નં. ૩ /૪૯–૫૦

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો તરફથી સને ૧૯૪૯–૫૦ નાં અંદાજપત્રો અત્રેની સૂચના આધારે આવ્યાં ? વડોદરા રાજ્યના ઑગસ્ટ ૧૯૪૯ ના વિલીનીકરણ પછી અંદાજપત્રો સંબંધે પૂછપરછ કરવામાં આવે છે તે સંબંધમાં જણાવવાનું કે આ સંબંધી મુંબાઈ ઇલાકાના પુસ્તકાલય ખાતા તરફથી હકીકત યોગ્ય હુકમો માટે સરકાર પાસે સાદર થઇ છે તે સંબંધી હાલ કંઇ નિર્ણય થઈ આવ્યો નથી અને નિર્ણય થઇ આવશે એટલે અંદાજપત્રોની વ્યવસ્થા તે પ્રમાણે કરવામાં આવશે સબબ આ સંબંધી હવે વધુ પૂછપરછ ન કરવા મંત્રીઓને આથી વિનંતિ કરવામાં આવે છે

વડોદરા, તા. ૨૧–૯–૪૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત અંક ૨/૪૯–૫૦

# વિષય :

### પુસ્તકાલયોના મકાનની લોકમદદના વ્યાજ બાબત

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો માટે આવેલી લોકમદદનું સને ૧૯૪૮–૪૯ નું એક વર્ષનું વ્યાજ સેકડે ૧ ટકા લેખે નીચે જણાવેલા ગામોને નામે ફાળવવામાં આવ્યું છે, તથા તે વ્યાજની રકમ જેમના તેમના નામે જમા થવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલી છે. આ જાહેરાતની લાગતાવળગતા સર્વ ભાઇઓએ નોંધ લેવા વિનતિ છે.

| ગામ | તાલુકો | રકમ | ગામ | તાલુકો | રકમ |
|---|---|---|---|---|---|
| | | | ૮ પાડરસિંગા | દામનગર | ૧૦–૦–૦ |
| ૧ ચોરંદા | કરજણ | ૧૦–૦–૦ | ૯ બ્રાહ્મણવાડા | ચાણસ્મા | ૧૦–૦–૦ |
| ૨ [illegible] | સિદ્ધપુર | ૨૦–૦–૦ | ૧૦ સુંદરણા | પેટલાદ | ૧૦–૦–૦ |
| પેણ આવડે છ | ભાદરણ | ૧૦–૦–૦ | ૧૧ કુરાલ | પાદરા | ૧૦–૦–૦ |
| બહાર આવતાં જ | સિદ્ધપુર | ૨૦–૦–૦ | ૧૨ સોજીત્રા મહિલા | પેટલાદ | ૨૦–૦–૦ |
| જોઇએ; સંગઠનમાં | કલોલ | ૬–૦–૦ | ૧૩ સેજાકુવા | પાદરા | ૧૦–૦–૦ |
| મહાત્માજીએ કહ્યું | | ૩૦–૦–૦ | ૧૪ પીપળોઈ | ભાદરણ | ૧૦–૦–૦ |
| સુરગાંવ જઈ ભંગીકામ કરી | | ૭–૦–૦ | ૧૫ ગુંજા | વિસનગર | ૧૦–૦–૦ |
| મળ્યો કે "વીસ વર્ષનો " | | | | | |

| | | |
|---|---|---|
| ૧૬ ઠહોડા | સિદ્ધપુર | ૧૦–૦–૦ |
| ૧૭ જગગલ | પાટણ | ૧૦–૦–૦ |
| ૧૮ ધાવટ | કરજણ | ૬-૧૩-૦ |
| ૧૯ મુજપુર | પાદરા | ૧૦–૦–૦ |
| ૨૦ છાલા | દહેગામ | ૧૦–૦–૦ |
| ૨૧ સામેત્રા | મહેસાણા | ૧૦–૦–૦ |
| ૨૨ વાન | કામરેજ | ૧૦–૦–૦ |
| ૨૩ દેથપ | વિસનગર | ૧૦–૦–૦ |
| ૨૪ ડભાસા | પાદરા | ૧૦–૦–૦ |
| ૨૫ દાસજ | સિદ્ધપુર | ૧૦–૦–૦ |
| ૨૬ કમાણા | વિસનગર | ૧૦–૦–૦ |
| ૨૭ ખરોડ | વિજાપુર | ૧૦–૦–૦ |
| ૨૮ મોરડ | પેટલાદ | ૧૦–૦–૦ |
| ૨૯ છઠીઆરડા | મહેસાણા | ૧૨–૦–૦ |
| ૩૦ બોડેલી | સ ખેડા | ૧૦–૦–૦ |
| ૩૧ સુંરપુર | વિજાપુર | ૧૦–૦–૦ |
| ૩૨ કામળી | સિદ્ધપુર | ૧૫–૦–૦ |
| ૩૩ ડેડીવાડા | ચાણસ્મા | ૧૦–૦–૦ |
| ૩૪ મહાતજ | પેટલાદ | ૧૦–૦–૦ |
| ૩૫ મોઢેરા | ચાણસ્મા | ૧૦–૦–૦ |
| ૩૬ પુધરા | વિજાપુર | ૨૦–૦–૦ |
| ૩૭ સરદારપુર | ,, | ૧૦–૦–૦ |
| ૩૮ પલાસર | ચાણસ્મા | ૧૦–૦–૦ |
| ૩૯ પુદગામ | વિસનગર | ૧૦–૦–૦ |
| ૪૦ માલોસણ | વિજાપુર | ૧૦–૦–૦ |
| ૪૧ દઢીઆળ | વિસનગર | ૧૦–૦–૦ |
| ૪૨ રૂપપુર | ચાણસ્મા | ૧૦–૦–૦ |
| ૪૩ મીઠી ધારિયાલ | ,, | ૧૦–૦–૦ |
| ૪૪ વ્યાસવાસણા | આતરસુંબા | ૫-૧૨-૦ |
| ૪૫ સીપોર | ખેરાળુ | ૧૨–૦–૦ |
| | કુલ રૂા | ૫૦૪-૯–૦ |

વડોદરા }
તા ૪–૧૦–૪૯ }

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાક

પુસ્તકાલય ખાતું સાર્વજનિક પુસ્તકાલય શાખા

જાહેરાત અંક ૩/ '૪૯–૫૦

## વિષય :

હિન્દ સરકારની લોનમાં રોકેલાં કાયમ ફંડનાં નાણાંનો આવેલો વધારો તથા રિફંડની રકમ ફાળવવા બાબત

રાજ્યનાં કેટલાંક સાર્વજનિક પુસ્તકાલયો જેમણે પોતાનાં કાયમ ફંડનાં નાણાં ખાતા મારફત હિન્દ સરકારની ૩ટકાની લોનમાં રોકેલાં હતાં તે મુદ્દલ નાણાં તથા તેનું ૩ ટકા લેખેનું વ્યાજ આ પહેલાં જેતા તેના નામ પર જમા થવા માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલેલું છે પરંતુ કાયમ ફંડનાં નાણાંની બધી લોન વેચતાં આવમાં આવેલો વધારો તથા ઇન્કમટેક્સના રિફંડની રકમ મળી કુલ રકમ રૂા. ૩૯૫૬–૯–૨ ખાતામાં રહેલી છે. તે રકમ નીચે જણાવેલાં પુસ્તકાલયોના કાયમ ફંડની રકમના પ્રમાણમાં જેને તેને ફાજલી આપી તેમના નામ પર જમા થવા માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવામાં આવી છે. આ જાહેરાતની નોંધ લગન વળગતા ભાઇઓએ લેવા વિનંતિ છે

| ગામ | તાલુકો | રકમ | ગામ | તાલુકો | રકમ |
|---|---|---|---|---|---|
| ૧ અણખી | વડોદરા | ૧૫–૭–૬ | ૩૫ ઘાંટવડ | કોડીનાર | ૫૪–૧–૦ |
| ૨ અખામા | કામરેજ | ૨૫–૦–૬ | ૩૬ ચાપડ | વડોદરા | ૯–૨–૬ |
| ૩ અંબિરડી | દામનગર | ૧–૧૨–૬ | ૩૭ ચલાલા | ધારી | ૨૫–૦–૦ |
| ૪ આમડપુર | નવસારી | ૬–૧૫–૬ | ૩૮ ચાણસદ | પાદરા | ૩૧–૩–૬ |
| ૫ આમલીઆરા | વડોદરા | ૩–૪–૬ | ૩૯ ચલાલા બાળ | ધારી | ૮–૦–૯ |
| ૬ આરતા | કામરેજ | ૬૬–૬–૬ | ૪૦ છીલા | દહેગામ | ૭૯–૫–૦ |
| ૭ આસણા | નવસારી | ૩–૧૩–૬ | ૪૧ ઝાઝ, | ભાદરણ | ૧૦–૪–૬ |
| ૮ આમલી | ,, | ૨૩–૧૫–૬ | ૪૨ જોશીકુવા | ,, | ૨૫–૧૨–૬ |
| ૯ આરક સીસોદરા | ,, | ૭૩–૭–૦ | ૪૩ જલસણ | ,, | ૨૬–૧૨–૬ |
| ૧૦ ઇસનપુર મોટા | દહેગામ | ૫૪–૧–૦ | ૪૪ જીરા | ધારી | ૬–૧૨–૬ |
| ૧૧ ઊંઝા મહિલા | સિદ્ધપુર | ૫૮–૧૪–૬ | ૪૫ જેપુર | વિજાપુર | ૫–૯–૬ |
| ૧૨ ઉમરાખ | પલસાણા | ૪૯–૩–૬ | ૪૬ જામળા | કલોલ | ૫–૯–૬ |
| ૧૩ ઊપેરા | સિદ્ધપુર | ૧૨–૧૪–૩ | ૪૭ જેસિંગપુરા | અમરેલી | ૧૭–૧૨–૬ |
| ૧૪ કરલી | ,, | ૩૦–૧૫–૬ | ૪૮ જગુદણ | મહેસાણા | ૨૦–૨–૬ |
| ૧૫ કાસોદ | ભાદરણ | ૧૮–૧૩–૦ | ૪૯ જાખાના | ચાણસ્મા | ૧–૧૫–૬ |
| ૧૬ કીખનોડ | ,, | ૧૬–૧૦–૯ | ૫૦ તુંડી | પલસાણા | ૪૯–૩–૬ |
| ૧૭ કુણઘેર | પાટણ | ૧૨૨–૧૧–૬ | ૫૧ ટીંટોદણ | વિજાપુર | ૧૨–૧૨–૬ |
| ૧૮ કાળાકાછા | નવસારી | ૧૦–૫–૦ | ૫૨ દાસજ | સિદ્ધપુર | ૪૯–૩–૬ |
| ૧૯ કહોડા | સિદ્ધપુર | ૬૧–૯–૯ | ૫૩ ડીંગુચા | કલોલ | ૬–૧૨–૬ |
| ૨૦ કામરોલ | વાઘોડીઆ | ૯–૩–૯ | ૫૪ ડુમાડ | વડોદરા | ૪–૬–૬ |
| ૨૧ કમાણા | વિસનગર | ૫૮–૧૨–૬ | ૫૫ ડાભેલ | નવસારી | ૯–૩–૯ |
| ૨૨ કડારી | કરજણ | ૨૦–૨–૬ | ૫૬ ડભોડા | ડભોડા | ૪૯–૩–૬ |
| ૨૩ કુચેદ | નવસારી | ૩૪–૧૧–૦ | ૫૭ દેણપ | વિસનગર | ૪૯–૩–૬ |
| ૨૪ કામળી | સિદ્ધપુર | ૬૩–૦–૦ | ૫૮ ડેસર | સાવલી | ૧૦–૭–૬ |
| ૨૫ કુરાલ | પાદરા | ૨૫–૦–૧ | ૫૯ ધામણ | નવસારી | ૬૩–૧૨–૦ |
| ૨૬ ખરોડ | વિજાપુર | ૨૯–૧૩–૬ | ૬૦ ધારગણી | ધારી | ૧૪–૦–૧ |
| ૨૭ ખેરવા | મહેસાણા | ૩૯–૮–૬ | ૬૧ ધીણોજ | ચાણસ્મા | ૭૧–૬–૬ |
| ૨૮ ગુંજા | વિસનગર | ૩૭–૧–૯ | ૬૨ ધમડાછા | ગણદેવી | ૯૭–૧૦–૬ |
| ૨૯ ગલુદણ | દહેગામ | ૫–૧૪–૬ | ૬૩ ધમાસણા | કલોલ | ૪–૭–૬ |
| ૩૦ ગેરીતા | વિજાપુર | ૧૦–૭–૬ | ૬૪ નારદીપુર | કલોલ | ૪૯–૩–૬ |
| ૩૧ ગોજારીઆ | ,, | ૫૩–૧૨–૬ | ૬૫ પાનસર | ,, | ૨૪–૧૫–૬ |
| ૩૨ ઘુટેલી | પેટલાદ | ૪–૧૫–૩ | ૬૬ પાતળવેણી | વડોદરા | ૮–૦–૬ |
| ૩૩ ઘડીઆ | આતરસુબા | ૧–૧૫–૬ | ૬૭ પીલુાવ | ભાદરણ | ૮–૦–૬ |
| ૩૪ ધમીજ | દહેગામ | ૮–૦–૯ | ૬૮ પીલાલ | ચાણસ્મા | ૩–૩–૦ |
| | | | ૬૯ બ્રાહ્મણવાડા | સિદ્ધપુર | ૫૬–૧૧–૬ |

| | | |
|---|---|---|
| ૭૦ બહાદરપુર | સંખેડા | ૨૧૮–૧૧–૬ |
| ૭૧ બીલોદરા | વિજાપુર | ૩૪–૧૧–૬ |
| ૭૨ બાધણી | પેટલાદ | ૩૨–૩–૬ |
| ૭૩ બીલિયા | સિદ્ધપુર | ૮–૦–૬ |
| ૭૪ બચાર | કરજણ | ૨૦–૨–૬ |
| ૭૫ બાસણા | વિસનગર | ૬–૧૨–૬ |
| ૭૬ ભુણાવ | સિદ્ધપુર | ૧૦–૭–૬ |
| ૭૭ મોઢેરા | ચાણસ્મા | ૪૯–૩–૬ |
| ૭૮ માણેકપુર | ગણદેવી | ૫–૯–૬ |
| ૭૯ મોખાસણ | કલોલ | ૩–૩–૬ |
| ૮૦ મહેરવાડા | સિદ્ધપુર | ૮–૦–૬ |
| ૮૧ મેથાકુઈ | વડોદરા | ૮–૦–૬ |
| ૮૨ મોટા સમઢીઆળા | ખાંભા | ૫–૯–૭ |
| ૮૩ માસર | પાદરા | ૩૭–૧–૬ |
| ૮૪ માણેજા | વડોદરા | ૧–૧૫–૬ |
| ૮૫ માકણજ | મહેસાણા | ૯–૩–૬ |
| ૮૬ મકરપુરા | વડોદરા | ૧૯–૧૨–૬ |
| ૮૭ માલોસણ | વિજાપુર | ૧૨–૧૪–૬ |
| ૮૮ માનપુરા | પેટલાદ | ૫–૯–૬ |
| ૮૯ મોરડ | ,, | ૬૩–૧૧–૬ |
| ૯૦ મોકાસણ | કડી | ૧૨–૧૪–૬ |
| ૯૧ મીઠી ધારિયલ | ચાણસ્મા | ૧–૧૫–૬ |
| ૯૨ મોટા આંકડીઆ | અમરેલી | ૪૯–૩–૬ |
| ૯૩ મોટી દાઉ | મહેસાણા | ૧૫–૪–૬ |
| ૯૪ મેવડ | ,, | ૩–૬–૬ |
| ૯૫ મહેળાવ | પેટલાદ | ૫૧–૧૨–૬ |
| ૯૬ રૂવાદ | વડોદરા | ૧૪–૦–૬ |
| ૯૭ રૂપાલ | કલોલ | ૪૭–૧૨–૬ |
| ૯૮ લાલપુરા | ભાદરણ | ૬–૧૨–૬ |
| ૯૯ વાવોલ | કલોલ | ૩૨–૩–૬ |
| ૧૦૦ વાવ | કામરેજ | ૫૨–૧૨–૬ |
| ૧૦૧ વાવવોડ | ભાદરણ | ૭૩–૫–૬ |
| ૧૦૨ વ્યારા | ડભોઇ | ૧૨–૧૩–૬ |
| ૧૦૩ વડસર | વડોદરા | ૪–૬–૬ |
| ૧૦૪ વાસણા કોતરિયા | ,, | ૧૫–૪–૬ |
| ૧૦૫ વામજ | કડી | ૨૪–૧૫–૬ |
| ૧૦૬ વટાદરા | ભાદરણ | ૮–૦–૬ |
| ૧૦૭ વડસર | કલોલ | ૫–૯–૬ |
| ૧૦૮ વાકીઆ | ખાંભા | ૨–૪–૬ |
| ૧૦૯ સમા | વડોદરા | ૫–૧૦–૬ |
| ૧૧૦ સીસવા | ,, | ૬–૧૨–૬ |
| ૧૧૧ સૈયદ વાસણા | ,, | ૮–૦–૬ |
| ૧૧૨ સોનારડા | દહેગામ | ૪–૬–૬ |
| ૧૧૩ સાદની | શિનોર | ૧૨–૬–૬ |
| ૧૧૪ સિદ્ધપુર | સિદ્ધપુર | ૨૬૭–૦–૫ |
| ૧૧૫ સિદ્ધપુર મહિલા | | ૯૭–૧૦–૬ |
| ૧૧૬ સુઢીયા | ખેરાળુ | ૨૦–૨–૬ |
| ૧૧૭ સમસાબાદ | વડોદરા | ૧૭–૧૧–૬ |
| ૧૧૮ સેવાસી | ,, | ૬૪–૧૨–૬ |
| ૧૧૯ સામેત્રા | મહેસાણા | ૨૫–૦–૩ |
| ૧૨૦ સરસાવ | કડી | ૬–૧૧–૬ |
| ૧૨૧ શામપુરા | કામરેજ | ૪૯–૩–૬ |
| ૧૨૨ સોજા | કલોલ | ૪૯–૩–૬ |
| ૧૨૩ સેરથા | ,, | ૬૦–૧–૬ |
| ૧૨૪ સુરવાડા | કરજણ | ૫–૯–૬ |
| ૧૨૫ સીપોર | ખેરાળુ | ૫–૯–૬ |
| ૧૨૬ સરદારપુર | વિજાપુર | ૪૯–૩–૬ |
| ૧૨૭ સરઢવ | કલોલ | ૭૩–૬–૬ |
| ૧૨૮ સેજાકુવા | પાદરા | ૩૭–૧૫–૩ |
| ૧૨૯ સુંદરપુર | વિજાપુર | ૪૯–૩–૬ |
| ૧૩૦ સરસીયા | ધારી | ૧૫–૫–૦ |

કુલ રૂા. ૩૯૫૬–૯–૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક



પુસ્તક ૨૪ મુ નવેમ્બર-૧૯૪૯ અંક ૫

# વિદાયમાન અને અભિનંદન

—તન્ત્રીસ્થાનેથી

મુંબઇ સરકારે વડોદરા રાજ્યનાં વિવિધ ખાતાઓને અંતર્ગત કર્યા પછી હવે પુસ્તકાલય ખાતાને પણ મુંબઇના ખાતા સાથે અંતર્ગત કરવાને લગતુ પગલુ લીધાના શ્રીગણેશ થવાના શુભ સમાચાર હવે જાણવા મળે છે અને તે વડોદરાના પુસ્તકાલય ખાતાના ક્યુરેટર શ્રી વાકનીસ સાહેબને મુંબઇ સરકારના પુસ્તકાલય ખાતાના ક્યુરેટર તરીકેની નિમણુકથી.

મુંબઇ સરકારે લીધેલા આ પગલાને અમે સહર્ષ આવકારીએ છીએ અને જ્યારે સમગ્ર મુંબઇ પ્રાંતના વિશાળ પ્રદેશને સ્પર્શતી પુસ્તકાલય પ્રવૃત્તિનુ સંચાલન કરવાનું હોય ત્યારે આવા દેશ-પરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિના અભ્યાસી અને નિષ્ણાત તેમ જ કાર્યકુશળ અમલદારની વરણી યોગ્ય જ થઇ છે, એમ અમારે ભારપૂર્વક જણાવવુ જોઇએ શ્રી વાકનીસ સા ની વરણી યોગ્ય સ્થળે યોગ્ય વ્યક્તિની થઈ છે ખરુ કહીએ તો વડોદરાએ જે ઉત્તમોત્તમ માણસોને પોતાના કારોબારમા લીધેલા તેમની સફળ કામગીરીની આ કદરું જ લેખી શકાય.

શ્રી વાકનીસ સા વર્ષો થયા વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાનું સરકારી સંચાલન કરી રહ્યા હતા તેમની રાહબરી હેઠળ આસિ. ક્યુરેટર અને અન્ય મહેકમ દ્વારા થયેલા રાજ્યના સમગ્ર વિસ્તારમા—ગામડે ગામડે—જે પ્રચાર અને પુસ્તકાલય પ્રતિની જનતાની ભાવના જાગ્રત થઇ તેનો યશ સ્વ મોતીભાઇ અમીન દ્વારા શ્રી. વાકનીસ સાહેબને ફાળે જાય છે

અને વર્ષો થયા તેઓ આ પ્રવૃત્તિની દેખરેખ રાખી રહ્યા છે

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની તેઓશ્રીની આ સેવાઓ ઉપરાંત શ્રી,-મંત સરકારે તેમને પરદેશ મોકલેલા અને ત્યાંની આ પ્રવૃત્તિની વિશિષ્ટતાઓ અને કાર્ય-

પ્રણાલીઓનો અનુભવ પણ તેમણે મેળવેલો છે. એટલે આપણા મુંબઈ પ્રાંતમા, આ પ્રવૃત્તિના શ્રીગણેશ હજી જ્યાં શરૂ થાય છે તે પ્રદેશમાં, શ્રી વાકનીસ સાહેબની કાર્ય-કુશળ દોરવણી અને સલાહસૂચના જરૂર ઉપયોગી નીવડશે અને પુસ્તકાલયોના સંચાલનમા નવીન પ્રણાલીઓ દાખલ કરાવશે, એવી આશા અસ્થાને નથી ઉપરાંત, વડોદરાએ જે પદ્ધતિએ આ પ્રવૃત્તિને પોતાના પ્રદેશમાં વિકસાવી ફેલાવી તે પદ્ધતિનો અમલ મુંબઈ સરકારના સમગ્ર પ્રદેશમાં વિસ્તારશે એવી અમને ખાતરી છે

આ સ્થળે અમારૂ નમ્ર નિવેદન તેઓશ્રી સમક્ષ રજૂ કરીએ તો અસ્થાને નહિ લેખાય

આ પ્રવૃતિ પાછળની સતત કામગીરી બે મંડળોની છે એ તેઓશ્રીની જાણ બહાર નથી જ, અને તે (૧) પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ અને (૨) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

આ બન્ને મંડળોએ પુસ્તકાલયોની જે સેવા કરી છે તેનો પુરાવો તો પહેલા મંડળે ગયા એપ્રિલ માસમા ઉજવેલી રજતજયંતિ જ છે. તે પ્રસંગે એની સવાઓને સ્થળેસ્થળેથી જે માનાંજલિઓ અપાઇ છે તે સુવિદિત જ છે ત્યારે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે રાજ્યના પુસ્તકાલયોની તપાસણીનું અને પ્રચારનુ જે કાર્ય કર્યું છે તે અછતું નથી.

એટલે તેઓશ્રીના પરિચિત એવી પુસ્તકાલયોની આ બન્ને સહાયક સંસ્થાઓનો તેઓ મુંબઇ પ્રાન્તની સેવાઓમા ઉપયોગ કરશે તો તેઓશ્રીની કામગીરી વધુ સરળ થઇને યશસ્વી નીવડશે એ નિર્વિવાદ છે.

શ્રી વાકનીસ સાહેબને તેઓશ્રીએ આ માનભર્યું સ્થાન પ્રાપ્ત કરવા માટે અમારા હાર્દિક અભિનંદન તેઓ વડોદરામા જે યશ પ્રાપ્ત કરી શકયા છે તેથી વધુ ને વધુ યશ પ્રાપ્ત કરો એવી અમારી શુભેચ્છા તેઓને પાઠવીએ છીએ. અસ્તુ.

---

"આજે માનવસંસ્કૃતિ ઉપર જે ભયાનક આફત તોળાઇ રહી છે તે અત્યંત આવશ્યક એવી નૈતિકતાના અભાવને કારણે છે. જ્યા સુધી દુનિયામા આધ્યાત્મિક ક્રાન્તિ નહિ થાય ત્યાં સુધી દુનિયાનું ભાવી સ્થિર થઇ શકવાનુ નથી. અહંકાર, સ્વાર્થ, ધિક્કાર, અન્યાય તથા સત્તાલોભના પાયા પર સાચી અને ભલી દુનિયાનુ ચણતર થઇ શકે નહિ

"દુનિયાને સંપૂર્ણ વિનાશમાંથી ઉગરવુ હશે તો આધ્યાત્મિક મૂલ્યો તરફ પાછા વળવુ જોઇશે આપણું શિક્ષણ, વિજ્ઞાન અને સંસ્કૃતિ બધાની પાછળ નવી જ દૃષ્ટિ, નવી જ ભાવના આરોપવી પડશે અને સમસ્ત જગતના કલ્યાણની દૃષ્ટિ રાખીને એ બધાનો ઉપયોગ કરવો પડશે."

—સર્વપલ્લી રાધાકૃષ્ણન્

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

* ઑગસ્ટ માસમાં દેશમાં ઘણા સ્થળોએ તુલસીજયંતી ઉજવવામાં આવી હતી. હિંદી સાહિત્ય સમેલન તરફથી પટણાની એક જાહેર સભાએ સભાના પ્રમુખ શ્રી રામધારી સિંહ દિનકરે કવિની મહાન તથા સદા સુગંધી લોકપ્રિયતાનાં કારણોની સમાલોચના કરી હતી

*

* પંડિત નર્મદાપ્રસાદ મિશ્રનું ૬૨ વર્ષની ઉંમરે તા ૪ ઓગસ્ટના રોજ અવસાન થયું છે તેઓ જાણીતા પત્રકાર તથા કેટલાક હિંદી પુસ્તકોના લેખક હતા તેમણે ઉચ્ચ કક્ષાનાં ત્રણ હિંદી માસિકો 'હિતકારિણી', 'શારદા' તથા 'શારદા વિનોદિની'નું સંચાલન કર્યું હતું આ માસિકો કેટલાક વખતથી બંધ પડી ગયાં છે સ્વર્ગસ્થ જબલપુરના રાષ્ટ્રીય હિંદી મંદિરના મંત્રી પણ હતા

*

* લખનૌથી આવતા ડિસેમ્બર માસથી નવું સાહિત્ય તથા સંસ્કૃતિનું ત્રૈમાસિક 'અજંતા' શરૂ થવાનું છે પહેલા અંકમાં નામદાર ચક્રવર્તી રાજગોપાલાચારી, પ્રો. રાધાકૃષ્ણન તથા પંડિત જવાહરલાલ નેહરુ ઉપરાંત શ્રીમતી સરોજિની નાયડુએ તેમના અવસાન પહેલાં 'અજંતા' માટે લખેલ ખાસ લેખ પણ આવશે તેનું વાર્ષિક લવાજમ રૂ ૧૦ રહેશે

*

* મરાઠી સાહિત્યમાં વિશ્વકોશનો યુગ દાખલ કરવાનું માન સ્વ. ડૉ એસ. વી. કેતકરના ફાળે જાય છે. તેમણે 'મહારાષ્ટ્ર જ્ઞાનકોશ'નું સંપાદન કરી લગભગ ૪૦ ભાગોમાં તે પ્રગટ કર્યો ત્યાર પછી બીજા વિશ્વકોશો રચાયા આ ક્ષેત્રમાં તાજેતરમાં પૂનાના શ્રી વાય. જી જોશીએ 'સુલભ વિશ્વકોશ' પ્રગટ કરવાનું શરૂ કર્યું છે

સ્વ ડૉ. કેતકરે ઇતિહાસ તથા સમાજશાસ્ત્ર પર પુસ્તકો લખીને તેને સમૃદ્ધ બનાવ્યાં છે પૂનાના શ્રી ડી એન ગોખલેએ તેમનું જીવનચરિત્ર લખવાનું કાર્ય માથે લીધું છે. પૂનાના શ્રી એમ ટી કુલકર્ણીએ હિંદી તથા ઉર્દૂ શબ્દોના મરાઠી અર્થોસહિતનો ઉપયોગી કોશ તૈયાર કર્યો છે પૂનાના 'કેસરી'ના તંત્રી શ્રી જી વી કેતકરના એકોતેરમા જન્મદિવસ તથા તેમની પચીસ વર્ષની જાહેર સેવા નિમિત્તે નાગપુરના ડૉ એન બી ખરેના પ્રમુખપદ હેઠળ એક જાહેર સભામાં તેમનું સન્માન કરવામાં આવ્યું હતું તે સમયે બીજી ભેટો ઉપરાંત સાકાર સમિતિ તરફથી શ્રી વી ડી. સાવરકરની ચાંદીની પ્રતિકૃતિ પણ તેમને ભેટ ધરવામાં આવી હતી

*

પૂનાના 'કીર્તન વાચસ્પતિ' બી એમ હોહાટકર બુવાએ મહાભારતને મરાઠી અભંગોમાં ઉતારવાનું શરૂ કરી દીધું છે 'અભંગ-ભારત' (જેમાં મહાભારતના પહેલાં બે પર્વો આવે છે) ના પ્રથમ ગ્રંથની પ્રકાશનવિધિ ૧૭ મી ઑગસ્ટે પૂનાની એસ પી કોલેજના પ્રિન્સિપાલ શ્રી સેનાપતિ હડિકરના પ્રમુખપદ હેઠળ કરવામાં આવ્યો હતો તે વખતે લેખકનું પણ સન્માન કરવામાં આવ્યું હતું.

*

* પૂર્વ પંજાબ વિશ્વવિદ્યાલયના પ્રકાશન ખાતાએ આકરગ્રંથો તથા બીજા પ્રમાણભૂત ગ્રંથો પંજાબી ભાષામાં પ્રગટ કરવાની યોજના કરી છે પંજાબી ભાષામાં આ પ્રકારનો આ પહેલો જ પ્રયત્ન છે ૧૯૪૯-૫૦ આખરે નીચેના પુસ્તકો પ્રગટ થવાનાં છે તે પરથી પ્રકાશન ખાતાના કાર્યનો ખ્યાલ આવશે

*

(૧) અંગ્રેજી સાહિત્યના કેમ્બ્રિજ ઇતિહાસની યોજના મુજબ લખાયેલ પંજાબી સાહિત્યનો પ્રમાણભૂત ઇતિહાસ પાંચ ભાગમાં ચાલુ વર્ષમાં પહેલા બે ભાગો જ તૈયાર થશે (૨) અંગ્રેજી-પંજાબી ડિક્શનેરી-કોન્સાઇઝ ઑક્સફર્ડ ડિક્શનેરીના ધોરણે-આ કાર્ય વિદ્વાનોને સોંપવામાં આવ્યું છે (૩) શબ્દોનો કોશ (૪) પંજાબી શબ્દશાસ્ત્રનો સંક્ષિપ્ત સાર (૫) પંજાબી રૂઢ પ્રયોગો ( Idioms ) નો કોશ, (૬) પંજાબી વ્યાકરણ, બે ભાગ, (૭) પંજાબી કહેવતોનો કોશ, (૮) ગુરુમુખી લિપિની ઉત્ક્રાંતિ (૯-૧૦) ડાર્વિનનાં પુસ્તકો 'ઓરીજીન ઑફ સ્પીશીઝ તથા ડિસેન્ટ ઑફ મેન' ના ભાષાંતરો તેમ જ (૧૧) આધુનિક પંજાબી લેખકો તથા તેમના ગ્રંથોનો સંપૂર્ણ આકર ગ્રંથ.

આવું કિંમતી કાર્ય માથે લેવા માટે પૂર્વ પંજાબ વિશ્વવિદ્યાલય અભિનંદનને પાત્ર છે.

*

સ્ટોકહોમની સ્કેન્ડિયા ક્લબના સભ્યો થોડા સમય પહેલાં તેમના પ્રમુખ રેગનર્ટ અહાલેનના ઘેર ભેગા થયા હતા દરેક જાતની વસ્તુઓના સંગ્રાહકોની આ ક્લબના જગતભરમાં ૨૭૦૦ સભ્યો છે અને તે અવારનવાર ભેગા મળે છે તેઓએ ટિકિટો, દીવાસળીઓ, ફરવા જવાની લાકડીઓ, તલવારો, ઝવેરાત, સીગારેટના પત્તાં, ચોકલેટની ડબાના કવર, રૂમાલ, ટાઇ, વાવટા, વર્તમાનપત્રો, ટોપી, બૂટ, બટન વગેરેની તેમની શોધખોળના અનુભવોનું વર્ણન કર્યું હતું એક સભ્ય પાસે જગતભરનાં જુદાં જુદાં પાણી લુર્ડ, વીશી, જોર્ડન નદી, આમાઝોન નદી, ડાન્યુબ, ટેમ્સ અને સાત સમુદ્રોના પાણીથી ભરેલ શીશીઓનો સંગ્રહ છે

વર્તમાનપત્રના આગલા તંત્રી આહલિને લગભગ પચાસ વર્ષ પહેલાં આ કલબની શરૂઆત કરી હતી તરત જ તેણે પરદેશી વર્તમાનપત્રોનો સંગ્રહ કરવાનું શરૂ કર્યું આજે તેમની ઉમર ૭૦ વર્ષની છે તેમના સંગ્રહમાં ૧૮૮૮ ના ફેનોગ્રાફનો સમાવેશ થાય છે. તેનાં ૧૦,૦૦૦ વર્તમાનપત્રોનો સંગ્રહ આજે સ્ટોકહોમ પબ્લીસીસ્ટ ક્લબને તેણે ભેટ ધરી દીધો છે તેમાં જગતના ઉત્તરના દૂરના સ્થળે સ્પીટઝબર્ગનથી પ્રગટ થતું વર્તમાનપત્ર તથા આફ્રિકાના

ગણુ ૫ગ હકક ધગવતા તેમજ પોતાને ' સહગતે શહેનશાહ ' કહેવડાવના એક ગાઢા ફ્રેન્ચ લાખોપતિએ પ્રગટ કરેલ કેટલાક ફ્રેન્ચ ભાષાના પ્રકાશનો છે આહવિનનો દીવાસળીની ડાબની ઓનો સગ્રહ જગતમાં અનુપમ ગણાય છે. તેમાં કેટલીક કિંમતી તથા અપ્રતિમ ડાબલીઓ છે એક સેટમાં સ્ટેલિન, રાજાઓ, ફિલ્ડમાર્શલ, ગાંધીજી તથા ચીની આગેવાનોના ચિત્રો, તેમના પ્રિય સૂત્રો સાથે આપવામા આવ્યા છે.

*

તાજેતરમાં લડનમા પ્રગટ થયેલ લોર્ડ માઉન્ટબેટનના ભાષણોના પુસ્તકે હિંદીઓમાં તથા હિંદના મિત્રોમાં સારો રસ જગાડયો છે આ પુસ્તકનું નામ 'ટાઇમ ઓન્લી ટુ લૂક ફોરવર્ડ' ( Time Only to Look Forward ) છે આ ભાષણો હિંદના ઇતિહાસની નોંધમા સ્વાતંત્ર્યનો ' પડદો ખોલનાર ' ગણાશે વાઇસરોય તથા ગવર્નર જનરલ તરીકેની ૧૪૦ દિવસની કારકિર્દીના સમયમાં બનેલા બનાવોના તેમા પડઘો પડે છે

પુસ્તકનું શીર્ષક તેમણે ૧૯૪૭ ની ૧૪ મી ઑગસ્ટે નવી પાકીસ્તાન કોન્સ્ટીટયુઅન્ટ એસેમ્બ્લી સમક્ષ કરેલ ભાષણના શબ્દો પરથી લેવામાં આવેલ છે.

લોર્ડ માઉન્ટબેટનને ભાષણો અગાઉથી તૈયાર કરવાનું પસંદ નહોતું. કંઈ પણ નોંધ વિના ભાષણ કરવાનું તેમને ગમતું હતું જ્યારે વર્તમાનપત્રોને તેમના ભાષણની નકલ અગાઉથી આપવાની જરૂર પડતી ત્યારે જ તે ભાષણો લખી રાખતા હતા સદ્‌ભાગ્યે તેમના સ્ટાફનો એક સભ્ય તૈયારી વગરના ભાષણોની પૂરી નોંધ કરી શકતો તેને અંગે જ તે ભાષણોનો આમા સમાવેશ કરવાનું શક્ય બન્યું છે

*

બ્રિટનના કેળવણી ખાતાના પ્રધાન મંડળે જગતનાં ૧૦૦ શ્રેષ્ઠ પુસ્તકોની યાદીમા ગણાવી શકાય તેવા પુસ્તકોની યાદી પ્રગટ કરી છે આ પુસ્તકોની પસંદગી સાહિત્યના તજ્ઞો તથા આંતરરાષ્ટ્રીય સંસ્થાઓની સલાહ લઇને ' યુનેસ્કો ' કરશે

આ યોજનાનો હેતુ સાહિત્યના શ્રેષ્ઠ ગ્રંથોનો ઘણી ભાષાઓમાં અનુવાદ કરાવવાનો છે

બ્રિટિશ યાદીમા ૨૩ જગવિખ્યાત લેખકો તથા કવિઓનાં પુસ્તકોનો સમાવેશ થાય છે

*

જર્મનીના પશ્ચિમ વિભાગમાંથી બર્લિન જતી લૉરીમાં બાઇબલ લઇ જતાં રશિયન અધિકારીઓએ તે અટકાવ્યા હતા તેમની માન્યતા મુજબ બાઇબલ ' પ્રચારનુ સાધન ' ગણાય છે

*

હિંદ અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે પુસ્તકોનો વિનિમય શરુ થઇ ગયો છે પરિણામે હિંદનાં પુસ્તકાલયો તથા શાળાઓને 'યુનાઇટેડ સ્ટેટ્સ પુસ્તક વિનિમય' સંસ્થા તરફથી સેંકડો પુસ્તકો મળશે

તાજેતરમા આ ' વિનિમયે ' હિન્દનાં ૪૧ પુસ્તકાલયોને અત્યારે મળી શકતાં ૨૫૦ પુસ્તકોનાં નામની યાદી મોકલી હતી આ કાર્યક્રમ માટે હિન્દમાંથી વિનિમય માટે મોકલાતા દરેક પુસ્તક દીઠ યુનાઇટેડ સ્ટેટ્સ બે પુસ્તકો મોકલે છે. હિન્દનાં સંખ્યાબંધ પુસ્તકાલયોએ આનો લાભ લેવા માડયો છે અને તેમણે પસંદ કરેલ પુસ્તકો મોકલવાની તૈયારીઓ થઈ રહી છે

*

યુનાઇટેડ સ્ટેટ્સના જ્યોર્જિયા પ્રાંતના મેકોન ગામના વર્તમાનપત્રોના તજ્જ્ઞોની માન્યતા મુજબ ભવિષ્યના વર્તમાનપત્રોમાં મથાળાં નહિ હોય તેઓએ તાજેતરમાં ' મેકોન-ન્યુઝ ' નો એક અંક તદ્દન નવા જ સ્વરૂપમા પ્રગટ કર્યો હતો

આ તજ્જ્ઞો આ બાબતમાં એકમત છે કે ' કામમાં ગૂંથાયલા રહેનાર વાચકને સ્થાનિક ખબરો, રાજ્યના ખબરો, રાષ્ટ્રીય બનાવો, પરદેશના ખબરો વગેરે મોટા મોટા વિભાગો પાડી' નાખેલ ખબર જોઈએ છે આ ખબરના પાછા વિભાગ પાડવા તે બરાબર નથી ' મેકોન ન્યુઝે પહેલા પાનાના નિવેદનમાં ભવિષ્ય ભાખ્યુ છે કે ભવિષ્યના વર્તમાનપત્રો આ પ્રથાને અનુસરશે આ પ્રથાથી ખબરો ટુકામાં આવી જાય છે ને મથાળાની જગ્યા બચી જાય છે. છતાં એક અખતરા તરીકે આ પત્રે એક જ દિવસ માટે, પોતાના વાચકોને ભવિષ્યની ઝાંખી કરાવવા માટે, આવી આવૃત્તિ પ્રગટ કરી હતી બીજે દિવસે તે પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગયુ હતુ. વાચકોની બહુમતિ માત્ર મથાળાં જ જુએ છે, ને લે કોને આ ફેરફાર રુચશે નહિ.

*

મુસોલિનીના હજામે, માળીએ, તથા બટલરે મુસોલિનીનાં સ્મરણો લખ્યાં છે

હવે તેની ગવર્નેસ મેરિયા બાર્ડવાનો વારો આવે છે. તે મુસોલિનીનુ જીવનવૃત્તાંત લખી રહી છે

તે કહે છે કે મારે પૈસાની જરૂર પડી છે. હું ફક્કડ રસોઈ બનાવુ છું, છતાં મને કોઈ નોકરીમાં રાખતુ નથી

*

રૉયલ એશિયાટિક સોસાયટીએ લગભગ આઠ ભાગમા ભારતનાટયશાસ્ત્રની ટીકાવાળી આવૃત્તિ અંગ્રેજી ભાષાંતર સાથે પ્રગટ કરવાની યોજના કરી છે

આ સંબંધમાં સોસાયટીએ હિંદના મોટાં પુસ્તકાલયો પર પરિપત્ર પાઠવીને જેમની પાસે આ પુસ્તકની હસ્તપ્રત હોય તો વિગતવાર ખબર આપવા જણાવ્યુ છે

અત્યાર સુધી આ પુસ્તકનો ફક્ત મૂળ પાઠ, વડોદરાની ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝની ' ઠાકરમાળા સીરીઝ ' માં પ્રગટ કરવામાં આવેલ છે

*

છાપખાના સબંધી શાહી કમિશનનો હેવાલ ઇંગ્લંડમાં પ્રગટ થયો છે સર ડેવિડ રોસ કમિશનના પ્રમુખ હતા.

(અનુસંધાન સામેના પૃષ્ઠના છેડે)

# વડોદરા તાલુકા પુસ્તકાલય પરિષદ

વડોદરા મહાલ પુસ્તકાલય મંડળની ચોથી પરિષદ આજોડ ગામે તા ૩૦-૧૦-૪૯ ના રોજ વડોદરા રાજ્યના માજી મહેસુલી પ્રધાન, વડોદરા જીલ્લા સમિતિના પ્રમુખ અને મુંબાઇ ધારાસભાના સભ્ય શ્રી મગનભાઈ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે મળી હતી, જે પ્રસંગે કોંગ્રેસના જાણીતા કાર્યકર્તા અને મુંબાઇ ધારાસભાના સભ્ય શ્રી. ચુનીલાલ શાહ, વડોદરા (રાજ્ય) પુસ્તકાલય મંડળના મંત્રી અને વ મહાલ પુ મંડળના પ્રમુખ શ્રી. ચિમનભાઈ હ અમીન, વ રા. પુ મંડળના સહમંત્રી શ્રી નાગુકલાલ ચોકસી, પુસ્તકાલય સહાયક સ૦ મંડળ લિ ના મંત્રી શ્રી વાઘજીભાઈ અમીન, પુ સ સ મંડળ લિ ના વ્યવસ્થાપક સભ્ય શ્રી ચીમનભાઇ મૂ અમીન, જિલ્લા લોકલ બોર્ડ એંજીનીઅર શ્રી મોતીભાઇ પટેલ, ગ્રામ ઔષધાલય તપાસનીસ શ્રી જશભાઈ મૂ અમીન, શ્રી વિઠ્ઠલભાઇ ભટ, શ્રી મૂળજીભાઇ પટેલ, શ્રી રતિલાલ ઘોડા તેમ જ તાલુકાના પુસ્તકાલયોના મંત્રી-પ્રમુખો અને કાર્યકર્તાઓ તથા આજુબાજુના ગ્રામજનોની મોટી હાજરી હતી

શરૂઆતમાં પ્રાર્થના થયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી મગનભાઇ નરોતમદાસ પટેલના આવકારના વિવેચન પછી જિલ્લા લોકલબોર્ડના સભ્ય શ્રી અંબાલાલ લલ્લુભાઇ પટેલની દરખાસ્ત અને શ્રી જશભાઇ પટેલના અનુમોદનથી શ્રીમાન મગનભાઇ શં પટેલે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતુ.

જે પછી મંત્રી શ્રી છોટાભાઇ રા પટેલે પરિષદ માટે આવેલા સફળતા ઇચ્છતા સદેશા રજુ કર્યા હતા, જેમા પુસ્તકાલય ખાતાના ક્યુરેટર શ્રી વાર્કર્નીસ, આસી૰ ક્યુરેટર શ્રી ઉમેદભાઇ

---

(અનુસંધાન પૃષ્ઠ ૨૩૬ નું )

આ રિપોર્ટમાં શરુઆતમાંજ ગ્રેટબ્રિટનના વર્તમાનપત્રોના ક્ષેત્ર વિષે હકીકત આપેલી છે સામાન્ય માણસોને રસ પડે તેવા નવ દૈનિકો પ્રગટ થાય છે ૧૯૪૭ મા તેનો દૈનિક ફેલાવો ૧૫,૫૬૭,૮૮૩ નકલોનો હતો લંડનના ત્રણ સાંજનાં દૈનિકોનો ફેલાવો ૩,૫૦૧,૫૫૯ નકલોનો હતો સવારે પ્રગટ થતા ૨૫ પ્રાંતિક દૈનિકોનો ફેલાવો ૨,૭૦૦,૦૦૦ નકલોનો તથા ૭૫ સાંજે પ્રગટ થતાં દૈનિકોનો ફેલાવો ૬,૭૮૦,૫૪૦ નકલોનો હતો લંડનના દશ રવિવારના પત્રોનો ફેલાવો ૨૫,૨૪૩,૪૬૦ નકલોનો, ૭ પ્રાંતિક રવિવારનાં પત્રોનો ૪,૦૦૦,૦૦૦ નકલોથી વધારે તથા ૧,૧૬૨ સ્થાનિક સાપ્તાહિકોનો ફેલાવો દર અંકની ૧૩,૦૦૦,૦૦૦ નકલોનો હતો.

૧૯૩૦ અને ૧૯૪૭ વચ્ચે રાષ્ટ્રીય સવારના દૈનિક પત્રોનો ફેલાવો ૮૦,૫ ટકા. લંડનના સાયંકાળના પત્રોનો ૭૦ ટકા વધ્યો છે, જ્યારે પ્રાંતિક સાંજનાં પત્રોનો ફેલાવો ૫૨ ૮ ટકા વધ્યો છે *

—છોટાલાલ માનસિંગ કામદાર

---

* નિશાનીવાળી નોંધો 'ઈન્ડીયન પી ઈ એન ' માથી સાભાર ઉદ્ધૃત

પટેલ, શ્રોફ મે હાઇસ્કૂલના પ્રિન્સી શ્રી નાનાલાલ શાહ, નિનોગરાળી શ્રી. નટવરલાલ સાહ વિગેરેના મુખ્ય હતા

બાદ નિવેદન રજુ કરતાં તાલુકાના શાળાવાળા તમામ ગામે એ શી પુસ્તકાલયો સ્થપાયલાં છે, જેની યોગ્ય વ્યવસ્થા અને તપાસણી ચાલે છે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાય છે, જેનો દર વર્ષે સારો લાભ લેવાય છે અને લાભ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા પણ વધતી જાય છે ચાલુ સાલે "આપણા સરદાર" પુસ્તકની પરીક્ષા લેવાઇ હતી

બાદ શ્રી ચિમનભાઈ હ અમીને વિવેચન કરતાં વડોદરા રાજ્યના ત્રણ હજાર ગામોમા પંદરસો પુસ્તકાલયો હોઇ એની પાછળ કૈં શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ તથા સ્વ૦ મોતીભાઈ અમીનના અથાગ પ્રયત્ન તથા જાગૃત કરેલી લોકભાવના જણાવી રાજ્ય, પ્રાંત અને તાલુકા મંડળો તથા તેની ભરાતી પરિષદો અને તે અંગે ગોઠવાતા પ્રવાસોમાં સ્વ શ્રી મોતીભાઈ અમીને પુસ્તકાલય કાર્યકરોનું કરેલું સંગઠન અને તેઓનો સેવાભાવ આજે પણ જાગ્રત હોઈ હવે સ્વરાજ્ય મળ્યા પછી પુસ્તકાલયપ્રવૃત્તિ વિકસાવવા માટે સૌરાષ્ટ્ર-ગુજરાતમાં આવેલી જાગૃતિ અને તેમાં વડોદરા રાજ્યના અનુભવી કાર્યકરોએ સાથ આપી બજાવવાની ફરજ જણાવી સમસ્ત ગુજરાતમા પુસ્તકાલયપ્રવૃત્તિ ફેલાવી જ્ઞાનપ્રચાર કરવાની શ્રી મોતીભાઈ અમીનની ભાવના સફળ કરી એ પૂજ્ય વ્યક્તિ તરફની ભક્તિ અને ભાવના સાર્થક કરવા વિનંતિ કરી ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિની સરકારી ઑફિસ વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીમાં રાખી વિકાસ સાધવા ભલામણ કરી હતી

## પસાર થયેલા ઠરાવો

બાદ નીચેના ઠરાવો શ્રી ચિમનભાઇ હ અમીન, શ્રી છોટાભાઇ મ પટેલ, શ્રી પ્રભુદાસ ગ પટેલ શ્રી રમણલાલ મોતીભાઈ, શ્રી. પ્રેમજીભાઇ વકીલ, શ્રી કમળાશંકર ઉપાધ્યાય વગેરે તરફથી યોગ્ય વિવેચનો સહ રજુ થતાં સર્વાનુમતે પસાર થયા હતા



શ્રી. ચિ હ અમીન

### વડોદરાને કેન્દ્ર બનાવો

(૧) વડોદરા શહેર એ સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિનુ ઉગમસ્થાન હોઇ વડોદરા રાજ્ય વિસ્તારમાં એ લોકભદ્ર પ્રવૃત્તિનો સારો વ્યવસ્થિત વિકાસ થયેલો છે એ મહત્ત્વના મુદ્દાને લક્ષમાં લઇને આ મુંબઇ સરકારને ગુજરાત વિભાગની પુસ્તકાલય પ્રવૃત્તિ પૂરતુ વડોદરા કેન્દ્ર બનાવવા આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે

પુસ્તકાલય સ. સ મંડળ લિ. મારફત કામકાજ કરવું.

(૨) વડોદરા મહાલનાં પુસ્તકાલયોનુ કામકાજ વોલ્ગા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ મારફત આજ વર્ષોથી લેવાતુ રહ્યુ છે અને મહાલની ઘણી ખરી સંસ્થાઓ મદદરૂ મંડળના ભાગીદાર પણ છે, તેથી આયંદે પણ મહાલની પુસ્તકાલય સંસ્થાઓનુ કામકાજ પુસ્તકાલય સ સ મંડળ લિ મારફત જ ચાલુ રહી શકે તેવી નીતિ માન્ય રાખી સંસ્થાઓને મળવાની સરકાર તથા જિલ્લા લોકલ બોર્ડ મદદની પુસ્તકાલયની રકમો પુ સ. સ મંડળ તરફ જ પરભારી મોકલી આપવાની નીતિ માન્ય રાખવાની ના મુંબાઈ સરકારને આ પરિષદ વિનંતિ કરે છે તેમજ ગુજરાતના બીજાં પુસ્તકાલયોને પણ પુ સ સ મંડળ મારફત પોતાનુ કામકાજ કરવા ભલામણ કરે છે.

## પુસ્તકાલનાં બજેટ મંજુર કરો

(૩) વડોદરા રાજ્યની પુસ્તકાલય સંસ્થાઓનાં બજેટ દરસાલ સપ્ટેમ્બર-ઓકટોબર લગીમાં મંજુર થઇ જઇ નવી સાલ માટેનાં પત્રો જાન્યુઆરી માસથી શરૂ થઈ જાય એવી વ્યવસ્થા આજ વર્ષોથી સ્વીકારાઇ છે પરંતુ ચાલુ બજેટ મંજુરીનું કાર્ય વહીવટી મુશ્કેલીને લીધે અટકી ગયુ છે એ જેનાં ડિસેમ્બર આખરે પત્રોની મુદત પૂરી થતા નવી સાલ માટેનાં પત્રોના ઓર્ડર સમયસર ન મુકાય એવી દહેશત રહે છે તો ના મુંબાઇ સરકારનું એ તરફ ધ્યાન દોરી બજેટ મંજુર કરવા માટેના જરૂરી હુકમો તાત્કાલિક કરવા આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે

## શિષ્ટવાચન પરીક્ષા

(૪) વડોદરા મહાલ માટે લેવા ઠરેલી શિષ્ટવાચનની પરીક્ષા માર્ચ માસમાં લેવાનુ નક્કી થયુ હોય તેને માટેનુ પુસ્તક તથા ચોક્કસ તારીખ ઠરાવવા માટે નીચેની સમિતિ નીમવામાં આવે છે.

(૧) ચીમનભાઇ હ અમીન (૨) શ્રી વલ્લભભાઇ મૂ. પટેલ ૩) છોટાભાઈ ગ પટેલ.

જાહેરાત બહાર પડયેથી આ પરીક્ષાનો લાભ શાળાના વિદ્યાર્થીઓ ઉપરાંત ગામના યુવકો-યુવતીઓ અને પ્રૌઢો પણ મોટા પ્રમાણમા લે તે માટે જરૂરી તજવીજ કરવા મંત્રી ભાઇઓને વિનતી કરવામાં આવે છે

## શ્રી. ચુનીલાલ શાહ

બંદ પુસ્તકાલય પ્રવૃત્તિમાં વર્ષોથી અગ્રપણે કાર્ય કરતા શ્રી ચુનીલાલ શાહે વિવેચન કરતાં સદ્ગુણો ખીલવી ચારિત્ર્યનો વિકાસ કરે તેવા સાહિત્યનો પ્રચાર કરવા સરદારશ્રી જેવા મહાન દેશનેતાની પ્રેરણા ઝીલી રાષ્ટ્રસેવક બનવા અને મળેલી આઝાદીને દિપાવવા ગરીબ આમજનતામાં કામ કરી તેમનાં સુખદુઃખમાં સાથીદાર થઇ પુસ્તકાલયપ્રવૃત્તિનું કાર્ય સાર્થક કરવા અને સ્વ શ્રી મોતીભાઇ અમીનની ભાવના સફળ કરવામા લોકો સાથે સરકારી અમલદારોને પણ સાથ મળવાની ખાસ આવશ્યકતા દર્શાવી હતી

(અનુસંધાન પૃષ્ઠ ૨૪૨ પર)

# સૌરાષ્ટ્ર પુસ્તકાલય પરિષદનું

( રાજકોટઃ )

**સૌ**રાષ્ટ્ર પુસ્તકાલય પરિષદની પ્રથમ બેઠક ધર્મેન્દ્ર કોલેજના મધ્યખંડમા તા. ૧૬-૧૦-૪૯ ના બપોરે બાર વાગ્યે સૌરાષ્ટ્ર કેળવણી પ્રધાન શ્રી બળવંતરાય મહેતાના પ્રમુખપણા હેઠળ શરૂ થઇ હતી. તે વખતે ૭૦ પ્રતિનિધિઓ બહારગામથી આવ્યા હતા, આ ઉપરાંત કેળવણીકારો, પ્રોફેસરો, બુકસેલરો અને નિમંત્રિત સજ્જનોની મળી આશરે ૧૫૦ની હાજરી હતી. મહેમાનોમાં રા બ રાણા સાહેબ, પુષ્પાબેન મહેતા, 'માનસી'ના તંત્રી શ્રી વિજયરાય, પ્રો. ભરતસુખરામ, શ્રી હરિભાઈ ત્રિવેદી, વડોદરા રાજ્ય પુ મંડળના મંત્રી અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના કાર્યવાહક સભ્ય શ્રી ચિમનભાઇ હ અમીન તથા "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી મણિશંકર વ્યાસ, શ્રી કલ્યાણરાય જોશી અને શ્રી હરજીવન કાલિદાસ મહેતા તેમ જ પ્રો. રવિશંકર જોષી મુખ્ય હતા.

### પ્રિ. શહાણીએ કરેલું સ્વાગત

પ્રિ શહાણીએ સૌનું સ્વાગત કરતાં કહ્યું કે સૌરાષ્ટ્ર અત્યારે દરેક દિશામાં પ્રગતિની કૂચ કરી રહેલ છે પણ ખરી વાત એ છે કે પુસ્તકાલય કે વાંચનાલય એ તો એક સરસ્વતીના ખજાનો છે, સતત વહેતો ફુવારો છે. તેનાથી પ્રજાનું ઘડતર સમૃદ્ધ બને છે.

આ કાર્ય શિક્ષકનું છે શિક્ષણ સાથે તેને ગાઢ સંબંધ છે. એક તો તેની સહાયથી તે નિષ્ણાતતા કેળવી શકે છે ઉપરાંત, પ્રજાને ચેતનવંતી બનાવી શકે છે શિક્ષક પોતે કાંઈ વિશ્વકોશ નથી, પણ તે પુસ્તકાલયની મદદથી પોતાની જ્ઞાનજ્યોતને સતેજ રાખી તેનો શીળો પ્રકાશ દૂર દૂર ફેલાવી શકે છે પુરાતન ગ્રંથોનાં દર્શન ત્યાં થાય છે. વળી પૂર્વ અને પશ્ચિમનો સંયોગ પણ તમને ત્યાં થએલો જણાશે લાઇબ્રેરીને અંગ્રેજીમાં એક પ્રકારની વિદ્યાપીઠ કહી છે તે સાર્થ છે, આવી જેની મહત્તા છે એવી પ્રવૃત્તિને નાણાંની કદી ભીડ પડતી જ નથી

### કલ્યાણકારી પ્રવૃત્તિનું કેન્દ્ર

આ પછી પ્રિ રમણલાલ યાજ્ઞિકે જણાવ્યું કે—આપણે વડોદરાનો દાખલો લક્ષમાં રાખી ગામડેગામડે પુસ્તકો પહોંચે તેમ કરવાનું છે. ગામડાના શિક્ષણનું એ કેન્દ્ર છે એક રીતે તે એક 'ઓફિસ ઓફ સપ્લાઇ' છે. માટે તેને વ્યવસ્થિત બનાવી વેગ આપવો એ આપણી પ્રથમ ફરજો ફરજ થઇ પડે છે. તેમાંથી મળતું જ્ઞાન એ જીવનના પાથેય તરીકે કામ આવે છે.

### શ્રી. બળવંતરાય મહેતાનું ઉદ્‌બોધન

ભાવનગર ઘરશાળાના આચાર્ય શ્રી હરભાઇ ત્રિવેદીની દરખાસ્ત પછી શ્રી. બળવંતરાય મહેતાએ પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું કે, સરકાર બાળમંદિરો પ્રજાકીય બનાવવા માગે છે. અત્યારે ૩૮૦૦ શિક્ષકો બીનતાલીમી છે તેમને તાલીમબાજ બનાવવા અત્યારે ૫ કોલેજો કામે લાગેલી છે. આ અખબાપત પ્રૌઢ શિક્ષણને મદદગાર બનશે. ૫૦૦-૬૦૦ની વસ્તીવાળાં

# પ્રથમ સંમેલન

તા. ૧૬-૧૦-૧૯૪૯

ગામોમાં શાળાઓ સ્થાપવાની સરકારની ધારણા છે પણ લોકોમાં કેળવણી માટે જોઇએ તેવી તાલાવેલી જોવામાં આવતી નથી

માધ્યમિક કેળવણી એ સાધનો અને શિક્ષકોના માર્ગમાં મૂઝવણભરેલી સ્થિતિ કરી મૂકી છે. આ એક બળતો પ્રશ્ન થઇ રહેલો છે

## સંસ્કારશિક્ષણનું કેન્દ્ર

આમ છતાં માધ્યમિક શિક્ષણ હોય કે પ્રાથમિક પણ તે બધાને સંસ્કાર આપનાર તો પુસ્તકાલય છે, તે લક્ષ બહાર ન જવુ જોઇએ પ્રજાના સમૃદ્ધ ઘડતરમાં પુસ્તકાલયનો હિસ્સો બહુ મોટો છે માટે શહેર કસ્બા અને ગામડાંને પુસ્તકાલયોથી ભરપૂર બનાવી દેવા જોઇએ

## સૌરાષ્ટ્રના ગણનાપાત્ર પુસ્તકાલયો

ભાવનગર, રાજકોટ, જુનાગઢ અને જામનગર એટલે સ્થળે પુસ્તકાલયો છે પણ તેનો પ્રકાશ ઝાંખો થઇ ગયો છે તેને આપણે વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય ઢબે સજીવન કરવાં છે આ પુસ્તકાલયો સૌરાષ્ટ્રની વાચનાલય પ્રવૃત્તિને બળવાન બનાવે તેવી સકલનાબદ્ધ યોજના આપણે આજે વિચારી લેવાની છે

## સૌરાષ્ટ્રમાં પુસ્તકાલયપ્રવૃત્તિનાં પગરણ

ઢાંગકાવાળા શ્રી કલ્યાણરાય જોશીએ વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિની તારીફમા મદ્રાસના પુસ્તકાલય નિષ્ણાત શ્રી રંગનાથનનો હવાલો આપતા કહ્યુ કે તેમના મતે હિંદભરમા જે ગણ્યાં ગાંઠ્યા પુસ્તકાલયો છે તેમાં વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરી અજોડ છે સ્વ મોતીભાઇ અમીન જે આ પ્રવૃત્તિના યોજક હતા તેમની ઇચ્છા ગુજરાત અને કાઠિયાવાડ ઉપર પુસ્તકાલયોનો હલ્લો લઇ જવાની હતી સ્વ સર પ્રભાશંકરને અમે મુંબઇની પુસ્તકાલય પરિષદના પ્રમુખ બનાવ્યા, ત્યારથી આ પ્રવૃત્તિએ સૌરાષ્ટ્રમાં પગદંડો જમાવ્યો અને તેના ભેખધારી અમરેલીથી મળી આવેલ એક શ્રી પ્રતાપરાય અને બીજા હરિભાઈ.

## પુસ્તકાલય માટેનો ખાસ ધારો

આગળ ચાલતાં શ્રી જોશીએ વડોદરામાં લાયબ્રેરી એકટથી આ પ્રવૃત્તિ કેવી સરળ બની છે તેનું ધ્યાન આપતાં કહ્યુ હતુ કે આ રકમ ધારાની રૂએ અલગ પાડવામાં આવે છે અને પ્રજા તે પૈસાનો સ્વેચ્છાએ વિનિમય કરે છે. આનું પરિણામ એ આવ્યુ છે કે સારા કાર્યકરોનું એક જૂથ ઉભુ થયુ છે અને તેમાથી ગામડે ગામડે જાહેર હિતની એક સંસ્થા ઉભી થતી આવે છે. આ સંસ્થાની જીવાદોરી ટકાવી રાખનારાં કેટલાક બળો છે તે પણ હાથ કરવાની ઠગી કેળવવી જરૂરી છે

( અનુસંધાન પૃષ્ઠ ૨૪૩ પર )

( અનુસધાન પૃષ્ઠ ૨૩૯ નું )

## અન્ય વિવેચનો

શ્રી નાજુકલાલ ચોકસીએ રાજ્ય પુસ્તકાલય મડળ તથા પુસ્તકાલય સ સ મડળની સેવાનો લાભ લેવા અને પ્રવૃત્તિ વિકસાવવા માટે શિષ્ટવાચનનો પ્રચાર કરવા જણાવ્યું હતું

શ્રી. વાઘજીભાઈ અમીને પુસ્તકાલય સ સ મંડળ તરફથી જણાવ્યુ હતુ કે વખતસર બજેટ મંજુર ન થાય અને વર્તમાનપત્રો ચાલુ રાખવાં હોય તો હાલ લોકમદદ સાથે કાયમ ફંડની રકમનો ઉપયોગ કરવાની પણ ઉતાવળે બજેટ મજુર કરવા સત્તા આપતો ઠરાવ કરી મોકલવો તેમ જણાવ્યુ હતું.

શ્રી ચિમનભાઇ મૂ અમીન સારા વાચનના પ્રચાર માટે ચોકી રાખવા, વાચનભૂખ જાગ્રત કરવા અને સમૂહમાં રોજ ભેગા મળી પુસ્તકાલયમા વાંચન સાથે દેશહિતના પ્રશ્નો પણ વિચારતા રહી સરકારમાં લોકમતનો યોગ્ય રીતે પડઘો પણ પાડતા રહેવા જણાવ્યું હતુ

શ્રી જયંભાઇ મૂ. અમીને પુસ્તકાલય પ્રવૃત્તિથી જેમ મનનુ આરોગ્ય વધારાય છે તેમ ગ્રામ ઔષધાલયોની પ્રવૃત્તિ પણ સાથે જ કરતા રહી નજીવા ખર્ચમાં તનનુ આરોગ્ય જાળવી પ્રજાનો સર્વાંગી વિકાસ કરવા જણાવ્યુ હતું.

## પ્રમુખશ્રીનુ ભાષણ

જે પછી પ્રમુખ શ્રી મગનભાઇ શ પટેલે પ્રેરણાત્મક વિવેચન કરતાં જણાવ્યુ હતુ કે પુસ્તકાલયપ્રવૃત્તિમાં રચ્યા પચ્યા રહેતા કાર્યકરોએ પ્રવૃત્તિના વિકાસ માટે ઘણુ માર્ગદર્શન કરાવેલુ છે



શ્રી મ શ. પટેલ

પુસ્તકાલયો મારફત જનતાનુ જ્ઞાન વધારી સ્વરાજ્યને અનુકૂળ પ્રજાનુ ઘડતર કરવુ જોઇએ આ દિશામા કે શ્રીમ ત સયાજીરાવ અને સ્વ શ્રી. મોતીભાઈ અમીને ઘણા પ્રયત્નો કરેલા છે તે આપણે હવે ખીલવીએ અને એનો લાભ કાઠિયાવાડ સાથેના સમસ્ત ગુજરાતમા આપીએ. દેશના હિત મ ટે લોકમત કેળવીને પ્રગતિનાં ઘણાં કાર્યો કરવાં જોઇશે એ વિના મ ગાંધીજીની તપશ્ચર્યાથી મળેલુ સ્વરાજ્ય ટકે નહિ, ગામડે ગામડે સેવા કરતી સસ્થાઓ સ્થપવી જોઇશે ડૉ સુમત મહેતાએ ગ્રામ ઔષધાલયોની પ્રવૃત્તિ ઉપાડેલી તે આપણે આજે ખીલવી છે એનો ગામડે ગામડે પ્રચાર કરી પ્રજાનું આરોગ્ય સુધારો ગામડાં સ્વચ્છ બનાવો ખોટા ખર્ચ બધ કરી બાળકોને પૂરતુ ઘી દૂધ આપો દેશને જ્ઞાન અને શક્તિ બ નેની ખૂબ જરૂર છે

(અનુસધાન સામેના પૃષ્ઠને છેડે)

( અનુસંધાન પૃષ્ઠ ૨૪૧ નુ )

## જ્ઞાનની પરબો બની પુસ્તકશાળાઓ

વસ્તુત પુસ્તકાલયો તો જ્ઞાનની પરબો છે તે ચલાવવાનુ કાર્ય પ્રાથમિક કે માધ્યમિક શિક્ષકોના હાથમા છે એટને તેમનો સાથ અને સહકાર કેળવો તેમને એની ભાવનાથી રગો તો આ કાર્ય એકદમ સ ળ બની જવાનુ

## પુસ્તક લયમનોવૃત્તિ કેળવો

વડોદરાના મહા જા સાહેબ અમેરિકાથી પાછા ફર્યા અને ત્યાંની પ્રવૃત્તિથી પ્રેરાઈને તેમણે પોતાની પેલેસ લાયબ્રેરી સેન્ટ્રલને સોંપી દીધી તેમને આ પ્રવૃત્તિમાં એટલો બધો રસ પડયો કે તેમણે અમેરિકાથી એક ખાસ અમલદા ની તે માટે નિમણૂક કરી આ બધાના પ્રતાપે કેળવા

---

( અનુસંધાન સામેના પૃષ્ઠનું )

## ટીકા છોડી કર્તવ્ય બજાવો.

દેશના રાજકીય ટુકડા દૂર એક થઇ આપણો દેશ એક થયો છે. એથી આનદ લો અને નાની નાની અડચણો ગાયા કરવાની છોડી દઇ પોતપોતાની ફરજ બજાવો વસ્તુઓની તંગી હોય ત્યારે સયમ જાળવો અને સઘરાખોરી કે નફાખોરી છોડી દેશને ઉપયોગી બનો દેશ આજે ભારે કટોકટીમાંથી પસાર થઇ રહ્યો છે તે વખતે ટીકાખોરી છોડી સૌ કર્તવ્ય બજાવો

દેશના અનાજનું ઉત્પાદન વધે અને ખેતીનો ભારે વિકાસ થાય એવા પ્રયત્નો અને એવા વાચનનો પણ પ્રચાર કરી આબાદી સાધશો

જે પછી શ્રી ચિમનભાઇ હ અમીને પ્રમુખશ્રીનો મહેમાનોનો, આજોડના ગ્રામજનો અને સ્વાગતપ્રમુખનો તેમ જ પુસ્તકાલય પ્રવૃત્તિમાં કામ કરતા સૌ શિક્ષકો અને કાર્યકર્તાઓનો આભાર માન્યો હતો

છેવટે સ્વાગતપ્રમુખ શ્રી મગનભાઇ ન પટેલે ફૂલહાર કર્યા બાદ વ દેમાતરમના ગીત પછી પરિષદનુ કાય પૂરુ થયુ હતુ.

પુસ્તકાલય પરિષદ અગે આજોડમાં રાત્રે રજન કાર્યક્રમ ગોઠવ્યો હતો, જેમા કન્યાઓના રાષ્ટ્રીય ગરબા તેમજ યુવકો અને બાલક–બાલિકાઓના દેશભક્તિ અને વીરત્વથી ભરેલા પ્રેરણાત્મક સવાદો થયા હતા, જે વખતે સ્ત્રી–પુરુષોની ભારે મેદની ભરાઇ હતી

## શ્રી ચીમનભાઈ હ. અમીને અર્પેલો ધન્યવાદ

શ્રી ચીમનભાઇ હ અમીને વિવેચનો કરતા સુદર ગરબા અને કલાત્મક તેમ જ બહાદુરી પ્રેરતા સવાદો માટે વિદ્યાર્થીઓ અને યુવકો તથા બાલિકાઓને ધન્યવાદ આપી ગરબા–સવાદો [illegible] પણ રાષ્ટ્રીય ઘડતર કરતા રહી દેશમેશ આ બાલિકાઓ ગર્ભ જન્મભરમા હિન્દને ઉજ્જવલ બનાવવા માટેના આપણા દેશના મોના કાર્યોમા ભારે પરિશ્રમ ઉઠાવીને અમલદારોનો ખખડાટ કર્યા વિના આઝાદીને ઉત્સાહથી સાથ આપવા વિનતિ કરી હતી

—ચી. હ. અમીન

એવ વર્ગમાં એક પુસ્તકાલયમનોવૃત્તિ જગાડી અને તેનો ચેપ આમજનતામાં ફેલાયો. આને લીધે અખિલ હિંદમાં જે આદર્શ પુસ્તકાલયો છે તેમાં તેની પણ ગણના થવા લાગી. આ પદ્ધતિ ઉપર આજે મુંબઇની પુસ્તકાલય પ્રવૃત્તિ ચાલી રહી છે

## છાત્રાલયોનાં પુસ્તકાલયોનો એઠવાડ

ભાવનગરવાળા શ્રી હરભાઇ ત્રિવેદીએ અહીં એવો ઉદ્‌ઘોષ કર્યો કે છાત્રાલય સંમેલનમાં સ્વ. મોતીભાઇ અમીને એક વખત આગ્રહ સેવેલો કે દરેક છાત્રાલયને પુસ્તકાલય હોવું જ જોઇએ. આ ઠરાવ થતાં સંખ્યાબંધ છાત્રાલયોએ મંડળમાંથી જોડાણ રદ કરવાની માગણી કરેલી. તેનું એક કારણ એ હતું કે તેનાં વાચનાલયમાં ગંધાતાં અને સડેલાં ગળ્યાં ગાંઠયા પુસ્તકો હતાં અને તે પણ જ્ઞાતિના અગ્રેસરોના જીવનચરિત્રો, જ્ઞાતિના ગુણગ્રંથો અને વળી તે ફાટી તૂટી હાલતમાં! આપણે આ બદી નિવારવી જોઇશે પસંદગી અને સંગ્રહમાં શાસ્ત્રીયતા લાવવી પડશે બાળ અને સ્ત્રીપુસ્તકાલય માટે જુદો અલાયદો પ્રબંધ કરવો રહેશે.

## પ્રકાશનસંસ્થા વસાવો.

ઓસ્માનીઆ કોલેજ (હઇદ્રાબાદ નિઝામ)ની-લાઇબ્રેરીની પદ્ધતિ અને વ્યવસ્થા આપણે દાખલ કરીએ એટલું જ બસ નથી પણ સભાનપૂર્વક પુસ્તકાલયની સાથે પ્રકાશન અને અનુષંગી સંસ્થાઓ પણ શરૂ કર્યા વિના છૂટકો નથી

## જ્ઞાનપિપાસા જગાડો.

ભાવનગરના લોકસેવક શ્રી હરજીવન કાલિદાસ મહેતાએ એવી દલીલ કરી કે જ્યાં જ્યાં ગયું છે, ત્યાં ત્યાં અદ્યતન પુસ્તકાલયો શરૂ કરાવી દેતાં સુધરાઇ પ્રજાના શારીરિક સ્વાસ્થ્યની રક્ષા કરતાં ગંદકી દૂર કરે છે, તેમ માણસમાં જ્ઞાન ક્રિયા અને ઇચ્છાશક્તિને ઉત્તેજી માણસાઇ કેળવનાર ફરતા પુસ્તકાલયો પ્રજામાં ગામડે ગામડે પહોંચાડવાં જોઇએ.

## મૂળનાં જળસિંચન કરો.

અંતમાં શ્રી બાળકૃષ્ણ શુક્લે તેમની લાક્ષણિક શૈલીએ કહ્યું કે, માધ્યમિક શાળાના યુવાનો આગળ ઉંચા પ્રકારનાં પુસ્તકો ધરવામાં નહિ આવે, તેમની નવલકથા તરફની ઘેલછાઇને સુઘડ બનાવવામાં નહિં આવે ત્યાં સુધી આ પ્રવૃત્તિ ફળદાયી બનવા સંભવ નથી યુવાન માનસ અને અભિરુચિ કેળવો તેના કુસંસ્કાર ટાળો આને માટે સરકારે માધ્યમિક શાળામાં ઘટતો પ્રબંધ કરવો જોઇએ

## શ્રી. ચિમનભાઇ અમીન

વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના આજના આગેવાન કાર્યકર્તા અને સ્વ મોતીભાઇ અમીનના વારસદાર સમા શ્રી ચિમનભાઇ અમીને સૌરાષ્ટ્રની શેરદીની એટલી બહાદરીને બિરદાવતાં રાજકીય જાગૃતિને અભિનંદન આપતાં જણાવ્યું કે, સૌરાષ્ટ્રમાં સંતો, ભક્તો, વીરપુરુષો, બુદ્ધિશાળી વેપારીવર્ગ ને શ્રીમંતો થઈ ગયા છે અને આજે પણ છે પરંતુ સંસ્કારની કંઇક ઉણપ છે (તેમના આ શબ્દો સામે એક ભાઇએ ઉભા થઇ જરા વિરોધ નોંધાવ્યો હતો, પરંતુ પ્રમુખશ્રીએ

વક્તાના કહેવાનો ભાવાર્થ લક્ષમા લેવા જ ણાવ્યુ હતુ ) સંસ્કારપ્રચાર માટે પુસ્તકાલયો વિના નહિ ચાલે અમારે ત્યાં આવી પરિષદો ભરવામા આવે છે અને એના દ્વારા પ્રચારકાર્ય સારુ થાય છે સૌરાષ્ટ્ર પુસ્તકાલય મ ડળની યોજના વિચારાય છે તે યોગ્ય જ છે એને વડોદરાના કાર્યકરોની દોરવણી મળશે જ. પુસ્તકાલયો માટે કાયમ ફ ડની યોજના રાખવી આવશ્યક છે શરૂઆતમા એ મુશ્કેલ લાગશે, પર તુ એના ફાયદા પાછળથી સમજાશે

આગળ ચ લતાં તેમણે આ પ્રવૃત્તિમાં શિક્ષકોનો સાથ લેવા જણાવ્યુ હતુ, અને શિક્ષકો સેવાભાવી હોઈને તેઓ આ કામને બોજા સ્વરૂપ નહિ પણ સેવાસ્વરૂપ લેખશે વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિ શિક્ષકોના સહકારને ઘણે દરજ્જે આભારી છે.

સૌરાષ્ટ્ર પુસ્તકાલય મ ડળની સ્થાપના પછી પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ જેવી સ સ્થા પણ જરૂરી છે સૌરાષ્ટ્રમા આવાં મંડળો સ્થપાય ત્યાં સુધી વડોદરાની આ સ સ્થાઓનો ઉપયોગ કરશો પુસ્તકાલયોનાં ચાર લાખના કાયમ ફ ડો, પુ સ સ મંડળમાં જમા રહે છે. તેનો દર વર્ષે હિસાબ પણ બહાર પાડવામાં આવે છે. ઉપરાંત 'પુસ્તકાલય" માસિક દ્વારા અપાતી આ પ્રવૃત્તિને લગતી માહિતી પણ સૌરાષ્ટ્રનાં પુસ્તકાલયોને ઉપયોગી નીવડશે આવુ સામયિક સૌરાષ્ટ્ર પુસ્તકાલય મ ડળ દ્વારા પ્રકટ થતાં સુધી સૌરાષ્ટ્રના પુસ્તકાલયો માટે સરકાર તરફથી સૂચના જાહેરાત વગેરે પણ આ માસિક દ્વારા સેવાભાવે આપવા પ્રબ ધ કરીશુ અને પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર સાધન તરીકે એ તમને ઉપયોગમાં આવશે અમે અને અમારૂં આખુ પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ સૌરાષ્ટ્રની સેવામા હાજર છીએ. "પુસ્તકાલય" પત્ર અને તેના સ પાદકથી માડીને સર્વ કાર્યકરો સૌરાષ્ટ્રની પુસ્તકાલય પ્રવૃત્તિ ફાલે ફુલે તે જોવા અને સક્રિય સાથ આપવા અમે આ સ મેલનને કોલ આપીએ છીએ

## પુસ્તકાલય ખાતુ ઉઘાડો

આ સ મેલનમાં જે સ ખ્યાબધ ઠરાવો આવેલા તે ઠરાવ કરતા સૂચન અને ભલામણના રૂપમા વિશેષ હતા સૌથી મહત્ત્વનો ઠરાવ સરકારને વિન તિ કરતો હતો, કે સરકાર પુસ્તકાલય ખાતુ ઊભું કરે અને વ્યવસ્થાપૂર્વક અને બ ધારણપુર્વક તેને ચલાવે

## લવાજમનુ ધોરણ

લવાજમ સ બ ધના ઠરાવે એવો નિર્ણય આપ્યો છે, કે સ્થાનિક સમિતિ સ્થળ–કાળ અને સ જોગ જોઈને લવાજમ નક્કી કરે વળી વહીવટ અ ગે એવો ફેસલો લેવાયો છે કે સ્થાનિક સભાસદોની પ્રજાકીય સમિતિઓ નીમવી અને ત્યા વહીવટ કરવાની સત્તા તેમને એનાયત કરવી

## પુસ્તકાલયોની નક્કી થએલ ઇયત્તા

સૌરાષ્ટ્રમાં જે પુસ્તકાલયની ઇયત્તા અને ઉત્પન્ન પછીથી સરકારી જે સહાયનુ ધોરણ નક્કી થએન છે તે ચાર પ્રકારમાં વહેચાઇ જાય છે ગ્રામ પુસ્તકાલયને રૂ ૫૦ સરકાર આપશે તેટલાજ સુધરાઇ કે લોકલબોર્ડ અને તેટલુ જ ઉઘરાણામાંથી ઉત્પન્ન કરવાનુ રહેશે આ હિસાબે મહાલ પુસ્તકાલયને રૂા ૨૦૦, તાલુકા પુસ્તકાલયને રૂા ૫૦૦ થી ૧૦૦૦ અને જિલ્લા પુસ્તકાલયને રૂા ૨૫૦૦ સુધીની સરકારી મદદ મળતી રહેશે

## સ્ત્રી અને બાળપુસ્તકાલય

મહિલા અને બાળ પુસ્તકાલયો અલગ પાડવા ઉપરાંત એક સૂચન એવુ પણ થયેલું કે

કે પ્રૌઢવાચન માટે આપણે ત્યાં સાહિત્ય જ નથી તેને બાળસાહિત્ય સાથે ભેળવી દેવામાં આપણે મહાન ભૂલ કરીએ છીએ પ્રૌઢો ભાષામાં પ્રારંભિક દશામાં હશે પણ અનુભવ, જ્ઞાન, આઘાત-પ્રત્યાઘાત કેટલા આગળ છે તે ભૂલી જવાય છે એક જ ગામમા આવા પુસ્તકાલયો વિશેષ હોય તો સરકાર દરેકને અનાયદી સહાય કરે તેવી અપેક્ષા રાખવી ન જોઈએ

## કાયમી ફંડની વ્યવસ્થા

જો કે અત્યારે લાયબ્રેરીઓ ખોટમા ચાલે છે, છતાં એ સ્થિતિ નિવારવા એક વાત લક્ષમાં લેવી પડી કે જ્યાં જ્યા શકય હોય, ત્યાં ત્યાં લવાજમ અને આકાશી ઉત્પન્નની રકમમાંથી ૧૦ થી ૨૫ ટકા જેટલી રકમ નિધિમાં મૂકવી

## મકાન અને ખર્ચ

અત્યારે જ્યા જ્યાં પુસ્તકાલયો બેસતા હોય તે મકાનો પુસ્તકાલયોને સોંપી દેવાં વળી જ્યા મકાન ન હોય ત્યાં મકાન બંધાવી દેવા બે ભાગ પાડી નાખવામાં આવ્યા છે અર્ધી રકમ લોકો અને સુધરાઈ આપશે અને બાકીની સરકાર આપશે

## સૌરાષ્ટ્ર પુસ્તકાલય મંડળ

સૌરાષ્ટ્રનાં પુસ્તકાલયોના ગ્રંથપાલોને તાલીમ આપવા તથા ૧૦૦ જેટલા ગ્રંથપાલોને શાસ્ત્રીય તાલીમ આપવાની પણ એક યોજના વિચારવામાં આવી છે સૌરાષ્ટ્ર પુસ્તકાલય એસોસીએશન માટે એક બંધારણ ઘડી કાઢવામા આવેલુ છે તેનો હેતુ પ્રગતિ સાધવાનો, શિક્ષિત ગ્રંથપાલોને તૈયાર કરવાનો, વિજ્ઞાનની નવી શોધો કરવાનો બીજી સંસ્થાઓ સાથે સંપર્ક સાધી પુસ્તકાલયોને વિશેષ પ્રગતિશીલ બનાવવાનો છે એક યોજના એવી પણ છે કે એક "પુસ્તકાલય" માસિક પત્ર શરૂ કરવુ શકય ત્યા સંસ્કૃત અને હિંદી પુસ્તકો ઉપરાંત સંદર્ભ ગ્રંથ વસાવી સંશોધન કાર્યને વેગ આપવો. રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવો અને સંસ્કૃતિ રક્ષામાં સહાયભૂત બનવુ

# પરિષદમાં પસાર થયેલા ઠરાવો.

૧ આ પરિષદ ઠરાવે છે કે, સૌરાષ્ટ્ર સરકાર કેળવણી ખાતાને અંગે પુસ્તકાલય ખાતુ ઊભુ કરે અને તે દ્વારા સૌરાષ્ટ્રની પુસ્તકાલયપ્રવૃત્તિની વ્યવસ્થા બંધારણપૂર્વક ચલાવે

૨ પુસ્તકાલય પ્રવૃત્તિ જે તે ઠેકાણે ચલાવવા માટે સ્થાનિક સભાસદોમાંથી પ્રજાકીય સમિતિઓ રચાશે તે સ્થાનિક સમિતિને પુસ્તકાલયની વ્યવસ્થા ચલાવવાનો અધિકાર રહેશે

૩ આ પરિષદ ઠરાવે છે કે, સૌરાષ્ટ્ર પુસ્તકાલય ખાતુ જે જે પુસ્તકાલયને સહાય આપે તે પુસ્તકાલયનો ઉપયોગ કરવા માટે લવાજમના દર જે તે પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ ઠરાવશે, પરંતુ એ લવાજમના દર ઠરાવતી વખતે એક વર્ગ એવો રાખવો જોઈએ કે જે લવાજમ ભરનાર સભાસદની જામીનગીરી ઉપરથી પુસ્તકાલયમાંથી લવાજમ ભર્યા વગર વાંચવા માટે પુસ્તક મેળવી શકે.

૪ ગ્રામપુસ્તકાલયનું બજેટ વધારેમાં વધારે ગામ મદદ રૂા ૫૦, વધારેમાં વધારે પંચાયત મદદ રૂા. ૫૦ અને સરકાર તરફની મદદ રૂા ૫૦ મળી રૂા ૧૫૦ નું રહેશે

મહાલ પુસ્તકાલયનું બજેટ—૨૦૦ ગામ + ૨૦૦ પંચાયત કે સુધરાઈ + ૨૦૦ સરકાર
તાલુકા પુસ્તકાલયનું બજેટ—૫૦૦ ગામ + ૫૦૦ પંચાયત કે સુધરાઈ + ૫૦૦ સરકાર
જિલ્લા મધ્યવર્તી પુસ્તકાલય—૨૫૦૦ ગામ + ૨૫૦૦ સુધરાઈ + ૨૫૦૦ સરકાર
મહિલા પુસ્તકાલયને બાળપુસ્તકાલયની ગણતરી ઉપરના વર્ગમાં જ્યાં આવે ત્યાં.

૫ સૌરાષ્ટ્રભરમાં જનતામાં જ્ઞાનપ્રચાર કરવાના અને જનતાની ભૂખ સંતોષવાના શુભ હેતુથી જ્યાં જ્યાં પુસ્તકાલય હોય ત્યાં ત્યાં વાંચનાલય તેમ જ ફરતું પુસ્તકાલય રાખવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે અને તેથી પુસ્તકાલયોની સ્થાપનાના ભેગાભેગી વાંચનાલયોની, ફરતા પુસ્તકાલયોની સ્થાપના કરવી

૬. સૌરાષ્ટ્રમાનું નાનું કે મોટું કોઈ પણ પુસ્તકાલય સર્વગ્રાહી વાચનસાહિત્ય પૂરું પાડી શકે અને વિવિધ વિષયોને લગતો જનતાનો વાચનશોખ પૂરો પાડી શકે તેટલા માટે પુસ્તકો તથા સામયિકો તથા દૈનિકો વગેરેની પસંદગી માટે સૌરાષ્ટ્ર સરકાર સમિતિ નીમે અને તે સમિતિ વરસમાં નિદાન ત્રણ વાર મળે અને તેની ઉપયોગી યાદી કરી પુસ્તકાલયને મોકલી આપે અને એ યાદીમાં જણાવેલા પુસ્તકો સિવાયનાં પુસ્તકો કોઈ પુસ્તકાલય ન ખરીદે એવી તજવીજ કરવી

૭. જ્યાં સુધી પુસ્તકાલયને માટે સ્વતંત્ર પગારદાર ગ્રંથપાલ નીમવા જેવી પરિસ્થિતિ ઊભી ન થાય ત્યાં સુધી ગામના પુસ્તકાલયમાં મુખ્ય શિક્ષક યા ઉપશિક્ષક પાસે ગ્રંથપાલ તરીકેની વ્યવસ્થા કરવાની જરૂર રહેશે

૮ સૌરાષ્ટ્રભરનાં તમામ પુસ્તકાલયોમાં તંત્રનું એકસરખું ધોરણ રહે એને આ પરિષદ જરૂરી માને છે અને તેથી પુસ્તકોની વિગતવાળી નોંધવહી, પુસ્તકોની આપલેની નોંધવહી, વગેરે સર્વસાધારણ નમૂનાઓ સૌરાષ્ટ્ર સરકારના કેળવણી ખાતા તરફથી તૈયાર કરાવાઈ જેને તેને વખતોવખત પૂરા પાડવાની વ્યવસ્થા કરવી

૯. સૌરાષ્ટ્રમાનું દરેક પુસ્તકાલય સંગીન પાયા ઉપર ચાલતું રહે તેટલા માટે દરેક સ્થળે પુસ્તકાલય સમિતિ હોવાનું આ પરિષદ માને છે અને તેવી રીતે પોતપોતાની હદસીમામાંથી માસિક કે વાર્ષિક સભ્ય લવાજમ ઉઘરાવવા ઉપરાંત જન્મ, લગ્ન, મૃત્યુ વગેરે વિશિષ્ટ પ્રસંગે જનતા તરફથી યથાશક્તિ આર્થિક મદદ પુસ્તકાલયને મળતી રહે તેવી વ્યવસ્થા કરતી રહે

૧૦ સૌરાષ્ટ્રમાંના તમામ પુસ્તકાલયોમાં પુસ્તકોની વર્ગીકરણ પદ્ધતિ એકસરખી રહે એ ખાસ જરૂરનું હોવાનું આ પરિષદ માને છે અને તેથી જનતાને વાંચવા જોઈતાં પુસ્તકો મેળવવામાં તકલીફ ન પડે એવી રીતની અનુભવસિદ્ધ અને સરળ વર્ગીકરણપદ્ધતિ કેળવણી ખાતા તરફથી યોજાઈ જે તે પુસ્તકાલયને પૂરી પાડવામાં આવે અને તે એ પદ્ધતિને જ અનુસરીને પુસ્તકોનું વર્ગીકરણ કરે એ ખાસ જરૂરનું છે

૧૧ સૌરાષ્ટ્રમાંના તમામ પુસ્તકાલયોનું વહીવટી તંત્ર એકધારું અને કાર્યસાધક નીવડે તેટલા માટે નીચે પ્રમાણેના સિદ્ધાંતો ઠરાવવાનું જરૂરનું લાગે છે —

(૧) દરેક પુસ્તકાલયસમિતિ દર વર્ષે નવેમ્બર સુધીમા ત્યાર પછીના બાર માસ માટેનું આવકખર્ચનું અંદાજપત્ર તૈયાર કરી તેમ જ નવાં પુસ્તકોની પોતાની યાદી સરકારી નીતિ અનુસાર તેમ જ વર્તમાનપત્રોની યાદી, કીંમત વગેરે વિગતો સાથે બનાવી તે કેળવણી ખાતાના પુસ્તકાલય નિયામક અધિકારી પાસે મંજૂર કરાવી લે.

(૨) મજકુર અધિકારીએ સાથે મંજૂર કરેલાં પુસ્તકો તેમ જ વર્તમાનપત્રો ઓછામાં ઓછા ખર્ચે ખરીદવાની સત્તા દરેક પુસ્તકાલયના વ્યવસ્થામંડળની રહેશે ગામ, કસ્બા કે જિલ્લાના સ્થાનિક સભાસદો એકત્રિત થઇ તેના સ્થાનિક સભાસદો જે બંધારણ રચે તે તે પ્રમાણે વ્યવસ્થા મંડળ વ્યવસ્થા કરશે

૧૨. વિભાગના સરકારી મધ્યસ્થ પુસ્તકાલયમાં અને મદદ લેતા જિલ્લાનાં પુસ્તકાલયમાં સ્ત્રીવિભાગ, બાલવિભાગ, પ્રૌઢવિભાગ અને સંશોધનવિભાગ ફરજિયાત રાખવામાં આવે તેવો પ્રબંધ કરવો અને આ વિભાગોમાં યોગ્ય વિકાસ થઇ શકે એ માટે જે પુસ્તકાલયોમાં આ વિભાગો હોય તેમને ચાલુ વાર્ષિક ગ્રાન્ટ ઉપરાંત દર ત્રણ વર્ષે જરૂરિયાત મુજબ ગ્રાન્ટ આપવી.

૧૩ શહેરના દરેક મદદ લેતા પુસ્તકાલયમાં કાંઇ પણ ફી લીધા વિના છાપાંઓ વાંચવા દેવાં.

૧૪. ગ્રંથપાળોને માટે સરકારે બે માસની મુદત માટે એક તાલીમવર્ગ ઉઘાડવો જરૂરી છે અને શહેરોનાં મદદ લેતાં પુસ્તકાલયના ગ્રંથપાલોને તાલીમ આપવી

૧૫ મદદ લેતાં પુસ્તકાલયોના ચાલુ નોકરોને સરકારી ધોરણે પગાર, મોંઘવારી વગેરે અપાય તે જોવાની ભલામણ કરે છે

૧૬. મદદ લેતાં પુસ્તકાલયોના નોકરોને માટે પ્રો ફંડની પ્રથા દાખલ કરવી

૧૭ સામાન્ય જનતાના માર્ગદર્શન માટે અને પુસ્તકાલયમાં વસાવવા લાયક એક ૫૦૦ ઉત્તમ પુસ્તકોની તથા બીજી ૧૦૦૦ સારાં પુસ્તકોની એક યાદી પ્રસિદ્ધ કરવાનું આ પરિષદ ઠરાવે છે આ કામ માટે યોગ્ય વિદ્વાનોની સમિતી નીમવી

૧૮ શક્ય હોય તેટલાં જિલ્લા પુસ્તકાલયમાં સંસ્કૃત તથા હિંદી પુસ્તકો ખાસ રાખવાં જોઇએ, જેથી અભ્યાસીઓને તેમના અભ્યાસમાં, સંશોધકોને સંશોધનમાં, વિચારકોને વિચારમાં અને લેખકોને ઉદ્ધરણો મેળવવામાં પુસ્તકાલયો દરેક રીતે ઉપકારક થઇ શકે

૧૯. સૌરાષ્ટ્રમાં મોટા એક મધ્યસ્થ હિંદી તથા સંસ્કૃત પુસ્તકાલયની જરૂર છે. સારા યે સૌરાષ્ટ્રમાં એવું એક પણ સ્થળ નથી કે જ્યાં અભ્યાસી માટે કે લેખકોને માટે હિંદી તથા સંસ્કૃત પુસ્તક મળી શકે. આ ખોટ સત્વર પૂર્ણ થવી જોઇએ

૨૦. સાધારણ ભણેલાઓમાં વાચનનો શોખ વધે અને અભણને ભણવાનું મન થાય તેવી વૃત્તિઓ જનતામાં જાગૃત કરવા માટે ગામડાંઓમાં અને મોટાં શહેરોના અભણ લત્તાઓમાં અનુકૂળ સમયે નિયમિતપણે સારાં પુસ્તકો, વર્તમાનપત્રો અને માસિક આદિમાંથી આકર્ષક અને ઉપયોગી હકીકતો સારી રીતે વાંચી સંભળાવે તેવા શક્ય હોય ત્યાં પ્રચારકો રોકવા

૨૧ પુસ્તકાલય અને વાચનાલય સાથે એક પૃચ્છપરચ્છ વિભાગ રાખવો, કે જે દ્વારા સામાન્ય જનતાને વ્યાવહારિક અને ગરજારી ઉપયોગી સાચી બીનાઓ પ્રમાણભૂત પૂરી પાડી શકાય આ ઉપરાંત આ વિભાગ દ્વારા આપણા દેશની ભૌગોલિક સ્થિતિનુ તેમ જ યાત્રાના તથા ધંધાદારીના સાચા માર્ગદર્શકનું પણ જ્ઞાન જાહેર જનતાનુ મળતુ રહે

૨૨. સૌરાષ્ટ્ર પુસ્તકાલય સંમેલન પ્રતિવર્ષ યોજવુ અને દરેક પુસ્તકાલયો પોતાનો પ્રતિનિધિ મોકલે એવી વ્યવસ્થા કરવી જેથી એ સંમેલનની ચર્ચાઓ અંગે પુસ્તકાલયો વધારે પ્રગતિશીલ બની શકે.

૨૩. આવાં સમેલનો વગેરેના કાર્યક્રમ તેમ જ ગ્રંથપાલોની તાલીમ બાબતની પરીક્ષા માટે એક " સૌરાષ્ટ્ર પુસ્તકાલય મંડળ" રચવુ, જેના ઉદ્દેશ અને હેતુ સહિતનુ બધારણ ઘડી કાઢવુ

૨૪ સૌરાષ્ટ્ર ગ્રંથોત્તેજક અને પુસ્તકાલય સમિતિ પોતાનું કામ શરૂ ન કરે ત્યાં સુધી પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિમાં અટકાવ ન થાય એટલા માટે ગુજરાત વિદ્યાપીઠ અને વડોદરા પુસ્તકાલયે પ્રસિદ્ધ કરેલ પુસ્તકાલય માટેના પુસ્તકો સૌરાષ્ટ્ર પુસ્તકાલય માટે ખરીદવાનો પ્રબંધ રાખવો

૨૫ પુસ્તકો અને વર્તમાનપત્રોની પસંદગીમા નીચેના મુદ્દાઓ ખાસ લક્ષમાં લેવા —

(૧) મુબઈ વિદ્યાપીઠ, ગુજરાત વિદ્યાપીઠ અને વડોદરા પુસ્તકાલયે પ્રસિદ્ધ કરેલ યાદીમાં જે જે પુસ્તકો હોય તેને પ્રધાનપદ આપવુ

(૨) તે પુસ્તકની લોકપ્રિયતા, આવૃત્તિઓ તેમ જ કિંમત લક્ષમાં લેવાં.

(૩) માહિતીદર્શક જાણુકના પુસ્તકને પણ પ્રાધાન્ય આપવું

(૪) સસ્તા ભાવે પ્રસિદ્ધ કરવામાં આવતાં ગુજરાતી, રાષ્ટ્રભાષા અને સંસ્કૃતમા પ્રસિદ્ધ થતાં પ્રાણવાન પુસ્તકોની સાથે ઉચ્ચ કોટિના જાણીતાં અંગ્રેજી પુસ્તકો લેવાં

(૫) પુસ્તકાલય તરફથી દર વર્ષે રજૂ કરવી જોઈતી વાંચવા માટે બહાર જતી પુસ્તકોની વિષયવાર સંખ્યા લક્ષ રાખીને પુસ્તકો પસંદ કરવા પ્રબંધ રાખવો.

(૬) દેશપરદેશમા પ્રસિદ્ધ થઈ રહેલ સારા સારાં વાચવા લાયક પુસ્તકોની નોંધ ઉપરથી આંતરરાષ્ટ્રીય ખ્યાતિના પુસ્તકો પણ પસંદ કરવા

૨૬ દરેક પુસ્તકાલય સરકાર, મ્યુનિસિપાલિટી તથા પ્રજા જેટલી રકમ ઊભી કરે તેના ૨૫ ટકા સુધી અનામત મૂકે એ યોજના ઇચ્છવા યોગ્ય છે.

૨૭ (અ) મકાનનું ખર્ચ બે ભાગમાં વહેચાશે એક ભાગનું ખર્ચ લોકમદદ અને પંચાયત તથા સુધરાઈ મળીને કરશે. બીજા ભાગનું ખર્ચ સરકાર તરફથી મળશે. આમ પુસ્તકાલય માટે સરકાર મદદ રૂ ૨,૦૦૦ સુધીની રહેશે

મહાલ પુસ્તકાલય, તાલુકા પુસ્તકાલય માટે સરકાર મદદ રૂા ૫,૦૦૦ સુધીની રહેશે જિલ્લા પુસ્તકાલયના મકાન માટે સરકાર મદદ રૂા ૧૦,૦૦૦ સુધીની રહેશે

(ચ) આ પરિષદ સરકારને વિનતિ કરે છે કે, જે જે સરકારી મકાનમા આજે પુસ્તકાલય ચાલે છે તે મકાન તે પુસ્તકાલયને સોપી આપવુ ઘટે છે

(ફ) ઉપરાંત પુસ્તકાલયને નવુ મકાન બનાવવુ હોય ત્યારે ખુલ્લી જગ્યા મેળવવા જે તે ગામની સમિતિને સરકારે ઉદારતાથી મદદ કરવી

૨૮ સૌરાષ્ટ્રની તમામ પ્રાથમિક શાળાઓમાં બાળકો માટેનાં વિશિષ્ટ પુસ્તકો વસાવવાની જોગવાઇ કરવી અને આવાં પુસ્તકોની પસંદગી માટે તથા આજકાલ બાલસાહિત્યને નામે થોકબંધ પ્રગટ થતાં અશાસ્ત્રીય સાહિત્યને જોતાં બાળકોના હિતમાં આજદિન સુધી પ્રગટ થયેલાં તમામ પ્રકારનાં બાલસાહિત્યની સમાલોચના કરવાનુ તથા વૈજ્ઞાનિક ઢબના બાલસાહિત્યને રચવા રચાવવાના કામ માટે નીચે જણાવ્યા પ્રમાણે સભ્યોની એક સમિતિની રચના કરવામાં આવે છે —

સભ્યો શ્રીમતી હંસાબહેન મહેતા — શ્રી. હરભાઇ ત્રિવેદી
શ્રી ત્રિભુવન વ્યાસ — શ્રી રામનારાયણ ના પાઠક

૨૯ આપણી ભાષામાં શિક્ષણોપયોગી સાહિત્યની ઘણા મોટા પ્રમાણમાં તંગી દેખાય છે. આ તંગીને ટાળવા માટે એ પ્રકારનું સાહિત્ય પ્રગટ થાય તથા પુસ્તકાલયોમ સગ્રહાય તે જાતના શકય તેટલા પ્રયત્નો કરવાનો શિક્ષણશાસ્ત્રીઓને અનુરોધ કરવો અને વધારામાં શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્રને લગતું આજે જેટલું સાહિત્ય ઉપલબ્ધ હોય તેવા સાહિત્યનાં પુસ્તકોની પસંદગીથી ઓછામાં ઓછી પાંચ પાંચ નકલો શિક્ષકોના લાભ ખાતર સૌરાષ્ટ્રનાં તમામ પુસ્તકાલયોમાં રાખવાનો પ્રબંધ કરવો.

૩૦. સૌરાષ્ટ્ર પ્રદેશમાં સરકાર તરફથી રચનાત્મક સમિતિ તરફથી તથા અન્ય સમાજસેવકો તરફથી પ્રૌઢ શિક્ષણનું કાર્ય શરૂ થવા લાગ્યુ છે આ કાર્યની શરૂઆત માટેના અક્ષરજ્ઞાન માટેનાં પુસ્તકો ઉપલબ્ધ છે. પરંતુ પ્રૌઢોને જીવનની વ્યાપક કેળવણી મળતી રહે તે માટેનાં જરૂરી પુસ્તકોની ખૂબ તંગી છે તેથી કરીને તમામ પ્રકારનાં પુસ્તકાલયોના સંચાલકો પ્રૌઢ કેળવણી માટે ઉપયોગમાં આવે તેવો એક વિભાગ પોતાના પુસ્તકાલયમાં વસાવે વધારામા સૌરાષ્ટ્ર સરકારને વિનંતિ કરવી કે તેમણે ગુજરાતી ભાષામાં આ પ્રકારનાં પુસ્તકો તૈયાર કરવાનું કામ વહેલી તકે હાથ ધરવુ. આ કામ માટે નીચેના સભ્યોની, સભ્યો વધારવાની સત્તા સાથે એક સમિતિ નીમવી.—

શ્રી હરભાઈ ત્રિવેદી, શ્રી દલપતભાઇ જોશી, શ્રી. ત્રિભુવનભાઈ વ્યાસ, શ્રી કલ્યાણરાય જોશી, શ્રી મૂળશંકર મો ભટ્ટ, શ્રી રામભાઈ ના પાઠક, શ્રી. નાથાલાલ દવે, શ્રી ભગવાનલાલ માંકડ, શ્રી ચંદુલાલ પટેલ.

૩૧. સૌરાષ્ટ્રના સરકારી તેમ જ બિનસરકારી અને સાર્વજનિક એવાં તમામ

પુસ્તકાલયોને જરૂરી માર્ગદર્શન કરવા માટે નીચેના સભ્યોની સભ્યો વધારવાની સત્તા સાથે એક સમિતિ નીમવામાં આવે છે આ સંમેલન તમામ પુસ્તકાલયોના સંચાલકોને વિનંતિ કરે છે કે તેમણે આ સમિતિના સભ્યોનો શક્ય તેટલો બધો ઉપયોગ કરવો"

પ્રા વિજયરાય વૈદ્ય, પ્રા રવિશંકર જોશી, પ્રા. ભગવાનલાલ માંકડ, શ્રી હરભાઈ ત્રિવેદી, શ્રી ઉપેંદ્ર ભટ્ટ, પ્રા ગતિલાલ દવે, આચાર્ય પ્રતાપરાય મોદી, આચાર્ય મુકુંદરાય પારેખ શ્રી સતીશભાઇ જોશી, શ્રી મુનિકુમાર ભટ્ટ

૩૨ સૌરાષ્ટ્ર સરકાર તરફથી તથા બીજી નાની મોટી સંસ્થાઓ તરફથી સાગ ગ્રંથના પ્રકાશનને ઉત્તેજન આપવાનું કામ હાથ ધરવામાં આવે આ સંમેલન એવાં ઉત્તેજક મંડળોને એવી આગ્રહભરી વિનંતિ કરે છે કે, આવશ્યક એવા શિષ્ટ સાહિત્યના મૌલિક ગ્રંથોને તેમ જ પ્રતિભાસંપન્ન લેખકોના અનુવાદોને તેમ જ ગુજરાતી ભાષામાં હજુ સુધી ન પ્રગટ થયાં હોય તેવા વિજ્ઞાનના વિધવિધ વિષયો ઉપરનાં ઉપયોગી અને જરૂરી પુસ્તકો પ્રગટ થાય તે તરફ ખાસ લક્ષ આપે

૩૩. તમામ પુસ્તકાલયોએ અભ્યાસી વાચકો માટે સંદર્ભગ્રંથો શક્ય તેટલા પ્રમાણમાં વસાવવા પ્રયત્ન કરવો

૩૪ ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં નાનામોટાં પુસ્તકો સંબંધમાં જનતાની સુરુચિ અને વાચનવિવેક કેળવાય તથા યોગ્ય માર્ગદર્શન મળતું રહે તે માટે "પુસ્તકાલય પત્રિકા" અથવા "વાચન વિવેક" નામનું સામયિક પ્રગટ કરવાનો પ્રબંધ કરવો

## સૌરાષ્ટ્ર ગ્રંથોત્તેજક ને પુસ્તકાલય સમિતિ

સૌરાષ્ટ્રનાં પુસ્તકાલયો અને વાચનાલયો માટેનાં વર્તમાનપત્રો, પુસ્તકો આદિ પસંદ કરવા માટે ઉપરોક્ત સમિતિની બેઠક તા ૧૬ ઑક્ટોબર ૧૯૪૯ ના રોજ ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટ મુકામે મળી હતી અને તેમાં નીચે પ્રમાણે નિર્ણય સર્વાનુમતે કરવામાં આવ્યો છે —

## પુસ્તકાલયો માટે મંજૂર થયેલ યાદીઓ

હાલ કામચલાઉ ગોઠવણ તરીકે સૌરાષ્ટ્રનાં પુસ્તકાલયો માટે પસંદ કરવાનાં **પુસ્તકોમાં નીચેની પ્રમાણભૂત યાદીઓનો ઉપયોગ પુસ્તકાલયોએ કરવો :**

(૧) ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય તરફની તાલુકા પુસ્તકાલયો માટે પુસ્તકોની યાદી (૨) સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની યાદી (૩) વડોદરા સેન્ટ્રલ લાઈબ્રેરીની યાદી

## સભ્યોના કામની વિષયવાર વહેંચણી

ઉપરોક્ત સમિતિની બીજી બેઠક તા ૧૮ ઓક્ટોબર ૧૯૪૯ ના રોજ 'ભગવત્સિંહ મંડળ કચેરી'માં ગોંડલ મુકામે મળી હતી તેમાં સભ્યોનાં કામની વિષયવાર વહેંચણી નીચે પ્રમાણે થઇ છે —

(અનુસંધાન પૃષ્ઠ ૨૫૫ પર)

## પ્રથમ અખિલ સૌરાષ્ટ્ર પુસ્તકાલય સંમેલન વિશેનાં

# સંસ્મરણો અને સૂચનો

સૌરાષ્ટ્રમાં એકમ થયે આજે બે વર્ષ પૂર્ણ થયાં છે સૌરાષ્ટ્રમાં જુદા જુદા ખાતાઓ માટે અવનવી યોજનાઓ ઘડવામાં આવી અને અમલી પણ બનાવવામાં આવી ત્યારે મને ખરેખર આશ્ચર્ય થયું કે પુસ્તકાલય કે જે સમાજનું સાંસ્કૃતિક એક અંગ છે અને જેને પોષવા સૌરાષ્ટ્રનું ભાવિ ઘડતર વધારે સંગીન પાયા પર રચી શકાય તેમ છે અને જે પ્રશ્ન પ્રથમ દૃષ્ટિએ ઉકેલ માગી રહેલ છે તે અણઉકેલ કેમ રહે છે! પરંતુ જ્યારે "સૌરાષ્ટ્ર પુસ્તકાલય સંમેલન"– એ મથાળા નીચે પ્રગટ થયેલ પત્રિકા મળી ત્યારે મને ઘણો જ હર્ષ થયો અને થયું કે પુસ્તકાલયનો યુગ ખાસ કરીને સૌરાષ્ટ્રમાં શરૂ થઈ ચૂક્યો છે અથવા તો પુસ્તકાલયના પૂજારીઓ શાળાયુગ પછી પુસ્તકાલયયુગ શરૂ કરવા મથી રહ્યા છે, એટલે પુસ્તકાલયનું સાહિત્ય હવે ઊજળું થાય છે એમ માની શકાય.

પુસ્તકાલય સંમેલનમાં ભાગ લેવા હું એક નાના બાળકના જેટલી જિજ્ઞાસાથી અને ઉત્સુકતાથી રાહ જોઈને જ બેઠો હોઉં છું અને તેથી જ છેલ્લા બે વખત થયા વડોદરા અને નાગપુર ઓલ ઈન્ડીઆ લાયબ્રેરી કોન્ફરન્સમાં પણ પ્રતિકૂળ સંજોગો હોવા છતાં જાઉં છું. આવા સંમેલનો યોજવાથી એકબીજાને મળવા હળવાનો તેમ જ જાણવા જણાવવાનો અમૂલ્ય લાભ મળે છે ગ્રંથપાલોને પોતાના દરરોજના એકધારા કામમાંથી માથું ઉંચકી બહારની દુનિયા જોવાનો લાભ મળે છે તેમજ ફરીથી કામ શરૂ કરવા માટેનું નવું જોમ અને ઉત્સાહ પ્રાપ્ત થાય છે આવાં સંમેલનને એક 'રીફ્રેશર કોર્સ' તરીકે ગણી શકાય

સદરહુ સંમેલન તારીખ ૧૬–૧૦–૪૯ના રોજ રાજકોટ મુકામે ધર્મેન્દ્રસિંહજી કોલેજના મધ્યસ્થ ખંડમાં યોજવામાં આવેલ હોઈને તે દિવસે હું ત્યાં પહોંચી ગયો હતો. કોલેજના મધ્યસ્થ ખંડમાં સદરહુ સંમેલનના સમારંભની તૈયારીઓ થઈ ચૂકી હતી મુખ્ય દ્વાર આગળ શ્રીયુત ચંદુભાઈ પટેલ– ઉપવિદ્યાઅધિકારી (પ્રૌઢ શિક્ષણ)આમંત્રિત ગૃહસ્થોને સત્કારવા તેઓશ્રીના મંડળ સાથે હાજર હતા બીજી બાજુએ જે તે પુસ્તકાલયોના ગ્રંથપાલો અને મંત્રીઓ પરસ્પર એકબીજાનો પરિચય કરી કરાવી રહ્યા હતા બુકસેલરો પોતાના પુસ્તકો સાથે આવવા લાગ્યા હતા અને તેઓ પોતાનો પરિચય કરાવવાની તક સાધી રહ્યા હતા આ દૃશ્ય ખરેખર આનંદદાયક લાગતું હતું અને તેનું ઘણી શાન્તિથી અવલોકન કરવા હું એક બાજુએ ઉભો ઉભો જોયા કરતો હતો.

*

સંમેલનનું ઉદ્‌ઘાટન માનનીય મે કેળવણી પ્રધાન શ્રી બળવંતરાય મહેતા સાહેબના શુભ હસ્તે બપોરે બાર વાગતાં થયું હતું, તેમ જ સંમેલનનું કાર્ય પણ તેઓશ્રીના પ્રમુખપણા નીચે જ શરૂ કરવામાં આવેલ સંમેલનમાં પોરબંદર, જામનગર, ધ્રાંગધ્રા, જુનાગઢ, સોનગઢ,

અમરેલી, ભાવનગર તેમ જ તળ રાજકોટના પુસ્તકાલયોના સંચાલકો, વિભાગીય શાળાધિકારીઓ તથા સ્થાનિક અમલદારોએ હાજરી આપી હતી

સંમેલનની શરૂઆતમાં સ્વાગતપ્રવચન મુખ્ય વિદ્યાધિકારી શ્રી શાહાણી સાહેબે કર્યું હતુ. ત્યાર બાદ માનનીય કેળવણીપ્રધાન સાહેબે શ્રીયુત બળવંતરાય મહેતા સાહેબ પ્રમુખ સ્થાનેથી બે શબ્દો કહી પુસ્તકાલય અને શાળા વચ્ચેનો સબંધ બતાવ્યો હતો તેઓએ શાળાઓ અને પુસ્તકાલયોની પ્રવૃત્તિ માટે પોતાની ધગશ દર્શાવી હતી અને ઠેર ઠેર શાળાઓ અને પુસ્તકાલયો થાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી સૌરાષ્ટ્રમાં હાલમાં ગણનાપાત્ર પુસ્તકાલયો તરીકે ભાવનગર, રાજકોટ જુનાગઢ અને જામનગરને ગણાવ્યા હતાં. પરંતુ તેને યાગ્ય રીતે સજીવન કરવાની જરૂર છે એમ પણ સૂચન કર્યું હતુ

ત્યારબાદ પુસ્તકાલયોની આવશ્યકતા અને પ્રવૃત્તિ વિશે ડૉ. યાજ્ઞિક સાહેબ, શ્રી કલ્યાણભાઈ જોશી, શ્રી હરીરાયભાઇ ત્રિવેદી, શ્રી ચિમનભાઇ અમીન વગેરેએ પ્રવચનો કર્યાં હતા તેમાં ખાસ કરીને ચિમનભાઇ અમીને આ પ્રવૃત્તિ શરૂ કરવા બદલના સૌરાષ્ટ્ર સરકારને પોતાના અભિનંદન પાઠવ્યા હતા, અને પ્રવૃત્તિ ફાલી ફુલી રહે એમ ઇચ્છી પોતાની તેમજ સમસ્ત વડોદરા પુસ્તકાલય મંડળની સેવા અર્પવાનુ અમૂલ્ય વચન આપ્યુ હતુ ખરેખર, તેઓશ્રીએ ઘણુ એ માર્ગદર્શન કરાવ્યું હતું અને તેઓની ધગશ જોતાં મને એમ થયુ કે આવી વ્યક્તિઓ ઉભી થાય તો જ આ પ્રવૃત્તિને જોમ મળે અને આગળ ધપી શકે

આ સંમેલનમાં પુસ્તકાલયોનાં લવાજમ શું રાખવાં વગેરે જે તે પુસ્તકાલયની સમિતિ ઉપર છોડી દઇ, કાયમ ફંડ, મકાન અને ખર્ચની વ્યવસ્થા તેમ જ ગ્રાન્ટની ચર્ચાઓ થઈ હતી, જેમાં ગ્રામ પુસ્તકાલયોને રૂ ૫૦) સુધી સરકારી મદદ મળે અને તેટલી જ રકમ ગુજરાઈ કે લોકલબોર્ડ આપે અને તેટલુ જ ઉઘરાણું ઉત્પન્ન કરવાનુ રહેશે એમ ઠરાવેલ આ સિવાયે મહાલ પુસ્તકાલયને રૂ. ૨૦૦/, તાલુકા પુસ્તકાલયને રૂ. ૫૦૦ થી ૧૦૦૦, જિલ્લા પુસ્તકાલયને રૂ. ૨૫૦૦ થી ૫૦૦૦ સુધી સરકારી મદદ આપવાની ભલામણ કરવામાં આવી એ સિવાય મહિલા અને બાળ પુસ્તકાલયો વિશે પણ ઠીક ઠીક ચર્ચાઓ થયેલી ઉપરાંત સૌરાષ્ટમાં ગ્રંથપાલોને તાલીમ આપવા તથા ૧૦૦ જેટલા ગ્રંથપાલોને યાગ્ય તાલીમ આપવાની પણ એક યોજના વિચારાઇ હતી સૌરાષ્ટ્રમાં પુસ્તકાલય મંડળ સ્થાપવાની તેમ જ "સૌરાષ્ટ્ર પુસ્તકાલય" માસિક કે ત્રિમાસિક કાઢવાની અને તે દ્વારા આ પ્રવૃત્તિને વિસ્તારવાની યોજના પણ વિચારવામા આવેલી, ઉપરાંત, પુસ્તક પસંદગી નિયમન સમિતિ, પ્રૌઢ શિક્ષણ અને બાળસાહિત્ય અંગેની સમિતિઓ રચવામા આવી હતી.

સદરહુ સંમેલનમાં પ્રતિનિધિઓ, સ્થાનિક અમલદારો વગેરે મળી ઠીકઠીક સંખ્યાની હાજરી હતી આ પ્રમાણે જો કે સૌરાષ્ટ્રમાં આવા સંમેલનની પ્રથમ જ પહેલ હતી પરંતુ સંમેલનની વ્યવસ્થા ઘણી જ સુંદર અને વ્યવસ્થિત હતી. પ્રિન્સી ડૉ. યાજ્ઞિક સાહેબે પોતાના માણસો મારફત આમંત્રિત ગૃહસ્થોને દરેક જાતની સગવડ રહે તે માટે વ્યાસપીઠ ઉપર બેઠા બેઠાં પણ સૂચનાઓ ચિંતા કરી રહ્યા હતા

માનનીય મે કેળવણી પ્રધાન સાહેબે પણ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી પાચથી

૭ કલાકનો સમય સંમેલન પાછળ ગાળ્યો હતો અને બપોરના ચા પાર્ટી વખતે પણ અમારી સાથે બેસીને જ ચા નાસ્તાને ન્યાય આપેલ અને પુસ્તકાલય પ્રવૃત્તિની ચર્ચાઓ કરી હતી. એટલુંજ નહિ, પરંતુ સાંજના સંમેલનનું કાર્ય પુરું થયા બાદ આમંત્રિત ગૃહસ્થોમાંથી જેને વિશેષ ચર્ચા કરવી હોય તેઓને પોતાના નિવાસસ્થાને નિમંત્ર્યા હતા

હવે જ્યારે આ રીતે સંમેલનનો કાર્યક્રમ પ્રતિવર્ષે યોજાય અને સાથે પુસ્તકાલય પ્રદર્શન યોજાય એ ઇચ્છવા જેવું છે દ્વિતીય અખિલ સૌરાષ્ટ્ર પુસ્તકાલય સંમેલન વખતે નીચેના મુદ્દાઓ જો લક્ષમા લેવામાં આવશે તો આ પ્રવૃત્તિ વધારે વેગવતી બનાવી શકાશે તે વિચારપો જ આ સૂચનો નમ્રતાપૂર્વક રજુ કરું છું.

(૧) આવાં સંમેલનનો સમય બેએક માસ પહેલાં નક્કી થાય તેમ ગોઠવણ કરાવવી, જેથી કોઈપણ વ્યક્તિને પોતાના વિચારો પ્રદર્શિત કરવા હોય તો તે માટે તૈયાર થવાનો અને લખી મોકલવાનો પૂરો સમય મળે

(૨) આ રીતે આવેલ પત્રો અને ઠરાવોમાંથી ઉત્તમ એવા નિબંધોની પસંદગી કરીએ સંમેલનના વ્યાસપીઠ ઉપર લેખક વાંચી સંભળાવે અને તેની ઉપર કોઇને પ્રશ્નો કરવા હોય તો, તે કરી શકે એવી વ્યવસ્થા રાખવી

૩) આ નિબંધોની પસંદગી માટેનું કાર્ય સૌરાષ્ટ્ર પુસ્તકાલય મંડળ અગર સંમેલન અંગેની ખાસ યોજાયેલ સમિતિને સોંપવું

(૪) આ સંમેલના કાર્યક્રમ માટે ઓછામાં ઓછા બે થી ત્રણ દિવસ રાખવા જોઇએ જેથી દોડધામ ન થાય અને દરેકને ચર્ચા કરવાનો સમય મળે સામાન્ય રીતે સમય સવારના ૮ થી ૧૧ અને સાંજના ૪ થી ૬-૩૦ રહે તો વધારે અનુકૂળતાવાળું રહેશે.

(૫) પ્રતિનિધિઓને તેમના હોદ્દા પ્રમાણે બેજીસ (ચંદ્રક) આપવા જેથી તે વખતે એક બીજાનો પરિચય કરવાનું અનુકૂળ પડે તેમ જ તેમના હોદ્દાઓ પ્રમાણે બેસવાની સગવડતા રાખી શકાય

(૬) પ્રતિનિધિઓને ઊતરવા માટે તેમ જ બની શકે તો જમવા વગેરેની સગવડ તેમ જ તેઓની આવવાની તારીખ નક્કી થયાના ખબર આવ્યેથી સ્ટેશન ઉપર સ્વયંસેવકો હાજર રાખવાની વ્યવસ્થા થવી જરૂરી છે જેઓને જમવા તથા રહેવાની સગવડતાની જરૂર હોય તેમની પાસે અમુક રકમ એડવાન્સ મંગાવી લેવી

**સૂચના**—આવા કાર્યક્રમ શાળાઓની રજાઓ દરમ્યાન રખાય તો ઉતારો ત્યાં રાખી શકાય

(૭) સંમેલન વખતે પુસ્તકાલયપ્રદર્શન અને એવાં મનોરંજન કાર્યો પણ રખાય તો વધારે આનંદમય બનશે

(૮) સંમેલન બેએક વર્ષ ભરાય અને પ્રગતિમય બને પછી ગુજરાત, મુંબઈ, વડોદરા વગેરે સ્થળોએ આમંત્રણો મોકલવા જેથી આપણને ઘણું જાણવાનું મળશે

( ) સમેલનમાં જે જે ઠરાવો કરવાના હોય તે સામાન્ય રીતે જે વ્યક્તિ તરફથી ઠરાવ મૂકાનો હોય તે વાંચે, પછી તેની ઉપર સુધારો વધારો કરવાનો હોય તો સભાને પૂછવામાં આવે અને ચર્ચાને અંતે ઠરાવને અનુમોદન મળ્યા પછી પસાર થયો ગણાય, એવી પ્રથા દાખલ થવી જરૂરી છે

(૧૦) આવાં સમેલનો સૌરાષ્ટ્રમાં મળી શકયા પ્રમાણે પ્રતિવર્ષ જુદે જુદે સ્થળે યોજાય એથી એક બીજા પુસ્તકાલયોને વધારે આકર્ષક બનાવવા ઉત્તેજન મળે અને તે ગામના બીજાં પુસ્તકાલયનું નિરીક્ષણ થાય જેથી તે ગામ કે શહેરના લોકો ભાગ લઈ, આ ચર્ચાઓ સાંભળી પુસ્તકાલયો સુધારવા પ્રયત્ન કરવા પ્રેરાશે અને આ રીતે પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર આપણે કરી શકીશું

આ પ્રમાણે દ્વિતીય સમેલન વખતે બની શકયા પ્રમાણે આ સૂચનાઓ અમલી બને તો હું ધારું છું કે હજુ વિશેષ સફળતા પ્રાપ્ત થાય અને આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ ફાલીફૂલી રાખવાની આપણી નેમ છે તે ફળીભૂત થાય

ઈંદુલાલ ક. બુચ
મયપાલ-બાર્ટન પુસ્તકાલય

---

## આટલું કરો.

બીજાને શું જોઈએ છે તેનો વિચાર કરજો, તમારો નહિ

પ્રત્યેક માણસને, પ્રત્યેક વ્યક્તિને તમે કેમ ઉપયોગી થઈ શકો તેનો પહેલેથી વિચાર કરશો.

નાની નાની વાતોમાં જ્યાં કારણ ના હોય ત્યાં અન્યને એમના માર્ગે જવા દો.

કોઈને વઢવું જ હોય કોઈને ઠપકો જ આપવો હોય તો તે પણ એ એકલો હોય ત્યારે શાંતિથી અને રહસ્યતાથી કરો

બીજાનાં કાર્યોને આવકારતાં શીખો સારું હોય તે સારું છે એમ કહેતા શીખો.

બીજાની સલાહ પણ લો એ સૂચન પણ સારું લાગે તો એ કરતા પ્રેમ અનુભવો

'બધું જ તમે કરશો, એ વિચારણા કાઢી નાખો બીજા માટે પણ કરવાનું બાકી નાખો જેથી એને આનંદ થાય

તમારા ઉત્સાહથી બીજાને રંગી દો

તમારું વ્યક્તિત્વ બતાવવા નહિ, પણ ઉપયોગી થવા બીજાને સાચા રસ્તે દોરો

માયા બનાવો, શેઠ ના બનો   ("પ્રતિમા")

---

(અનુસંધાન પૃષ્ઠ ૨૫૧ નું)

ગુજરાતી સાહિત્ય — પ્રો. રવિશંકર જોશી અને શ્રી વિજયરાય વૈદ્ય

સંસ્કૃત ગ્રંથો — પ્રો. રવિશંકર જોશી અને પ્રો. ડોલરરાય માંકડ

અંગ્રેજી ગ્રંથો — શ્રી વીરેન્દ્રરાય મહેતા અને પ્રો. રવિશંકર જોશી

કેળવણીનાં પુસ્તકો — શ્રી ચંદુલાલ પટેલ અને શ્રી. વીરેન્દ્રરાય મહેતા

હિંદી પ્રકાશનો — શ્રી વિશ્વનાથ ભટ્ટ અને શ્રી. વીરેન્દ્રરાય મહેતા

ગુજરાતી સામયિકો તથા વર્તમાનપત્રો — શ્રી વિજયરાય વૈદ્ય અને શ્રી. ચંદુલાલ પટેલ

# સૌરાષ્ટ્ર
# પુસ્તકાલય પરિષદનાં સંસ્મરણો

[ લેખક . શ્રી ચિમનભાઇ હ અમીન ]

મંત્રી, વડોદરા ( રાજ્ય ) પુસ્તકાલય મંડળ

રાજકોટમા તા ૧૬-૧૦-૪૯ ના રોજ સૌરાષ્ટ્ર પુસ્તકાલય પરિષદ માનનીય કેળવણી પ્રધાન શ્રી બળવંતરાય મહેતાના પ્રમુખપદે મળી જેમા વડોદરાથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળના વ્યવસ્થાપક સભ્ય અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી તરીકે મે ( ચીમનભાઇ હ અમીન ) અને "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી મણિલાલ વ્યાસે પણ ભાવભર્યા આમંત્રણથી હાજરી આપી હતી અને કામકાજમાં ભાગ પણ લીધો હતો

ધર્મેન્દ્રસિંહજી કોલેજના મધ્યખંડમાં એકત્ર થયેલા સૌરાષ્ટ્રના દૂર દૂરનાં છૂટાં છવાયાં પુસ્તકાલયના સંચાલકો, વાચનપ્રચારના પ્રેમીઓ, વિદ્વાનો અને સમર્થ કેળવણીકારોનું એ સમેલન અનેક રીતે સફળ થયું છે અને એને અંગે જોવા મળેલાં અનેક દૃશ્યો પણ ચિરસ્મરણીય બનશે.

## પ્રમુખ શ્રી. બળવંતરાય મહેતાની અંજલિ

ગઇ કાલ સુધી દેશની આઝાદી માટે ઝુઝનાર પ્રખર લડવૈયા અને આજે આઝાદીના સૂત્રધાર બનેલા સૌરાષ્ટ્રના નાયબ વડાપ્રધાન શ્રી બળવંતરાય મહેતાએ બોલવાની શરૂઆત કરતાં જ વડોદરા રાજ્યની વિકસેલી-વિશાળ પુસ્તકાલય પ્રવૃત્તિ અને તેના પ્રણેતા કે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ તેમ જ સ્વ. શ્રી મોતીભાઈ અમીનને ભાવભરી ભવ્ય અંજલિ અર્પી હતી અને હિંદભરમા અજોડ બનેલી અને ઘડાઇ ગયેલી પ્રવૃત્તિનું જ અનુકરણ કરી આખાયે સૌરાષ્ટ્રમાં એ પ્રવૃત્તિ ફેલાવવા અને જ્ઞાનપ્રચાર દ્વારા સૌરાષ્ટ્રનાં વિવિધ અંગો ખીલવી જીવન-સંગ્રામમાં સફળતા મેળવવા આદેશ આપ્યો હતો અને વડોદરા, અમરેલી તથા દ્વારકાના કાર્યકર્તાઓને સાથે રાખી વિદ્વાન અને કાર્યકુશળ સભ્યોની સમિતિઓ રચાવી પ્રવૃત્તિની યોજનાઓ ઘડવા અને એ ઘડાયલી યોજના પ્રમાણે સૌરાષ્ટ્ર સરકાર પૂરતી મદદ કરશે એવી ખાતરી આપી હતી.

## પ્રાસંગિક વિવેચનો

પ્રાસંગિક વિવેચનોમાં વિદ્યાધિકારી શ્રી શાહાણી, પ્રખર કેળવણીકાર શ્રી હરભાઈ ત્રિવેદી, શ્રી હરજીવનદાસ મહેતા, દ્વારકાના પુસ્તકાલયપ્રવૃત્તિના જૂના કાર્યકર શ્રી કલ્યાણરાય જોશી, -અમરેલીના કાર્યકર શ્રી. પુરુષોત્તમભાઇ અને સ્થાનિક કેળવણીકારોનાં મનનીય વિવેચનો થયાં

## સમિતિઓની ચર્ચા-વિચારણા

જે પછી નિમાયલી સમિતિઓ ચર્ચા-વિચારણા માટે ગોઠવાઇ હતી જેમાં ' ભગવત શબ્દકોષ "જેવા મહાકાર્યના સંચાલક અને પ્રૌઢ શિક્ષણ ખાતાના ઉપવિદ્યાધિકારી શ્રી ચંદુલાલ પટેલે વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિનું કરેલું દોહન અને બીજી આપેલી સલાહ સૂચનાઓ જુ ૨૫૬ ]

કરી હતી, જેના પર ખૂબ વ્યવહારુ ચર્ચા-વિચારણા થઇ લોકમદદ, સુધરાઇ-પંચાયતમદદ અને સરકારમદદની ત્રિવિધ યોજનાઓ અને સંચાલન અંગેના નિયમો ઘડાઈ તૈયાર થયા ને બપોર પછીની બેઠકમાં રજુ થઇ યોગ્ય ચર્ચા સાથે પસાર થયા

### શ્રી ચીમનભાઇ અમીન

ઘડાયલી યોજના પર વિવેચન કરવા મને પ્રમુખશ્રીનું ફરમાન થતાં, શરૂઆતમાં વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ અને તેના પ્રણેતાઓને પ્રમુખશ્રીએ અર્પેલી ભાવભરી અંજલી બદલ આભાર માન્યો

### સ્વરાજનો સુયોગ

સૌરાષ્ટ્ર પ્રત્યે આદરભાવ હોવાના કારણોમાં અહીં થઈ ગયેલા બહાદુર દેશભક્તો, મહાન-ભક્તો અને કવિઓ તેમ જ મહાબુદ્ધિશાળી રાજદ્વારી પુરુષો વગેરે જણાવી પૂજ્ય શ્રી મોતીભાઇ અમીન સાથે અમરેલી પ્રાંતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા પ્રજા-ઘડતર થઇ એના વિશિષ્ટ ગુણો વિકસાવવાનો સુયોગ ક્યારે આવશે એમ પૂછતા શ્રી અમીન સાહેબે કહેલું કે, "સ્વરાજ આવશે ત્યારે આખા ગુજરાત કાઠિયાવાડમાં આ પ્રવૃત્તિ ફેલાઇ જશે અને સ્વરાજના ઘડતરમાં પુસ્તકાલય પ્રવૃત્તિ મોટો ભાગ ભજવશે " એ સુઅવસર આવેલો જણાવી એનો સદુપયોગ કરી લઇ પ્રવૃત્તિ ફેલાવવા વિનંતિ કરી



સ્વ શ્રી મો ન અમીન

### છેડાઇ પડયા

પ્રજામાં જો જ્ઞાન ફેલાવવામાં ન આવે તો એ બહાદુરી અને શૌર્ય પ્રજાના રક્ષણને બદલે નાક-કાન કાપવા જેવા નામનાઇના કાર્યમાં વપરાય અને ભક્તિ ધુન-અદ્ભુતપણાના ઘેલાપણામાં તથા બુદ્ધિ કાવા-દાવા અને સાથીદારોના પગ કાપવામાં જ વપરાય એમ જણાવતાં સભામાંના એક ભાઇ છેડાઈ પડયા અને એમાં એમને સૌરાષ્ટ્રને ઉતારી પાડવાનો ભાસ થયો, ત્યાં તો પ્રમુખશ્રીએ પોતે જ જણાવ્યું કે, " તમો અવળો અર્થ ન કરો અને વક્તાના શુભ આશયને સમજી લો " ફરી મેં જણાવ્યું કે, મને સૌરાષ્ટ્ર માટે ખૂબ માન છે એના કાર્યકરો અને આગેવાનો સાથે તો મારે વર્ષો જૂનો ઘાડો સંબંધ છે

### સ્વરાજનું સુખ ભોગવવા માટે

જો પછી સ્વરાજનું સુખ ભોગવવા માટે પ્રજાની અસ્થિરતા ટાળવા અને હાથની નૌકાને સ્થિર બનાવી, લાંબી મજલ કાપવા સારૂ પુસ્તકાલયો દ્વારા પ્રજા તૈયાર કરવા જણાવી એમાં વડો-દરા રાજ્યની પેઠે શિક્ષિકોએ સેવાભાવે પૂરો સાથ આપવા અને દેશનો ઉદય કરવો હોય ત્યારે ત્યાંના દેશસેવકો અને પ્રધાનો પણ બાર-બાર કલાક કામ કરે છે તેનો દાખલો લેવા, લોકમદદ ઊભી કરી કાયમ ફંડ વધારી પુસ્તકાલયની સદ્ધરતા કરવા, જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયનું સૂત્ર આપવાની ગામડે ગામડે જ્ઞાન પ્રચાર કરવા જણાવી આ કાર્ય માટે સૌરાષ્ટ્ર પુસ્તકાલય મંડળ

અને સૌરાષ્ટ્ર પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ જેવી બે સંસ્થાઓ સ્થાપવા અને માસિક પત્રિકા કાઢવા જણાવી એ થતા સુધી વડોદરાની સંસ્થાઓ અને 'પુસ્તકાલય' માસિકનો પૂરો સાથ આપવાની ખાત્રી આપી હતી તેમજ પ્રજાના અગ્રણી સેવકો જ આજે પ્રધાનો બનેલા હોઈ પુરેપુરો સહકાર મદદ આપી, પુસ્તકાલયપ્રવૃત્તિ સૌરાષ્ટ્રના ગામડે ગામડે ફેલાવવા અને તેમા દેશપરદેશ કમાતા શ્રીમંતોએ પણ પૂરતો સાથ આપવા વિનંતિ કરી અને સાથે ગુજરાત-કાઠીઆવાડની પુસ્તકાલયપ્રવૃત્તિના સુયોગ્ય સંચાલન માટે એક મહામંડળની આવશ્યકતા પણ દર્શાવી હતી.

## પ્રમુખશ્રીનુ આમંત્રણ

જે પછી બીજે દિવસે સવારે પ્રમુખશ્રી બળવંતરાય મહેતાના આમંત્રણથી એઓશ્રીને ત્યાં મળતાં એમણે પ્રવૃત્તિના વિકાસ માટે ખૂબ વિગતવાર ચર્ચા કરી આ કાર્યમાં વખતેવખત આવીને મદદ કરતા રહેવા આમંત્રણ આપ્યુ હતુ તેમ જ કેળવણી ખાતાના અધિકારી અને પુસ્તકાલયપ્રવૃત્તિ જેમને સોંપાઈ છે એ ઉત્સાહી કાર્યકર્તા શ્રી ચંદુલાલ પરેલને તેમ જ શ્રી કલ્યાણરાવ જોશીને અમારા ઉતારે- દરબારશ્રી ગોપાળદાસ દેસાઈને ત્યાં મોકલી સૌરાષ્ટ્રનાં પુસ્તકાલયોની તપાસણી કરવા અને જુદા જુદા વિભાગમાં પ્રવાસ ગોઠવી પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર માટેનુ નિવેદન તૈયાર કરવાની યોજના ઘડવા ખર્ચનું બજેટ માગ્યુ જે પૂરું પાડવામાં આવ્યુ છે.

જ્યાં કેળવણી પ્રધાન અને એમના સહકાર્યકરોની ધગશ છે, ત્યાં પુસ્તકાલયપ્રવૃત્તિ ખીલશે જ એમ સ્વાભાવિક આશા બેસે છે

## દરબારશ્રીની ગુરુભક્તિ

પૂ. દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ દિલ્હીથી રાજકોટ આવતાં એમને મળવા માટે કેળવણી-પ્રધાન શ્રી બળવંતરાય મહેતા આવતાં, મારી પાસેથી સાંભળ્યા પ્રમાણે પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે સ્વ. મોતીભાઈ અમીનને ભાવભરી અંજલી આપવા બદલ દરબારશ્રીએ શ્રી બળવંતરાય-ભાઈનો આભાર માનતાં જણાવ્યુ હતુ "શ્રી મોતીભાઈ અમીન તો મારા ગુરુ છે મારુ ઘડતર જ એમણે કર્યું છે. એમની પ્રવૃત્તિને સત્કારો છો એ મારે મન ખૂબ આનંદનો વિષય છે"



દરબારશ્રી ગોપાળદાસ

## વડા પ્રધાન કે સંન્યાસી?

પૂ દરબારશ્રીની સાથે જ સેક્રેટરીએટના બે ઓરડીઓમાં રહેતા સૌરાષ્ટ્રના વડા પ્રધાન શ્રી ઉછરંગરાય ઢેબરને એક શેતરંજી પર અરજદારોની સાથે જ બેઠેલા અને એ ડોસા-ડોસીઓનાં આંસુ લુછતા અને આશ્વાસન આપતા, બીજી બાજુ રાજ્યકારી કામે રેંટરોત કર્યા જ કરતા અને રાત્રે પણ પથારીના ખુણે

(અનુસંધાન પૃષ્ઠ ૩૧૪ પર)

પત્રકારોના

# દીપોત્સવીના જ્ઞાનદીપકો

(એક પત્ર)

ભાઈશ્રી,

આ વખતે પણ, મેં તમને આપેલા વચન પ્રમાણે સં. ૨૦૦૫ના દીપોત્સવીને ટાંકણે બહાર પડેલા એવા પ્રાપ્ત દીપોત્સવી અંકોનો ટૂંક પરિચય આપું છું.

દર વર્ષની જેમ દૈનિક "સંદેશ" પત્રે એની વિશિષ્ટ રજુઆત પ્રમાણેનો એનો દીપોત્સવ અંક પ્રકટ કર્યો છે. એના અનુભવી સંપાદકની નાદબરી હેઠળ ગુજરાતના અગ્રગણ્ય સાક્ષરો, કવિઓ, લેખકોની કલમપ્રસાદી આવી જાય છે. તેમાં પણ શ્રી ધૂમકેતુ, શ્રી ર. વ. દેસાઈ, નિરૂ દેસાઈ વગેરેના લેખોનો સમાવેશ છે.

વિષયવૈવિધ્ય પણ જાળવવા સંપાદકે ઠીક પ્રયાસ કરેલો જણાય છે. તેમાં વાર્તાસાહિત્ય ઉપરાંત આજના સળગતા પ્રશ્નો—જેવા કે આર્થિક, સામાજિક, રાજકીય વિષયો પરના લેખોમાં શ્રી જયંતિલાલ મહેતાનો "રૂપિયાનું નવું હુંડિયામણ", ડૉ. સુમન્ત મહેતાનો "સાધુઓને કામ આપો" અને શ્રી નિરૂ દેસાઈનો "પક્ષ યા વાદથી પર" એ લેખો આજના સળગતા પ્રશ્નોને પ્રસંગાનુરૂપ અપાયા છે.

ત્યારે અંકના સુશોભનમાં ઉમેરો કરે તેવા નવા કલાકારો કે સિદ્ધહસ્ત ચિત્રકારોનાં ચિત્રોનો આ અંકમાં કંઈક અભાવ દેખાય છે, પરંતુ ફોટોગ્રાફીની કલાદર્શક તસ્વીરો આ અંકની લેખ-સામગ્રી અને બાહ્ય ઉઠાવ વાચકને આકર્ષક નીવડે તેવાં છે.

બીજા કોઈ દૈનિકના દીપોત્સવી અંક મારી પાસે નહિ હોવાથી એ અંકોનો પરિચય નહિ આપી શકવા માટે દિલગીર છું.

દૈનિકોની માફક સાપ્તાહિકોના દીપોત્સવી અંકો પણ આ વર્ષે ઠીકઠીક આગળ આવવા પ્રયાસ કરી રહ્યા હોવાનો દાખલો પૂરો પાડે છે. તેમાં મુંબઈના "ગુજરાતી" સાપ્તાહિકે એનો દર વર્ષનો રવૈયો ચાલુ રાખ્યો હોઈને કલાકાન્તના કવનચિત્રમંડિત પૂઠા ને આકર્ષણવાળો અને અન્ય કોઈ જાતના ઠઠારા સિવાય છતાં સાદાઈ અને મનનીય લેખ સામગ્રીથી સમૃદ્ધ કહેવાય એવો આ અંક છે. એમાં ઉઘડતા પાને આપણા વયોવૃદ્ધ કવિવર ખબરદારની ભાવભરી કાવ્યમાધુરી ગાપતું કાવ્ય "બે આંખે નવઅંગવાળાં" વાંચીને હરકોઈ વાચકને એ વૃદ્ધ છતાં ગુર્જરગિરાના ઉત્કર્ષ માટે સદા તલ્લીન રહેતા કવિવરની ભક્તિયુક્ત વાણી વાચકને કવિ પ્રત્યે માનાંજલિ અર્પણ કરાવે તેવી છે. ત્યારે અધ્યાપક કેશવરામ શાસ્ત્રીનો પ્રાચીન ગુર્જર સાહિત્ય સંશોધનાત્મક લેખ "આદિ ભક્તિયુગનો અધિકાર" એ લેખ સાહિત્યના ધુળધોયાઓ

માટે જરૂર કંઈક નવીન સાહિત્યવિષયક સામગ્રી એ લેખમા આપી જાય છે. પ્રો સાંડેસરાની પ્રાચીન કવિ વિશ્વનાથ જાનીનાં ત્રણ પદો- "ચાતુરી ચલીશી" નાં અપાયા ઉપરાંત અન્ય વિષયને લખતા આપણા લેખકો –કવિઓના શેખો કાવ્યો પણ અપાયાં છે એકંદરે આ અંકમાં હળવા સાહિત્ય કરતા સાહિત્યના અંતર્ગતનો પરિચય કરાવતા લેખો અપાયા હોઈને એમા ડૂબકી મારી અવગાહન કરનારને સાહિત્યરત્નો મળી આવે તેમ છે

સાહિત્ય વૈશિષ્ટ્યની આ પરિપાટી અને સૌષ્ઠવ જાળવી રાખવા માટે સંપાદકો અમારા અભિનંદન

સાપ્તાહિકોમા "પ્રભાકર" સાપ્તાહિકે એના દર વર્ષના રિવાજ પ્રમાણે વાર્તાઅંક પ્રસિદ્ધ કરવાની નીતિ આ વખતે પણ જાળવી છે ભિન્નભિન્ન લેખકોની વિવિધ વિષયદર્શી વાર્તાઓ દિવાળીના નિવૃત્ત દિવસોમાં વાચકને વાચવી ગમે તેવી હોઈને આડે દહાડે નવરાશના વખતે જ્ઞાનવિનોદ આપે તેવી અગત્ય છે આ ખાસ અંકને પાકા પૂંઠાથી મઢી રાખ્યો હોય તો જળવાઈને એક સારા વાર્તાપુસ્તકની ગરજ સારે તેવો છે.

સુરતથી સ્ત્રીઓ માટે પ્રસિદ્ધ થતુ સાપ્તાહિક "સ્ત્રીશક્તિ" નું આકર્ષક રંગબેરંગી કલાવિચિત્ર વાચકને પ્રથમ દર્શને આકર્ષે તેવુ છે ત્યારે અંદરની લેખસામગ્રીમાં શ્રી ૐકારનાથ ઠાકુરના "રામરાજ્યની યોજના" સરખા લેખોથી લઈને વિવિધ કાવ્યો, વાર્તાઓ અને સ્ત્રીઓ-પયોગી સાહિત્ય પણ પીરસાયુ છે.

કાપડની કરકસરવાળુ ચિત્ર ન અપાયુ હોત તો ચિત્રસમૃદ્ધિમાં ઉણપ ન આવત, એવુ અમારુ નમ્ર મંતવ્ય અહીં રજૂ કર્યા સિવાય રહી શકતા નથી

વડોદરાના હળવા સાહિત્યના સાપ્તાહિક "જાગૃતિ"નો દીપોત્સવી અંક રૂપરંગ અને સજાવટમાં આકર્ષક હોવાને લેખો પણ આપણા સાહિત્યના અગ્રગણ્ય લેખકોના અપાયા છે સાક્ષર શ્રી રમણલાલ દેસાઈ અને પ્રો શ્રી મંજુલાલ મજમુદારની વાર્તાઓ વાચકને ઠીક ગમી જાય તેવી છે ત્યારે ચિત્રોમાં સરદાર વલ્લભભાઈની આકર્ષક તસ્વીર અને અન્ય ફિલ્મ અદાકારોના ચિત્રો અંકને સચિત્ર બનાવવા અર્થે ઉપયોગમા લેવાયાં છે.

વડોદરાના બીજા શિષ્ટ સાપ્તાહિક "આનંદ"નો પણ દીપોત્સવી અંક પ્રકટ થયો છે એમાં થી શાયચુરાની રાહબરી હેઠળ શિષ્ટ વાચનનો રસથાળ પીરસાયો છે. "આનંદ" ના દર અંકે દેખા દેતા લેખકોનો સહકાર આ અંકમાં નજરે પડે છે અંકને સચિત્ર બનાવવામાં "આનંદ" કાર્યાલયનાં કટાક્ષચિત્રો આગળ પડતા તરી આવે છે.

આ પ્રમાણે મુખ્ય અમદાવાદનાં સાપ્તાહિકોની માફક વડોદરાનાં સાપ્તાહિકોએ પણ પોતાના દીપોત્સવના દીવડાઓ પ્રકટાવીને ગુર્જર સાહિત્યપ્રાંગણના ઝગારામાં પોતાનો પ્રકાશ પણ મેળવ્યો છે, એ આનંદની વાત છે

હવે મુંબઈથી પ્રકટ થતા ધ્યેયલક્ષી સાપ્તાહિક "જયગુજરાત"નો પરિચય આપુ.

"જયગુજરાત" એ જે પક્ષનુ મુખપત્ર છે તેના સિદ્ધાંતોને પ્રતિપાદન કરતા લેખો

આપ્યા છે શ્રમજીવી વર્ગના ઉત્કર્ષ, અભ્યુદય માટેના પ્રયત્નોમા આ સાપ્તાહિકના લેખો એના વાચકોની લાગણીઓને સતેજ કરે તેવા છે, તેમ જ પ્રાસંગિક લખાણો પણ એના સિદ્ધાંતની દિશામાં લઈ જાય તેવા છે ઉપરાંત, રશિયન સાહિત્યની શ્રમજીવી વર્ગને અનુલક્ષીને લખાયેલી સાહિત્યકૃતિઓ પણ એમાં છે

વડોદરાથી પ્રસિદ્ધ થતા રાષ્ટ્રીય સાપ્તાહીક "નવગુજરાતે" પણ ગયા વર્ષની જેમ આ વર્ષે દીપોત્સવી અંક પ્રસિદ્ધ કરી ગુજરાતના દીપોત્સવી અંકોમાં પોતાનો હિસ્સો નોંધાવ્યો છે એમા આપણા જાણીતા સાક્ષરો શ્રી રમણલાલ દેસાઈ, વિખ્યાત ગુર્જર સંશોધનકાર પ્રા મંજુલાલ મજમુદાર, તથા સમાજશાસ્ત્રના અભ્યાસી શ્રી ગટુભાઈ ધ્રુના લેખો અપાયા છે આ અંકમાં અપાયેલા લેખોમા વિષયવૈવિધ્યપણ ઠીક જળવાયુ છે

લેખસમૃદ્ધિની જેમ ચિત્રશોભનો પણ આપવા પ્રયત્ન કરવામાં આવ્યો હોઇને વડોદરા સંગ્રહસ્થાનમાના ભાવવાહી ચિત્રો ખાસ ધ્યાન ખેચે છે

મુંબઇથી પ્રસિદ્ધ થતા 'યુગાન્તર"નો દીપોત્સવી અંક આજના આર્થિક પ્રશ્નોની છણાવટ કરતા લેખો ઠીકઠીક આપી જાય છે, ત્યારે વાર્તા, નાટક અને કાવ્યસાહિત્ય પણ પૂરતા પ્રમાણમાં ભર્યું છે શ્રી જગન્નાથ દેસાઇની સંપાદનકળા અંક જોતા સહેજે ઓળખાઇ આવે છે

હવે હું તમને માસિકોનો પરિચય આપુ.

માસિકોના દીપોત્સવી અંકોમાં આગલુ સ્થાન જમાવી જાય એવો ગોઠવણી, અને ઉઠાવમા આકર્ષક અંક "અખંડ આનંદ"નો છે એને ચિત્રોની સજાવટની જરૂર નથી લાગી, અને એ સજાવટ વિહીન છતાં સાહ્યઇ ભર્યો અને લેખસમૃદ્ધ એવો લગભગ બસો ઉપરાંત પૃષ્ઠસંખ્યામાં દળદાર થયો છે એમાં વિવિધ પ્રકારનુ શિષ્ટ, સાહિત્ય અપાઇને મનનયોગ્ય અને જ્ઞાનપૂર્ણ લેખોનો સંગ્રહ છે. ધાર્મિક લેખો, તેમ જ આર્થિક સામાજિક અને વૈજ્ઞાનિક દષ્ટિ ધરાવતા લેખો પણ જિજ્ઞાસુ વાચકને ગમી જાય તેવા છે

દોઢ રૂપિયાની કિંમતમાં આ અંક ઠીક સસ્તો ગણાય

માસિકો એ પણ વાર્તાઅંકો દીપોત્સવીના ટાંકણે બહાર પાડવાનો એક નવો ચીલો શરૂ કર્યો છે. તદનુસાર વાર્તાઅંક તરીકે ગુજરાતના સાહિત્યકારોનું માનીતુ "નવચેતન" અને ભાવનગરથી પ્રસિદ્ધ થતું દર માસે માત્ર વાર્તાસાહિત્ય આપતું "કહાની" એ માસિકોએ વાર્તાઅંકો પ્રકટ કર્યા છે બન્ને અંકોમા સાહિત્યકૃતિઓ લેખે ગણી શકાય તેવી ગુજરાતી સાહિત્યના સિદ્ધહસ્ત નવલનવેશોની વાર્તાઓ અપાઇ છે. આ બન્ને અંકો પણ પાકા પૂઠાના બંધાની લેવામાં આવે તો એક સરસ વાર્તાપુસ્તકની ગરજ સારે એવા જરૂર બને

"શારદા" માસિકે અગાઉનાં વર્ષોની જેમ આ વર્ષે "વડોદરા અંક" પ્રગટ કર્યો નથી, પરંતુ વિવિધ સાહિત્યની કૃતિઓથી અંકને સભર ભર્યો છે એના લેખકોમાં સાક્ષર શ્રી રમણલાલ તો ખરા જ, ઉપરાંત અન્ય લેખકોની પણ જુદા જુદા વિષયો, વાર્તાઓ કાવ્યો, તેમ જ પ્રવાસવર્ણનવિષયક લેખો પણ સંગ્રહાયા છે ઉપરાંત, એક મનોરમ્ય ત્રિરંગી ચિત્ર પણ

૮.

એ અ કના આકર્ષણમા ઉમેરો કરે છે

"જીવન પ્રકાશ" માસિકના અંકમા એના દર માસના લેખકોએ તેમ જ અન્ય લેખકોએ પણ ઠીક સહકાર આપ્યો છે છેવટના ભાગમાં કુમારો માટે ખાસ અલગ વિભાગ રાખ્યો છે તે વિભાગ કુમારોને ઠીક આકર્ષક નીવડશે દર માસ કરતાં આ અંકે વધુ પૃષ્ઠ સંખ્યામાં વધુ વાચન અપાયુ છે

શિષ્ટસાહિત્યના માસિકોમાં "પ્રતિમા" પણ હમણાં હમણાં ઠીકઠીક વાચન આપતું રહ્યુ છે એના દીપોત્સવી અંકમાં નામી લેખકો ભલે ઓછા હશે, પરંતુ ભાવવાહી અને કેટલુંક નક્કર ગણી શકાય તેવુ સાહિત્ય અપાયુ છે તેમાં પણ સ્થળે સ્થળે મુકાયેલા બોધવચનો અને સૂત્રો તો વાચકે પોતાના નિત્યજીવનમાં ઉતારી લેવા જેવાં છે

"મનોરંજન" માસિકે એના નામ પ્રમાણે ગુણો દાખવી દીવાળીના વિનોદ આનંદ-વિનોદ-પ્રમોદ આપે તેવા લેખો-વાર્તાઓ-ટુચકાઓ આપી ઘડીભર આનંદોલ્લાસ આવે તેવુ વાચન પીરસ્યુ છે અને એની એ હાસ્યભરી પીરસણના પ્રતાપે મારી પાસે ટપાલમાં આવ્યો તેવો જ એ અંક અદૃશ્ય થઈ ગયો છતા પાછળથી હાથ આવતાં, એની વિવિધ હાસ્ય-પ્રેરક વાનગી વાચી જવા મારી ભલામણ છે.

સ્ત્રીઓના માસિકોમાં "ગુણસુન્દરી" એ પણ દર વર્ષની જેમ આ વર્ષે પણ દીપોત્સવી અંક પ્રકટ કર્યો છે એના લેખમા સાક્ષર શ્રી રમણલાલ દેસાઈએ એમનાં નવલ-કથાનાં પાત્રોમાં નારીપાત્રોનો એમના પોતાના શબ્દોમાં પરિચય આપ્યો છે, ત્યારે ગદ્યકવિ શ્રી. મૂળજીભાઇ પી શાહે સાગર અને સરિતાનું સંગીન રૂપક રજૂ કર્યુ છે બીજુ પણ લેખકોના પ્રાસંગિક કાવ્યો, વાર્તાઓ અને ધાર્મિક લેખોને સમાવેશ કર્યો છે "
નામે ચાલતા સદાઓનુ દૃમદ્દ દિગ્ દર્શન કુ. રમાબહેન જાગૃત'નો દીપોત્સવી અંક રૂપક

પ્રૌઢોનાં માસિકોની સાથે, સાપ્તાહિક પણ આપણા સાહિત્યના અગ્રગણ્ય લેખકોના અપાયા છે અંકો પ્રકટ કરી પોતાનો સાથ અને પ્રે શ્રી મજુલાલ મજમુદારની વાર્તાઓ વાચકને ઠીક ગમી તરીકે જોઈએ ત્યારે ચિત્રોમાં સરદાર વલ્લભભાઈની આકર્ષક તસ્વીર અને અન્ય ફિલ્મ અદાકારોના તરી આ અંકને સચિત્ર બનાવવા અર્થે ઉપયોગમા લેવાયાં છે

વડોદરાના બીજા શિષ્ટ સાપ્તાહિક "આનંદ"નો પણ દીપોત્સવી અંક પ્રકટ થયો છે. એમાં શ્રી રામચુ ની રાહભરી હેઠળ શિષ્ટ વાચનનો રસથાળ પીરસાયો છે "આનંદ" ના દર અંકે દેખા દેતા લેખકોનો સહકાર આ અંકમાં નજરે પડે છે અંકને સચિત્ર બનાવવામા "આનંદ" કાર્યાલયના કટાક્ષચિત્રો આગળ પડતા તરી આવે છે

આ પ્રમાણે મુંબઈ અમદાવાદનાં સાપ્તાહિકોની માફક વડોદરાનાં સાપ્તાહિકોએ પણ પોતાના દીપોત્સવના દીવડાઓ પ્રકટાવીને ગુર્જર સાહિત્યગગનના ઝગમાતામાં પોતાનો પ્રકાશ પણ મેળવ્યો છે, એ આનંદની વાત છે

હવે મુંબઈથી પ્રકટ થતા ધ્યેયવદી સાપ્તાહિક "જયગુજરાત"નો પરિચય આપુ.

"જયગુજરાત" એ જે પક્ષનુ મુખપત્ર છે તેના સિદ્ધાંતોને પ્રતિપાદન કરતા લેખો

## ગ્રંથપ્રસાદ

### ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૧-૨-૩ ચાંદાપોળી—ભાગ ૧-૨-૩—લેખક શ્રી વસંત નાયક, મૂલ્ય ૦-૬-૦ દરેકના

૪ ફુવારો—લેખક : ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૧૦-૦

૫ લોકરામાયણ—લેખક : શ્રી ધૂમકેતુ, મૂલ્ય રૂા ૧-૮-૦

૬ જીવનપંથ—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૪-૮-૦

### નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ તરફથી

૭ મહાદેવભાઇની ડાયરી—પુસ્તક ત્રીજું, સંપાદક : શ્રી નરહરિભાઈ પરીખ, મૂલ્ય રૂા ૫-૦-૦

૮ સરદાર વલ્લભભાઇનાં ભાષણો—સંપાદકો શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ, ઉત્તમચંદ દીપચંદ શાહ, મૂલ્ય રૂા ૫-૦-૦

### એન એમ. ત્રિપાઠી લિ. તરફથી

૯ *અલંકારિકા—રચયિતા—શ્રી. નિર્મળા ચંપકલાલ શાહ; મૂલ્ય રૂા ૪-૮-૦*

### આર. આર. શેઠની કું. મુંબઇ તરફનાં પુસ્તકો

૧૦ રામકહાણી—લેખક : શ્રી ગુણવંતરાય આચાર્ય, મૂલ્ય રૂા ૪-૮-૦

૧૧ અમે બધાં—લેખક શ્રી ધનસુખલાલ મહેતા, મૂલ્ય રૂા. ૫-૦-૦

૧૨ સંધ્યાદીપ—મૂળ લેખક શ્રી વિ સ ખાંડેકર, અનુવાદક : શ્રી ગોપાળ વિ વિદ્વાંસ, મૂલ્ય રૂા ૪-૮-૦

### સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય તરફનાં પુસ્તકો

૧૩ ખોળાનો ખુંદનાર—લેખક શ્રી પીતાંબર પટેલ, મૂલ્ય રૂા ૦-૧૦-૦

૧૪ શિવમહિમ્ન સ્તોત્રમ્—અનુવાદક શ્રી શાન્તિજી નારણજી પ્રભાભટ્ટ મૂલ્ય ૦-૬-૦

(અનુસંધાન પૃષ્ઠ ૨૯૯ પર)

પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક

# શ્રી. વાકનીસ સાહેબને વિદાયમાન અને અભિનંદનના સમારંભો

## ૧–પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. તરફથી

વડેદરાના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબની મુંબઇ પ્રાંતના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક તરીકે નિમણૂક થતા તેઓશ્રીને વિદાયમાન તથા અભિનંદન આપવાનો એક સમારંભ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ ના કાર્યાલયમાં શ્રી મગનભાઇ શ પટેલના પ્રમુખપદે ગઇ તા પાચમીના રોજ યોજ્યો હતો. આ સમારંભમાં શ્રી ચુનીભાઈ શાહ, શ્રી. વામનરાવ આપાજી નિકતે, મંડળના ડિરેકટરો તેમ જ સ્ટાફના સભ્યો ઉપરાંત સહકારી ખાતા ધિકારી શ્રી છગનભાઇ પટેલ, ઓડિટર શ્રી. પંડયા, વડોદરા (રાજ્ય) પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી મોતીલાલ છો દેસાઇ, મંત્રી શ્રી ચિમનભાઇ હ અમીન, સહમંત્રી શ્રી ચોકશી, તેમ જ (રાજ્ય) પુસ્તકાલય પ્રચારક શ્રી વદનભાઇ અને પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ અને ત્યાંના સ્ટાફના સભ્યો હાજર હતા



શ્રી ર [illegible] વાકનીસ સા [illegible]

**શ્રી ચિમનભાઈ હ. અમીન**

પ્રારંભમા શ્રી ચિમનભાઇ હ અમીને જણાવ્યુ હતું કે, આજનો આ સમારંભ દિલગીરી અને આનંદના મિશ્ર વાતાવરણમાં યોજ્યો છે દિલગીરી એટલા માટે કે, આપણી સાથે ઘણા

---

( અનુસંધાન પૃષ્ઠ ૨૫૮નું )

એ ડખધગીર પહેરેગીરનો ઉપયોગ કરતા રહી એની સાથે વગર કંટાળે મૈત્રી સાધતા અને સતત કામગીરી અને ઉજાગરામાં પણ આનંદથી વાતો કરતા સીધા સાદા શ્રી ઢેબરભાઇને જોતાં-મળતાં એમ જ લાગતું કે આ તે વડાપ્રધાન છે કે સ્વરાજ્ય મહના સન્યાસી છે ?

પૂજ્ય શ્રી ભક્તિબા સાથે પ્રાત કાલે રાષ્ટ્રીય શાળાની પ્રાર્થનામાં જઈ ત્યાંની અનેક રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ જોઇ શ્રી નારણદાસ ગાંધીની મુલાકાત લઈ શ્રી. વલ્લભ કન્યા વિદ્યાલય અને વિકાસગૃહ જોઈ વિદાય લીધી

વર્ષ સુધી શ્રી વાકનીસ સાહેબે કામ કર્યું છે તેમને આપણે વિદાય આપવાની છે, જ્યારે આનંદ એટલા માટે અનુભવીએ છીએ કે, આપણામાના એઓશ્રી એક વિશાળ અને વિસ્તૃત કાર્યક્ષેત્રમાં પ્રવેશે છે

વડોદરામા વ્યાપક અને વિસ્તૃત બનેલી આ પુસ્તકાલય પ્રવૃત્તિને હવે મુંબઈ પ્રાતના વિશાળ પ્રદેશમા વિસ્તારવા માટે એને લાયક વ્યક્તિને યોગ્ય સ્થાન અર્પ્યુ છે તે માટે અભિનંદન

અહીં હુ એક સ્વાર્થની વાત જણાવીશ, અત્યાર સુધી એમ થતુ કે, વડોદરાનું મુબઈ સાથે વિલીનીકરણ થતાં આવી સાંસ્કારિક પ્રવૃત્તિઓનુ શુ થશે ? અને વિલીનીકરણ પછી લાંબો વખત વીતતાં વિમાસણ થતી કે હજી આ પ્રવૃત્તિ માટે સરકાર શિથિલ કેમ છે ?

આથી અમારા કેટલાક મુરબ્બીઓએ, અત્યારસુધી મુબઈના ક્યુરેટરપદે હતા તે શ્રી કર્વેને મળવા જણાવેલુ પરતુ એ અજાણ્યા ગૃહસ્થને આપણી આ પ્રવૃત્તિથી સંપૂર્ણ વાકેફ શી રીતે કરીશુ તે એક મૂઝવણ હતી પણ હવે તો “ મોસાળમાં જમણ અને મા પીરસનાર ” જેવો સયોગ આપણને મળ્યો છે હવે વડોદરાએ ઉછેરેલી આ ભાવનાને વિકસાવવાનો પ્રસગ આવ્યો છે. હવે તમારા-અમારા સહકારથી આ પ્રવૃત્તિને મુબઈ પ્રાંતભરમા વિસ્તારવા-વિકસાવવાનું સરળ થશે

સ્વ મોતીભાઈ સાહેબે બધાવેલી ધૂણીમાથી જે ચીનગારી પ્રકટેલી તેને જીવતી રાખવા શ્રી વાકનીસ સાહેબ પ્રયત્ન કરશે એ આશા અસ્થાને નથી

આગળ ચાલતાં તેમણે પુસ્તકાલય સહાયક સહકારી મડળએ વેપારી સસ્થા નથી, પણ પુસ્તકાલયોની નિસ્વાર્થભાવે સેવા કરનારી એક અજોડ સસ્થા છે એમ જણાવી, આ આ સસ્થાનો આખા મુબઈ પ્રાત માટે ઉપયોગ કરી તેનો મુબઈ પ્રાંતભરનાં પુસ્તકાલયોને લાભ મળે તેમ કરવા વિનતિ કરી હતી

## શ્રી. છગનભાઈ પટેલ

બાદ સહકારી ખાતાના ડેપ્યુટી રજિસ્ટ્રાર શ્રી છગનભાઈએ શ્રી વાકનીસ સાહેબ સાથેના પોતાના પરિચયનો ઉલ્લેખ કરી તેઓશ્રીની કામ કરવાની સરળ પદ્ધતિ, નિખાલસ સ્વભાવ અને સજ્જનતાની પ્રશસા કરી તેઓશ્રીને મુબઈ ઈલાકાના મહોળા ક્ષેત્રમાં પુસ્તકાલય પ્રવૃત્તિને સહકારના ધોરણે આ મડળનો લાભ આપવા જણાવ્યુ હતું અને મુબઈ સરકારના મત્રી શ્રી ગણ્પ વડોદરાની મુલાકાતે આવેલા ત્યારે આ મડળની કામગીરી જોઈ આ સંસ્થા હિંદભરમાં અજોડ હોવાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો અને તેમણે જણાવ્યુ હતુ કે, આવી સંસ્થાનો સરકારે ઉપયોગ કરવો જોઈએ કારણ કે જિલ્લે જિલ્લે જુદા જુદાં મડળો ઊભાં કરવાને બદલે આ કેન્દ્રિત મડળનો પુસ્તકાલયો લાભ લે તો ઘણો ફાયદો થાય એમ જણાવ્યુ હતુ

## શ્રી ચુનીલાલ શાહ

બાદ મડળના અધ્યક્ષ શ્રી ચુનીભાઈ શાહે જણાવ્યુ હતુ કે, શ્રી વાકનીસ મુબઈ

પ્રાંતના પુસ્તકાલય ખાતાના વડા તરીકે નિમાયા જાણી મને આનંદ થયો છે. મર્જર થયું ત્યારથી ઘણા વિષયોની વાતો થાય છે મારો બપોરનો બધો વખત આવી ચર્ચા પાછળ આપવો પડે છે આવી એક ચર્ચા દરમિયાન એક સવાલના જવાબમા મે જણાવેલુ કે, અગાઉ એવી માન્યતા હતી કે, વડોદરાના અમલદારો મુંબઈ સરકારની સેવાઓમાં બંધ બેસતા થઈ શકશે નહિ પરંતુ આપણે ત્યાં જે સામાન્ય અમલદાર ગણાતા હતા તેઓ પણ આજે તો મુંબઈ સરકારની સેવાઓમા કલેક્ટરના હોદ્દા કુશળતાપૂર્વક સંભાળી રહ્યા છે આ પરથી આપણે જાણવુ જોઈએ કે મુંબઈ સરકારે આપણા અમલદારોની કદર કરી છે, અને એ અમલદારોએ એ કદરને શોભાવી પણ છે અત્યારે મુંબઈ સરકારમા કામ કરતા અમલદારોમા શ્રી. વાકનીસથી એક વધુ ઉમેરો થાય છે અને જિતાએલી પ્રજા તરીકેની લઘુતાનો આપણામાં જે એક ભ્રમ પેસી ગયો હતો તે હવેથી દૂર થઇ જશે. શ્રી વાકનીસને તેઓશ્રી મુંબઇ સરકારના પુસ્તકાલય ખાતાનું સુકાન સંભાળવા જતાં અભિનંદન આપુ છુ. અને શુભેચ્છા વ્યક્ત કરુ છુ કે, શ્રી વાકનીસની દેખરેખ હેઠળ મુંબઇ પ્રાંતમાં ગામડે ગામડે આ પ્રવૃત્ત પથરાય

## પ્રમુખસ્થાનેથી શ્રી. મગનભાઈ શં પટેલ

બાદ પ્રમુખસ્થાનેથી શ્રી મગનભાઇ શં પટેલે જણાવ્યુ હતુ કે, વડોદરામાં સ્વ સર સયાજીરાવ અને સ્વ શ્રી મોતીભાઇ અમીનની ધગશથી પુસ્તકાલયપ્રવૃત્તિ ગામડે ગામડે પ્રસરી છે મુંબઇ પ્રાંત જે આગળ પડતો હોવાનો દાવો કરે છે ત્યાં આ પ્રવૃત્તિ હજી ૨૫ ટકા પણ પ્રસરી નથી અને તેમા પણ પુસ્તકાલય સ. સહકારી મંડળ અને વ રા પુ મંડળના સહકારથી આ પ્રવૃત્તિને જે ફાયદો થયો છે તે અજોડ છે આપણી ઘણી સાંસ્કારિક પ્રવૃત્તિઓ માટે હાલ મુશ્કેલી જણાય છે, પણ તે સૌ થોડા વખતમાં થાળે પડી જશે બાદ વડોદરા રાજ્યના અમલદારોની કાર્યકુશળતાને તેઓશ્રીએ દક્ષતાપૂર્વકની હોવાનું જણાવ્યુ હતું.

## શ્રી. વાકનીસ

અભિનંદનોનો જવાબ વાળતાં શ્રી વાકનીસ સાહેબે જણાવ્યું કે, આજના આ મેળાવડામા હર્ષ સાથે સંકોચ પણ થાય છે પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે તેર વર્ષ પહેલાં મને સમાજ-સેવા કરવાની એક તક મળી આ પ્રવૃત્તિ દ્વારા કામ કરવુ તે સમાજસેવાનાં ઘણાં અંગો પૈકીનું એક અંગ છે સ્વ સર સયાજીરાવ મહારાજાએ મને દેશપરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિનો અભ્યાસ –નિરીક્ષણ કરવા મોકલ્યો ત્યાં પુસ્તકાલયો સમાજસેવાની અગ્રગણ્ય સંસ્થાઓ તરીકે લેખાય છે મારા એ દેશપરદેશના નિરીક્ષણમાં મે જોયુ છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જેવી પુસ્તકાલયોની નિઃસ્વાર્થભાવે સેવા કરતી સંસ્થા ત્યાં એકેય નથી ત્યાં પુસ્તકાલયોને સહાયક એવી સંસ્થાઓ છે, પરંતુ તે વ્યાપારી પદ્ધતિએ ચાલે છે એટલે એ સરખામણીમાં કહી શકુ કે આ સંસ્થા દુનિયામા અજોડ છે અમેરિકાની H W Wilson કંપની છે, પણ તે વ્યાપારી સંસ્થા છે અને તે પુસ્તકાલયોના વિકાસમાં ઠીક ઠીક સહાયરૂપ છે, જ્યારે લંડનની Book Club જેવી સોસાઈટીઓ પુસ્તકાલયોને તાંત્રિક વ્યવસ્થા અંગે નહિ પણ સમાજસેવામાં સારું કામ કરે છે વાચનપ્રચારનુ કામ કરતી નેશનલ બુક કાઉન્સિલ વાચનપ્રચારનું કામ કરે છે, પણ વ્યવહાર સંચાલનમાં ઉપયોગી નીવડે તેવી સંસ્થા ત્યાં મારા જોવામાં આવી નથી એટલે પુ. સ. સ. મંડળ એ દુનિયાભરમાં અજોડ સંસ્થા છે.

મુ બઇ પ્રાંતમા પુસ્તકાલય પ્રવૃત્તિનો વિસ્તાર-વિકાસ કરવા માટે આ સંસ્થાનો ઉપયોગ કર્યા વિના છૂટકો નથી. અને મ ડળને પણ હવે વધુ કાર્યક્ષેત્ર મળવાનું છે આવી એક કેન્દ્રભૂત સ સ્થાનુ અસ્તિત્વ હોય ત્યારે બીજી નવી સ સ્થા ઉભી કરવાનુ કશું કારણ નથી. મ ડળના કામને માટે કશી ભલામણની જરૂર નથી ઊલટ, સૌ પુસ્તકાલયો તમારી પાસે આવશે

છેલ્લે મ ડળના મ ત્રી શ્રી વાઘજીભાઇ ના. અમીને એ આમ ત્રિતોનો પધારવા બદલ આભાર માન્યો હતો અને દુધપાનને અ તે મેળાવડો વિસર્જન થયો હતો

## ૨ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી

ઉપર્યુક્ત સમાર ભ તા ૮-૧૧-૪૯ ના રોજ સાંજના પાંચ વાગે સેન્ટ્રલ લાયબ્રેરીના રેફરન્સ હોલમા શ્રી મોતીલાલ ક દેસાઇના પ્રમુખપદે યોજાયો હતો, તે પ્રસ ગે વ રા પુ મ ડળના મ ત્રી શ્રી ચિમનભાઈ હ અમીન, વડોદરા જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી મગનભાઇ શ પટેલ, પુ સ સ મ ડળ લિ ના મંત્રી શ્રી. વાઘજીભાઇ ના અમીન, તથા કા વા સભ્ય શ્રી ચિમનભાઇ મૂ અમીન અને સ્ટાફના સભ્યો તેમ જ પુસ્તકાલય ખાતાના સ્ટાફના સભ્યોએ હાજરી આપી હતી.

સમાર ભનો પ્રાર ભ કરતા શ્રી ચોકસીએ આ સમાર ભ યોજવાનુ પ્રયોજન વ્યક્ત કરી વડોદરાના પુસ્તકાલય ખાતાના વડા મુ બઇ પ્રાંતના વિશાળ ક્ષેત્રના વડા તરીકે જતા હોય તેમને અભિન દન અને શુભેચ્છા ઇચ્છી હતી બાદ તેમણે આ પ્રસ ગે શુભેચ્છાદર્શક આવેલા સ દેશાઓ વાંચી સ ભળાવ્યા હતા, જેમા વસોથી વ ગ પુ. મ ડળના મ ત્રી શ્રી રામભાઇ કા પટેલ, વાઘોડિયાથી શ્રી મણિલાલ મ કાશીવાળા, તેમ જ મહેસાણાથી શ્રી નાનજીભાઇ જેઠીદાસના મુખ્ય હતા

### શ્રી. ચિમનભાઇ હ. અમીન

ત્યાર બાદ શ્રી ચિમનભાઇ હ અમીને વિવેચન કરતાં જણાવ્યુ હતુ કે, શ્રી વાકનીસ આ આવા ઉચ્ચ પદે જાય છે તેથી આપણને આન દ થાય છે આજસુધીમા આ પ્રવૃત્તિને આપણો સ થે રહીને આગળ ધપાવવા માટે કેટલી ધગશ હતી તેના આપણને દર્શન થયા છે તેઓ વખતો-વખત રાજ્ય, પ્રાંત અને તાલુકાની દષ્ટિએ માર્ગદર્શન આપતા, પ્રેરણાત્મક સૂચનો પણ કરતા એ પ્રેરણા આપણાથી ભુલાય તેમ નથી વડોદરાનું વિલીનીકરણ થયા પછી અને આ પ્રવૃત્તિના ભાવિ વિષે અનેક વાતો કરતા ત્યારે અમને કલ્પના પણ નહોતી કે તેઓજ આ પ્રવૃત્તિના વડા થવાના છે અમારી વાતચીતો દરમિયાન વડોદરામાં પુસ્તકાલય પ્રવૃત્તિનુ ગુજરાત માટેનુ કેન્દ્ર થાય તે માટે આંદોલન ઊભુ કરવા કહેતા સૌ ષ્ટ્ર પુસ્તકાલય પરિષદ સ મેલન મળ્યુ ત્યારે ત્યાં જવા માટે તેમણે મને આગ્રહ કર્યો અને જણાવેલું કે જ્યા જ્યા આ પ્રવૃત્તિ ચાલતી હોય ત્યાં ત્યા આપણે અવશ્ય જવુ જોઇએ એ માટે પ્રદેશના વિભ ગનો અ તરાય ગણવો ન જોઇએ અમે જે પુસ્તકાલય પ્રવૃત્તિ ગુજરાત, કાઠિયાવાડ કચ્છમાં પ્રસરાવવાની કલ્પના કરેલી તે હવે મૂર્તિમ ત થવાનો યોગ આવ્યો છે આપણે આશા રાખીએ શ્રી. વાકનીસ આ એને ખીલવવા પ્રયત્ન કરશે અને આપણા સાથીદાર બનશે.

## શ્રી. મગનભાઇ શ. પટેલ

ત્યારબાદ શ્રી મગનભાઇ શં પટેલે જણાવ્યું કે, શ્રી વાકનીસ પાસેથી આપણે આશા કરતા જે પ્રવૃત્તિ આપણે પાલીપોષી ઉછેરી છે તેને વધુ વિકસાવવા પ્રયત્ન કરીએ સ્વ. સર સયાજીરાવે આ પ્રવૃત્તિ અહીં લાવ્યા ત્યારથી એ આપણે ત્યાં ફાલીફૂલી છે. હવે એને ગુજરાત, આખા મુંબઇ ઇલાકામાં જ નહિ પણ હિંદભરમાં પ્રસરે એમ ઇચ્છીએ છીએ વડોદરા આવનાર દરેકઇને આ પ્રવૃત્તિ મંત્રમુગ્ધ કરે છે અને જોઇ જનાર દરેક આ પ્રવૃત્તિ પોતાને ત્યાં ખીલવવાની પ્રેરણા લઇને જાય છે હવે એના ઝરણાં એકલા વડોદરાને બદલે હિંદભરમાં વ્યાપક બને તેમ કરવું જોઈએ. મુંબઇના મંત્રીમંડળે તો એને ખીલવવા માંડી જ છે આપણે ઇચ્છીએ મુંબઇની પ્રવૃત્તિમાં જોશ આવે અને સ્વ મહારાજાની તેમ જ સ્વ શ્રી મોતીભાઇના ઇચ્છા બર આવે વડોદરાના અમલદારોએ મુંબઇ સરકારમાં જઇને ભાત પાડી છે અને એ ભાતમાં હવે શ્રી વાકનીસ ત્યાં જઇને રંગ પૂરી એને દેદીપ્યમાન કરશે એવી આશા રાખું છું

## શ્રી. ઉમેદભાઇ પટેલ

બાદ પુસ્તકાલય ખાતાના સભ્યો તરફથી શ્રી. ઉમેદભાઈ પટેલે અમલદાર તરીકે શ્રી વાકનીસની કામ લેવાની રીતિનીતિ જણાવતાં કહ્યું કે, અમારા પંદર વર્ષના પરિચયમાં મને એમના પ્રત્યે વડિલભાવના રહી છે તેઓએ ઓછું બોલી કામ કરતાં સૌને તાલીમ આપી અને સદ્‌ભાવ ઉત્પન્ન કર્યો છે એમની અમારા પ્રત્યે જે ભાવના હતી તે તેઓ ચાલુ રાખશે એવી અમારી આશા છે

## સહકારી પદ્ધતિનો અમલ

પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેની તેઓની વહીવટી દૃષ્ટિનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું હતું કે, વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાં સહકારી પદ્ધતિએ કામકાજની પદ્ધતિનું તેઓનું સૂચન ઉત્તમ હતું અને તે પ્રમાણે કરતાં ગ્રામપુસ્તકાલયો પરસ્પર પુસ્તકોની આપ-લે કરતાં કોઇ પુસ્તક કોઇ પુસ્તકાલયમાં ન હોય તો તે તેને બીજા પુસ્તકાલયમાંથી મળતું તેઓ વ્યક્તિત્વને ભૂલી સમષ્ટિના વિકાસમાં માને છે ઉપરાંત, દરેક પુસ્તકાલયમાં વાચકમંડળોની યોજના થવા પર તેમણે ભાર મૂકયો હતો અંતે શ્રી. વાકનીસ, મુંબઇ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિના આગ્રણીના થાય એમ ઇચ્છ્યું હતું

ત્યારબાદ શ્રી હરિહરપ્રસાદ ભટ્ટ તેમજ શ્રી દેસાઈએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં

અંતે પ્રમુખશ્રીએ જણાવ્યું શ્રી વાકનીસની કાર્યદક્ષતા માટે ઘણું કહેવાયું છે એ તો એમની ફરજ હતી, અને તે તેમણે બજાવી પરંતુ હું તો એમનામાં રહેલા ફરજ ઉપરાંતના ગુણો માટે એમને અભિનંદન આપું છું. અને તે એમના સદ્‌ગુણો સૌજન્ય, માનવતા, અનુભવ, સંસ્કાર આ બધા ગુણો છે

## શ્રી. વાકનીસનો પ્રત્યુત્તર

બાદ શ્રી વાકનીસે જવાબ વાળતાં જણાવ્યું કે, આજે મનુષ્યશક્તિ દૈવ સાથે લડે છે. તેમાં મનુષ્યશક્તિ પરિસ્થિતિ પર વિજય મેળવે છે છેલ્લાં ૨-૩ વર્ષમાં પરિસ્થિતિએ મને સ્થાનાન્તર કરાવ્યું છે પરંતુ જે કંઇ થાય છે તે પ્રભુપ્રેરણાથી થતું હોઇને જે થાય છે તે સારું જ થશે. મારી પુસ્તકાલય ખાતાની સેવાનાં ૧૨-૧૩ વર્ષ દરમિયાન કરેલી સેવા અલ્પ-છતાં આપે તેનું બહુમૂલ્ય આંક્યું છે, તે આપના મનનું ઔદાર્ય અને મોટાઇ છે

### બીક અસ્થાને છે

વિનીનીકરણ પહેલા વડોદરા આ પ્રવૃત્તિમા હિંદભરમાં અગ્રેસર રહ્યું. ત્યાર બાદ એ કોઇ છીનવી લેશે એવી બીક આપનામાં પેદા થયેલી લાગે છે, પણ તે અસ્થાને છે મુબઇ સરકારની પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે જે નીતિ જાહેર કરાઈ છે તદનુસાર અમદાવાદ ખાતે કેન્દ્રીય પુસ્તકાલય સ્થપાઇ ગયુ છે, અને તે મુબઇ સરકારની માન્યતા ધરાવે છે છતાં વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિને આંચ નહિ આવે એમ માનુ છુ આજે તો લોકભોગ્ય પુસ્તકાલયોની જરૂર છે આપણે ગ્રામ પુસ્તકાલયો દ્વારા લોકભોગ્ય પુસ્તકો વચાવવાં જોઇએ. વડોદરાનું પુસ્તકાલય પ્રાંતિક બને નહિ હોય છતાં તેનુ ગૌરવ ઘટવાનું નથી. કદાચ કઇ નહિ થાય તો પણ ૪૦ વર્ષ સુધી જે પુસ્તકાલય પ્રવૃત્તિ ફેલાઈ છે, જેમણે તેમાં સક્રિય ભાગ લીધો છે, સ્વ જેમણે મોતીભાઇ સાહેબ જેવા પાસેથી સમાજસેવાની પ્રેરણા મેળવી છે તેઓ તેમના જેટલી જ સમાજસેવાની ધગશ રાખશે તો વડોદરા માટે અદેહને કોઇ સ્થાન નથી

છેલ્ને શ્રી વલ્લભભાઇ મૂ પટેલે આમંત્રિત સૌને પધારવા બદલ આભાર માન્યો હતો અને ચાહ-મેવાને ઇન્સાફ આપી સૌ છૂટા પડ્યા હતા

---

- પ્રત્યેકની સાથે મિત્રભાવે વર્તો
- બીજા સામે જુઓ ત્યારે સ્મિત સાથે જુઓ, ને હસતા રહો.
- ઓળખાણુ કે સબધ હોય ત્યારે હમેશ ઉત્સાહથી મળો
- કશી અપેક્ષા રાખ્યા વિના અન્યને ઉપયોગી થવાનુ વિચારો
- અન્યમાં સારું શુ છે તે જાણી લો, નકામુ ચાળી નાખો.
- પ્રત્યેકને પોતાનુ મહત્વ સમજાય એવું કઇક કરો.
- સામાન્ય જીવનમા પણ પ્રેમથી રસ લેતાં શીખો
- તમારી વાતોને સુદર રીતે મૂકો, ગમથી મૂકો ને સાર શુ છે તે જણાવો
- બીજા સાથે સહકારથી રહેતા શીખો
- જગતમાં બધાજ સાથે એકસરખા પ્રેમથી રહી શકો એ માટે પ્રયત્ન કરો વિશ્વપ્રેમ એ અલૌકિક ચીજ છે ('પ્રતિમા")

---

(અનુસધાન પૃષ્ઠ ૨૯૩ નું)

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૫ ડૉ રાજેન્દ્રપ્રસાદ—લેખક શ્રી અમૃતલાલ નારણજી જોશી, મુબઇ, મૂલ્ય રૂા ૪-૮-૦

ગાંધીમાર્ગ—લેખક શ્રી. પુરાતન બુચ, પ્રકાશક. બાલગોવિંદ કુબેરદાસ મહેતા, અમદાવાદ મૂલ્ય ૦-૮-૦

૧૬ અવતરણ—લેખક. શ્રી જયંતિ દલાલ, પ્રાંતિસ્થાન ભારતી સાહિત્ય સંઘ, ગાંધીરોડ, અમદાવાદ. મૂલ્ય રૂા ૧૦-૦-૦

૧૭ બાપુજી—લેખક . અને પ્રકાશક શ્રી કાશીરામ ભાઇશંકર ઓઝા, (પ્રેમી), દીકવા ગેટ પાસે, અમદાવાદ મૂલ્ય રૂા. ૩-૦-૦

૧૮ અમૃતલાલ લાલજી ઓઝા—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૩-૦-૦

# પુસ્તકાલયનોંધ

## લોકમદદ મોકલો.

આ અંકમાં અન્યત્ર પુ. સ. સ. મંડળના સભાસદ તેમ જ બીનસભાસદ સૌ પુસ્તકાલયો જોગ જાહેરાત આપવામાં આવી છે તે વાંચી જજો, અને તમારાં પુસ્તકાલયનાં પત્રો-માસિકો જાન્યુઆરીથી ચાલુ કરાવવા ઈચ્છતા હો તો તમે એકત્ર કરેલી મદદ પુ. સ. સ. મંડળમાં મોકલી આપો

## દીપોત્સવી પર્વ ઉત્સવ

જણુગામ (છોટાઉદેપુર)ના સાર્વજનિક પુસ્તકાલયનું દીપોત્સવી પર્વ સંમેલન ગઈ તા. ૨૬ મીના રોજ ઉજવાયું હતું. આ પ્રસંગે મુંબઈ સરકારના ગૃહપ્રધાન શ્રી મોરારજી ભાઈએ સંદેશો પાઠવી જણાવ્યું હતું કે, "છોટાઉદેપુર પ્રદેશમાં આવી પ્રવૃત્તિ આદરી આખા પ્રદેશમાં કેળવણી અને પુસ્તકાલયપ્રવૃત્તિ માટે કાર્યકરોએ કામે લાગી જવું જોઈએ. અને વસ્તીના મોટા ભાગની અભણતા ટાળવા માટે પ્રયત્નો આદરવા જોઈએ" આ ઉપરાંત વડોદરાથી શ્રી ચિમનભાઈ અમીન, શ્રી પ્રભુદાસ પટેલ, તેમ જ કાલોલ, અમદાવાદ વગેરે સ્થળોએથી પણ શુભેચ્છાદર્શક સંદેશાઓ મળ્યા હતા.

આ પર્વ પ્રસંગે પુસ્તકાલય માટે મકાન ફંડ ઉઘરાવતાં લગભગ ૧૫ હજાર જેટલો ફાળો નોંધાયો હતો અને સરકાર પાસેથી ૭૦૦૦ ની માગણી કરવા ઠરાવાયું હતું. ઉપરાંત મનોરંજન કાર્યક્રમ પણ યોજાયો હતો, જેમાં દારૂનિષેધ અંગે નાટ્યપ્રયોગો તથા બાળાઓના ગરબાઓનો સુંદર કાર્યક્રમ હતો.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. જણુગામ (છોટાઉદેપુર) ને રૂા ૧૧૧) શ્રી છોટુભાઈ હરિભાઈ ચાવડા, ૧૧૧) શ્રી ભીખાભાઈ ગરબડદાસ શાહ, ૧૦૦) ચુનીલાલ મનસુખભાઈ પરીખ, ૧૦૦) શ્રી. મગનલાલ પીતાંબરદાસ શાહ, ૧૦૦) શ્રી ચુનીલાલ મનસુખ દેસાઈ, ૧૦૦) શ્રી જેઠાલાલ બાપુભાઈ પરીખ, ૧૦૦) શ્રી જણુગામ પ્રજાપતિ પંચ, ૫૦) દેસાઈ મગનલાલ મનસુખભાઈ, ૫૦) દેસાઈ મોહનલાલ મનસુખભાઈ, ૫૦) છગનલાલ કેશવલાલ હ. બાઈ ગિરિજા, ૫૦) પરી મોહનલાલ છગનલાલ, ૨૦) ડૉ. જેઠાલાલ પરીખ, ૧૦) શ્રી નટવરલાલ પરીખ

જાહેરાત વાંચી ? .–શિષ્ટવાચનની ૨૮ મી પરીક્ષા માટેની જાહેરાત આ ટાઈટલ અંકમાં પ્રસિદ્ધ થઈ છે તે વાંચી લઈને તેને માટેની ઉમેદવારી ઝટપટ નોંધાવી લેવાની ઈચ્છુક ઉમેદવારોને ભલામણ કરવામાં આવે છે

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારક શ્રી છગનભાઈ મથુરભાઈ પટેલ માહે ઑક્ટોબરમાં નીચેના સ્થળોની મુલાકાત લઈને ત્યાંનાં પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી તથા ક્ષતિઓ તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરવાની કામગીરી કરી છે. વર્ગીકરણ તથા વાચન-પ્રચારની કામગીરી પણ બજાવી છે—

પેટલાદ મહાલના (૧) માણુજ, (૨) મેખડી, (૩) સુણવ, (૪) માનપુરા, (૫) ગમોદડી, (૬) સાસેદ, (૭) ભડેરજ (૮) ખણુસોલ, (૯) કોઠાવી, (૧૦) રૂણુજ, (૧૧) પલોલ, (૧૨) બાલીંટા, (૧૩) ગાડા, (૧૪) દંતાલી અને વડોદરા મહાલનુ (૧૪) આજોડ ઉપરાંત આજોડ ગામે ભરાયેલી વડોદરા મહાલની ચોથી પુસ્તકાલય પરિષદ અંગેની ખાસ કામગીરી કરી હતી. એકંદર કામગીરી દિન ૧૯ રૂબરૂ વાચકો આવ્યા ૮૦

દહેગામ મહાલ માનદ પ્રચારક રા. ચંપકલાલ ભ. રાવલ-માહે સપ્ટેમ્બરમાં—(૧) મગોડી (૨) પર્ગતિયા (૩) ચિસોડા

દહેગામ મહાલ માનદ પ્રચારક રા. પ્રહ્‌લાદરાય અ. વ્યાસ—માહે—ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં—(૧) ધારીસણા (૨) જાળિયાનો મઠ (૩) વાસણાચોધરી (૪) (૪) હાલીસા (૫) ગિયોડ

ઉપરાંત (૧) નાના જલુન્દ્રા (૨) વાસણાચોધરી (૩) ખીલવણા (૪) ધારીસણા (૫) ઓતમપુરા ગામોએ ગ્રામસુધાર સપ્તાહ ઊજવણી દરમ્યાન પુ. પ્રવૃત્તિ અંગે પ્રચારકાર્ય કર્યું હતું અને (૬) એખલાપરી ગામે વાચનાલય ઉઘડાવવા સારુ ગામલોક પાસેથી રૂ ૧૦) ભેગા કરાવી અમદાવાદ જિલ્લા સ્કૂલ બોર્ડની યોજના મુજબનું વાચનાલય શરૂ કરાવવાની તજવીજ કરી હતી.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તે વેળાસર સુધારી લેવા તથા તે દરેકનો યોગ્ય અમલ ત્વરાથી કરી નાખવા જે તે સંસ્થાના મંત્રી ભાઈઓને ભલામણ કરવામાં આવે છે.

ના. ન. ચોકસી
સહમંત્રી

# ગુજરાત પુસ્તકાલય મંડળની કારોબારી સભા

ગુજરાત પુસ્તકાલય મંડળની કારોબારી સભા તા. ૨૩-૧૦-૪૯ ના રોજ અમદાવાદમા શેઠ માણેકલાલ જેઠાભાઇ પુસ્તકાલયમા શ્રી વિદ્યાબ્હેન નીલકંઠના પ્રમુખપદે મળી હતી, જેમાં વડી ધારાસભાના પ્રમુખ શ્રી માવલંકર, ડૉ. હરિપ્રસાદ દેસાઇ, શ્રી ઇન્દુબ્હેન શેઠ, વડોદરા પ્રાંત પુ. મંડળના સભ્ય શ્રી. જયવતીબ્હેન દેસાઇ, અને બીજા કારોબારી સભ્યો ઉપરાંત વડોદરાથી પુસ્તકાલય ખાતાના મદદનીશ અધિકારી શ્રી ઉમેદભાઇ પટેલ વડોદરા રાજ્ય પુ. મંડળના મંત્રી શ્રી ચીમનભાઇ હ. અમીન તથા વડોદરા જીલ્લાના પુ. મંડળના ઉપપ્રમુખ શ્રી માણેકલાલ કાચીવાળાએ પણ હાજરી આપી હતી

શરૂઆતમાં મંત્રી શ્રી કિકુભાઇ દેસાઇએ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી વડોદરામા મહાગુજરાત પુસ્તકાલય પરિષદ ભરવા બાબતનો આવેલો ઠરાવ અને પત્ર રજુ કર્યો હતો, તેમજ ત્યાંથી ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરવા બાબતની વિચારણા પણ રજુ થઇ હતી

જે પછી યોગ્ય ચર્ચા વાટાઘાટ થતાં, વડોદરાના પ્રતિનિધિઓએ વિલિન થયેલા વડોદરા રાજ્યના ત્રણ હજાર ગામોમાં ૧૫૦૦ પુસ્તકાલયોની વિકસેલી પ્રવૃત્તિ રજુ કરી સાથે કાઠિયાવાડમા પણ બહોળો પ્રચાર કરવાની વિચારણા જણાવી. સમસ્ત ગુજરાત કાઠિયાવાડને આવરી લેતા પુસ્તકાલયપ્રવૃત્તિનુ એક મધ્યસ્થ મંડળ સ્થાપવાની ભલામણ કરતા એ સર્વાનુમતે સ્વીકારાઇ હતી

### સંયુક્ત સમિતિ

જે પરથી હાલ તુરતમાં કોઇ પરિષદ નહિ ભરતાં, ગુજરાત પુસ્તકાલય મંડળ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, તથા સૌરાષ્ટ્ર પુસ્તકાલય પ્રવૃત્તિના પાંચ પાંચ કાર્યકરો મળી પંદર સભ્યોની એક સમિતિ નીમવા અને તે સમિતિ આવતા માસમાં બોલાવી, સમસ્ત ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ કઇ રીતે ચાલવી શકાય તે વિચારી, એ પ્રમાણેનું બંધારણ તૈયાર કરવા અને તે પછી સૌરાષ્ટ્ર સાથેના સમગ્ર ગુજરાતની એક પરિષદ બોલાવવા નક્કી થયું હતું

ચી. હ. અમીન

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

## જાહેરાત નં. ૧

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. દ્વારા પત્રો માસિકોનાં લવાજમ ભરનાર સૌ પુસ્તકાલયોને આથી જણાવવામાં આવે છે કે, "પુસ્તકાલય" માસિકના ગયા માસના અંકમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપકની છપાયેલી સૂચના પરથી જણાય છે કે, વડોદરા રાજ્યનાં મુંબઇ પ્રાંત સાથે જોડાયેલા પ્રદેશના પુસ્તકાલયોના બજેટો અંગેનો નિર્ણય મુંબઇ સરકારની વિચારણા હેઠળ હોઇને હજી તેને લગતો કંઇ નિર્ણય લેવાયો નથી અને કદાચ વધુ વખત પણ લાગે

આ સંજોગોમાં, જે પુસ્તકાલયોએ પોતાની લોકમદદ એકત્ર કરી હોય તેઓએ લોકમદદની રકમ, પોતાને જોઇતાં વર્તમાનપત્રો તથા માસિકોની યાદી સહિત પુ. સ. સ. મંડળમાં મોકલી આપવી, જેથી તેમનાં પત્રો-માસિકો જાન્યુઆરીથી ચાલુ કરવા મંડળ તરફથી પ્રબંધ થશે

વડોદરા
તા. ૧૨-૧૧-૪૯

વા. ના. અમીન
મંત્રી

# સામયિક ચિંતન

## જીવનનું જીવન

**મા**રા ચિત્તની પ્રસન્નતા, હું સેંકડો અને લાખ્ખો દ્રમ્મને માટે પણ વેચવાનું ન ઇચ્છું, તેમ જ મારા અંતરાત્માએ, પોતાની જરૂરીઆતનાને માટે, જે આંસુઓ ઓગાળ્યાં છે, એ આંસુઓ માટે, હું કોઈને નિરવધિ આનંદ લેવા પણ ન ઇચ્છું મારી તો એ અભ્યર્થના છે કે મારું જીવન હમેશાં આંસુમય હો, હમેશાં આનંદમય હો

આંસુ સાચાં હોય છે ત્યારે એ મોતી જેવાં થઈ રહે છે, ખોટાં હોય તો અનેકને છેતરે છે. એણે અનેકને એમ છેતર્યા છે અને અનેકને નિર્બળ બનાવ્યા છે ચિત્તનદીમાંથી ઉદ્ભવતું સાચું હાસ્ય, એ જ્યારે પણ આવે છે ત્યારે માણસ માણસની વચ્ચે એક પ્રકારનું પ્રેમબંધન બાંધતું હોય છે એટલે જ હું કહું છું કે મિત્રો! તમારી પાસે જો આ બે મૂલ્યવાન વસ્તુઓ હશે— ચિત્તનદીનું આનંદહાસ્ય અને અંતરાત્માનું યાતનાભર્યું આંસુ—તો તમે આ દુનિયાના અનેક શ્રીમંતો કરતાં વધુ શ્રીમંત હશો એટલું જ નહિ, તમને લાગશે કે શ્રીમંતો જેવા કંગાલ તો આ દુનિયામાં બીજા કોઈ નથી!

એક કોઈ ટૂંકા આનંદમય અનુભવમાં લીન થઈ જવું કે લુપ્ત થઈ જવું, એ, મિથ્યાભિમાનમાં અને નિરાશામાં કાઢવા પડે એવા લાંબા જીવનના સમય કરતાં, હજાર દરજ્જે વધારે સારું છે!

પ્રેમ અને સૌન્દર્યની યુગયુગ જૂની અભિલિપ્સા એ મારા જીવનનું પણ જીવન છે આજ મને એક નવો અનુભવ થઈ રહ્યો છે કે, જેમણે પોતાનો સંતોષ મેળવી લીધો છે, જેમને હવે એમાં કાંઈ વધારે ઇચ્છવા જેવું કે ઉમેરવા જેવું રહ્યું હોય એમ લાગતું નથી, એના જેવું દરિદ્રી જીવન બીજું કોઈ નથી, ઉત્કૃષ્ટ પ્રકારના સંગીત કરતાં પણ મને તો સાચા પ્રેમીઓના વિરહ નિ:શ્વાસમાં વધારે સંગીત ઉદ્ભવતું લાગે છે!

રાત્રિ આવે છે સેંકડો પુષ્પો પોતાનાં કોમળ હૃદયમાં રજનીના પ્રેમને સંઘરીને નિર્ગતની નિંદ્રા લે છે સવાર પડયે સૂર્યોદયના પ્રથમ કિરણના ચુંબનથી પાછાં એ જાગે છે, એ જીવન અનુભવમાં નવું સ્વપ્ન વહતાં આવે છે, ટકે છે પણ છેવટે તો એ જતાં જ રહે છે

પુષ્પના એ ટૂંકા જીવનકાવ્યને તમે આશાનું સંગીત કહો કે તૃપ્તિ કહો શાંતિ કહો કે ગમે તે કહો, પણ એમાં હરપળે આંસુ દેખાય છે હરપળે ચિત્તઆનંદની હાસ્યલહરિ જોવાય છે.

એટલેજ હુ કહું છુ, મિત્રો ! કે જીવન માનો છો તેમ, આ લાવ્યા તે લાવ્યા, આ ભેગુ કર્યું, આ મહાલ્યા, આ ઉપડયા, આ દોડયા, આ માળા ઘાલી, આ માનપત્ર લીધુ, આ દીધા, આ લીધા, આ ખોયા, આ કામ્યા—આ મેળવ્યા—આ અનુભવોમાં જીવન નથી એમાં જીવન સિવાય બધુ છે જીવન તો બે જ વસ્તુમાં વસે છે ચિત્તનો પ્રેમલહરિભર્યા ખુશનુમા હાસ્યમા આત્મોત્સર્ગી યાતનાભર્યા હૃદયવિદારક અશ્રુમાં, ત્રીજે કયાંય જીવન નથી પહેલુ સૌન્દર્યનું પ્રતિક છે, બીજુ પ્રેમનુ પ્રતિક છે પ્રેમ અને સૌન્દર્યના, બે પળના પણ અમર રહી જાય એવા સાચા અનુભવ વિના, વર્ષો સુધી લ બાયલું જીવન અરે એના જેવા નિરર્થક પડછાયાને આપણે અ ત-કાળે જાણીએ એમાં કરુણતાની અવધિ રહી છે!

જલબિંદુના જીવનક્રમને નિહાળો ને ! એ લુપ્ત થાય છે, પણ ટેકરીઓ ઉપર ને ખીણોમાં પાછુ આનદમય સમાધિ મેળવે છે. પવનની લહરી એને એક આનદહીંચેળો નાખે છે અને એ પાછુ હસતું હસતુ પોતાના જુના મિત્ર ઝરણાં સાથે નૃત્યભર્યા સ ગીતતાને, સમુદ્રને મળવા દોડે છે ! માણુસના જીવનનો શુ અ વો જ નૈસર્ગિક ક્રમ હોય ન શકે ? એને બદલે આપણે ત્યાં મૃત્યુની પહેલા પણ મરેલા એવા જ અસ ખ્ય માણુસો જોઇએ છીએ !

એ હસે છે ત્યારે હાસ્ય હોતું નથી, રડે છે ત્યારે રુદન હોતુ નથી, એ મરે છે ત્યારે મૃત્યુ હોતુ નથી, અને જીવે છે ત્યારે જીવન હોતુ નથી ! આ પડછાયા સિવાય બીજું શું ?

જે સમુદ્ર તરફ જલબિંદુ ધસી રહ્યુ છે ત્યાં એ લુપ્ત થઇ જવાનુ છે પણ એની એ લુપ્ત થઇ જવાની તાલાવેલી તો નીરખો ! આપણુને મૃત્યુના આવા મહાઆનંદનો અનુભવ કેટલી કેટલી–જીવનક્રમી વિકાસનિસરણીને અ તે હાથ લાગે છે, એ તો કે ઇ સ તસાધુની વાણી સિવાય બીજુ કોણ કહી શકે ?

એટલે હું કહું છુ, મિત્રો ! જીવનમાં આ સિદ્ધિ મળે, આહી તમે આગળ વધ્યા કે ત્યાં પાછળ રહ્યા, એ બધા જ અનુભવો છેવટે મિથ્યા અનુભવો જણાવના છે તમારા હૃદયના તાનમાં જે અનુભવો નિત્ય રમી રહ્યા છે, જે અનુભવોના કદ ચ તમે એકલા સાક્ષી છો, મિત્રો ! એ અનુભવોમા જેટલો પ્રેમાશ હશે, જેટલી સૌન્દર્યભકિત હશે, એટનુ જ તમારુ જીવનનું જીવન છે ! બાકીનુ તમામ લ બાયલુ જીવન એ તો એક પ્રકારનો થોડો નટખેલ હતો !

અને આ સૌન્દર્યની પણ કેવી સુદર વ્યાખ્યા એક કવિજને આપી છે ! જ્યારે જ્યારે માણુસ કંઇક આપી દેવા ઇચ્છે છે ત્યારે એનામાં એકલુ પ્રેમતત્ત્વ હોતુ નથી, સૌન્દર્યતત્ત્વ પણ હોય છે

માણુસ જ્યારે કાંઇક પણ બીજાને અર્પે છે ત્યારે એ સુદર લાગે છે એટલા માટે ઘણા ચિત્રકારો માને છે કે, દુનિયાનું સર્વોત્તમ શિલ્પ, તો આ છે સંતાનને ધવરાવતી જનેતા એ પોતાની જાત આપે છે અને એવી જાતસમર્પણી કાવ્યપ કિતઓ વિરલ બની રહે છે એક સ્થળે કવિએ કહ્યું નથી ? 'For I am a poet and if I cannot give, I shall refuse to receive'

( " ઊર્મિ–નવરચના " માંથી ) —ધૂમકેતુ

# આપણાં બે સ્વરૂપ

## ડૉ. જેકીલ અને ડૉ. હાઇડ !!

આપણામાંથી મોટા ભાગનો એ અનુભવ હશે કે એક કલાક આ .ઘે આનંદમાં હોઇએ છીએ, બીજા કલાકે ગંભીર બની જઇએ છીએ અને ત્રીજા કલાકે ફરીથી હસતા બની રહીએ છીએ એક દિવસ અશાંતિનો તો બીજે દિવસ જાણે આ સુખ, આટલુ બધુ સુખ કયાથી મળ્યુ તેના વિચારમાં ગળતા હોઈએ છીએ

ધંધાના એકાદ સમાચાર મળે ને મોઢુ પડી જાય ને બીજા સમાચાર મળે ને મુદ્રા પ્રફુલ્લ બની જાય!

મનુષ્ય ! કેવો વિચિત્ર છે એ કેટલી પાતળી માટીનો છે ! એ શા માટે આમ દ્વિધામાં અથડાય છે ? એની પાસે બુદ્ધિ છે દિલ છે, મન છે એ ધારે તો આવી કોઇ અસરને જીવન ઉપર સહજ રીતે કાપો પાડવા ન દે.

અને આ બધુ કેવુ સહજ રીતે બને છે ! એકાદ નાનકડો કાગળ ટપાલમા પડે ને ગંભીર બનાવી દે

એકાદ સમાચાર પુલકિત બનાવી દે ઑફિસે જઇએ ને એકાદ પ્રસંગ આપણને અસ્વસ્થ બનાવી દે

આ જેકીલ અને આ હાઇડ! એક જ દેહના બે સ્વરૂપ એક જ માનવીના બે સ્વરૂપો આપણે ખરી રીતે બે નહિ પણ અનેક સ્વરૂપમાં જીવીએ છીએ આજે, ' હુ એકરંગી માનવી છુ ' એવુ કહેવાવાળો તો કોઈ વીરલો જ હશે

તમે શુ પસંદ કરો ?

આપણે જુદા જુદા સમયે આપણી શકિતને જૂદાં જૂદા સ્વરૂપમાં બેચાવા દઇએ, વપરાવા દઇએ તો પ્રગતિ કેમ કરી શકીએ ?

આપણે જાણીએ છીએ કે એક લાકડીના બે કકડા સહજમાં થશે, પણ આખી ભારી ભાગશે નહિ, એક માળના મણકા પરોવેલા હશે ત્યાં સુધી માળા રૂપાળી લાગશે ને સુંદર સ્થાને બેસશે, પણ છૂટા થતાં વિખરાઇ જશે આવુ ઘણું ઘણુ દરરોજ જોઇએ છીએ તો આપણે આવાં જૂદા જૂદા સ્વરૂપ હોવા છતાં ય એક જ સ્વરૂપે જીવી શકીએ તો ?

તમે નજર કરશો તો જે વ્યક્તિઓ ' કઇ ' કરી ગઇ છે તે બધી યે એમની સામે એક જ ધ્યેય, એક જ સ્વરૂપ રાખી બેસી ગઇ હતી તમે પણ આ દિશે કઇ ના વિચારો ?

જીવનને સુંદર બનાવવા માટે કઇક આવી વાતો જ સમજવાની જરૂર છે

("પ્રતિમા"માંથી)

# બુદ્ધ-નિર્વાણ

## સ્વર્ગના સાદને જેઓ અગાઉથી સાંભળી ચૂકયા હતા !!

તે દિવસે ભગવાન બુદ્ધે પાવામાં બપોરનુ ભોજન ચુંદને ઘરે લીધુ, ભોજનમા ઘણા ઉત્તમ પ્રકારના પદાર્થો હતા માંસ પણ હતું ભગવાન બુદ્ધને ખબર નહોતી પણ જમ્યા પછી તરત જ તેમના પેટમા પીડા થવા લાગી.

પેટમાં દર્દ હોવા છતાં ભગવાન બુદ્ધ તેમના શિષ્ય આનંદ તથા બીજા ભિક્ષુઓ સાથે કુસીનારા તરફ ચાલ્યા ગયા કુસીનારા પાવાથી ત્રણ માઇલ દૂર છે પેટમા સખત દર્દ થવાથી વીસથી પચ્ચીસ વાર બુદ્ધ રસ્તામાં બેઠા હશે કુસીનારા પહોંચ્યા બાદ ત્યાના આશ્રમમાં ભગવાન બુદ્ધ આરામ લેવા સુતા પરંતુ તેમને થઇ ગયુ કે તેઓ આ બિમારીમાંથી કદાચ નહિ ઉઠી શકે. તરત તેમણે શિષ્યોને વાત કરી આનંદે પૂછ્યુ પ્રભો ! અમે " તમારી અંત્યેષ્ટિ-ક્રિયા કેવી રીતે કરીએ ? "

' જેવી રીતે ચક્રવર્તી રાજાના અંતિમ સંસ્કાર કરવામાં આવે છે તેવી રીતે ' બુ જવાબ આપ્યો

' ચક્રવર્તી રાજાના અંતિમ સંસ્કાર કેવી રીતે કરવામા આવે છે ? '

ચક્રવર્તી રાજાના શબને નવાં વસ્ત્રોમા લપેટવામાં આવે છે. તેના પર ૨ તથા ૬૫ ફરીવાર વસ્ત્રો ઢાંકવામાં આવે છે ત્યાર બાદ તેનની કઢાઈમાં રાખી ઉપર બીજી કઢાઇ મૂક સુગંધિત લાકડાની ચિતામાં બાળવામા આવે છે બાળીને મોટા ચોકમાં તેનો સ્તૂપ બનાવવામ આવે છે. '

આ સાંભળી શિષ્ય આનંદ શોકમાં રડવા લગ્યો. બુદ્ધે તેને મૃત્યુની અવશ્યભાવિત અને શરીરની નશ્વરતા વિષે ઘણી ઘણી વાતો કહી સાંત્વન આપવા પ્રયત્ન કર્યો

આનંદે કહ્યુ ' તમે આ ક્ષુદ્ર ગામમા નિર્વાણ કરો એ સારૂ નથી ચમ્પા, કૌશામ્બ અથવા વારાણસી જેવા કોઇ મોટા શહેરમાં તમારુ નિર્વાણ થાત તો સારુ હતું, કારણ કે ત્યાં મોટા મોટા ધનિક લોકો તમારા શરીરને સારી રીતે સત્કારી શકત ! '

' એમ ન કહે, આનંદ ! અહી પણ ધનિકો પૂરતા છે તુ શહેરમા જઈને કહે કે ઉપર શાલવનમા બુદ્ધનું નિર્વાણ થાય છે, ચાલો જઇને દર્શન કરી લો પછી એમ ન કહેતાં અમારા ગામમાં બુદ્ધ નિર્વાણ પામ્યા અને અમે અંતિમ દર્શન પણ ન કરી શકયા. '

તરત જ આનંદ કુશીનારામાં ગયો ત્યાં નગરવાસીઓ કોઇ કાર્યવશ ભેગા થયા હત આનંદે આ દુઃખદ સમાચાર સંભળાવ્યા સાંભળતાં જ કુશીનારાના લોકો બુદ્ધના અંતિ દર્શન માટે દોડવા લાગ્યા ત્યાં એટલી બધી ભીડ વધી ગઈ કે એકએકને દર્શન કરાવવુ ૫ અસંભવિત બની ગયુ એટલે આનંદે કુટુંબના વડીલને જ બુદ્ધની વંદના કરવા કહ્યુ.

અંતિમ સમયે સુભદ્ર નામનો એક પરિવ્રાજક બુદ્ધના દર્શન માટે આવ્યો તે બુદ્ધ પા ઉપદેશ અને શંકાનું નિવારણ ઇચ્છતો હતો આનંદે કહ્યું કે તથાગત આ વખતે ઘણા

થાકેલા છે, તેમને આગમ કરવા દો. પરંતુ સુભદ્રએ વારવાર આગ્રહ કર્યો. બુદ્ધે તેનો અવાજ સાભળ્યો અને આનંદને કહ્યું, આનંદ તેને મના ન કર. તે જે કંઇ પૂછશે તે પરમ જ્ઞાનની ઇચ્છાથી પૂછશે, દુઃખ આપવાની ઇચ્છાથી નહિ

થોડી વારની વાતચીત દરમ્યાન જ સુભદ્ર બુદ્ધથી પ્રભાવિત થઇ ગયો અને બુદ્ધ સંપ્રદાય અંગીકાર કર્યો બુદ્ધનો તે છેલ્લો શિષ્ય હતો

ત્યાર બાદ બુદ્ધે મહાભિક્ષુ સંઘના ભાવિ વિષે આનંદ સાથે કેટલીક વાતચીત કરી તેમણે કહ્યુ ' મારા મરણ બાદ એ સંઘ છિન્નભિન્ન થઈ જશે '

બધાય ભિક્ષુઓને સંબોધન કરતા બુદ્ધે કહ્યું " ભિક્ષુઓ, જો બુદ્ધ ધર્મ તથા સંઘના વિષયમા કોઇને શંકા હોય તો હમણાં જ પૂછી લે "

ત્રણ ત્રણ વખત બુદ્ધે ભિક્ષુઓને પ્રશ્ન કર્યો, પણ કોઇએ કંઈ ન પૂછ્યુ.

ત્યારે છેવટે બુદ્ધે ફરીવાર ભિક્ષુઓને ઉપદેશ આપ્યો " જે પદાર્થ છે તે નાશવંત છે. આળસને તજી જીવનનું લક્ષ્ય સંપાદન કરવુ ઉચિત છે "

બુદ્ધના આ અંતિમ વચન હતાં એટલું કહેતાં જ બુદ્ધે પ્રાણત્યાગ કર્યો અને તેમના મૃત્યુની સાથે સાથે બધાય શોકસમુદ્રમાં ડૂબી ગયા "

શિષ્ય અનિરુદ્ધ અને આનંદે આખી રાત ધર્મકથામાં ગાળી ત્યાર બાદ સાત દિવસ સુધી કુશીનારાના લોકોએ બુદ્ધના શબનો નૃત્ય, ગીતો, વાદ્ય, માળા અને સુગંધથી સત્કાર કર્યો. ત્યારબાદ છેલ્લી ઘડીએ બુદ્ધે જેમ કહ્યુ હતુ તે પ્રમાણે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો

જ્યારે બધાય ભિક્ષુઓ બુદ્ધના મૃત્યુથી શોકાકુલ હતા ત્યારે સુભદ્ર નામનો ભિક્ષુ આનંદિત હતો. તેણે ભિક્ષુઓને કહ્યુ ' ભિક્ષુઓ, શોક ન કરો, રડો નહિ. "

આમ બુદ્ધનો અન્ત થયો જેમના દુનિયામા આજે પણ ૧૬ કરોડ અનુયાયી છે

" યુગાન્તર " માથી ઉમેરો

---

મધ્યવર્તી પુસ્તકાલય　　　　સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૪ સને ૧૯૪૯–૫૦

## વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોના અંદાજો બાબત

ઉપરોકત વિષર સંબંધે જણાવવાનુ કે અત્રેની પુસ્તકાલય શાખા તરફથી અંદાજો મંજુર કરવાનુ હજી શરૂ થયુ નથી. સમગ્ર વડોદરા રાજ્યના મદદ મેળવતાં તમામ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી ભાઈઓને વિનંતિ છે કે તેમને જોઇતાં વર્તમાનપત્રો અને સામયિકો બંધ ન પડે તે માટે પોતાની લોકમદદ ગામ પંચાયત મદદ કે ઇતર જે કંઇ રકમ હાથ પર હોય તે પુસ્તકાલય સ સ મંડળમાં વેળાસર મોકલી દેવા તજવીજ કરવી અને ખાસ કયુ પત્ર કે અઠવાડિક કે દ્વિમાસિકાદિક અને માસિક મંગાવવાનુ છે તે પુસ્તકાલય સ સ મંડળને પરભાર્યાં જણાવવુ સરકારમદદ મળે અંદાજો મંજુર કરવા બાબતની માહિતી હવે પછી પ્રસિદ્ધ કરવામાં આવશે

વડોદરા
તા ૧૦-૧૧-૪૯

ઉ મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ

# અમારાં પ્રકાશનો

## પુસ્તકાલય સાહિત્ય

૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ ૭-૦-૦
૪૦૦૦ „ „ „ ૫-૦-૦
વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ ૩-૦-૦
વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૨ જો ૦-૮-૦
પુસ્તકાલયપ્રવૃત્તિ ભાષણો ને લેખો ભા. ૧ લો ૧-૮-૦

## જીવનચરિત્રો

ભારતના સંતો ૧-૮-૦
વીર ગારીબાલ્ડ ૧-૮-૦

## વૈદક આરોગ્ય

આહારશાસ્ત્ર ૦-૧૪-૦
હાડપિંજર ૦-૮-૦

## શિક્ષણ-સાહિત્ય-વિજ્ઞાન

પ્રૌઢ શિક્ષણ પહેલી ચોપડી ૦-૪-૦
ચિરંજીવ સાહિત્ય ૨-૪-૦
સબળ ભૂમિ ગુજરાત ૨-૦-૦
ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ ૨-૦-૦
તારાશાસ્ત્ર ૦-૧૨-૦
રામાયણનું રહસ્ય ૦-૬-૦
આર્યોની ઓળખાણ ૦-૫-૦
સારી રીતભાત ૦-૪-૦
વૈયાસિક ન્યાયમાળા ૧-૮-૦
શ્રેષ્ઠ સલાહકાર ૦-૬-૦
ઉત્તર હિંદુસ્તાનના સંગીતનો ઇતિહાસ ૦-૧૪-૦
ભૂરચના ૦-૧૧-૦
માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા ૦-૧૩-૦
માટીનો પ્રાકૃતિક ઇતિહાસ ૦-૧૩-૦
વિદ્યાશાળા ૦-૧૦-૦
શિક્ષણનો શાસ્ત્રાર્થ ૦-૧૧-૦
સિંહ ૦-૬-૦
હિંદના ઇતિહાસની વાતો ૦-૧૨-૦
પ્રગતિને પંથે ૧-૧-૦

## બાલસાહિત્ય

પરિમલ ૦-૫-૦

## પ્રકીર્ણ

કુમારનાં ઓરત્નો (સામાજિક) ૧-૮-૦
કલાપીનો કેકારવ (કાવ્ય) ૭-૮-૦

**પુસ્તકાલય સ. સહકારી મંડળ લિ.**
પો. બો. નં. ૧૦,—રાવપુરા, વડોદરા



પુસ્તક ૨૮ મું ]　　　　ડિસેમ્બર ૧૯૪૯

## અનુક્રમ


| | |
|---|---|
| હવે શું ? | ૨૭૫ |
| સાહિત્ય સૃષ્ટિનું અવનવું | ૨[illegible] |
| પુસ્તકો વિષે કેટલીક વિચિત્ર હકીકતો | ૨[illegible] |
| વિચાર ચંક્રમણ | ૨[illegible] |
| પુસ્તકાલયને પગથારેથી | ૨૮[illegible] |
| કરજણ મહાલ પુસ્તકાલય પરિષદ | ૨૮૯ |
| મુંબઈના નામદાર ગવર્નરની મુલાકાત | ૩૦૨ |
| પુસ્તક પરિચય | ૩૦૩ |
| નવીન ફાલ | ૩૦૬ |
| પુસ્તકાલય નોંધ | ૩૦૭ |
| પુસ્તકાલયોની તપાસણી | ૩૦૯ |
| પુ ખાતાની સુચના | ૩૧૦ |
| **સામયિક દોહન** | |
| ગામડાનો કોયડો | ૩૧૧ |
| શ્રમની મહત્તા અને મૂલ્ય | ૩૧૨ |
| સેવામૂર્તિ ઠક્કર બાપા | ૩૧૬ |
| સર્વોદયવાણી | ૩૨૧ |
| ગુજરાત કેવળ લક્ષ્મીપૂજક નથી | ૩૨૨ |
| અંગ્રેજીની નાગચૂડમાંથી ક્યારે છુટાશે | ૩૨૪ |
| પંડિત જવાહરલાલજી. | ૩૨૫ |



વાર્ષિક લવાજમ

દેશમાં રૂ ૩-૮-૦　　પરદેશ રૂ ૫-૦-૦　　છૂટક નકલ રૂ ૦-૬-૦

વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી કૉમ)
મંત્રી, પુ સ સ મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ



પુસ્તક ૪૪ મુ   ડિસેમ્બર-૧૯૪૯   અંક ૬

# હવે શું ?

—તંત્રીસ્થાનેથી

વડોદરા રાજ્યને આંગણે વવાયેલી, સિંચાયેલી, પાંગરેલી અને વિસ્તરેલી પુસ્તકાલય પ્રવૃત્તિ, જે કેન્દ્રિત વ્યવસ્થિત પદ્ધતિએ ચાલતી હતી તે હવે વિકેન્દ્રિત પદ્ધતિએ, (હાલ મુંબઈ સરકારની એવી કોઇ યોજના નહિ હોવાથી) સંચાલિત થશે, એમ જાણવા મળે છે

ભૂતપૂર્વ વડોદરા રાજ્યમાં દરેક પુસ્તકાલય પોતાનું બજેટ બનાવતું, એ બજેટોની બબ્બે પ્રતો સરકારના પુસ્તકાલય ખાતામાં મોકલાતી અને ત્યાં તે મદદનીશ વ્યવસ્થાપક દ્વારા મંજૂર થઇ જે તે પુસ્તકાલયને પરત મોકલાતું પોતાનું બજેટ મંજૂર થઇ આવતાં દરેક પુસ્તકાલયના મંત્રી કે ગ્રંથપાલ પોતે જનતામાંથી ઊભી કરેલી લોકમદદની રકમ, પોતાની જ સંસ્થા—પુસ્તકાલયસહાયક સહકારી મંડળ લિ. માં મોકલતા, સાથે સરકારમદદ તેમજ પંચાયતની પણ તેટલી જ મદદ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલાતી અને એ દરેક પુસ્તકાલયને માટે નમૂદ થયેલા વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન તેમ જ ઇતર તમામ જરૂરિયાતો આ મંડળમાંથી પુસ્તકાલયોને સીધેસીધી મળે તેવી વ્યવસ્થા હતી

હવે મુંબઈ પ્રાંત સાથે વડોદરાનું વિલીનીકરણ થયા પછી આ પદ્ધતિ બદલાશે એમ લાગે છે પંચાયતની (જિલ્લા લોકલ બોર્ડની) મદદ શકય હશે ત્યાં મળશે, સરકારમદદની (હાલ બીજુ ધોરણ નહિ હોઇને) રકમ સીધેસીધી જે તે પુસ્તકાલયને સરકારી ટ્રેઝરી ઓર્ડર દ્વારા બારોબાર મળશે એમ કહે છે, જ્યારે પુસ્તકાલની પાસે પોતાની લોકમદદ અગર ઇતર ઉત્પન્ન હશે જ

ઉપરની શકયતા જોતાં દરેક જિલ્લા, તાલુકા અને કસ્બા પુસ્તકાલયને તેની સરકારમદદ સીધેસીધી બારોબાર ટ્રેઝરી ઓર્ડરથી મળે તો આ નાણાંનો વ્યવસ્થિત

વ્યય થાય તે બાબતની ચોક્કસ કાળજી પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોએ રાખવી પડશે તેના હિસાબ કિતાબ પણ વ્યવસ્થિત રાખવા જોઈશે અને કેટલાક પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલો આ પદ્ધતિથી ન ટેવાયેલા હોય તે પણ બનવા જોગ છે

આ પરિસ્થિતિમા એ મંત્રી ગ્રંથપાલ ભાઈઓ હિસાબી વ્યવસ્થા જળવાય તે માટે, પોતાના વર્તમાનપત્રો, સામયિકો, પુસ્તકો તેમ જ અન્ય જરૂરિયાતો પૂર્વવત્ મળતી રહે તેમ કરવા ઈચ્છતા હોય તેમણે પુર્વવત્ પુસ્તકાલય સ. સ મંડળનો સહકાર ચાલુ રાખવો એમ અમને ઇચ્છનીય જણાય છે એટલે દરેક પુસ્તકાલય પોતાનુ ખાતુ મંડળમા ચાલુ રાખે, નવીન પુસ્તકાલયો નવેસરથી શરૂ કરે, અને પોતાની સ્થળપર એકત્ર કરેલી લોકમદદની રકમ તેમ જ સરકાર તરફથી કે પંચાયત તરફથી મળેલી ટ્રેઝરી ઑર્ડરનો રકમ ( ટ્રેઝરી ઓર્ડરજ ) મંડળ તરફ મોકલી આપે એ અમને સલાહભર્યું અને સરળ વ્યવસ્થાસૂચક લાગે છે કારણ કે મંડળ દરેક પુસ્તકાલયનો હિસાબ રાખશે. તેમણે માગેલાં વર્તમાનપત્રો, પુસ્તકો વગેરે જરૂરિયાતો, વર્ષો થયાં પૂરુ પાડતું આવ્યુ છે તેમ પૂરા પાડશે. એથી મંત્રી ગ્રંથપાલોપરનો ઘણો બોજો હળવો થશે.

આ રીતે વર્ષો થયા દરેક પુસ્તકાલયને સહકારપૂર્વક સહાય કરતા આવેલા આ મંડળમા તમો નીચે પ્રમાણે મોકલી આપો

(૧) તમે ગામ પર ભેગી કરેલી લોકમદદની રકમ

(૨) સરકાર તરફથી તમને મળે તે સરકારમદદ ( ટ્રેઝરી ઓર્ડર )

(૩) પંચાયત (જિલ્લા લોકલ બોર્ડ ) તરફથો મળે તો તે રકમ

(૪) તમારે જોઈતા વર્તમાનપત્રો, માસિકો પુસ્તકો, જરૂરિયાતની અન્ય વસ્તુઓ જેવી કે લાકડીસામાન, ફોર્મો વગેરેની યાદી.

(૫) તમારા પુસ્તકાલયને લગતી હકીકત.

આમા તમો કુલ જેટલી રકમ મોકલો તેટલામા, તમને જોઈતા વર્તમાનપત્રો, સામયિકો કે પુસ્તકો તેમજ ઈતર વસ્તુઓ જેટલી જ કિંમતના થાય તે ખાસ ધ્યાનમા રાખજો

ઉપરની વસ્તુઓની જે કિંમત થાય તેટલી રકમ મંડળમા જરૂર જમા કરાવી દેશો અને તમારી રકમ મળતા તુરત જ મંડળ તમારી જરૂરિયાતો સત્વરે પૂરી પાડવા બનતુ બધુ જ કરશે

તા ૧લી જાન્યુઆરી '૫૦ થી વર્તમાનપત્રો સામયિકો મળતા થઇ જાય તે માટે મંડળે વ્યવસ્થા કરવા જ માડી છે અને સંખ્યાબંધ પુસ્તકાલયોએ પોતાના જોઈતાં વર્તમાનપત્રોની લોકમદદમાંથી મેળવેલી રકમો મંડળમાં મોકલતા

માંડો છે તેમને તા. ૧લી જાન્યુઆરીથી વર્તમાનપત્રો મળવાં શરૂ થઈ જશે

પુસ્તકો કરતા વર્તમાનપત્રો, સામયિકોનુ વાચન તત્કાળનુ જણાય છે તો તમારાં પત્રોમાસિકો તમને મોડા ન મળે અને તા ૧ લીથી મળતા થાય તે માટે તમારી લોકમદદની રકમ તો (સરકારમદદની રાહ જોયા વિના જ ) સત્વરે મ ડળમાં મોકલી આપો કે જેથી તમારા પુસ્તકાલયના વાચકોને તા. ૧લી જાન્યુઆરી '૫૦થી વર્તમાનપત્રોના વાચન વના પાછા ફરવુ ન પડે

તમારી લોકમદદની વર્તમાનપત્રો માસિકોની કિ મત જેટલી રકમ તો આજેજ મ ડળમા મોકલી આપી પુસ્તકાલયમા આવતા વ ચકોને વાંચતા ચાલુ રાખો.

મ ડળ પુસ્તકાલયોનું પોતાનુ છે, પુસ્તકાલયો માટે છે, તમારી વિશ્વાસપાત્ર સ સ્થા છે, તમારો વિશ્વાસ એણે જિતેલો જ છે એના ફ યદા આજે ભાગ્યેજ સમજાવવા પડે તેમ છે, તો આટલુ તો સત્વરે કરી નાખવા અમારી ભલામણ છે

પત્રો-માસિકોની યાદીમા "પુસ્તકાલય" માસિકનો સમાવેશ અચૂક કરજો જ, કેમકે તેની સલાહ, સૂચના માર્ગદર્શન ઈ૦ માટે વર્ષભર તમને તેની જરૂર રહેશે

---

"પુસ્તકાલય" મા કરવા જેવા ફેરફારો માટે

## તમારાં સૂચના મોકલો.

છેલ્લાં પચીસ વર્ષ થયાં "પુસ્તકાલય" માસિક તમારી સેવામા દર માસે આવતુ રહ્યુ છે પુસ્તકાલયપ્રવૃત્તિને લગતી હકીકતો, લેખો, હેવાલો, પુસ્તકપરિચય, દર માસે નવીન પ્રસિદ્ધિ થતાં પુસ્તકોનો નવીન ફાલ, પુસ્તકાલય નોંધ, તેમ જ લોકપ્રિય નીવડેલ સામયિક દોહન વિભાગ આપની સેવામાં એ રજૂ કર્યે જાય છે.

વડોદરાનુ મુબઈપ્રાંત સાથે વિલીનીકરણ થયા પછી હવે એમાં શુ શુ નવાં અગો ઉમેરવા વા ચાલુ રાખવા જેવા તમને જણાય કે તેનુ સૂચન આપના તરફથી માગીએ છીએ

ગ્રાહકો એ દરેક સામયિકના હિતચિંતકો હોય છે એની સફળતા એના ગ્રાહકો-વાચકો પર નિર્ભર છે એ વાચકોને શુ વાચવા જોઈએ છે અને તે કેટલે દરજ્જે પૂરુ પાડી શકાય તેમ છે એ જોવાની તંત્રીની ફરજ છે

આ ફરજને ધ્યાનમા રાખીને હવે એમાં ઉપર જણાવ્યા પ્રમાણે આપને શુ શુ સુધારા-વધારા સૂચવવા યોગ્ય જણાય છે તે તા ૧-૧-'૫૦ સુધીમાં તત્રી "પુસ્તકાલય" ને લખી જણાવવા વિનતિ છે એવાં સૂચનો મળતાં શુ શું શકય છે તેની વિચારણા કરી યોગ્ય નિર્ણય લઇ તેમાં ફેરફાર કરવા તત્રી પોતાનાથી બનતુ, અને મર્યાદામા સમાઇ શકે તેટલુ બધુ જ, કરવા પ્રયત્નશીલ રહેશે

તો આપનાં સૂચનો તા. ૧-૧-૫૦ સુધીમાં મોકલી આપવા વિનંતિ છે

તત્રી "પુસ્તકાલય"

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

*ન્યુયૉર્કથી મળેલ એક ખબર મુજબ એક કલબના શ્રોતાઓ સમક્ષ શેક્સપીઅરના ગ્રંથો તથા બાઈબલ વાંચવાના કાર્ય માટે ચાર્લ્સ લાફ્ટનને રોજ સાંજના ૧૬૦૦ ડૉલર મળે છે

*

* શ્રી દેવેન્દ્ર સત્યાર્થીના તંત્રી પદહેઠળ ચાલતા 'આજકાલ'ના અંકમાં ડૉ બહાદુરચંદ છબ્રા જણાવે છે કે, ડચ ભાષામાં કોઈ પણ હિંદી પુસ્તકનું પહેલવહેલા ભાષાંતર થયું હોય તો તે શ્રી પ્રેમચંદજીના "સપ્ત સરોજ" નું છે. ભાષાંતરકાર હિંદના ઇતિહાસ તથા પુરાતત્ત્વના વિદ્વાન જ્ઞાતા વોગલ ( Voegel ) છે ભાષાંતરકારની પ્રસ્તાવના દરેક રીતે એ મહાન લેખકને અનુરૂપ છે.

*

*અલ્હાબાદથી બાળકો માટે મૈથિલી ભાષામાં, એક ' બટુક ' માસિક પ્રગટ થવા માંડ્યું છે એના પહેલા અંકમાં જ્ઞાતિ તથા પંથના ભેદ સિવાય મિથિલાના વૃદ્ધો, યુવાનો તથા બાળકોએ, બાળકો સંબંધી લેખો લખ્યા છે મૈથિલ બાળક માટે તેમાં વૈવિધ્યભર્યો રસથાળ છે જીવનચરિત્ર, વિજ્ઞાન, પ્રાચીન કથાઓ, કોયડાઓ વગેરેનો તેમા સમાવેશ છે.

*

*મહારાષ્ટ્રના સંતકવિ તુકારામની ત્રિશતવર્ષી સંવત્સરી ઉજવવાના વિચારને મહારાષ્ટ્રમાં ટેકો મળતો જાય છે તુકારામે રચેલ ભગવદ્ગીતાની હસ્તલિખિત પ્રત મળી આવ્યાનું કહેવાય છે તે અકોલા ( આકોલા ) ના શ્રી શ્યામ બ્યાલેકરના કબજામાં હોવાનું જણાવાય છે. ગીતાના દરેક શ્લોક માટે તેમાં મરાઠી અભંગ છે.

*

*પ્રખ્યાત લેખક અને વિદ્વાન તેમ જ પૂનાની મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદના આગલા કામચલાઉ પ્રમુખ શ્રી એન જી ચાપેકરના ચિત્રની અનાવરણવિધિ હિંદી ધારાસભાના પ્રમુખ શ્રી ગણેશ વાસુદેવ માવલંકરના હસ્તે કરવામાં આવી હતી.

*

*પતિયાળા તથા પૂર્વપંજાબનાં રાજ્યોના સંઘે સ્થાપેલ પંજાબી ખાતાએ પંજાબી ભાષા તથા સાહિત્યની સમૃદ્ધિ માટે ભવ્ય કાર્યક્રમ ઘડી કાઢયો છે એનું વાર્ષિક બજેટ લાખ રૂપીઆનું છે પ્રિન્સિપાલ તેજસિંગની પ્રેરણાથી ઉદ્ભવ પામેલ આ ખાતાના સંખ્યાબંધ વિભાગો પાડવામાં આવ્યા છે. જેવા કે, કોશખાતું, પાઠ્ય પુસ્તકો, ભાષાંતર વગેરે

પંજાબી શબ્દકોશનુ કામકાજ સુવિખ્યાત ભાષાશાસ્ત્રી ડૉ બનારસીદાસની દોરવણી હેઠળ શરુ થઈ ચૂકયુ છે આ ખાતું થોડા સમયમા 'સાહિત્કાર' નામનુ સાહિત્યવિષયક માસિક શરુ કરવાનુ છે ઉપરાંત ૧૯૪૯ના જાન્યુઆરીની પહેલી તારીખ પછી પ્રગટ થયેલ તથા પંજાબી ખાતાના ડિરેકટર તરફ તા ૩૦ નવેમ્બર સુધીમા મોકલી આપેલ શ્રેષ્ઠ પંજાબી પુસ્તકો માટે નીચેનાં ઇનામોની જાહેરાત કરવામાં આવી છે

(૧) રૂ ૧૦૦૦/- શ્રેષ્ઠ મૌલિક નવલકથા અથવા નવલિકા સંગ્રહ માટે

(૨) રૂ ૧૦૦૦/- કોઈ પણ ઐતિહાસિક વિષયના શ્રેષ્ઠ પુસ્તક માટે

(૩) રૂ ૧૦૦૦/- પંજાબી ભાષા અને સાહિત્યના શ્રેષ્ઠ સંશોધન ગ્રંથ માટે

(૪) રૂ ૫૦૦/- મનોવિજ્ઞાન પરના શ્રેષ્ઠ પુસ્તક માટે

(૫) રૂ. ૫૦૦/- મૌલિક અથવા સંક્ષિપ્ત કરેલ નાટક માટે

(૬) રૂ. ૫૦૦/- શ્રેષ્ઠ મૌલિક કાવ્ય સંગ્રહ માટે

(૭) રૂ. ૫૦૦/- બાળકો માટે શ્રેષ્ઠ સચિત્ર મૌલિક ગ્રંથ માટે

*૭૩ વર્ષના પ્રખ્યાત પંજાબી કવિ લાલા ધનીરામ 'ચત્રિક'ને પંજાબી ખાતાએ તેમના માનમાં એક સમારંભ યોજી તેમનું સન્માન કર્યું હતું ઘણા વકતાઓએ તેમને 'મહાન પંજાબી કવિ' તરીકે બિરદાવ્યા હતા

*

*ગઈ તા ૨૫ મી સપ્ટેમ્બરે પતિયાળા તથા પૂર્વ પંજાબના રાજ્યોના પંજાબી ખાતાએ અગ્રગણ્ય પંજાબી કવિઓનો પંજાબી દરબાર ભર્યો હતો ખાસ આમંત્રણથી આગેવાન કવિઓ હાજર રહ્યા હતા સરકારી ખાતાએ સાત કવિઓનાં જીવનચરિત્ર, ફોટોગ્રાફો, કાવ્યો તથા તેના પર ટૂંકી ટીકા પુસ્તકરૂપે પ્રગટ કર્યાં હતાં

*

ફ્રાન્સમાં 'પ્રેમની ડિક્શનરી' બહાર પડી છે જાહેર ખબરમાં જણાવ્યા મુજબ બીજી ડિક્શનેરીઓમાં ન હોય તેવુ બધુ તેમા આપવામાં આવ્યુ છે પહેલેથી છેલ્લે સુધી તેમાં 'પ્રેમ'જ છે.

*

—છોટાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળી નોંધો 'ઈન્ડિયન પી ઈ એન' પરથી સાભાર ઉદ્ધૃત

# પુસ્તકો વિષે કેટલીક વિચિત્ર હકીકતો

જૂનાં પુસ્તકોની કિંમત બહુજ વધી જવા માંડી છે. તાજેતરમાં શેકસપિયરની પહેલી આવૃત્તિ ૧૫,૦૦૦ પૌંડમાં વેચાઇ હતી સૈકાઓ સુધી તેની કંઇ ખાસ કિંમત નહોતી એક માણસે એક વખતે પાંચ શિલિંગમાં કવિનાનું એક પુસ્તક ખરીદ કર્યું તેની ખરી કિંમત તેને સમજાતા તેણે તે ૫૦ પૌંડમાં વેચ્યું માત્ર જૂનાં જ પુસ્તકો ઊંચી કિંમતે વેચાય છે તેવું પણ નથી કોઇ વાર વ્યાકરણની અથવા મુદ્રણની અથવા બીજી કોઈ ભૂલવાળા અથવા બીજી આવૃત્તિમાં પાછા ખેંચી લેવાયેલ આક્ષેપવાળા કોઇ પ્રસિદ્ધ પુસ્તકની મૂળ કિંમત થોડા શિલિંગ જ હોય તેની પાછળથી ૫૦–૧૦૦ પૌંડ થઇ જાય છે કવિ શેલી જ્યારે મોજ પડે ત્યારે કાગળનાં મછવા બનાવવા માટે તેનાં શરૂઆતના પુસ્તકોનાં મુખપૃષ્ઠો ફાડી નાખતો આથી સંગ્રાહકોના સંગ્રહમાં ઠીક વધારો થયો છે

*

## તમે કેટલી ઝડપે પુસ્તકો વાંચી શકો છો?

કેટલાક માણસો દરરોજ એક પુસ્તક વાચવાની બડાશ મારે છે પણ અરેબિયાના લોરેન્સે ૫૦,૦૦૦ પુસ્તકોનું આખું પુસ્તકાલય ૭ વર્ષોમાં વાંચી કાઢયું હતું, એટલે દરરોજ ૧૮ થી ૨૦ કલાક વાચતા દરરોજનાં ૨૦ પુસ્તકો થયા ઓસ્કર વાઇલ્ડ સામાન્ય નવલકથા એક કલાકથી ઓછા સમયમાં વાંચી નાખતો મેકોલે માત્ર ઝડપથી જ વાચતો એટલું જ નહિ પણ પોતે જે એક વખત વાંચતો તેનો મોટો ભાગ યાદ રાખી શકતો હતો એક પુસ્તક વાંચ્યા પછી કલાકો પછી તે પુસ્તકોનાં પાના ને પાના બોલી જતો.

## જગતમાં વધારેમાં વધારે વેચાણ ધરાવનાર પુસ્તક બાઇબલ છે.

બાઇબલના ૭૫૦ જુદા જુદાં ભાષાંતરોનાં દર વર્ષે વીસ લાખ નકલો ખપે છે 'ગોન વિથ ધ વિન્ડ' ની દસ લાખથી વધારે નકલો ખપી ગઇ છે, પરંતુ શબ્દકોશો, જોડણીકોષો તથા શાળાનાં પાઠયપુસ્તકોનું આથી પણ વધારે વેચાણ થાય છે ઘણાં વર્ષો પહેલાં બીજગણિતના એક પુસ્તકની દસ લાખથી વધારે નકલો ખપી હતી. અમેરિકામાં ઘણાં ચિત્રોવાળું, સરસ બાંધણીવાળું, લગભગ એકહજાર પાનાંનું દળદાર પુસ્તક દર વર્ષે સિત્તેર લાખ માણસોને મફત આપવામાં આવે છે આ પુસ્તક લોઢના સામાની પ્રખ્યાત પેઢીનું 'મેઇલ-ઓર્ડર કેટલોગ' છે વિન્સેન્ટ રાઇટ નામના એક અમેરિકને ૫૦,૦૦૦ શબ્દોની એક નવલકથા લખી છે તેમાં તેણે અંગ્રેજી અક્ષર 'ઇ' (e) બિલકુલ વાપર્યો નથી 'એ' અક્ષર 'બી' વિના બીજા પુસ્તકો પણ લખવામાં આવ્યાં છે સામાન્ય સમયમાં જગતમાં ગમે તે વિષય પર દર વર્ષે હજારો પુસ્તકો પ્રકટ થાય છે, પણ તેમાંનો મોટો ભાગ ૫૦૦ થી ૧,૦૦૦ નકલ સુધી જ પહોંચે છે

## લેખકોની કમાણી

લેખકોની મિલકત કેટલીક વાર ન માની શકાય તેટલી મોટી હોય છે સર જેમ્સ બેરી એની પાછળ અઢી લાખ પોંડ મૂકી ગયો હતો લોઇડ જ્યોર્જના સંસ્મરણોના ૧૦૦,૦૦૦ પોંડ ઉપજ્યા હતા ચર્ચિલ અત્યારે પુસ્તકપ્રકાશન તથા યુદ્ધના ઇતિહાસમાંથી જે કમાણી કરી રહેલ છે તેની ગણતરીમાં એક લાખ પોંડની રકમ કંઈ મોટી નથી શેક્સપીઅરના પુસ્તકોના તેને વાર્ષિક લગભગ ૩૦ પોંડ મળતા હતા, અને તેનો જીવનનિર્વાહ મોટે ભાગે 'એક્ટીંગ' થી ચાલતો હતો. મિલ્ટનને 'પેરેડાઇઝ લૉસ્ટ' માટે ૧૫ પોંડ જ મળ્યા હતા!

*

આજે તો ફિલ્મના હક્કોવડે લેખકો શ્રીમંત બની જાય છે ગોન વિથ ધ વિન્ડ'ના લેખકને ફક્ત આમાંથી જ ૫૦,૦૦૦ પોંડ મળ્યા હતા 'ફૉર એવર એમ્બર' ને આથી પણ વધારે રકમ મળી હતી ફૉર હુમ ધ બેલ ટોલ્સ' ના ફિલ્મહક્ક માટે અર્નેસ્ટ હેમિંગ્વેને ૩૦,૦૦૦ પોંડ મળ્યા હતા 'ફ્રેન્ચ મેન્સ ક્રીક' માટે ફિલ્મ કંપનીએ ડાફ્ને દ્યુમેરીયરને ૨૦,૦૦૦ પોંડ આપ્યા હતા

આજે વધારેમાં વધારે રકમ મેળવનાર લેખકો બર્નાર્ડ શૉ તથા સમર્સેટ મોઘમ છે, પણ તેઓ તેમની આવક જણાવતા નથી અલબત્ત, આ આવક ઉંચા દરના કરથી ખૂબ ઓછી થઈ જાય છે તાજેતરમાં વધારેમાં વધારે વેચાણ ધરાવનાર નવલકથા 'ફેર સ્ટુડ ધ વિન્ડ ફૉર ફ્રાન્સ' છે આ યુદ્ધસમયની નવલકથા હોવા છતાં તેના લેખક એચ ઇ બેઇટ્સને ૨૦,૦૦૦ પોંડ મળ્યા છે ફિલ્મના હક્કની રકમ તો જુદી જ. જર્મનીના શાહી વિમાની દળના કેદખાનાના કેમ્પમાંથી નાસી છૂટેલ એરિક વિલિયમ્સની વાત 'વુડન હોર્સ' તેના શીખાઉ લેખકને મોટી રકમ કમાવી દીધી છે પુસ્તક પ્રકટ થતા જ તેના ફિલ્મના તથા રેડિયોના હક્કો તરત જ વેચાઇ ગયા હતા

*

પ્રકાશકોને મોકલવામાં આવેલ ઘણાં પ્રખ્યાત પુસ્તકોનો પહેલા તો અસ્વીકાર કરકરવામાં આવ્યો છે પ્રીસ્ટલીના 'ગુડ કમ્પેનિયન્સ' નો પ્રકાશન માટે સ્વીકાર થયા પહેલા તે ઘણાખરા પ્રકાશકોના હાથમાં ફરી વળ્યું હતું 'કૉમ્પ્ટન મેકેન્ઝી' ની પહેલી અને શ્રેષ્ઠ નવલકથા 'ધ પેશનેટ ઇલોપમેન્ટ' ને લંડનના દરેકે દરેક પ્રકાશકે પ્રગટ કરવાની ના પાડી હતી પછી તો એક નવા પ્રકાશકે તે પ્રકટ કરી અને તેની નકલો ચપોચપ ઉપડવા માંડી જે ફ્રો ફાર્નોલની પ્રખ્યાત રોમાંચક નવલકથા 'ધ બ્રોડ હાઇવે' ની વાત તો તેનાથી પણ વિચિત્ર છે. પ્રકાશકોના સતત અસ્વીકારથી નાહિંમત થઈને લેખકે ઉપયોગના ખાનામાં લખાણ મૂકી દીધું અને પછી તો તે વાત વિસારે પડી પરંતુ તેની પત્નીના વિચારો જુદા હતા તેણે પતિને ખબર પડવા દીધા વિના એક વધારે પ્રકાશકને લખાણ મોકલ્યું તેણે આટલાંટિકની બન્ને બાજુ તે પ્રગટ કર્યું, અને તેને ખૂબ સફળતા પ્રાપ્ત થઇ પરિણામે તે પુસ્તકે લેખકને ફરીથી સાહિત્યજગતમાં ઝુકાવડાવ્યો.

—છોટાલાલ માનસિંગ નામદાર

# વિચાર ચંક્રમણ

વર્ષોના ગાળા પછી 'ચક્રમ' ફરીથી આપની સમક્ષ હાજર થાય છે તે વર્ષો દરમિયાન તે ક્યાં છુપાઇ ગયો હતો અને શું કરતો હતો તે કહેવાની તેની ઇચ્છા નથી સંભવ છે કે તેને પોતાને પણ તેની ખબર નહિ હોય

એક વખત રજૂ થયા પછી તે દર મહિને આવશે કે કેમ, તથા દર મહિને નહિ તો ક્યારે આવશે તે પણ અત્યારે કહેવાની સ્થિતિમાં તે નથી હા, એટલું તો તે વચન આપે છે કે જ્યારે જ્યારે તે આવશે ત્યારે ' પુસ્તકાલય ' ના વાચકોનીજ સેવામા તે હાજર થશે

દિવાળી અંકો માટે મોકલાયેલ ' ચક્રમ ' ના લેખો માટે તેને થયેલ અનુભવ તે થોડો વર્ણવવા ઇચ્છે છે તમને લાગશે કે ' ચક્રમ ' ના લેખોનો સ્વીકાર કરવા કયો તંત્રી નવરો છે ? પણ ' ચક્રમના ' સદ્ભાગ્યે અને વાચકોના દુર્ભાગ્યે તેને કોઇ વખત સહૃદયી તંત્રી ભેટી જાય છે, જે તેના લેખોનો સ્વીકાર કરે છે

*

સામાયના ચક્રમ પોતાના લેખોનો જરૂર અસ્વીકાર થશે તેમ માનીને લેખો સાથે સિરનામું કરેલ ટિકિટ ચોઢેલું કવર મોકલે છે તેનો તો ઉપયોગ તંત્રીશ્રી બીજા કાર્યમાં કરી નાખતા હશે, પરંતુ ત્યાર પછી પણ અનેક વખત રિપ્લાઈ કાર્ડથી ઉઘરાણી કર્યા છતાં તંત્રી-શ્રીને જવાબ આપવાની પુરસદ મળતી નથી

*

કોઇ વખત ' ચક્રમ'નો લેખ છપાય તેની બીજા કોઈ કહે ત્યારે તેને ખબર પડે, કે લેખ છપાયો છે. ચક્રમ તંત્રીને પત્ર લખી અંક મોકલવા વિનંતિ કરે, પણ ત્યાં સાંભળવા કોણ નવરું છે ? પુરસ્કારની વાત તો બાજુએ રહી, પરંતુ છપાયેલ લેખવાળો અંક પણ ન મોકલવો તેમાં ક્યા પ્રકારનું સૌજન્ય હશે, તે સમજાતું નથી

*

આ સંબંધમાં પશ્ચિમના પત્રકારિત્વનો એક દાખલો ' ચક્રમ'ને યાદ આવે છે અમુક લેખકે અમુક જ્ઞાતિના રીતરિવાજ સંબંધી ' ટાઇમ્સ ઓફ ઇન્ડિયા ' માં એક લેખ મોકલ્યો હતો લંડનના એક પત્રે તેનો ઉતારો કર્યો ને પુરસ્કાર તરીકે જે રકમ થઈ તે લેખકને મોકલાવી આપી ઈંગ્લંડના પત્રે પોતાનો લેખ છાપ્યો તે ખબર તો લેખકને લેખવાળી નકલ તથા પુરસ્કાર આવ્યો ત્યારેજ પડી લંડનના પત્રે તે હકીકત લેખકને ન જણાવી હોત તો લેખકને કદીયે ખબર પડવાની નહોતી

*

પુરસ્કારનો પ્રશ્ન આવતા ' ચક્રમ ' પોતાના એક અનુભવો વર્ણવે છે કોલમ દીઠ અમુક પુરસ્કાર મળશે તેમ નક્કી કર્યા બાદ અમુક કોલમોનુ લખાણ છપાઈ ગયા બાદ, પુરસ્કાર માટેના પત્રોના જવાબ જ આપવાનુ બંધ થાય છે, બે ત્રણ પત્રો લખી લેખક થાકી જાય છે વળી કેઇ કોઈ તો એવા જવાબ આપે છે કે, તમારો પુરસ્કાર મનીઑર્ડરથી મોકલી અપાયો છે. બબ્બે વર્ષો સુધી મનીઑર્ડર ન મળે ત્યારે ન મોકલાયો હોય તેવુ અનુમાન કરવુ પડે સિવાય કે ટપાલ ખાતામા કોઈ કોઇ પત્ર ૨–૪ વર્ષે મળે છે તેમ મનીઑર્ડર પણ એ ચાર વર્ષે કદાચ મળે ! !

*

સાથોસાથ તેની ઉજળી બાજુ પણ છે તેને પણ ' ચક્રમે ' ન્યાય આપવો જોઈએ લેખ છપાયેલ અંકની સાથે જ ત્રણ અગર પાંચ આઉટ પ્રિન્ટ તથા મનીઑર્ડર પણ મળી જાય છે પણ આવા દાખલા વિરલ છે !

*

તંત્રી મહાશયોને એક વિનંતિ કરુ ? દીવાળી અંક માટે તમે ન મંગાવ્યા હોય છતા આવેલ લેખોનો અસ્વીકાર કરો તો લેખકે મોકલેલ ટિકિટવાળા પરબિડિયામાં તેને પાછો તો મોકલી જ આપો સ્વીકાર્ય લાગે તો જેમા છપાયો હોય તે અંક મોકલો અને પુરસ્કારનુ ધોરણ હોય તો તે મોકલી આપો

આટલી સજ્જનતાની દરેક લેખક તમારી પાસે આશા રાખે તો તેમાં જરા પણ વધારેપડતું નથી, તેમ તમે પણ કબૂલ કરશો અને જો કબૂલ કરો તો તેનો સક્રિય અમલ કરશો કેમ કે જે લેખ તમારી દૃષ્ટિએ અસ્વીકાર્ય લાગે તે બીજા તંત્રીની દૃષ્ટિએ સ્વીકાર્ય લાગવાનો થોડો ઘણો સંભવ છે

" ચક્રમ "

---

## પાકિસ્તાન પાસેથી કિંમતી સિંધી સાહિત્ય ઉગારી લેવા વિનંતિ

સિંધ હૈદરાબાદના કોમી સાહિત્ય મંડળે હિંદના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂને એવી અપીલ કરી છે કે તેમણે પાકીસ્તાન સરકાર ઉપર પોતાની લાગવગનો ઉપયોગ કરીને પાકીસ્તાનમાંથી કીમતી સિંધી સાહિત્ય બચાવી લ વવાની અમને પરવાનગી આપાવવી.

મંડળના મંત્રી શ્રી ભેરૂમલ અજીતાનીએ જણાવ્યુ છે, કે પંડિત જવાહરલાલ નહેરૂના જીવનચરિત્રના સિંધી અનુવાદના બીજા વોલ્યુમ ઉપરાંત રાષ્ટ્રીય બાબતોને લગતાં પુસ્તકોની કેટલીક હજાર નકલો પાકીસ્તાનમાં અટકાવી રખાવામાં આવી છે એ સિવાય મંડળે "ચરખાનું રહસ્ય" "ગાંધીજીનો માર્ગ" "મહાત્મા ગાંધીજીના સંદેશા" અને "ગાંધી સૂત્ર" એ ચાર પ્રકાશનો બહાર પાડેલાં છે અને તે પાછળ રહી ગયેલાં છે.

મંત્રીએ જણાવ્યુ છે કે, મંડળને તેનુ કામકાજ રાબેતા મુજબ ફરી ચાલુ કરવા માટે કોઇ સગવડો કે સાધન નથી અને તેથી અપીલ કરે છે કે, મંડળની પ્રવૃત્તિઓ સ્થાપવા માટે તમામ શક્ય સગવડો પૂરી પાડવાને આપે મુંબઇ સરકારને સૂચના આપવી

# પુસ્તકાલયના પગથારેથી

બીજા વિશ્વયુદ્ધનો ઇતિહાસ

મિ. ફ્રાન્સિસ ટ્રેવેલિયન મિલર ( Francis Trevelyan Miller ) નામના એક લેખકે બીજા વિશ્વયુદ્ધનો ઇતિહાસ લખવા માંડ્યો છે, જે History of World War Two ( બીજા વિશ્વયુદ્ધનો ઇતિહાસ ) નામે પ્રગટ થાય છે. એના બે ભાગ પ્રગટ થઇ ગયા છે

સ્કોટલેન્ડની ચિત્રકલાનો ઇતિહાસ

સ્કોટલેન્ડની ચિત્રકળાનું નિરૂપણ કરતું એક પુસ્તક Scottish Art ("સ્કોટીશ કલા") નામે પ્રગટ થયુ છે પ્રસ્તુત પુસ્તક શ્રી સ્ટેન્લી કર્સિટર નામના નાણી સ્કૉટીશ ચિત્રકારે લખ્યું છે શ્રી કર્સિટર બ્રિટનના શાહી ચિત્રકાર છે ને એમણે સ્કૉટલેન્ડની નેશનલ ગેલરીના સંચાલક તરીકે અઢાર વર્ષ પર્યંત કામ કર્યું છે

શ્રી અરવિંદ ઘોષ

ભારતના અર્વાચીન યોગી શ્રી અરવિંદ ઘોષની કાવ્યપ્રતિભાનુ દર્શન કરાવતું એક પુસ્તક Poetic Geneus Sri Aurobindo [ "અરવિંદ બાબુની કાવ્યપ્રતિભા" ] નામથી પ્રગટ થયુ છે. એના લેખક શ્રીયુત કે ડી શેઠના છે

ગાંધી સાહિત્યના લેખક શ્રી આર કે. પ્રભુ

શ્રી. આર કે પ્રભુએ ગાંધી સાહિત્યના એક અભ્યાસી લેખક તરીકે નામના મેળવી છે તેઓ પૂ ગાંધીજીનાં લખણો વિષયવાર ગૂથી સરસ પુસ્તક ઉપજાવી કાઢવામા નિપુણ છે ગાંધીસાહિત્ય પરનુ એમનુ છેલ્લું પુસ્તક "A Gandhian Rosary, MohanMala" છે

શ્રી મંજરી એસ ઇશ્વર

શ્રી મંજરી એસ ઇશ્વરન અંગ્રેજીમાં નવલિકાઓ લખતા દક્ષિણ હિંદના લેખક છે એમની નવલિકાઓ નીચેના નામે પ્રથમ થઇ પ્રગટ થઇ છે ( ૧ ) Naked Shingles, ( ૨ ) Angry Dust અને ( ૩ ) Fancy Tales છે

ચાર્લ્સ ડિકન્સ

અંગ્રેજ નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સનુ નામ કોણે નહિ સાંભળ્યુ હોય ? એની નવલકથાઓ 'ડેવિડ કોપરફીલ્ડ', ' ઓલિવર ટ્વિસ્ટ ' વગેરે અંગ્રેજી સાહિત્યની અમર કૃતિઓ છે. બર્નાર્ડ શૉ અને શેક્સપિયરના પ્રમાણિત અને અભ્યાસપૂર્ણ જીવનચરિત્ર લખીને વિખ્યાત બનનાર વિદ્વાન અંગ્રેજ ચરિત્રકાર મિ હિસ્કેથ પીયર્સને ( Hesketh Pearson ) ચાર્લ્સ ડીકન્સનું જીવન ચરિત્ર લખ્યુ છે, જે Dickens His Character, Comedy and Career નામે પ્રગટ થયુ છે.

—" શિવમ્ સુન્દરમ્ "

# કરજણ મહાલ પુસ્તકાલય પરિષદ:

## ચોથું અધિવેશનઃ તા. ૨૭-૧૧-૪૯ (સ્થળ વેમાર)

ઉપર્યુક્ત પરિષદનું ચોથું સંમેલન તા. ૨૭-૧૧-'૪૯ ના રોજ વડોદરા પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. ચિમનભાઈ હ અમીનના પ્રમુખપદે મળ્યું હતું આ પ્રસંગે વડોદરાના જાણીતા લોકપ્રિય નેતા અને મુખ્ય ધારાસભાના સભાસદ શ્રી. ચુનીલાલ પુ શાહ, વડોદરા કોંગ્રેસ સમિતિના કાર્યાલય મંત્રી શ્રી ગોરધનભાઈ પટેલ, વડોદરા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઈ મો પટેલ, તેમ જ પ્રચારક શ્રી વલ્લભાઈ મૂ પટેલ, પુ. સ મંડળના મંત્રી શ્રી વાઘજીભાઈ ના અમીન, "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી મણિલાલ વ્યાસ હાજર હતા ઉપરાંત તાલુકાનાં પુસ્તકાલયોના મંત્રી, પ્રમુખ પ્રતિનિધિઓ, ગ્રામજનો, બહેનો અને બાળકોની સારી સંખ્યા હાજર હતી

પ્રારંભમાં બાળાઓના પ્રાર્થના, સત્કારગીત થયા બાદ પ્રમુખસ્થાન માટે શ્રી ઇશ્વરભાઈ પટેલે દરખાસ્ત રજૂ કરતાં તેને યોગ્ય અનુમોદન બાદ શ્રી ચિમનભાઈ અમીને પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું

બાદ સ્વાગતપ્રમુખ શ્રી ભાઈલાલભાઈ બાપુભાઈ પટેલે પધારેલા સૌનું સ્વાગત કરતાં જણાવ્યું હતું કે, અમારા ગામે પધારેલા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા મહેમાનોને હું હાર્દિક આવકાર આપું છું. તેમ જ આપ સર્વે ભાઈઓએ અત્રે પધારી અમારા ગામને પાવન કર્યું તે બદલ આપ સર્વ ભાઈઓનો અંતઃકરણપૂર્વક હું આભાર માનું છુ.

અમારા ગામની વસ્તી ૧૩૫૭ માણસોની છે. મુખ્ય વસ્તી પાટીદારની છે મુખ્ય ધંધો ખેતીનો છે

આ ગામની તમામ પ્રવૃત્તિઓનું બીજ રોપનાર મારા મિત્ર સ્વ ભાઈ શ્રી કાલિદાસે જાગૃતિ પાની પુસ્તકાલયપ્રવૃત્તિને પણ તેમણે ઉપાડેલી, જેથી તેમના સદ્ગત આત્માને હું અંજલિ આપું છું. ફક્ત બાવીસ વર્ષની ઉંમરે ગામના દરેક યુવાન અને વડીલનું મન જીતનાર એ વિરલ વ્યક્તિને આ પ્રસંગે હું યાદ કરું છું આજે તેઓ આપણી સમક્ષ નથી તે બદલ અમને એમની ખૂબ જ ખોટ સાલે છે

સને ૧૯૪૨ની ક્રાંતિમાં આ ગામે અગત્યનો ભાગ લડતમાં ભજવેલો છે પૂજ્ય બાપુજીના "કરેંગે યા મરેંગે" ના ઊંડા નિર્ણયને અનુસરીને અત્રેના યુવાનોએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અને તે વખતની સરકાર તરફથી અસહ્ય દમન સહન કર્યું છે. તે વખતની લડતમાં અત્રેનું રેલવે સ્ટેશન બાળી મૂકવામાં આવેલું. સદર સ્ટેશનની પુનર્રચના માટે, રાષ્ટ્રીય સરકાર આવી ત્યારે ફરીથી જલદી બાંધવા માટે લોકપ્રિય પ્રધાનો તરફથી આશ્વાસન મળ્યું છે આશા છે કે હવે જલદી અત્રેનું સ્ટેશન બાંધશે એવી હાલની સરકારને વિનંતિ છે સદરહુ ગામ શિક્ષણની બાબતમાં અત્યારે સારો રસ ધરાવે છે આજથી દસ વર્ષ ઉપર આ ગામે અંગ્રેજી ભણનાર કોઈક જ હતા પરંતુ અત્યારે દરેક યુવાનો મેટ્રીક થયેલ છે

તેમ જ એક યુવાન ગ્રેજ્યુએટ પણ છે કેટલાક યુવાનો કૉલેજમાં આગળનો અભ્યાસ કરે છે. ત્રણ વિદ્યાર્થીઓ કાંગડી ગુરુકુળમાં અભ્યાસ કરે છે, તેમજ અત્રેની સ ગુ શાળામાં સાત વર્ગ સુધીનો અભ્યાસ ચાલુ છે અત્રે રેડીઆ મ ડળ પણ ચાલુ છે આ ગામે કૉંગ્રેસ સેવાદળ ચાલે છે અને તે તાલુકામાં મોખરેનું સ્થાન ધરાવે છે શિક્ષણની બાબતમાં આ ગામ ઠીક ઠીક રસ લઈ રહ્યુ છે.

આ ગામે પુસ્તકાલયનું મકાન બાંધવા માટે રૂા ૨૦૦૦] બેહજાર લોકલબોર્ડમાં ભરેલા છે આ રકમ બાબતમાં શ્રી રા રા. ઉમેદભાઈ સાહેબે અગત્યનો ભાગ આપેલો છે, તે બદલ ગામ તરફથી તેઓશ્રીનો આભાર માનવામાં આવે છે વેમાર સા પુસ્તકાલય શાળાના વહીવટ માંથી ગામવહિવટમાં આવ્યા બાદ તેની પ્રગતિ ઘણી સારી વધેલી છે લોકોને વાચન માટે સગવડ કરવા ઘેર બેઠા પુસ્તકો પહોંચાડવા અત્રેના યુવાનો મારફત વ્યવસ્થા કરી છે પુસ્તકાલય પ્રવૃત્તિનુ બીજ રોપી એને જાગ્રત કરનાર આપણા મહૂમ શ્રીમત સયાજીરાવ મહારાજા સાહેબ તથા સ્વ શ્રી મોતીભાઈ સાહેબ એમને ભુલાય એમ નથી તેમણે સાચા હૃદયથી વિકસાવેલી પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપી તેમના સદ્‌ગત આત્માને શાંતિ આપવા આપ સર્વેને વિન તિ છે

પુસ્તકાલયમાં એવાં પુસ્તકો વસાવવાં જોઈએ કે જે વાંચવાથી વાચનાર વર્ગ કંઈ ને કંઈ પ્રગતિ સાધી શકે પુસ્તકો વસાવવાનુ કામ ઘણુ ખરૂ મ ત્રીઓ ચપાલનું છે લોકજીવન ઉચ્ચ બને તેવા સાહિત્ય તરફ હુ અ ગુલીનિર્દેશ કરૂં છુ, તેમ જ લોકજીવનનુ ધોરણ સુધારે એવાં પુસ્તકો વસાવવા સર્વે મ ત્રી મ થપાલ ભાઈઓને મારી વિન તિ છે. વડોદરા રાજ્યની ફાલીફૂલી પુસ્તકાલય જેવી લોકકલ્યાણકર અને જનહિતકારી પ્રવૃત્તિને ઉત્તરોત્તર વિકસાવવા માટે મુંબાઈ સરકારને આગ્રહભરી વિન તિ કરૂ છુ

ત્યારબાદ પ્રમુખશ્રીએ પોતાનુ વક્તવ્ય શરૂ કરતાં જણાવ્યુ કે, આજે અત્રે પધારેલા શ્રી ચુનીભાઈ શાહ એ તો મારા ગુરુ છે તેઓશ્રી પોતાના શિષ્યના પ્રમુખસ્થાને ભરાતી આ પરિષદમાં હાજર રહે એ મારે મન આનંદનો વિષય છે અહીં તેમનું પધારવુ એ એમના ઉદાર અને ઉમદા મનની સાક્ષી પૂરે છે. આગળ ચાલતાં તેમણે જણાવ્યુ કે, વેમાર છે તો એક નાનુ સરખુ ગામ, પણ અહીના યુવકો અને મોટેરાઓ સહકારી અને સાર્વજનિક પ્રવૃત્તિઓમા સારો રસ ધરાવે છે, એ જાણીને મને ખૂબ આનંદ થાય છે



શ્રી. ચિ. હ અમીન

કરજણ મહાલની ચોથી પુસ્તકાલય પરિષદને, વેમારના પ્રજાજનો પોતાને આંગણે નોતરી, એક સુંદર જ્ઞાનયજ્ઞ કરી રહ્યા છે એમ કહુ તો તે અતિશયોક્તિ નહિ કહેવાય

આ પરિષદમાં કોઈ વિદ્વાન નેતાને બદલે મારા જેવા અદના સેવકને પ્રમુખ નીમવામાં, મારી લાયકાત નહિ પણ આપ સૌના મારા પ્રત્યેના પ્રેમભાવનું જ પરિણામ છે એમ હું માનુ છુ અને તે બદલ આપ સૌનો હું આભારી છુ.

## શિક્ષણનું ઋણ

હું જ્યારે ગ. શાળાના ચોથા ધોરણમાં ભણતો હતો, ત્યારે મારા શિક્ષક મહેળાવના શ્રી. ધુળાભાઇ બકોરભાઇ પટેલ, વરણામા પુસ્તકાલયના ગ્રથપાલ હતા તેઓ વાચનના બહુ જ રસિક હતા, જે વખતે માબાપો અને શિક્ષકો પણ એમ માનતા કે વિદ્યાર્થીઓ બહારનું વાચે તો શાળાનું શિક્ષણ બગડે વિદ્યાર્થીએ તો માત્ર ભણતરની ચોપડીઓ સિવાય બીજુ કંઈ જ વાંચવુ નહિ જોઇએ તે વખતે અમારા આ શિક્ષક એથી ઊલટુ જ માનતા અને તે એ કે, શાળાનાં પાઠ્ય પુસ્તકો વાચવામા કંટાળો ના આવે અને શાળાના શિક્ષણ માટે મગજશક્તિ પણ કેળવાય એ સારૂ ઇતર વાચનની ખૂબ જ જરૂર છે તેઓ આમ માનીને બેસી નહિ રહેતા અમને સારી રીતે વાર્તા—વિનોદની જ્ઞાનભરી ચોપડીઓ, એની પ્રશસા કરીને વાંચવા માટે આપતા અને બીજા શિક્ષકોને પણ એ માટે પ્રેરતા.

## દેશને ઉપયોગી જ્ઞાન આપો.

પુસ્તકો વાચવા આપવા ઉપરાંત અમારા શિક્ષક શ્રી ધુળાભાઇ, એ વખતે ચાલી રહેલા સન ૧૯૧૪ ના જર્મન યુદ્ધના સમાચારો પણ દરરોજ અમને કહેતા અને પરદેશની પ્રજા પોતાના દેશની સ્વતત્રતા માટે કેટલો આત્મભોગ આપી રહી છે, તેના રસમય દાખલા આપતા અમને આ બધી વાતો સાભળવાનો બહુ જ રસ પડતો પ્રસંગોપાત ગામ અને દેશની સેવાના પ્રકારો જણાવી, એને અનુસ તી હકીકતો અને વાતો કહી એ માટે વર્તમાન-પત્રો અને પુસ્તકોમાંથી વધુ જાણવાની જિજ્ઞાસા અમારામા જાગ્રત કરતા હતા આ વાતને ના આજે પાંત્રીસ વર્ષ વીતી ગયાં છે છતા આજે પણ એમ લાગે છે કે મારામાં જે કોઇ દુર્ગુણો હશે તે મારા પોતાના છે, પરતુ યત્કિંચિત્ પણ સદ્ગુણ હોય તો તે મારા ગુરુ શ્રી ધુળાભાઇના છે

## વરણામા પુસ્તકાલયનું ઋણ

આમ શાળામાંથી જ મારા ગુરુ શ્રી ધુળાભાઇએ ચીંધેલી પુસ્તકાલય પ્રવૃત્તિએ જ, મારા જીવનમા અગત્યનો ભાગ ભજવેલો હોઇ, મારા જાહેર જીવનનુ મૂળ પણ વરણામા પુસ્તકાલય જ છે

## શિક્ષકો અને પુસ્તકાલયનો પૂજારી

મારા સ્વ કાકા શ્રી શકરભાઈ કાલિદાસ અમીન વરણામા પુસ્તકાલયના મત્રી હતા. અને એમની સહાનુભૂતિથી હું પદર વર્ષની ઉમરે જ આ પુસ્તકાલયનો ગ્રથપાલ થયો હતો અને તે પછી તો મત્રીપદ પણ મને સોપાયુ અને તે અત્યારે પણ ચાલુ જ છે દરમ્યાન સ્વ પૂજ્ય શ્રી મોતીભાઇ અમીન સાથે સસર્ગ વધતા એમની પ્રેરણાથી તાલુકાની, પ્રાંતની અને સમગ્ર વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે ગુથાતાં, આ પ્રવૃત્તિના સચાલકો ખાસ કરીને શિક્ષકો મોટે ભાગે હોઇ, એમની સાથે રાતદિવસ હળવાભળવાના પ્રસગો વધતા ચાલ્યા એમાંના કેટલાક શિક્ષકો પોતપોતાના સ્થાને ગામને ઉપયોગી એવી અનેક સસ્થાઓના ઉત્પાદક અને સચાલકો પણ હતા. એમની સાથેનો પરિચય વધવા લાગ્યો

એ રીતે હું શિક્ષકો અને પુસ્તકાલયોનો બાળપણથી જ પૂજારી બન્યો આ બન્ને માટે મારા દિલમાં એકલું માન જ નહિ પણ તેની સાથે પ્રેમ અને ભક્તિ ભરેલાં છે.

## પુસ્તકાલય પ્રવૃત્તિના સર્જકો

વડોદરા રાજ્યનાં ત્રણ હજાર ગામોમાં, ૫ દસકો જેટલી વિશાળ સંખ્યામાં, પુસ્તકાલય-રૂપી જ્ઞાનની પરબો મંડાય, એ પ્રતાપ વડોદરાના નવસર્જક રાજવી કૈ. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ અને આ દિશામાં પાટણ–પેટલાદમાં શિક્ષકસ્થાને રહીને પ્રવૃત્તિ કરતા અને ત્યાંથી ઉઠાવીને જ્ઞાનપ્રચારના અધિષ્ઠાતા બનાવેલા સદ્ગત શ્રી. મોતીભાઈ ન. અમીનનો છે

શિક્ષકમાંથી સેવાધારી બનેલા સ્વ. શ્રી મોતીભાઈ અમીને, ગુજરાતના હજારો શિક્ષકોને જ્ઞાનપ્રચારની આ પ્રવૃત્તિમાં રસ લેતા કર્યા અને એના સાચા સેવકો બનાવ્યા

## રાજ્ય પુસ્તકાલય મંડળ

પુસ્તકાલય પ્રવૃત્તિને સંગીન અને વ્યવસ્થિત બનાવવા માટે વડોદરામાં બે સંસ્થાઓ સ્વ. શ્રી મોતીભાઈ અમીનની પ્રેરણાથી સ્થપાઈ એક વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને બીજી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. છે.

રાજ્ય પુસ્તકાલય મંડળ દ્વારા જૂથ, મહાલ અને પ્રાંત પુસ્તકાલય મંડળો સ્થપાઈ, વર્ષો સુધી મહાલ–પ્રાંત અને રાજ્યની પરિષદો મળતી રહી એ દ્વારા પુસ્તકાલયોના સુંદર સંચાલનના પાઠો, અને પરિષદો અંગે પ્રવાસો પણ ગોઠવાતા રહી, સેવાધર્મના પ્રત્યક્ષ અપાયલા પદાર્થપાઠો અને એમાં જીવનની યથાર્થતા અને આનંદ માણતા સ્વ શ્રી મોતીભાઈ અમીનની પાસેથી સતત પંદર વર્ષના સહવાસમાં સેવાનાં વિધવિધ ક્ષેત્રોની મળતી રહેલી પ્રેરણાઓ કદી ભુલાય તેમ નથી મારી માફક મારા ઘણા મિત્રો પણ આ બધાં દૃશ્યો જીવનભર સંભાર્યા જ કરશે

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગીન અને વ્યવસ્થિત બનાવવામાં, "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ" કે જે વહેપાર માટે નહિ પણ પુસ્તકાલયોની સેવા માટે જ જન્મ્યું છે એણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. પુસ્તકાલયોને ઉત્તમ પુસ્તકો કમિશનનો મોટો ભાગ આપી દઈને પૂરાં પાડવાં, વર્તમાનપત્રો માસિકો વગેરેનાં લવાજમો ભરવાં, જોઈતું ઉપયોગી સાહિત્ય પૂરું પાડવું અને પુસ્તકાલયનાં ચાર લાખ ઉપરાંતનાં કાયમ ફંડો વ્યવસ્થિત રાખી, મોટી રકમનાં ટ્રસ્ટ ફંડો પણ મેળવી તેનો પુસ્તકાલય પ્રવૃત્તિ ખીલવવામાં ઉપયોગ કરી, આ મંડળે ખૂબ જ લોકપ્રીતિ મેળવી છે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ હિંદભરમાં એવી એક જ સંસ્થા છે કે જેનું સ્થાન પુસ્તકાલય પ્રવૃત્તિની સારી આલમમાં અદ્વિતીય છે.

મંડળ તરફથી "પુસ્તકાલય" માસિક પણ પ્રગટ થાય છે. અને એ દ્વારા પુસ્તકાલયોના સંચાલન માટે યોગ્ય માર્ગદર્શન અપાય છે.

## વિલિનીકરણ પછી ?

વડોદરા રાજ્યનું મુંબાઇ પ્રાંતમાં વિલિનીકરણ થયા પછી ઘણા કાર્યકર્તાઓને મૂંઝવણ રહે છે કે વડોદરા રાજ્યની ખીલેલી પુસ્તકાલયપ્રવૃત્તિનું શું થશે ? એના અંગે સ્થપાયેલી એ અતિ ઉપયોગી ઉપરોક્ત સંસ્થાઓ કે જેના મૂળમાં સ્વ શ્રી મોતીભાઇ અમીનની જીવનસાધના અને આકરી તપશ્ચર્યા ભરેલાં છે, અને એમની મળેલી પ્રેરણા પ્રમાણે જે સારાએ ગુજરાત–મહાગુજરાતમાં પોતાનું સેવાક્ષેત્ર વિસ્તારવાના વિચારો સેવે છે એ મંસ્થાઓનું શું થશે ?

## વડા પ્રધાન શ્રી. ખેર સાહેબનો પ્રવૃત્તિપ્રેમ

આ પ્રસંગે મને યાદ આવે છે કે, મુંબાઇના વડા પ્રધાન માનનીય શ્રી. ખેર સાહેબ જ્યારે વચગાળામાં સન ૧૯૩૯ માં વડાપ્રધાન નીમાયલા ત્યારે હરિપુરા મહાસભા પ્રસંગે, એમણે સ્વ શ્રી અમીન સાહેબને વારંવાર પોતાની પાસે નોતરીને, પુસ્તકાલયપ્રવૃત્તિને સારા ગુજરાતમાં વિકસાવવાના વિચારો દર્શાવ્યા હતા એ પ્રસંગે શ્રી અમીન સાહેબ જે આનંદ દાખવી રહ્યા હતા અને સંપૂર્ણ સ્વરાજ્ય મળતાં પોતાની પ્રવૃત્તિનો વિશાળ ફેલાવો કલ્પીને જે રાચતા હતા એ પ્રસંગો, આજે યાદ કરતા કહું છુ કે આપણને આઝાદી તો મળી ચૂકી છે અને એ જ નામદાર શ્રી ખેર સાહેબના હસ્તે આ પ્રવૃત્તિની ખીલવણી કરવાના પ્રસંગો પણ આવી ગયા છે મને આશા છે કે પુસ્તકાલય પ્રવૃત્તિની દિશામાં આપણી જે આશાઓ અને મહેચ્છાઓ છે તે જરૂર ફળશેજ

વળી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના વડા શ્રી વાકનીસ સાહેબ હવે સમગ્ર મુંબાઇ પ્રાંતના પુસ્તકાલય ખાતાના વડા બને છે ત્યારે તો એના નવસર્જનની અને પ્રવૃત્તિનો વિકાસ થવાની ચોક્કસ આશા બેસે છે એટલે એ સંબંધીની મૂંઝવણ છોડીને, આપણે સૌ આપણી જ ફરજ વિચારીએ અને પુસ્તકાલયપ્રવૃત્તિ દ્વારા, દેશની આઝાદીને દિપાવવા અને મજબૂત કરવાના પ્રયત્ન કરીએ

## ભાવી પ્રજાનું ઘડતર

દેશનો ઉદય સંધવો હશે તો એની ભાવી પ્રજા–બાળકોમાં ઉત્તમ સંસ્કાર રેડવા જોઇશે એમનામાં જ્ઞાન, બહાદુરી અને દેશપ્રેમ ખીલવવાં જોઇશે અને એ માટે એમને શરૂઆતથી જ વાચનપ્રેમી બનાવવા જોઇશે બાળપણમાં વાચનરસ ખીલ્યો નહિ હોય, તો મોટપણે એ આવશેજ નહિ અને પુસ્તકાલયનું વિશાળ મહાલય હશે તોય તે માત્ર ગામના એક પ્રદર્શનરૂપ બની રહેશે એટલે પ્રથમથી જ બાળવિભાગ ખીલવી પુસ્તકાલયમાં બાળકોને આકર્ષવાં જોઇએ, બાળકોમાં વાચનરસ ખીલવવાનું અને એમને સદ્‌ગુણી બનાવવાનું ખરું કાર્ય શિક્ષક સિવાય બીજું કોઇ કરી શકે તેમ નથી માબાપોને તો જેટલી બાળક માટે મિલ્કત ભેગી કરવાની પડી છે, એટલી એના જીવનઘડતર માટે પડી નથી. સંસ્કાર વિનાના બાળકોને મોટપણે મિલ્કત હાથ ચઢતાં, એનો દુરુપયોગ કરીને પાયમાલ થાય છે. અને એ જ વારસદારના હાથે માબાપો દુખી થાય છે જેથી માબાપોએ પણ હવે સમજવું જોઇએ કે, મિલ્કત એ સાચું ધન નથી, સાચું ધન સંસ્કાર અને કેળવણી છે. અને તે બાળકોને આપવા અપાવવામાં પોતાથી જે બને તે ફાળો આપવો જોઇએ

જે દેશમાં ઉપર પ્રમાણે બાળકોના મગજ પર નીતિવચનો, રોજનાં રોજ અચૂકપણે ઠસાવવામાં આવે તે દેશ ની, તે રાષ્ટ્રની ઉન્નતિ થયા વગર કેમ જ રહે ?

## આનંદો ! અને ફરજ બજાવો

હજાર વર્ષે આપણો દેશ જગતવંદ્ય મ ગાંધીજીના પ્રતાપે પરાધીનતા ફીટાડી આઝાદ થયો છે અને આવી પડેલી અનેક આપત્તિઓનો સામનો કરીને પણ, આપણા મહાન નેતાઓ પંડિત જવાહરલાલજી અને સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ જેવા મહાન પુરુષો, આ દેશને જગતની હરોળમાં આગળ લાવવા માટે મહાપ્રયત્નો કરી રહ્યા છે ત્યારે થોડી ઘણી મુશીબતો પણ હસતે મોઢે વેઠી લઇને મળેલી આઝાદી માટે ખૂબ આનંદો અને એ આઝાદી દિપાવવા માટે તનતોડ પ્રયત્નો કરી, સર્વ કોઇ પૂરતી ફરજ બજાવો પ્રભુ આપણને સૌને એ માટે શક્તિ અને પ્રેરણા આપે એ જ પ્રાર્થના

## સંદેશાવાચન

પ્રમુખશ્રીનું વક્તવ્ય પૂરું થઇ રહેતાં, પરિષદને સફળતા ઇચ્છતા બહારથી આવેલા સંદેશાઓ વાચી સંભળાવવામાં આવ્યા હતા, જેમાં મુખ્યત્વે અમદાવાદની બેઝિક ટ્રેનિંગ સ્કૂલવાળા શ્રી જે કે. શુક્લ, વ રા. પુ મંડળના સહમંત્રી શ્રી ચોકસી, વડોદરા જિલ્લા કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી પ્રભુદાસ પટેલ, વડોદરા જીલ્લા સહકારી ઑડિટર શ્રી ગમનલાલ જોશીના મુખ્ય હતા

## મંત્રીનું નિવેદન

ત્યાર બાદ મહાલ મંડળના મંત્રીએ મહાલમાં ચાલતી પુસ્તકાલય પ્રવૃત્તિનું નિવેદન રજૂ કર્યું હતું તેમાં તેમણે જણાવ્યું કે, આજે આ મહાલમાં શાળાવાળા તમામ ગામોમાં પુસ્તકાલયો છે તેની કુલ સંખ્યા ૮૨ છે આસનેરા અને તેગવા એ ગામો ભરૂચ જીલ્લામાં જવાથી આપણા મહાલમાં હવે ૮૦ પુસ્તકાલયો રહે છે ૭ પુસ્તકાલયો પોતાનાં સ્વતંત્ર મકાનો ધરાવે છે ત્રણ પુસ્તકાલયોનાં મકાનો નવીન થવાનાં મંજુર થયાં છે, જે વહેલી તકે બંધાઇ જશે તેવી આશા છે

પુસ્તકાલયોની તપાસણીનું કામ, માનદ પ્રચારકોના ઉત્સાહના અભાવે ધીમી ગતિએ ચાલે છે. પ્રાંત પ્રચારકની ફેરણી અને કામગીરીથી તપાસણીમાં વાંધો આવતો નથી શાળા વિનાનાં ગામોના લોકોના વાચન માટે મંડળમાં ફરતા પુસ્તકાલયની પેટીઓ રાખવામાં આવેલી છે. લોકો એનો વધુ લાભ લે તે માટે મંડળ હમેશાં તજવીજ કરે છે.

શિષ્ટ વાચનની પરીક્ષા વિદ્યાર્થીઓ પૂરતી મહાલ મંડળ તરફથી લેવામાં આવે છે પરંતુ જોઈએ તેટલા પ્રમાણમાં વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસતા નથી. શિક્ષક બંધુઓ ઉત્સાહ રાખી કામ લે તો શિષ્ટ વાચનની સંપૂર્ણ સફળતા મળી શકે તેમ છે.

સદર મહાલનાં ૩૮ પુસ્તકાલયો ગુજરાત વિદ્યાસભામાં રજિસ્ટર થયેલાં છે

મહાલ મંડળ આમ પુસ્તકાલયોની ખૂબ સેવા કરે છે બજેટો રવાના કરવાં, કાયમ-

ફંડ ને લોકમદદની રકમો મંડળમા જમા કરાવવી, ટપાલ રવાના કરવી, ઉપરાંત પુસ્તકાલયોના મંત્રીઓને સલાહ સૂચના આપવાનુ કામ મહાલ મંડળ તરફથી થાય છે

## શ્રી. ચુનીભાઇ શાહ

બાદ વડોદરાના લોકપ્રિય નેતા શ્રી ચુનીભાઈ શાહને પ્રમુખશ્રીએ સભાને ઉદ્બોધન કરવા વિનંતિ કરતાં શ્રી ચુનીભાઈ શાહે જણાવ્યુ હતુ કે, આજે મારે ભાષણ કરવાનુ હોય નહિ હું તો અહીં આ પ્રવૃત્તિનુ સંચાલન જાણવા આવ્યો હતો '૩૩ના ઑગસ્ટમાં કરજણ છોડ્યા પછી અહીંની વિવિધ પ્રવૃત્તિઓ મારા મિત્રો દ્વારા જાણતો વેમાર ગામમા પુસ્તકાલય પરિષદ ભરાય અને શ્રી ચિમનભાઈ પ્રમુખ હોય ત્યારે મારે આવવુ એમ મને લાગ્યુ અહીં આવવા પાછળ મારી દૃષ્ટિ જુદી છે મારી પાસે આજે પુસ્તકાલયની વાતો નથી એ તો તમને પ્રમુખશ્રી કહેશે

## યાત્રાએ આવ્યો છુ

મારે વેમારમાં વહેલા આવવુ જોઇતુ હતું, હુ '૪૨ પછી ગયો હતો તે ખરુ, પણ પછી "કરેગે યા મરેગે" ની લડત આવી અને એમાં તમોએ ઘણુ સહન કર્યુ હતું સહન કરનારના પ્રતીક તરીકે ભાઇ અંબાલાલ ગાંધીને મદદ કરવા ધાર્યું હતુ કેટલી મદદ થઇ કે ન થઇ વગેરે તમે જાણો છો આ બધામા મારો અહીં આવવાનો હેતુ આ બધા બનાવો પછી યાત્રાધામરૂપ થયેલા તમો સૌનાં દર્શન કરવા હતો અને આ પરિષદ પ્રસંગે આવ્યો છુ અને તમારા સૌના દર્શન પવિત્ર થાઉં છુ

## આપણે ધ્યેય કરતાં વધુ મેળવ્યુ છે

'૩૩ પછી જે જે હિલચાલો ચાલી તે હવે પતી ગઇ છે. આપણને આઝાદી મળી છે પ્રજામંડળનો હેતુ શ્રીમંતની છત્રછાયા નીચે જવાબદાર રાજતંત્ર મેળવવાનો હતો, પરંતુ આપણે તો આજે એથી પણ કેટલુય વધુ મેળવ્યુ છે આપણે ખૂબ આગળ વધ્યા છીએ આપણે તો છત્રછાયા નીચે જવાબદાર રાજતંત્ર માગતા હતા, પરંતુ આજે તમે જુઓ છો કે નજરબાગમાથી અને ઝવેરખાનામાથી ઝવેરાત જાય છે એ ઝવેરાત અહીંથી જાય તે કરતા એ રાજાશાહી જાય એ સારુ છે બાકી, મુશ્કેલીઓ વેઠવી પડે છે એ બધી મુશ્કેલીઓ તો થોડા વખતમાં જ પાર પડશે

## આપણો આદર્શ

કંઈક નવીન આવતાં લોકો બ્હીએ છે, અચકાય છે પરંતુ આપણો હિંદની લોકશાહીના આદર્શ–એકતા તરફ જઇએ છીએ તમો સૌ તો પુસ્તકાલયોના જ્ઞાતા છો તમારી આગળ રોજના પત્રોમાં આવતા સમાચારોની હકીકત કહેવાની ન હોય તમે તો જ્ઞાનદીવડાનું કામ કરો છો, તમેજ કહી શકો છો કે હિંદ આજે કેટલુ આગળ વધી રહ્યુ છે

## એ માર્ગ મહાલવાનો નથી.

આજે તો પંડિત જવાહરલાલજી અવિરત કામ કરી રહ્યા છે હમણાજ તેમણે અમેરિકાનો ઝડપી પ્રવાસ પૂરો કર્યો છે એમને કંઇ આપણા રાજકર્તાની માફક સીતાદેવી અને ઝવેરાત

સાથે મહાલવાનું નહોતુ, એમને તો અમેરિકાના પ્રમુખ ટ્રુમેનના વિમાનમાં ઊડીને ઝાપી મુલાકાતે લેવાની હતી, એમને કંઇ ઘોડાની રેસો દોડાવવાની નહોતી. ખરેખર, તેમને ભારે કામ કરવાનુ હતુ.

## –તો બાલ્કન જેવી સ્થિતિ થ ત

આપણા માટે કામ કરનારા આપણા નેતાઓ સતત કામ કરી રહ્યા છે. તેમણે આજે હિંદનો નકશો ફેરવી નાખ્યો છે, એ તમારા કોઇથીએ અજાણ્યુ નથી. આપણે ત્યાના ૫૬૦ દેશી ગણ્યો હોત તો યુરોપમાના બાલ્કન જેવી આપણી પરિસ્થિતિ થાત આપણા સરદારે રાજાઓને પોતાના પદે લઇ સારા સારા રાજાઓને સારા સારા ઉચ્ચ પદે સ્થાપિત કર્યા છે આજે ભાવનગરનરેશ જેવા મદ્રાસના ગવર્નરપદે બિરાજે છે, જામસાહેબ પરદેશમાં–યુનોમાં–આપણો કેસ રજુ કરી રહ્યા છે. આમ આજે હિંદના રાજાઓ કામ કરતા થઇ ગયા છે

આપણે ત્યાં વડોદરામાં વિલીનીકરણ બાદ મુશ્કેલી છતાં એ વિલીનીકરણ પર ઇશ્વરની મહોર વાગી છે. હિંદને એક કરવા રાજાઓ આપણા જેવા હવે નાગરિકો બની ગયા છે.

## દેશને શક્તિ આપો

હવે હિંદમાં સત્યાગ્રહ, લડત, અસહકાર એ કશુ જ નથી, હવે તો દેશ માટે કામ કરવાનુ જ રહ્યું છે. આજે હું તમારી સમક્ષ પહેલાં જેવા બળવાખોર તરીકે નથી આવ્યો આજે તો દેશને શક્તિ આપવા માટે શક્તિશાળી બનાવવા માટે કામ કરવાનુ છે

## આંધળાને દેખતા કરો ત્યારે–

એટલે આજે તો તમો સૌ પ્રૌઢ શિક્ષણ માટે કામ કરો આપણને ૧૬ કરોડ મત મળ્યા છે એ મત બરાબર વપરાય એવુ કરવાનુ છે દેશના કલ્યાણ માટે તમો નિરક્ષરોને ભણાવવાનુ કામ કરો તમારે આંધળાને દેખતા કરવાના છે, અને તેમને દેખતા કરો ત્યારે તેમની આંખો સામે સારી વસ્તુ દેખાય તેવા દેખતા કરજો. એમની સમક્ષ સારૂ ચિત્ર રજૂ કરજો એક શિક્ષણશાસ્ત્રી મને મળ્યા હતા તે કહેતા હતા કે, મે એક નિરક્ષરને વાચતો કર્યો એ નિરક્ષર વાચતો થઇને હવે સિનેમાના ગીતો ગાતો થયો છે એટલે પ્રૌઢશિક્ષણ અપાયા પછી તે શું વાંચે છે એ ધ્યાન રાખવુ જોઇએ, તેમની આગળ કેવુ વાચન મૂકવુ એ તમારે વિચારવાનુ છે એ લખતાં વાંચતા શીખીને જાસાચિઠ્ઠી લખતાં ન શીખે એ પણ જોવાનું છે એટલે એને સારા સરકાર–શિક્ષણ મળે તેમ કરજો

હવે તમે શાળા ત્યાં પુસ્તકાલયનુ કામ પૂરુ કર્યું છે જેમને ભણાવો તે ભણતર સફળ કરે, સારુ ચારિત્ર્ય મેળવે, જનસમાજને ઉપયોગી થાય, તેવુ વાચન તમારે વાંચવુ, વચાવવુ પડશે એટલે તમે જેને પ્રૌઢ શિક્ષણ આપો તે માત્ર લખતા જેટલુ જ–સહી કરી જાણવા જેટલુ જ નહિ, પણ વાંચી સમજી શકે તેવુ આપજો, નહિ તે માત્ર સહી કરી જાણનાર પાસેથી વેપારી વાણિયો–એની પાસે સહી કરાવી લઇ ગમે તે લખાવી લેશે તમારું સ્થાન ગુરુ તુલ્ય છે ગુરુ તરીકેની તમારી ફરજ બજાવજો. રાજકીય પુરુષો તો ક્ષત્રિયો જેવા છે

પુસ્તકાલય સંચાલનમાં પરાયો આશરો (પરાવલંબન) શા માટે ? ૧૬-૧૬ વર્ષથી તમે જે પ્રવૃત્તિ ચલાવો છો તેને તમારે જ પગભર કરવી જોઇએ સરકાર મદદ આપે કે ન આપે તમારે તેને પગભર કરવી જોઇએ સરકાર મદદ નહિ મળે તો શુ થશે એ વિચાર તમારે છોડી દેવો જોઇએ.

છેલ્લે તેઓશ્રીએ દારૂબંધી, તેમ જ સામાજિક અનિષ્ટો દૂર કરવા જણાવી ગ્રામોન્નતિ સાધવા ઉદ્બોધન કર્યું હતુ.

બાદ અન્ય વક્તાઓ શ્રી ઉમેદભાઇ પટેલ, શ્રી વાઘજીભાઈ અમીન વગેરેનાં પ્રાસંગિક પ્રવચનો થઇ ઠરાવોનુ કામ હાથ ધરાયું હતુ.

## પસાર થયેલા ઠરાવો

૧) ગુજરાતના પ્રદેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ અને જમાવટ માટે, ગુજરાત પ્રાંતને, કેળવણી અને સહકારી ખાતાના ધોરણે, ઉત્તર તથા દક્ષિણ વિભાગોમા વહેચી નખાય અને દક્ષિણ વિભાગનું કેન્દ્ર વડોદરા ખાતે રખાય એમ આ પરિષદ ઇચ્છે છે એ દિશામાં સરકારના પ્રયત્નોને મદદરૂપ થવા માટે વિભાગવાર પુસ્તકાલય મંડળોની રચનાનો સિદ્ધાંત પણ સ્વીકારી, તેને માટે જરૂરી હુકમો જેને તેને અપાઇ જાય એમ પણ આ પરિષદ ઇચ્છે છે

[ દ મૂ શ્રી ખુશાલભાઈ વિ પટેલ (ચોરંદા) અ આ. શ્રી રવીલાલ મુ શાહ (મેથી)

(૨) વડોદરાનુ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ એ હિંદભરની અજોડ અને નમૂનેદાર સંસ્થા છે જેની મારફતે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોએ વર્ષોથી પોતાનું કામકાજ ચલાવ્યુ છે કરજણ મહાલનાં બધાંજ પુસ્તકાલયો એના ભાગીદાર પણ છે જેથી હવે પછી પણ, મહાલના તમામ પુસ્તકાલયોનું કામકાજ, પુ સ સ મંડળ મારફત ચાલુ રહે તેવી નીતિ માન્ય રાખી, સદર સંસ્થાઓને મળવાની સરકાર તેમજ જિલ્લા લોકલબોર્ડની મદદની રકમો, પુ. સ સ. મંડળ તરફ પરભારી મોકલી આપવાનો અગાઉનો વહીવટ ચાલુ રાખવા આ પરિષદ નામદાર મુંબાઇ સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે અને ગુજરાતભરની પુસ્તકાલય પ્રવૃત્તિના પીઢ કાર્યકરોને વિનંતિ કરે છે

[ દ મ શ્રી છોટાલાલ લ પટેલ (કરજણ) અ આ શ્રી ભાનુશંકર ધ પંડ્યા (ઓઝ) ]

(૩) વિલીન થયેલા વડોદરા રાજ્યના વિસ્તારનાં પુસ્તકાલયોને ચાલુ સાલનો, વડોદરા રાજ્યના જૂનાં ધોરણેજ સરકાર- પંચાયત મદદો આપવાનાં હોય એવી માન્યતા છે અને તેને માટે જરૂરી રકમો પણ ધારાસભાએ મંજૂર રાખી છે એવી અત્યાર લગીની અમારી માહિતી છે જાન્યુઆરી મહીનો શરૂ થવાને હવે ફકત એકજ માસ બાકી છે અને પુસ્તકાલયો માટે છાપાઓનો ઑર્ડર આપવાનો સમય પણ નજીક આવી પહોચ્યો છે છતાં વડોદરાની પુસ્તકાલય કચેરી તરફ મોકલાયલાં બજેટો હજી લગી મંજૂર થઇને પાછાં ફર્યાં નથી, કે સરકારની નીતિ પણ હજી ચોકસ સ્વરૂપમાં જાહેર થઇ નથી, એ સ્થિતિથી પુસ્તકાલયના સંચાલકોને ભારે વિમાસણમા મૂકી દીધા છે. એ સ્થિતિનો વહેલામા વહેલી તકે અંત લાવવા આ પરિષદ ના મુંબાઇ સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે

] દ મુ શ્રી કાશીભાઇ પ લ (બચાર) અ આ શ્રી ચુનીલાલ બા (ભરથાણા) ]

(૪) કરજણ મહાલની પ્રાથમિક અને માધ્યમિક કેળવણી લેતાં વિદ્યાર્થીઓમાં શિષ્ટવાચનના પ્રચાર માટે મહાલ મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની કામગીરી માટે નીચેની સમિતિ નીમવામાં આવે છે

૧ શ્રી ત્રંબકલાલ મા પંડયા-કરજણ મહાલ ડે એ ઈ. ૨ શ્રી સોમન સાહેબ-હેડમાસ્તર કરજણ હાઇસ્કુલ ૩ શ્રી દેસાઇભાઇ વિ. પટેલ વેમાર, ૪ ઈશ્વરભાઇ પટેલ-ભચાર, ૫ શ્રી મલગભા હ દીવાન લતીપુર ટીંબી

[ દ મૂ શ્રી છોટાલાલ ન પંડયા (રણાપુર)          અ આ શ્રી રણછોડભાઇ મા પટેલ (સીમલી) ]

(૫) પુસ્તકાલયો નાગરિકપણાના સંસ્કારો પૂરનારું મુખ્ય સાધન છે એટલે નિરક્ષતા-નિવારણના કાર્યમાં પુસ્તકાલયના વ્યવસ્થાપકો, લોકસેવકો અને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા ભાઇઓને સક્રીય સાથ આપી નિરક્ષરતાનિવારણમાં મદદ કરવા આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે

[ (દ મૂ શ્રી મલગભા હ દિવાન (લતીપુર ટીંબી)          અ આ શ્રી ધરમચંદ મા, (ગણપતપુરા) ]

(૬) લગ્ન મરણ અથવા બીજા ધાર્મિક પ્રસંગોએ થતા પુષ્કળ ખર્ચો ઓછા કરી, તથા એ પ્રસંગોએ ધર્માદા જે રકમો અપાય છે, તેમાં પણ યુગને અનુસરી ફેરફાર કરી પુસ્તકાલય ગ્રામઔષધાલય, ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકમદદ અને એવી જ બીજી સાર્વજનિક પ્રવૃત્તિઓમાં દાન આપવાનો વહીવટ દાખલ કરવા મહાલના જે તે ગામોના અગ્રણીઓને તથા પ્રજાજનોને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે

(દ મૂ શ્રી શંકરભાઇ ગો પટેલ (કંડારી)          શ્રી રણછોડભાઇ મા. (સીમલી)

(૭) ગામડાંના પુસ્તકાલયોને દર વર્ષે ખરીદવાના પુસ્તકોની પસંદગીનું કાર્ય સરળ થઇ પડે તે માટે, દર વર્ષે પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાંથી, દરેક વિષયનાં તથા ગામડાનો સામાન્ય જનસમાજ વાંચી અને સમજી શકે તેવા ઉત્તમ પુસ્તકોની એક યાદી તૈયાર કરી પ્રસિદ્ધ કરવા આ પરિષદ, વડોદરા રાજ્ય પુ મંડળ તથા પુ સ સ મંડળને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે તથા ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને દર વર્ષે આ યાદીમાંથી જ પુસ્તકોની પસંદગી કરી, ખરીદી કરવા ભલામણ કરે છે

[ દ મુ શ્રી શંકરભાઇ ગો પટેલ, (કંડારી)          શ્રી ધરમચંદ મા, (ગણપતપુરા) ]

(૮) રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી "ચિરંજીવ સાહિત્ય" નામના પુસ્તકની લેવાનારી શિષ્ટ વાચનની ૨૮ મી પરીક્ષાનો તથા કરજણ મહાલ પુ મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે 'આપણા સંસ્કાર' ની લેવાનારી પરીક્ષાનો, બહોળા પ્રમાણમાં સૌ કોઈ લાભ લે તેવા પ્રયત્નો કરવા આ પરિષદ મહાલના પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને તથા શિક્ષકબંધુઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે

[ દ મુ. શ્રી કાશીભાઇ બા પટેલ ( ફતેપુર)          અ આ શ્રી રતીલાલ ( સાઢ )]

(૯) પુસ્તકાલયો માટે પત્રો-માસિકો શરૂ કરાવવાનો સમય જાન્યુઆરીથી શરૂ થાય ? અને તે નજીક આવી પહોંચ્યો છે, છતાં વડોદરાની પુસ્તકાલય કચેરી તરફ મોકલાયલાં બજેટો સંજોગવશાત્ હજી લગી મંજુર થઇ પાછાં ફર્યાં નથી. એ જોતાં 'પુસ્તકાલય' માસિકના નવેમ્બર

'૪૯ ના અંકમાં પ્રસિદ્ધ થયેલ પુ ખાતાની સૂચના નં ૪ને તથા પુ સ મ મંડળની જાહેરાત નં ૧ ને આ પરિષદ આવકારપાત્ર ગણે છે અને તેમાં સૂચવ્યા મુજબ લોકમદદ ની રકમ તથા જોઇતા પત્રોની યાદી વડોદરાના પુ સ મ મંડળ તરફ વહેલામાં વહેલી તકે મોકલી આપવાની મહાલના સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને ભલામણ કરે છે તથા હવે પછી સરકાર-ધ ચાવત મદદ જે તે પુસ્તકાલયોને સીધી મોકલવાનું ધોરણ ઠરે તો તે રકમ પણ, પુ. સ. મ મંડળમાં મોકલવા વિનંતિ કરે છે

[દ. મુ શ્રી ધર્મચંદભા શાહ (ગણપતપુરા) અ આ શ્રી મથુરભાઇ ]

## પ્રમુખશ્રીનો ઉપસંહાર

બાદ પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતા જણાવ્યું કે, બધીજ પ્રવૃત્તિઓનો આધાર શિક્ષકોપર છે જે શિક્ષકો જનસેવાની પ્રવૃત્તિઓ કરી રહ્યા છે, તેઓ પોતાની પ્રવૃત્તિઓ વધારેજ જાય છે અને એમાં જ આનંદ માને છે તમે સૌ બધો ભાર શિક્ષકોને માથે છે, એવુ ન માનતાં થોડીક સેવાની દૃષ્ટિ રાખી જનસેવાની પ્રવૃત્તિઓ હાથ ધરશો તો તમને એમાંથી ઊંડો ઊંડો કોઈ અનેરો આનંદ જણાશે અને પછી તો તમે એ માર્ગે આગળ વધવા પ્રયત્ન કરશો જે ગામમા કોઇ સાર્વજનિક કામ કરનાર ન હોય તેને હું સ્મશાન જેવું ગણું છુ તેવીજ રીતે જે સભામા બહેનો ન હોય તે સભાને સ્મશાન જેવી માનું છુ આજે બ્હેનોની સારી હાજરી જોઇ મને ખૂબ આનંદ થાય છે. ભાવિ નાગરિકોનું સાચુ ઘડતર એમનો અને શિક્ષકોના હાથમા છે

## બાળકોમાં ઉતરતુ કોઠાજ્ઞાન

માતાના ઉદરમાંથી બાળકો ઘણું શિક્ષણ મેળવે છે તે માટે સુભદ્રા પાસેથી ગર્ભમ અભિમન્યુએ મેળવેલા કોઠાયુદ્ધના જ્ઞાનનો દાખલો જગપ્રસિદ્ધ છે બેનોમાં જેવા સસ્કાર હશે તેવુ જ બાળક બનશે. એથી જે બેનો ભણેલી હોય તે પુસ્તકાલયમાથી સુસસ્કાર મળે તેવાં પુસ્તકો લાવી વાંચે અને અભણ બેનોને વાચી પણ સંભળાવે, એવી હુ આશા રાખુ છુ

## સમાજના ઘડવૈયા

શિક્ષક બંધુઓ, તમે તો સમાજના ઘડવૈયા છો., વિશ્વકર્મા છો તમારા ધંધાને હલકો ન માનતાં સૌથી ઉંચી કક્ષાનો માનજો અને એ સર્વ લક્ષમાં લઇ, બાળકોને એવું શિક્ષણ આપજો કે તેના વડે આપણે મેળવેલી આઝાદી આપણા વારસો ચિરકાળ સુધી ટકાવી શકે

છેવટમાં કરજણ મહાલ શાળાધિકારી શ્રી ત્ર્યંબકલાલ પંડ્યાએ સૌનો આભાર માની ફૂલહાર થઈ વંદેમાતરમ્ ગીત ગવાઇ બરાબર ૨ા વાગે પરિષદની પૂર્ણાહુતિ થઇ હતી

---

* સીધો રસ્તો જેવો સરળ છે. તેવો જ કઠણ છે. એમ ન હોત તો સૌ સીધે રસ્તે જ ચાલત.

* માનવી બીજાને ઉપદેશ આપે તે પ્રમાણે પોતે ન કરતો હોય તો એ ઉપદેશ હમેશાં નકામો જાય છે

* આપણે શુ કરવુ જોઇએ તે આપણે જાણીએ છીએ ફક્ત એ કરી શકતા નથી, એ જ આપણી નિર્બળતા છે

વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયની

# મુંબઇના ના. ગવર્નરની મુલાકાત

મુંબઇ પ્રાંતના નેક નામદાર ગવર્નર સર મહારાજસિંહ તથા રાણી મહારાજસિંહ મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે તા. ૭-૧૨-૪૯ ના રોજ સવારમાં ૧૦-૧૦ કલાકે આવી પહોંચ્યા હતા. મદદ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઈ પટેલે તેમને મધ્યવર્તી પુસ્તકાલયની રચના તથા વ્યવસ્થા સંબંધી માહિતી આપી હતી. તેઓશ્રી પુસ્તકાલયનો પુસ્તક આપ-લે (Lending) વિભાગ જોઇ ઘણા ખુશ થયા હતા અને વિશાળ વ્યવસ્થા અને પુસ્તકોની ગોઠવણી જોઇ સંતોષ વ્યક્ત કર્યો હતો. તેઓશ્રી એ જાણીને ખુશ થયા હતા કે પુસ્તકાલયના આ બે વિભાગમાંથી ૪૦૦-૫૦૦ પુસ્તકોની દરરોજ આપ-લે થાય છે. પુસ્તકસંગ્રહની પૂછપરછ કરતાં તેઓશ્રીને જણાવવામાં આવ્યું હતુ, કે આ પુસ્તકાલયમાં લગભગ ૨ લાખ પુસ્તકો છે અને તે ઓપન સ્કીમ પ્રમાણે ગોઠવાયલા છે. કોઇપણ વાચક સીધો પુસ્તક પાસે જઇ શકે છે અને પોતાને મનપસંદ અને વગીકૃત પુસ્તક પસંદ કરી શકે છે. પુસ્તક ગોઠવણી એવી સરળ છે કે કોઇપણ વાચક પોતાને જોઇતા પુસ્તકનું નામ અને લેખક જાણતો હોય તો તો તે થોડી જ વારમા પોતાને જોઇતુ પુસ્તક મેળવી શકે છે. આ પછી તેઓશ્રીએ અધ્યયન વિભાગના મરાઠી અને ગુજરાતી સંગ્રહ વિષે પૂછપરછ કરી હતી, તેમ જ ગામડાંઓ માટે ફરતા પુસ્તકાલયની વ્યવસ્થા જાણી ઘણાં ખુશ થયા હતા એ જોયાં હતા અને પૂછ્યુ હતું કે પુસ્તકાલયમાં વધારે શું વંચાય છે? આના જવાબમાં તેઓને જણાવવામાં આવ્યું હતુ કે વાર્તાનાં પુસ્તકો વિશેષ વંચાય છે. તેઓશ્રીએ જીવન ચરિત્રનાં પુસ્તકો વધુ વંચાય તે તરફ ધ્યાન ખેંચ્યુ હતું. તેઓશ્રીએ પુસ્તકાલય વિભાગના ફિલોસોફી, પોસ્ટીસીઝમને લગતા પુસ્તકો પુસ્તકાલયમાં જોયાં હતાં.

ત્યાર બાદ તેઓશ્રીએ મહિલા પુસ્તકાલયની મુલાકાત લીધી હતી અને વાચકો સાથે પ્રેમાળ વાતચીત કરી હતી અને સારાં સામયિકો તથા જીવનચરિત્રનાં પુસ્તકો વાંચવા પ્રેરણા આપી હતી. રાણી મહારાજસિંહે બાલ પુસ્તકાલય અને મહિલા પુસ્તકાલયનુ નિરીક્ષણ કર્યું હતુ અને પોતે ૨૦ વીસ વર્ષ પહેલાં લીધેલી આ પુસ્તકાલયની મુલાકાતની યાદ તાજી કરી હતી તે વખતે મહિલા તથા બાલ પુસ્તકાલય વિશાળ જગામાં મુકાયલાં હતાં, જ્યારે આ વખતે સ્થળસંકોચ તેઓશ્રીને જણાઇ આવ્યો હતો. ત્યારબાદ તેઓશ્રીને ફૂલહાર કરી આભાર માનવામાં આવ્યો હતો.

---

* શ્રદ્ધા અને પ્રયાસ પહાડોને પણ ખસેડી શકે છે.
* પાત્ર તરફ નહિ, પણ તેમાંની વસ્તુ તરફ જુઓ.
* ઉત્સાહ રાખ્યા વિના જગતનું કોઇ કામ સાધ્ય થએલું જાણવામાં આવ્યુ નથી
* સુવર્ણનાં આભૂષણો કરતાં પ્રતિષ્ઠા વધુ શોભા આપે છે.

કામ કરતાં જે ફળનો વિચાર કરે છે તે ભાગ્યે જ સફળ થાય છે.




૧-૨ મારી જન્મટીપ-પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ-(બીજી આવૃત્તિ) મૂળ લેખક. શ્રી. વિ દા. સાવરકર, અનુવાદક શ્રી. ગોપાળરાવ ભાગવત. પ્રકાશક વિરાટ્ પ્રકાશન મંદિર, સોનગઢ, (સૌરાષ્ટ્ર) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨૪+૧૬, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૪-૮-૦ પહેલાના, ઉત્તરાર્ધનાં પૃષ્ઠ ૪૬૪, પૂઠાં પૂર્વાર્ધ પ્રમાણે, મૂલ્ય રૂા ૫-૮-૦

એક વખતના ક્રાન્તિકારી વીર તરીકે જાણીતા થયેલા અને અનેક સંકટો અને યાતનાઓ વેઠી માતૃભૂમિના ઉદ્ધાર માટે અથાક પ્રયત્નો કરી છૂટનાર શ્રી વિનાયક દામોદર સાવરકરની આત્મકથા એમ ની પોતાની કલમે આ બે પુસ્તકોમાં રજૂ કરાયેલ છે. લેખકની લેખિની એકધારો કથારસ વહાવતી રહીને આખીએ જીવનકથા એકીબેઠકે વાંચી પૂરી કરવી ગમે તેવી છે જાણે એકાદ રસભરી નવલકથા વાંચતાં જુદા જુદા રસોનો આસ્વાદ મળે તેવી લેખનશૈલીથી આ પુસ્તક લખાયુ છે બ્રિટિશ ધૂંસરીમાંથી હિંદને છોડાવવાના તે કાળે થયેલા પ્રયત્નોનો ઐતિહાસિક ખ્યાલ અને તે વખતના ક્રાન્તિવીરોને સહન કરવી પડેલી મુશ્કેલીઓ વગેરેનું હૂબહૂ બયાન આ પુસ્તકમા લેખકે રજુ કર્યું છે જાણે આ પુસ્તક મૌલિક હોય તેવુ જ પુસ્તક વાંચતાં અનુભવાય છે અને જણાવાયુ ન હોય તો મૂળ મરાઠીનો એ અનુવાદ છે એમ ભાગ્યે જ લાગે એ માટે અનુવાદક ધન્યવાદને પાત્ર છે

૩-અલંકારિકા—પ્રયોજિકા શ્રી સૌ નિર્મળા ચંપકલાલ શાહ. પ્રકાશક એન એમ ત્રિપાઠી લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ મૂલ્ય રૂા ૪-૮-૦

આપણે ત્યાં હમણાં હમણાં કલા પ્રત્યેનો પ્રેમ ઠીક ઠીક વિકસતો જાય છે તેમાં પણ બહેનોની કલાભાવના ઠીક જાગ્રત થયેલી છે એનાં દર્શન આપણને દિવાળીના દિવસો તેમ જ વારતહેવારે રજુ કરાતા આંગણાના સાથિયા-રંગોળી પરથી જોવા મળે છે એવુ જ એક બહેને તૈયાર કરેલુ આ પુસ્તક છે

આ પુસ્તકમા એના પ્રયોજિકા બહેને ઘરની અંદરના તેમ જ બહારના જુદા જુદા ભાગોના વિવિધ શણગારો અને સજાવટોની માહિતી આપી હોઇને કયા ખંડમાં કેવી સજાવટ

કરી શકાય તેની સુલભ માહિતી આ પુસ્તકમાં આપી છે ઉપરાંત, જુદી જુદી આકૃતિઓ આપી તેમાં રંગપૂરણી કરવાથી કેવો શોભાભર્યો દેખાવ કરી શકાય તે દર્શાવ્યું છે.

બંગાળની અલ્પના અને દક્ષિણીઓની રંગોળીની માફક આપણી ગુર્જર ગૃહિણીઓ માટે શણગાર સજાવટનું આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડે તેવું છે

૪–મુનિરાજ વિદ્યાવિજયજી—લેખક શ્રી મૂળજીભાઈ પી. શાહ, પ્રકાશક શ્રી રાયપુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિં પ્રેસ, રાવપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૨૬+૩૨+૨૪, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૭–૦–૦

જૈન સમાજમાં મુનિશ્રી વિદ્યાવિજયજીનું સ્થાન આગળ પડતું હોય તેમ આ પુસ્તક વાચતાં સહજે જણાઈ આવે છે બાળપણના બ્રહ્મચર્યભાવ, મુનિ વિદ્યાવિજયજી થયા પછી તેઓશ્રીએ જૈનધર્મ સાહિત્ય અને પ્રચાર અંગે જે જે વ્યાખ્યાનો, લેખનોનો પ્રવાહ વહેવડાવેલો તેનો સમુચ્ચય આ ગ્રંથમાંથી મળે છે. સ્થળે સ્થળે તેઓશ્રીને અર્પણ કરાયેલાં માનપત્રો, સન્માન સમારંભો વગેરેને લગતા હેવાલ પરિચયો પણ આ પુસ્તકમાં ગ્રંથસ્થ કરવામાં આવ્યા છે તેઓશ્રીની વખતોવખતની પ્રાસંગિક તસ્વીરો પણ અપાઈ હોઈને એને સચિત્ર બનાવ્યું છે

લેખકે આ જીવનચરિત્ર તૈયાર કરવામાં અને એના સંકલનમાં લીધેલો શ્રમ આગળ તરી આવે છે

જૈન સમાજના આ મુનિશ્રી પ્રત્યે આદરમાન ધરાવનાર સૌને એ ગમશે

૫–આઝાદીની કૂચકથાઓ'–લેખક–સંપાદક. શ્રી હર્ષદ પરેન, પ્રકાશક અમર બાલ પ્રકાશન મંદિર, ચિંગસપુરા, ભરૂચ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૯૪, સાદું ત્રિરંગી ધ્વજચિનયુક્ત પૂઠું, મૂલ્ય રૂા ૧–૮–૦

લેખક એક બાલસાહિત્યના લેખક છે તેમણે આ અગાઉ બાલોપયોગી કેટલુંક વાચન આપ્યું છે આ પુસ્તકમાં તેમણે આપણા રાષ્ટ્રીય ઉત્થાનની તવારીખમાંથી મળી આવતા રાષ્ટ્રીય લડતોના પ્રસંગો અને તેમાંના વીર શહીદોના બલિદાનોની કથા આપી છે ૧૮૫૭ ના બળવાથી લઈને હિંદે આઝાદી પ્રાપ્ત કરી ત દરમિયાનમાં બની ગયેલા રાષ્ટ્રીય બનાવો કિશોરોને વાચવી ગમે તેવી શૈલીએ ઇતિહાસકથાઓ આપી છે રાષ્ટ્રીય ઇતિહાસની આછી રૂપરેખા જાણવા માટે કિશોર વાચકોને આ પુસ્તક ઠીક ઉપયોગી થઈ પડે તેવું છે

મ. પ્ર. વ્યાસ

૬–મધમાખી અને તેનો ઉછેર:—લેખક. શ્રી સોમાભાઈ કિશાભાઈ પટેલ, પ્રકાશક: પ્રાચ્ય વિદ્યા મંદિર, વડોદરા. કિંમત રૂા. ૦-૧૩-૬

મધમાખ વિષે લોકોને બહુ ઓછી માહિતી છે. પરદેશોમાં મધનો મોટો વેપાર થાય છે, આપણે ત્યાં પણ મધમાખઉછેરના ઠીક ઠીક અખતરા થયા છે મધમાખ ઉછેર એ તો ગૃહઉદ્યોગ છે, મધમાખની પેટી લાવી ઘેર મૂકવાથી અમુક સમયે મધ મેળવી શકાએ

પુસ્તકમા મધમાખનો જન્મ, ઉછેર, વિકાસ, મધની ઉત્પત્તિ અને તેનો સંસાર ઘણી રમુજી ભાષામાં બતાવવામાં આવ્યો છે પુસ્તક સૌ કોઈને વાચવું ગમે એવું છે મધમાખ વિષે થોડાં વર્ષ

પહેલાં શ્રી સ્વ શ્રી છોટેલાલ જૈન, ગ્રામઉદ્યોગ મધ, મગનવાડી વર્ધા—એમણે "હરિજનબંધુ"માં સારી માહિતી આપી હતી પ્રાથમિક શાળાના ઉપલા ધોરણમાં આ પુસ્તક પાઠ્ય પુસ્તક તરીકે ગખવા જેવુ છે

૭–પ્રાથમિક શિક્ષણ—લેખક શ્રી મોમાભાઇ કિશાભાઇ પટેલ, સુણાવ ( આણંદ થઈને ) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૭, સાદું પૂઠું, મૂલ્ય રૂા ,૧–૮–૦

આ પુસ્તકના ત્રણ ખ ડ છે પહેલા ખડમાં નાગરિક શિક્ષણ, બીજામા ભાષા શિક્ષણ, અને ત્રીજામાં ગણિત શિક્ષણનાં સામાન્ય મૂળ તત્ત્વોનું સાદી સરળ શૈલીમાં નિરૂપણ છે નૂતન બાલશિક્ષણની દષ્ટિ વ્યાપક છે પ્રાથમિક શાળા અને પૂર્વપ્રાથમિક શાળાનાં શિક્ષક ભાઈબહેનો માટે તો આ એક ઉપયોગી પુસ્તક છે જ. પણ પોતાનાં બાળકોને જલદી ભણાવી દેવાની લોભ-વૃત્તિવાળાં માબાપો તેમ જ સામાન્ય જનસમાજ માટે પણ પ્રાથમિક શિક્ષણ શુ, એ સમજાવવું આ એક જરૂરી પ્રચારપાત્ર પુસ્તક છે.

હવે, પ્રજાકીય સરકારોની સ્થાપનાના યુગમા ગેઢિયાળ શિક્ષણપ્રણાલી કેમ ચાલવા દેવાય ? પ્રાથમિક શાળામા શિક્ષણની ક્રાન્તિ પ્રથમ જરૂરની છે પણ તે શિક્ષક, માબાપ અને સામાન્ય જનસમાજના જાગ્રત મતથી આવે, એ આવશ્યક છે તે માટે આવાં પ્રચારપુસ્તકોના મોકળા વ ચનની ખાસ જરૂર છે શાળાઓ અને પુસ્તકાલયો તો આવાં નૂતન શિક્ષણદષ્ટિનાં પુસ્તકો વસાવે અને વંચાવે

અલબત્ત, પ્રચારની દષ્ટિએ આ પુસ્તકની કિંમત વધારે પડતી ગણાય પ્રચાર સાહિત્ય જેમ સસ્તુ, તેવો આમજનતામાં તેનો પસારો વધારે, આમજનતા જેટલી વધારે સજાગ, તેટલુ લોકશાસન વધારે સફળ આપણા ઉગતા હિંદમાં, લેખક–પ્રકાશકો આ દષ્ટિએ કિંમત ગોઠવે, તો કેવું સારૂ ?　　　　　　　　—'વિપ્રસાદ"

૮–જૈન દષ્ટિએ ગીતાદર્શન—લેખક શ્રી. સંતબાલ, પ્રકાશક મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હઠીભાઈની વાડી, અમદાવાદ ક્રાઉન સોળપેજી કદ, પૃ ૩૨+૪૩૦, પાકું પૂઠું, સં ૨૦૦૪ મૂલ્ય રૂા ૩)

સુપ્રસિદ્ધ ભગવદ્‌ગીતાના ૬ અધ્યાયોનો જૈન દષ્ટિએ તુલનાત્મક સમન્વય આ પહેલા ભાગમા કરવામાં આવ્યો છે.

આચારાંગ સૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર, દશવૈકાલિક સૂત્ર વગેરે ગ્રંથોને પોતાની શૈલીએ ગુજરાતી ભાષામા સમજાવનાર ઊંડા અભ્યાસી તત્ત્વચિંતક અનુવાદક વિદ્વાન લેખકોનો આ પ્રયત્ન તત્ત્વજિજ્ઞાસુઓને ઉપયોગી થશે તેમ ધારીએ છીએ.

શ્રી વિનોબા ભાવેના સંક્ષિપ્ત હિંદી આમુખ પછી લેખકે પ્રસ્તાવનામાં કરેલુ સ્પષ્ટી-કરણ અને મતમતાન્તરોનો કરેલો સમન્વય પણ તેમનુ દષ્ટિબિંદુ સમજવામા ઉપયુક્ત નીવડશે બીજા ભાગો પ્રકટ થતાં વિશેષ જાણવાનુ મળશે જૈન અને જૈનેતર બંને પ્રકારના વાચકોને આમાથી વાચવા વિચારવા યોગ્ય ઘણુ મળી રહેશે, વિદ્વાન લેખકની વિવેચકશૈલી અને મત મતાન્તરો સંબંધી વિદ્વત્તા આકર્ષણ કરે તેવી છે દરેક પુસ્તકાલયના સંગ્રહમાં આ પુસ્તક સ્થાન મેળવશે તેવી આશા છે　　　　　　　　લા ભ ગાંધી

## સામયિકો

૧–કૃષિગોવિદ્યા–(માસિક) તંત્રીઃ શ્રી. મગનભાઇ ડી. પટેલ, કૃષિ ગોવિદ્યા ભવન, આણંદ વાર્ષિક લવાજમ રૂા. ૩–૮–૦

આજે જ્યારે દેશમા અનાજની તંગી છે અને સરકાર દ્વારા " વધુ અનાજ વાવો " ની ઝૂએશ ઉપાડવામાં આવી છે ત્યારે, આ માસિક આમજનતામા વધુ પ્રચાર પામે એ જરૂરનુ છે. ખેડૂતને ઉપયોગી એવી અનેકવિધ માહિતી આ માસિક દ્વારા પ્રસિદ્ધ થાય કે ખેડૂતવર્ગમાં એનો વિશેષ પ્રચાર થાય તે માટે પ્રયત્નો થવા ઘટે. ખેતીવિષયક માહિતી ઉપરાંત સામાન્ય વાચકને ઉપયોગી એવી પણ કેટલીક માહિતી એમાં અપાય છે આશા રાખીએ એનો બહોળો પ્રચાર ગુજરાતભરમાં થાય

૨–જ્યોતિર્વદર્શન —( માસિક ) તંત્રી . શ્રી મણિશંકર પ્રા શર્મા, પખાલીની પોળ, રાયપુર, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા ૭–૦–૦

" સદેવ પ્રત્યક્ષ પંચાગ " ના મુખ્ય સંપાદક શ્રી. મણિશંકર શર્માના તંત્રીપદ હેઠળ ગમા ઑક્ટોબર માસથી આ માસિક પ્રસિદ્ધ થવા માંડ્યુ છે આપણે ત્યાં જ્યોતિષતત્ત્વ સંબંધે ભિન્ન ભિન્ન મતદર્શન પ્રવર્તે છે તેમાં પણ પ્રત્યક્ષ જ્યોતિષ હમણાં હમણાં વિશેષ પ્રચાર પામતું જાય છે. એ જ્ઞાન મેળવવા ઇચ્છનારાઓને આ માસિક ઠીક માર્ગદર્શક નીવડશે

માસિકના તંત્રીને તેમના આ સાહસમાં અમે સફળતા ઇચ્છીએ છીએ મ. પ્ર વ્યાસ

---

## નવીન ફાલ

૧ આઝાદીની કૂચકથાઓ'—લેખક ' સંપાદક શ્રી હર્ષદ પટેલ, પ્રકાશક અમર-બાલ પ્રકાશન મંદિર, ચિંગસપુરા, ભરૂચ. મૂલ્ય ૧–૮–૦

### આર. આર. શેઠની કું. મુંબઇ તરફનાં પુસ્તકો

૨ પહાડનાં પુષ્પો -ભાગ ૨ જો — લેખક શ્રી રમણલાલ વ. દેસાઈ, રૂા. ૫–૮–૦

૩ મારી જન્મટીપ —( પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ ) લેખક શ્રી વિનાયક દામોદર સાવરકર, અનુવાદક - શ્રી ગોપાળરાવ ભાગવત, મૂલ્ય પૂર્વાર્ધના રૂા. ૪–૮–૦, ઉત્તરાર્ધના રૂ. ૫–૮–૦

૪ મુનિરાજ વિદ્યાવિજયજી :—લેખક શ્રી. મૂળજીભાઈ પી. શાહ; પ્રકાશક : રાવપુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિં વર્કસ, વડોદરા મૂલ્ય રૂા. ૭–૦–૦

૫ સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ : ( કિશોરો માટે ) લેખક શ્રી પ્રફુલ્લ પ્રા ઠાકોર, પ્રકાશક : રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ. મૂલ્ય રૂા ૦–૬–૦

૬ ગાંધીકાવ્ય સંગ્રહ :—સંપાદક · શ્રી. વિનોદ મો. ગાંધી; પેટલાદ મૂલ્ય રૂા ૩–૦–૦

૭ ગાંધીજીની સંક્ષિપ્ત આત્મકથા :—સંક્ષેપકાર શ્રી મથુરાદાસ ત્રિકમજી, પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂા ૧–૦–૦

## નિવૃત્ત થતા ક્યુરેટર શ્રી. કર્વેના માનમાં વિદાય સમારંભ

મુંબઈની સેન્ટ્રલ લાયબ્રેરીના નિવૃત્ત થતા ક્યુરેટર શ્રી 'કર્વેના માનમાં ગઈ તારીખ ૧૨–૧૧–૪૯ ને શનિવારે તાજ હેરિટ હોમમાં, તેમણે કરેલી પુસ્તકાલય પ્રવૃત્તિની સેવાઓની કદરરૂપે એક વિદાયમાન સમારંભ મુંબઈ પુસ્તકાલય મંડળ તરફથી યોજવામાં આવ્યો હતો દિ. બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પ્રમુખસ્થાને હતા આવેલ મભ્યો તરફથી શ્રી કર્વેના કાર્ય અંગે સંક્ષિપ્ત પ્રવચનો થયા હતા પ્રમુખે પણ તેમના કાર્યની પ્રશંસા કરી તેમને દીર્ઘાયુષ્ય ઇચ્છયું હતું શ્રી કર્વેએ સર્વનો આભાર માનતાં જણાવ્યું હતું કે જે કંઈ થયું છે તેનો યશ મુંબઈ સરકારને છે અને નિવૃત્ત થયા બાદ પણ તેમનાથી બનતી સેવાઓ આપતા રહેવાનું જણાવી અલ્પાહાર બાદ ફૂલહાર લઈ સર્વેએ વિદાય લીધી

**હાકલ**—આકટોબર અંકમાં પ્રસિદ્ધ થયેલી ગ્રંથવાચનની ૨૮ મી પરીક્ષા માટેની જાહેરાત ન વાંચી હોય તો વાંચી જઈને એને માટેની ઉમેદવારી ઝટપટ નોંધાવી દેવાની ઇચ્છુક ઉમેદવારોને હાકલ કરવામાં આવે છે

**પૂર્ણિમાદિન**:—તા ૨૩ મી જાન્યુઆરીએ આવતો પુસ્તકાલયપર્વણીદિન ગુજરાતનાં પુસ્તકાલયો ઉત્સાહભેર ઉજવે અને તાલુકે તાલુકે પુસ્તકાલય પ્રવૃત્તિનું વાતાવરણ જમાવી દે એમ ઇચ્છવામાં આવે છે કાર્યક્રમ વગેરેના દિશાસૂચન માટે ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ જાહેરાત જોવા વિનંતિ

---

## ખેદજનક અવસાન

કલકત્તામાં આવેલી ઇમ્પીરિયલ લાયબ્રેરી, જે હવે નેશનલ લાયબ્રેરી તરીકે ઓળખાય છે, તેના નિવૃત્ત લાયબ્રેરીઅન અને અખિલ ભારત પુસ્તકાલય મંડળના માનદ મંત્રી ખાનબહાદુર ખલીફા મહંમદ અસાદુલ્લાખાનનો તેમના વતન લાહોરમાં ૨૩ મી નવેમ્બરના રોજ ૫૯ વર્ષની ઉંમરે સ્વર્ગવાસ થયો છે પુસ્તકાલય પ્રવૃત્તિમાં તેમનો મોટો ફાળો હોઈ અ ભા પુ મંડળને તેમના જેવા માનદ મંત્રીની એક મોટી ખોટ પડી છે ઈશ્વર તેમના આત્માને શાંતિ આપો પાછલાં બે વર્ષથી તેઓનું સ્વાસ્થ્ય ઠીક ન હતું છતાં કેટલીક પ્રવૃત્તિઓ ચાલુ રહેતાં ડૉકટરોએ તેમને તેમના નિવાસસ્થાન ( ૨૫, રેસકોર્સ રોડ, લાહોર ) ખાતે પૂર્ણ આરામ કરવા જણાવતાં ત્યાં આરામ લેતા હતા પરંતુ હૃદયના રોગના ગીડાથી તા ૨૩ મીએ તેમનો સ્વર્ગવાસ થયો છે તેઓ તેમની પાછળ બહોળું કુટુંબ મૂકી ગયા છે ભારતમાં પુસ્તકાલયશાસ્ત્ર સંબંધી વર્ગોનું બીજારોપણ અને તેનું પ્રથમ સંચાલન તેઓએ જ કરેલું જે કાર્યને પહોંચી ન વળાતાં યુનિવર્સિટીઓને સોંપાયેલ છે નાગપુર પરિષદ અગાઉની ભરાયેલ બધી જ અ ભા પુ. પરિષદોમાં તેમની કાર્યદક્ષતા, સહજ જણાઈ આવતી તેમના લેખો અને નાનાવિધ પ્રકાશનો કરતા તેમની પુસ્તકાલયશાસ્ત્ર શિક્ષણપદ્ધતિ વધુ દીર્ઘદૃષ્ટિપૂર્ણ હતી

# પુસ્તકાલય પર્વણી

આવી છે, આવી છે ! પુસ્તકાલયરસિક જનતાની પુણ્યપર્વણી આવી પહોંચી છે !

લોકભદ્ર પુસ્તકાલયપ્રવૃત્તિના ફળસ્વરૂપ અસ્તિત્વમાં આવેલી સ્થાનિક પુસ્તકાલય સંસ્થા તરફ જનતાને આકર્ષવા, પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપકારકતા જનસમૂહના દિલમાં ઠસાવી સ્થાનિક સંસ્થા પ્રત્યે મમતા જગાવવા સારૂ તથા પુસ્તકાલયનાં સાહિત્ય સાધનો અને તેમની વ્યવસ્થા અને વહીવટનો ખ્યાલ આમજનતાને આપવાના સદ્દુદ્દેશથી મહા સુદી પાંચમ એટલે કે વસંતપંચમીનો દિવસ પુસ્તકાલયપર્વણીદિન તરીકે ઉજવવાનો શિરસ્તો રાજ્ય પુસ્તકાલય મંડળે આજ કેટલાંય વર્ષોથી પાડ્યો છે.

તદનુસાર એ પુણ્યપર્વણી ચાલુ સાલે, તા. ૨૩ મી જાન્યુઆરી ને સોમવારને દિને આવે છે. પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો, ભક્તો અને પુસ્તકાલયપ્રવૃત્તિના રસિયાઓ તથા જનસમૂહનું એ તરફ ખાસ ધ્યાન ખેંચીએ છીએ અને વર્તમાનકાળના સ્થિતિસંજોગોની મર્યાદામાં રહીને વિવિધ કાર્યક્રમોથી સ્થળે સ્થળે એ ધન્ય દિનની ઉજવણી થાય એ જાતની તજવીજ તત્કાળ હાથ ધરવાની હાકલ કરીએ છીએ. કાર્યક્રમનું દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણીઅંકોવાળા "પુસ્તકાલય" માસિકનાં પૃષ્ઠોમાં છપાયાં છે તે પરથી મળી શકે તેમ છે. છતાં તત્કાળ ઉપયોગિતાની દૃષ્ટિએ નીચેની રૂપરેખા ધ્યાનમાં લેવા ભલામણ કરીએ છીએ —

૧ પુસ્તકાલયના સ્થાનકને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરવું અને ધજા પતાકા ને તોરણોથી શણગારવું.

૨ શક્ય હોય ત્યાં ગામના વિવિધ નાકા તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોનાં બોર્ડો કે કાપડી તોરણો લટકાવવાં.

૩ સવારે પ્રભાતફેરી વા સરઘસ કાઢી પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક ભજનો અને સૂત્રો લલકારતાં ગામભરમાં ફેરવવું.

૪ ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલયના સાહિત્ય સાધનો તેમ જ ગ્રામોદ્યોગોનાં પ્રદર્શનો ગોઠવવાં.

૫ બપોરના સમયમાં સ્ત્રી-બાળકો માટે અનુકૂળ જગાએ ઘણાયદા સંમેલનો ભરવાં અને તેમાં સ્ટીરીઓસ્કોપ, રમતગમતનાં સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન વગેરે દ્વારા તેમનું મનરંજન કરવું.

૬ સાંજરે ૫ થી ૬ ના ગાળામાં જાહેર સભા રાખી તેમાં સ્થાનિક પુસ્તકાલય સંસ્થાની પ્રગતિ સંબંધી ટૂંકી હકીકત અને વાર્ષિક હિસાબ રજુ કરવા, ઉપરાંત વ્યાખ્યાન, સંવાદ, રાસ, ગરબા તેમ જ બાળકોની રમતગમત પૈકી હરકોઇ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવા.

૭ રાતના ભજન મંડળી, હરિકીર્તન, આખ્યાન, મેજિક લેન્ટર્ન વગેરે પૈકી હરકોઇ કાર્યક્રમ સગવડ પ્રમાણે રાખી શકાય

ગ્રામવાચક મંડળોના મંત્રીઓને વિનંતિ કે આ પર્વણીદિને મંડળના સભ્યોની સભા ખાસ રખાય અને સ્થાનિક પુસ્તકાલયપ્રવૃત્તિને ખીલવવા તથા વાચનવેગ વધારવાના માગ વિચારાય, ચર્ચાય ને વાચક મંડળની સભાસદસંખ્યામા વૃદ્ધિ કરવાનું હાથ ધરાય

૯ સ્થાનિક સંસ્થાની નિભાવણી માટે જરૂરી લોકમદદ ઊભી કરવા સારૂ દાનઝોળી ફેરવવાનુ યોગ્ય લાગે તો તેમ પણ કરાય

૧૦ વાચનપ્રચાર વધારવાની દૃષ્ટિએ એ મંડળ દિવસે ગામનો એકે એક ભણેલ માનવી પોતાને રૂચતું એક એક પુસ્તક તો જરૂર વાંચવા લઇ જાય

ઉપરોક્ત રૂપરેખા પૈકીનો અનુકૂળ પડતો કાર્યક્રમ સત્વરે નક્કી કરી નાખી તેને પાર પાડવાની ઘટતી તૈયારીઓ આજથી જ કરવા માંડો

બીજો કોઇ પણ કાર્યક્રમ ઉજવવાને અશક્ત એવાં પુસ્તકાલયોના કાર્યકરો પણ આ પર્વણીદિન નિમિત્તે પોતાની સંસ્થાની સાફસૂફી-અંદરથી તેમ જ બહારથી કરવા જેટલો ઉત્સાહ તો નિદાન દેખાડે જ દેખાડે અને એટલુય કર્યાની ખબર આ તરફ અવશ્ય મોકલાવી આપે

પર્વણી ઉત્સવના વિગતવાર અહેવાલ જાણ તેમ જ પ્રસિદ્ધિ માટે આ તરફ જરૂર મોકલી આપવા બીજા છાપાંઓ તરફ અહેવાલ મોકલી આપનારાં પણ ગજય પુ મંડળ તરફ સ્વતંત્ર રીતે મોકલાવી આપવાનું ન જ ભૂલે

ના. ન. ચોકસી
સહમંત્રી, વ રા પુ મંડળ

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારક શ્રી છગનભાઇ મથુરભાઈ પટેલે માહે નવેમ્બરમાં નીચેના સ્થળોની મુલાકાત લઇને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી તથા દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરવાની કામગીરી કરી છે વર્ગીકરણ તથા વાચનપ્રચારની કામગીરી પણ બજાવી છે –

પેટલાદ મહાલનાં (૧) રૂણ (૨) નવાગામ (૩) ડેમોલ (૪) પેટલી (૫) ચવેલી (૬) કવોલી (૭) ચાંગા આ પુ (૮) ચાંગા મહિલા પુ (૯) કાસર (૧૦) ત્રણોલ (૧૧) લીંબાલી (૧૨) મેઘલપુર (૧૩) મઘરોલ (૧૪) માલાવાડા (૧૫) બંટવા (૧૬) ભડકદ (૧૭) ડભોઉ (૧૮) ગમપુરા (૧૯) મંગાપુરા (૨૦) રામોલ (૨૧) દેવા (૨૨) ચલાણા (૨૩) મલાતજ (૨૪) ડાની (૨૫) વિરોલ (૨૬) મીતનાઇ (૨૭) મોગરી (૨૮) આકરોલ તથા (૨૯) કરજણ તાલુકાનુ વેમાર-મહાલ પરિષદ અંગે કામગીરી દિન ૨૨ રૂબરૂ વાચવા આપેલા પુસ્તકો ૧૭૬

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇએ જે ખામીઓ દર્શાવી હોય ને વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તે દરેકનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સંસ્થાના મંત્રી ભાઇઓને ભલામણ કરવામાં આવે છે.

ના. ન ચોકસી
સહમંત્રી

# સુચના નં. ૫ |૪૯–૫૦.

ભૂતપૂર્વ વડોદરા રાજ્યના પુસ્તકાલયોને લગતી ચોક્કસ યોજના અને નિર્ણય હજી ના સરકારની વિચારણા હેઠળ હોવાનું હોય તેમ જણાય છે. સરકાર પચાયત મદદો વિષે કોઇ છેવટના હુકમો થયા નથી. પુસ્તકાલયોનાં બજેટો અમારા તરફ આવી ગયેલાં છે તેને લગતો શું નિર્ણય લેવો તેને લગતી કઇ સૂચના ના સરકાર તરફથી અત્રે આવી નહિ હોવાથી જે પુસ્તકાલયોને પોતાનાં પત્રો માસિકો તા ૧ લી જાન્યુઆરીથી ચાલુ કરાવવાની ઇચ્છા હોય તેમણે, પોતે સ્થળ પર એકત્ર કરેલી લોકમદદ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. માં વડોદરા મોકલી આપેથી મંડળ તે માટે જરૂરી તજવીજ કરશે એમ મંડળે જાહેર કર્યું છે

સઘળા પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો પોતાનાં પત્રો, માસિકો તારીખ ૧ લી જાન્યુઆરીથી ચાલુ કરાવવા માટે લોકમદદની રકમ મંડળમા મોકલે એવી અમારી ભલામણ છે અને એવી જેટલી રકમ મંડળમાં મોકલાઈ હશે તેટલી રકમની યત્તામાં આવતાં પત્રો–માસિકો મંડળ ચાલુ કરાવવા પ્રબંધ કરશે પત્રો સામયિકો માટે લોકમદદ, પસ્તી વેચાણ, ગ્રામપંચાયત મદદ વગેરે જે કઇ ભેગી કરેલી રકમ હોય તે મોકલી તેમાંથી પત્રો માસિકો મંગાવવા તજવીજ કરવા ભલામણ કરવામાં આવે છે.

વડોદરા
તા ૧૦–૧૨–૪૯

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

# ગામડાંનો કોયડો*

તમે સૌ ગામડામાં કામ કરો છો એટલે મોટે ભાગે તમારે અભણ લોકો વચ્ચે કામ કરવું પડતું હશે. આપણી ઇચ્છા તો એવી છે કે ગામડાંના લોકોનું જીવન સગવડભર્યું બને, તેઓ કંઇક સારાં કપડાં પહેરે, એમનાં ઘર પણ સાફસૂફ રહે, બાળકોને તાલીમ મળે, વગેરે

કોઇ વાર તમે નિરાશ પણ થતાં હશો. એમના વાળ જુઓ તો એમાં જૂ પડેલી હશે. શરીર જુઓ તો દાદર અને ખૂજલી થઇ હશે. ઘર જુઓ તો એવાં કે આપણને તો એમાં એક દહાડોય રહેવું અઘરું થઇ પડે, છતાં એમાં જ તેઓ રહે છે. આ લોકો આપણે ત્યાં કામ કરે છે. આપણું ઘર સાફ કરે છે. કોઇ વાર ઓરડો બરાબર સાફ ન થયો હોય તો આપણે એમના પર ખિજાઇએ પણ છીએ. છતાં એમનાં ઘર કેવાં હોય છે, અને તેને કોઇ દહાડે સાફ કરે છે કે નહિ એ એમને ઘેર જઇને તમારામાંથી ઘણી બહેનોએ જોયું હશે. હવે મુશ્કેલી એ છે કે, આપણે એમને સુધારવા માગીએ છીએ, પણ એ માટે એમને વખત ક્યારે મળે? આ બાબતોનો આપણે ઊંડો વિચાર કરવો જોઇએ. શું વખત મળવા છતાંય તેઓ ગંદા રહે છે? અથવા પોતે સાફ રહેવા માગે તો આપણું કામ તેઓ નહિ કરી શકે? તમે શું માનો છો? હું તો માનું છું કે આપણું બધું કામ કરવું પડે અને એમનું ઘર પણ સાફ રાખે, એવી તમે આશા રાખો એ ફોગટ છે. તમે ભણ્યાંગણ્યાં, ભણીગણીને ઘરકામ પણ કરો અને સાથે સાર્વજનિક કામ પણ કરો, એટલે સુધી તમે નહિ પહોંચી શકો. ઘરના કામમાં બધું ધ્યાન આપો તો એ ભણતરનો વધારે લાભ મળે એવું નથી. ભણીગણીને બહારનું કામ કરો તો ઘર પ્રત્યે થોડી બેદરકારી આવી જ જવાની.

મજૂર પાસે આપણે બંને જાતની આશા રાખીએ છીએ. તે આપણું કામ કરે અને પોતાનું ઘર પણ સારું રાખે. તેઓ તમારે ઘેર ૮–૧૦ કલાક આપે છે, પછી ભલે તે કામ ગમે તેટલું કરે. ઘેર સવારે ઊઠે ત્યારે એને નાસ્તા માટે કંઇક તૈયાર રાખવું પડે છે, રાતે ઘેર જઇને પાછો ચૂલો સળગાવીને રોટલા કરવા પડે છે. ગામડાંમાં તમે જોશો તો ક્યાંક ક્યાંક રાતે દસ દસ બાર બાર વાગ્યા સુધી બહેનોને રસોઇનું કામ પહોંચે છે. રાજેન્દ્રબાબુએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે બિહારમાં તો રાતના બે વાગ્યા સુધી સ્ત્રીઓને સૂવાનું મળતું નથી. ગુજરાતમાં

*સેવાગ્રામના કસ્તૂરબા શિબિરમાં શ્રી. કિશોરલાલભાઇનો વાર્તાલાપ

પણ ખેડૂતોના ઘરમાં બાર વાગ્યા પહેલાં સ્ત્રીઓને સૂવાનુ મળતું નથી અને સવારે તો વહેલા ઊઠવું જ પડે છે બીજું કાંઈ કામ ન કરે તોપણ ખેતરમાં ભાથુ લઈ ને તો જવું જ પડે છે

આ પરિસ્થિતિમાં આપણે તેમનું જીવન સ્વચ્છ અને ઉન્નત બનાવવું હોય તો આપણે તેમનો વખત કેવી રીતે બચાવી શકીએ એ વિચારવું જોઇએ ઘણા લોકો ફરિયાદ કરે છે કે તમે કહો છો કે કાંતવુ જોઈએ, ને લોટ પણ હાથનો દળેલો વાપરવો જોઇએ. પુરુષો માને છે કે રેંટિયો ચલાવવો એ સ્ત્રીનું કામ છે ગાંધીવાદી લોકો તો કાંતી છૂટે છે પણ ગામડાંમાં એવુ નથી. ત્યાં તો સ્ત્રીઓની હાલત શુદ્ર જેવી કરી મૂકી છે ઘંટીએ દળવાનુ હોય તો તે સ્ત્રીઓએ જ દળવુ પડશે, ઘરનું પણ બધું કામ સ્ત્રીઓએ જ કરવું પડશે આવુ જોઇએ છીએ ત્યારે મનમાં થાય છે કે એમને સારુ જીવન ગાળવાનું, સ્વચ્છ થવાનુ કહેવુ એ કરના કે, એ દાઝયા પર ડામ દેવા જેવુ છે છતાં આપણે એ કહીએ છે આમ જીવનને એ માટે આપણે તૈયાર કરવુ હોય તો એ કઇ રીતે કરવાથી થઈ શકે એમ છે એનો અભ્યાસ કરીને ખૂબ વિચાર કરવો જોઇએ એના દરેક કામમાં જેટલો વખત જાય તે કેવી રીતે ઓછો કરી શકાય એ શોધી કાઢવુ જોઇએ ઝાડુ કાઢવામાં, પાણી ભરવામાં વખતનો બચાવ કેમ થાય એનો અભ્યાસ કરી એમને શીખવવુ જોઇએ પુરુષો અને બાળકોમાં કામ કરવાની તક પણ તમને મળે છે તમારે માત્ર સ્ત્રીઓનુ જ કામ કરવાનુ છે એવુ નથી સ્ત્રીઓનુ કરો તોપણ તમારે પુરુષોના પરિચયમાં તો આવવુ જ પડે છે પુરુષે સમજવુ જોઇએ કે બધો બોજો સ્ત્રીઓ પર લાદવામાં આવે એ ઠીક નથી પુરુષ 'ગૃહસ્થ' કહેવાય છે. જો એ ખેતરમાં જ રહે તો એ ક્ષેત્રસ્થ ઘરમાં રહેનાર હોય તો એણે ઘરકામ પણ કરવુ જોઇએ સ્મૃતિકારોએ ઘરને પણ 'ગૃહસ્થાશ્રમ એટને કે આશ્રમ' નામ આપ્યુ છે ઘર એ દંપતીનો આશ્રમ છે, સાધનાનુ સ્થાન છે, એ વાત પુરુષોના હૃદયમાં પણ દૃઢ કરવી જોઇએ પુરુષોને આદતો બદલવી અઘરી પડશે, પણ બાળકો ઉપર તો એમણે આ સંસ્કાર પાડવા જોઇએ અમુક હલકુ છે, એવી ભાવના એમના મનમાંથી કાઢી નાખવી જોઇએ આ આપણી ધર્મની નવી દૃષ્ટિ છે

("લોકજીવન"માંથી)          —શ્રી. કિશોરલાલ મશરુવાળા

---

# શ્રમની મહત્તા અને મૂલ્ય

હું ચારે બાજુ અત્યારે ફરિયાદ સાંભળુ છુ કે, મધ્યમવર્ગ મુશ્કેલીમાં છે, તંગીમાં છે, એની હાલત સુધારવી જોઇએ પણ મધ્યમવર્ગ જ્યાં સુધી પોતાની હાલત સુધારવા જીવનમાં મૂળભૂત ફેરફાર ન કરે ત્યાંસુધી શુ થાય ? આજે તો મધ્યમવર્ગ ઉપરથી એટલે શ્રીમંત વર્ગ-માંથી અને નીચેથી એટલે ગરીબ વર્ગમાંથી એમ બન્ને બાજુએથી વધી રહ્યો છે ગરીબ વર્ગના માણસને મહેનત મજૂરીમાંથી છૂટીને મધ્યમ વર્ગમાં જવું છે ને શ્રીમંત વર્ગમાંથી ઘસાઇ ઘસાઇ-ને લોકો મધ્યમ વર્ગમાં આવી રહ્યા છે આ મધ્યમ વર્ગ આજે તો મૃત્યુના કાંઠા ઉપર બેઠો છે. એના જીવનમાં જો ફેરફાર નહિ થાય અને આખો સમાજ એ માર્ગે ચાલ્યા કરશે તો આપણે સૌ મૂઆ પડવાના છીએ

મધ્યમવર્ગ—મધ્યમવર્ગની જે ખૂમ ચાલી રહી છે એ મધ્યમવર્ગ છે શું ? મારી સાદી સમજ પ્રમાણે એની સીધી વ્યાખ્યા આ રે 'જાતમહેનતને આધારે નહિ, પણ રૂપિયાને આધારે જીવવાનો જે પ્રયત્ન કરે એનું નામ મધ્યમવર્ગ, હાથ-પગ હલાવ્યા વિના જીવવાની વ્યવસ્થા કરે તે મધ્યમવર્ગ, પગ ગરીબાઇમાં અને મોઢું પૈસાદારને ત્યાં એનું નામ મધ્યમવર્ગ, આવક ગરીબની ને નકલ શ્રીમંતની એનું નામ મધ્યમવર્ગ, એક કમાય ને ઘરનાં બીજાં બધાં એના ઉપર આધાર રાખીને જીવે એનું નામ મધ્યમવર્ગ ! આમ ચાલશે શી રીતે ?

શિક્ષક પણ આ મધ્યવર્ગ માંહેનો જ છે એના ઘરમાં પણ એ એક કમાય અને બાકીનાં બધાં ખાય એમ એ ઇચ્છે છે પછી 'પૂરું થતું નથી—પૂરું થતું નથી' એવી બૂમો પાડે છે ખરી રીતે તો જે માણસને ઇશ્વરે હાથ-પગ આપ્યા છે તે દરેકે મહેનત કરીને—શ્રમ કરીને જીવવું જોઇએ ઘરના તમામ માણસો—પુરુષ, સ્ત્રી, છોકરાંઓ બધાં—પોતાનાથી થાય તેવો શ્રમ કરીને ભેગાં મળીને જીવે, કોઇ આશ્રિત ન હોય—સૌ નિર્ભય થઇને જીવતાં હોય, એ સ્વાભાવિક સ્થિતિ ગણાય મજૂરોનાં કુટુંબોમાં આવું જ હોય છે અમારે ત્યાં સુરત બાજુ કહેવાય છે 'કાં, પોર્સાં-બોર્સાં મજામાં છે કે ?' એટલે કે જેમને પોષવાં પડે છે એવાં બધાં પરોપજીવી છોકરાંઓ બૈરાંઓ મજામાં છે ને ? મજૂરોમાં તો બધાં એકબીજાને પોષનારાં હોય છે જ્યારે આ સત્યનું ભાન થશે ને રૂપિયાને આધારે જીવવાની વૃત્તિ જશે ત્યારે જ મધ્યમવર્ગની સ્થિતિ સુધરશે

અત્યારે તો શિક્ષક સૌથી પહેલી વાત કરે કે અમારા પગારનું શું ? હું કહું છું કે પગારનો વાંધો નથી, પણ એક વાર નક્કી તો કરો કે કેટલો પગાર જોઇએ ? મેં પચીસના, પચાસના, સોના ને બસોના પગારદાર શિક્ષકો જોયા છે સૌને પગાર સંબંધી એટનો જ અસંતોષ છે અરે, એક પ્રોફેસરને હું ઓળખું છું એને નવસો રૂપિયા પગાર મળતો એક વાર કહે 'બળી આ નોકરી, મારે હવે નથી કરવી આટલા પગારમાં પૂરું શી રીતે થાય ?' હું તો જોઇ જ રહ્યો મને થયું કે એક રીતે એની વાત સાચી છે પૂરું શી રીતે થાય ? બધાની નજર સિક્કા ઉપર છે, શ્રમ ઉપર નથી એટલે તો પગાર મળે છે તેનાથી તૃપ્તિ થતી નથી.

પહેલાંના વખતમાં આવું નહોતું અરે, પચાસ વરસ પહેલાં પણ આવું નહોતું. એ વખતે માણસની જરૂરિયાત સિક્કા વડે નહિ પણ શ્રમ વડે સંતોષાતી. કુટુંબમાં દીકરો અવતરવાનો હોય તો લોકો કહેતા 'દૂધનો પીનારો આવશે, ગાય રાખ' લોકો મહેનત મજૂરી કરતા, ગાયની સેવા કરતા ને એમાંથી જે મળતું એનાથી તૃપ્તિ માનતા એ વખતે 'અર્થ'ની વ્યાખ્યા જુદી હતી જેનાથી કામ સરે તે અર્થ અગાઉના ઋષિમુનિઓએ 'અર્થ'નો અર્થ 'સિક્કો' કર્યો નથી, પણ અત્યારનું તો અર્થશાસ્ત્ર જ સિક્કાશાસ્ત્ર થઇ બેઠું છે એટલે જ ગાંધીજીએ તેને અનર્થશાસ્ત્ર કહ્યું છે રૂપિયો હાથમાં આવે ને ભૂખ લાગે છે, નવી જરૂરિયાત જાગે છે પચીસ પગાર હોય તો ત્રીસનું ખરચ હોય સોની આવક હોય તો સવાસોનું ખરચ. આમ કામના ઉત્તરોત્તર વધતી જ રહે છે આમ થાય ત્યારે મનુષ્યે જાણવું જોઇએ કે હું ઊંધે રસ્તે જાઉં છું

જેની કામના થાય એની સિદ્ધિ માટે શ્રમ કરશો તો અર્થ મળશે પહેલાં પાણી પીવું હોય તો માણસ કૂવા પાસે દોડી જતો, ઝરણા પાસે પહોંચી જતો અને પાણી પીને તૃપ્ત થતો,

કારણ કે એની પાછળ એણે શ્રમ ઉઠાવેલો. આજે તો તરસ લાગતાં જ ખિસ્સામાં હાથ નાખીએ છીએ. પાણીથી તૃપ્તિ થતી નથી એટલે કહીએ છીએ, 'આઇસ નાખ ને ધૂળ-રાખ નાખ!' પહેલાં તો આઇસની જરૂર જ પડતી નહોતી, કેમકે લોકો સમજતા કે આઇસ લેવા ઠેઠ હિમાલય જવું પડે તેમ છે. પણ આજ તો બરફ, સોડા ને ગમે તે પીએ પણ તૃપ્તિ થતી જ નથી ખરી વાત તો એ છે કે જેણે પુરુષાર્થ છોડયો ને સિક્કા મેળવવાની મહેનતમાં પડયા એમાંથી આજની સ્થિતિ પેદા થઇ છે

આજે તો કામ કરતાં આપણને શરમ લાગે છે. અમલદારની પત્ની હોય તો કહેશે, 'મારાથી કામ ન થાય, એમા અમારા ઘરની આબરૂ શું?' આનો ચેપ દહાડે દિવસે વિસ્તરતો જાય છે અમારે ત્યાં ગામમાં એક વાઘરી શિક્ષક આવ્યો. એ બાજુના ઠાકોર લોકો આ વાઘરીને મકાન શાના આપે? એટલે મારી પાસે આવ્યો ગામલોકોને સમજાવીને મકાન અપાવ્યું. થોડા દિવસ પછી વળી પાછો મારી પાસે આવીને કહે 'મહારાજ, મકાન તો તમે અપાવ્યું, પણ હજુ એક દુઃખ છે પાણી ભરનાર કોઇ મળતું નથી' મે કહ્યું 'અલ્યા, પાણી ભરનારની શી જરૂર? હુંય પાણી તો ભરી લાવું છું, મારી સાથે તળાવે આવજે તે આપણે નાહતા આવશું ને પાણી પણ ભરતા આવશું. પણ એના મનમાં તો એમ કે હું શિક્ષક થઇને પાણી ભરુ? આપણને આપણાં જરૂરી એવાં નાનાં નાનાં કામ કરતાં શરમ આવે છે ને હાથે કરીને દુઃખ વહોરી લઇએ છીએ, આવી શરમ તોડવી જોઇએ, સમજણપૂર્વક તોડવી જોઇએ આનાથી બે પૈસા બચશે એવા લોભથી શ્રમ કરવો એમ હુ નથી સૂચવતો, પણ શ્રમ કરવો એ શ્રેષ્ઠ વસ્તુ છે એવી સમજણ સ્થાપવા ને ફેલાવવા તેમ કરવાનુ કહું છુ. આવી સમજણથી અને હેતપૂર્વક જો આપણે શ્રમ નહિ કરીએ તો દેશ ટકશે નહિ ને તૂટી પડશે આજે આખો સમાજ પુરુષાર્થ કરવાને બદલે મધ્યમ વર્ગની એઠાકુ મનોદશા તરફ વળી રહ્યો છે તમે સૌ શિક્ષકો કામ કરવામાં શરમ માનનારી મધ્યમવર્ગી મનોદશામાથી જો સમાજને ઉગારી શકો અને પુરુષાર્થ તરફ વાળી શકો તો જનસમાજને સાચું પ્રૌઢશિક્ષણ આપ્યુ ગણાશે એમ કરતાં પહેલાં તમારે પોતે જ એ ફાંસલામાંથી નીકળવુ પડશે

અંગ્રેજોના રાજ્યશાસને આપણને જે અનેક નુકસાનો કર્યાં તેમાં એક નુકસાન એ પણ કર્યું છે કે તેણે આપણુ સાચુ શિક્ષણ લઈ લીધુ અને શિક્ષણનુ કારખાનું કાઢ્યુ, આટલી ચોપડી ભણે એટમે માસ્તર અંદરથી એ માણસ ગમે તેવો હોય—વ્યસની હોય, ચારિત્ર્ય વિનાનો હોય કે ગમે તેવી ખામીવાળો હોય, પણ ફાયનલ થયો એટલે એ માસ્તર બની શકે. પ્રમાણપત્ર મળી જાય એટલે બસ, પછી બીજુ કંઈ જોવાનુ જ નહિ પહેલાંના વખતમાં આવુ નહોતુ. હવે તો ભણતર અને જીવતરને જાણે કશો સબંધજ ન હોય એવી રીતે બધું ચાલે છે. પાટણમાં ગાયકવાડ સરકારને થોડી નિશાળો કાઢવી હતી તેમાં અમલદારને કહેલું હશે કે રવિશંકર મહારાજ સાથે મળીને આ કામ કરજો મે તો વસ્તીમાં ને જે જાતિમાં આ કામ ચલાવવાનું હતુ તેને નજરમાં રાખીને અભ્યાસક્રમ રચ્યો, પણ એ જોઇને પેલો અમલદાર કહે કે 'મહારાજ, તમે તો બહુ ભલા છો! પણઅહીં આવો અભ્યાસક્રમ ચલાવી શકાશે નહિ અમારે તો આમાં ચોપડીઓ જોઇએ' આમ અત્યારે સાચા જ્ઞાન ઉપર નહિ, પણ ચોપડીઓને આધારે અભ્યાસક્રમ રચાય છે. આવુ જ્ઞાન જ્યાં આપવાનુ હોય ત્યાં વિદ્યાર્થીઓનો શુ ભલીવાર

થાય,અને શિક્ષક પણ શુ કરી શકે ? ખરુ શિક્ષણ આપવુ હશે તો પુસ્તકિયા જ્ઞાનના ખોટાં બધન તોડી નાખવાં પડશે અને જીવનના સત્ય અનુભવમાંથી જ્ઞાન લેવા દેવાનું ચાલુ કરવું પડશે મને એક વાર એક કેળવણી ખાતાના અધિકારી મળેલા તેની સાથે વાત થતા એમણે કહે કે 'મહારાજ, તમે ગમે તેવા જ્ઞાની હો, પણ તમને નિશાળ ન સોંપાય એમા તો ચોપડી ને રીતસરનુ ભણતર જોઇએ તે એ ચલાવનારનો પણ રીતસરનો અભ્યાસ જોઈ એ ' આવા તો હજુ આપણે ત્યા ખ્યાલો પ્રવર્તે છે બાકી જે સાચો શિક્ષક છે તે તો ભણાવ્યા વિના રહી જ નથી શકવાનો, ભલેને પછી એ શાળા ન ચલાવતો હોય શિક્ષણ એ નોકરી કે ધધો નથી, એ તો સ્વભાવ છે, અને એવી પ્રકૃતિવાળા તમામ મારે મન શિક્ષકો જ છે

ડિગ્રીની હજુ બોલબાલા રહી, પણ શિક્ષક ભાઇઓને મારી એક વિનતિ છે કે સાચુ શિક્ષણ આપવુ હોય તો આપણી દૃષ્ટિમાં આખું પરિવર્તન કરવુ પડશે અહીં તમારે જ બે કલાક રેટિયો કાંતવાનું હતું અમારે ત્યાં અધ્યાપન વર્ગ ચાલે છે ત્યા ત્રણ કલાક કાંતવાનો નિયમ છે પણ તમે બધા શા માટે કાંતો છો એનો કદી વિચાર કર્યો છે ખરો ? કાતવાનું ગમતું કે કાંતતા તે વર્ગનો નિયમ હતો માટે ? પ્રમાણપત્ર લેવા કે સાહેબને બતાવવા માટે તો નહોતા કાતતા ને ? તમારાં કાંતણમાંથી કેટલું કપડુ થવાનુ છે એની ચોક્કસ ગણતરી રાખીને કાંતો છો ખરા ? નહિ તો એનો કશો અર્થ નથી છોકરીઓ ઘરઘર રમે છે. ઠીકરાના ચુલા કરે છે ને રસોઇ બનાવે છે, પણ ભૂખ લાગે ત્યારે ઘેર દોડી જાય છે ગામડાનાં છોકરાં ઘીનોડાંના હળ બનાવીને રમે છે પણ એમાં કઇ દાણો પાકે છે ? આપણે પણ રોજ કાંતીએ ખરા, સૂતર પણ કાઢીએ પણ એમાંથી લૂગડાં ન થાય તો એ કાંત્યુ શા કામનુ ? કાંતવુ એટલે જ લૂગડાં કરવાં. કાંતણમાથી કાપડ ન થાય તો એ સુતર નહિ પણ કસુતર જ કહેવાય. આમ આપણી એકેએક ક્રિયા અમુક હેતુપૂર્વકની જ બની જવી જોઇએ એમ થાય તો આપણી મહેનત પણ બચે, ધન પણ બચે

આપણે તો બચત કરવાનોય આપણો જૂનો સંસ્કાર વીસરી ગયા છીએ ખરું જોતાં બચત કરવી એ પેદા કરવાનુ બીજુ નામ છે. પુરુષો કરતાં સ્ત્રીઓ આ કામ વધુ સારી રીતે કરી શકે બચત એ મોટી વસ્તુ છે ને ભારે રક્ષા કરે છે બચતનો પૈસો પેટીમાં ન પડ્યો તો સમજજો કે અદરનો રૂપિયો પણ જોખમમાં છે જે બચાવતા શીખે છે તે વખત પણ બચાવે છે, ધન પણ બચાવે છે ને ધર્મ પણ બચાવે છે આજે સમાજમાં આ બાબત તરફનું ધ્યાન ઓછુ થઇ ગયું છે શિક્ષકોએ લોકોને એ માર્ગે વાળવાનું કામ ઉપાડી લેવુ જોઇએ. અમારે ત્યાં બોચાસણમાં અધ્યાપન–મંદિર ચાલે છે શિક્ષકો ભેગા થાય ત્યારે પગારની વાત નીકળેજ કહે કે 'અમે શુ ખાઇને છોકરાંને ભણાવીએ ?'

એક વાર મે કહ્યુ ' મારે તમારો પગાર પદર રૂપિયા વધારી આપવો છે ' શિક્ષકો તો આભા બનીને મારી સામું જોઇજ રહ્યા પૂછ્યુ ' કેવી રીતે ? ' મેં કહ્યુ ' ચા–બીડી છોડો એટલે પદર રૂપિયા બચી જાય. એ વધ્યા જ કહેવાય ને ? ' મારી વાત સાંભળીને સૌ હસી પડ્યા. મને થયુ કે આપણે આપણા હાથથી આપણી હાલત સુધારવી નથી ઉપદેશ આપનારો જો પોતેજ બચાવવાની કળા નહિ શીખે તો આફતને વખતે એ સમાજને શી રીતે બચાવવાનો હતો ?

તેથી સૌ શિક્ષકો, તમે જે કંઈ કરો તેનું બીજા લોકો અનુકરણ કરે અને તેમ કરીને સુખી થાય તો સમજજો કે તમે સાચે રસ્તે છો. રામ કે કૃષ્ણના જીવનમાં બીજું શું હતું ? એ કોઈને કહેવા નહોતા ગયા કે મારું કહ્યું માનજો, પણ એ જીવ્યા જ એવી રીતે કે સાચા લોક-શિક્ષક બની ગયા. તેઓ જિંદગીભર સદાચારને માર્ગે ચાલ્યા તેથી આજે હજારો વરસ પછી પણ દુનિયા એને પૂજે છે.

ઘણા કહે છે કે સદાચારને રસ્તે ચાલતા બહુ મહેનત પડે છે પણ હું એથી જુદુ જ માનું છું. એ રસ્તે ચાલતા મહેનત નથી. એક વાર એની ટેવ પાડી દેવી જોઈએ, પછી એના જેવો શાંતિદાયક બીજો માર્ગ નથી. આપણી એક એક ક્ષણ પ્રવૃત્તિમય બની રહેવી જોઈએ. આપણે જ્યાં રહેતા હોઈએ ત્યાં આખોયે વખત કંઈ ને કંઈ ઉપયોગી કામમાં લાગ્યા રહીશું. પછી ભલે એક પણ શબ્દ ન બોલીએ તોયે આજુબાજુના લોકો માટે એ ઉત્તમ પ્રકારનું પ્રૌઢશિક્ષણ બની જશે. કોઈ આવે તેની સાથે ટેલટપ્પા કરવાથી નહિ, પરંતુ ખોટો બગાડ છોડીને નાના-મોટાં ઉપયોગી કામ કરતાં થઈ જઈશું તો લોકોને સાચું શિક્ષણ આપી શકીશું. એ જ સદાચાર અને શાંતિનો માર્ગ છે.

જમાનો એવો છે કે સિક્કાથી લોકો મોહે છે ખરા, છતાં સદાચારી માણસ આવે છે તેને નમી પડે છે. એ બતાવે છે કે સદાચાર વિના શાંતિ નથી, સાચું સુખ નથી. જ્યારે સદાચાર-વૃત્તિ કેળવાય છે ત્યારે ખૂબ સુખ થાય છે, અંદરથી આનંદ પ્રગટે છે ને જીવન પ્રસન્ન બની રહે છે. શિક્ષકો સૌ શુદ્ધ અને સદાચારી બનજો.

મારા કહેવાનો અર્થ સમજજો ને અહીંથી જે શીખી જાવ છો તે તમારા ગામમાં જઈને કામે લગાડજો, ગામવાસી ભાઈબહેનોમાં જઈને સાચા જ્ઞાનનો દીવો પ્રગટાવજો. આપણા દેશના નવઘડતરનું કામ તમારા હાથમાં આવ્યું છે તો હોંશથી પાર પાડીને જીવન ધન્ય કરજો. ઈશ્વર તમને એ કાર્ય પાર પાડવાની શક્તિ આપો !

( "સ્વરાજધર્મ" માંથી ) —શ્રી રવિશંકર મહારાજ

---

# સેવામૂર્તિ ઠક્કરબાપા

હિન્દુસ્તાનનાં કરોડો દીન-દુખિયાંની મૂંગી સેવામાં છેલ્લાં ચાલીસેક વરસથી પોતાનું આયુષ્ય વિતાવનાર દલિતોના પરમસેવક શ્રી ઠક્કરબાપાએ ગઈ તા. ૨૯મી નવેમ્બરે જીવનનાં ૮૦ વરસ પૂરાં કર્યાં, દેશના મહાન આગેવાનોએ એક જાહેર નિવેદન બહાર પાડીને તે દિવસે દેશભરમાં તેમની જયંતી ઊજવવાનો આપણા દેશવાસીઓને અનુરોધ કર્યો હતો.

આપણા સમાજમાં સંત-મહા માઓની જયંતી ઊજવવાની પ્રણાલિકા પ્રાચીન કાળથી ચાલી આવી છે. રાષ્ટ્રીય અસ્મિતાના આ યુગમાં રાષ્ટ્રપુરુષોની જયંતી ઊજવવાની પ્રણાલિકા

પણ ચાલુ થઈ છે, પરંતુ ઠક્કરબાપા જેવા પુણ્યશ્લોક સેવકની જયંતી દેશભરમાં ઊજવવામાં આવે એ આ યુગની વિશેષતા છે કેમકે ઠક્કરબાપા ધર્મપરાયણ કર્મયોગી હોવા છતાંયે પ્રચલિત અર્થમાં એ કોઈ સંત-મહાત્મા નથી, તેમ પ્રખર રાષ્ટ્રપુરુષ પણ નથી તેઓ રાજ્યો કે મહારાજ્યોના સીમાડા ભૂંસનાર કે નવી સરહદો નિર્માણ કરનાર કોઈ સમર્થ રાષ્ટ્રનિર્માતા નથી, તેમ જ નકશાના રંગોને પલટાવી નાખનાર કોઈ પ્રતાપી રાજપુરુષ નથી પ્રસિદ્ધિની દૃષ્ટિએ જોઈએ તો હિન્દુસ્તાનના બીજા અનેક સમર્થ આગેવાનો તેમના કરતાં ઘણા વધારે પ્રસિદ્ધ છે કોઈને આંજી નાખે એવું એમનું વ્યક્તિત્વ નથી તેઓ તો જે કરોડો કંગાલોની ચોતે રાતદિવસ સેવા કરી રહ્યા છે એના જ સાદા અને વિનમ્ર સેવક માત્ર છે પરંતુ એમના જીવનમાં જે માનવતા છલોછલ ભરી છે એને લઈને ગાંધીજીથી માંડીને સહુ આગેવાનોએ તેમનું સ્થાન અતિ ઊંચું આંક્યું છે, અને તેથી તેમની જયંતી ઊજવવી એ ખરું જોતાં તો માનવતાનાં અભિમાનનું પર્વ ઊજવવા સમાન છે દીન દુઃખીઓમાં જેમણે નારાયણનું દર્શન કર્યું છે એવા હરિજનસેવકના જયંતી આખો દેશ ઊજવે એ આવતીકાલના જગતની મંગલ નિશાની છે એમની જયંતી ઊજવીને લોકો એક સનાતન સત્યનો ફરીથી સાક્ષાત્કાર કરશે કે આપણી આજુબાજુ જે કરોડો કંગાલો કચડાયેલા પડ્યા છે, દીનહીન અને તરછોડાયેલા પડ્યા છે, અસ્પૃશ્ય અને અવમાનિત ગણાઈ રહ્યા છે એ અને આપણે સૌ એક જ વિભુના અંશ છીએ, એક જ પરમપિતાનાં સંતાનો છીએ અને તેથી સૌ બેન-બાંધવ છીએ, એમના ઉદ્ધાર વિના આપણો સાચો ઉદ્ધાર નથી એમને આત્મભાવે ઓળખી ન લઈએ ત્યાં સુધી ઈશ્વરને ઓળખવાની બધી વાત મિથ્યા છે આપણા લોકોને આ સત્યનું કંઈક પણ દર્શન થાય તો બાપાની જયંતીનો હેતુ એટલો સફળ થયો ગણાય

ઠક્કરબાપાને આવું દર્શન જીવનમાં ઘણું વહેલું થયેલું, અને તેથી જ પૈસો, સુખસગવડ, વૈભવવિલાસ, સંસારની માયા, કીર્તિ કે દુન્યવી મહત્ત્વાકાંક્ષા વગેરે બધામાંથી છૂટીને, ઈશ્વર સિવાય જેમનું કોઈ નથી એવા દીનદુખિયાંની સેવામાં જીવનભરને માટે પરોવાઈ ગયા ચાલીસ ચાલીસ વરસથી એક જ રટણ, એક જ લગન, એક જ ધુરતાથી આજ એકધારી તપશ્ચર્યાનો દૃષ્ટાંત ખરેખર વિરલ છે. દલિતોના ઉત્કર્ષ માટે એમણે પોતાની જાત-પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું. બાપાનું પ્રસન્ન જીવન મૂગા આત્મસમર્પણની એક ભવ્ય ગાથાસમું છે

એમનું પૂરું નામ અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર મૂળ વતન ભાવનગર આજથી ૮૦ વરસ પહેલાં સને ૧૮૬૯માં ભાવનગરના એક જૂના મહાલ્લાના સાંકડા મકાનમાં ગરીબ લોહાણા કુટુંબમાં તેમનો જન્મ થયો ત્યારે એમના પિતાશ્રી પોતાના નાતીલાની પેઢીમાં ૨૦-૨૫ રૂપિયાના માસિક પગારથી નોકરી કરતા હતા પાર વિનાની ગરીબાઈ અને મહોળું કુટુંબ આવી સ્થિતિમાં ઊછરતા ઊછરતાં ગામમાં ને ગામમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યો એ જમાનામાં મેટ્રિક સુધી પહોંચેલા પુત્રને નોકરીએ વળગાડી દેવાનો લોભ કયું ગરીબ કુટુંબ રોકી શકે? પરંતુ પેટે પાટા બાંધીને પણ પુત્રને ઉચ્ચ શિક્ષણ આપવાનો પિતાનો નિરધાર, એટલે જાતે જઈને પૂના મૂકી આવ્યા વિદ્યાર્થી અમૃતલાલે એક નાનકડી ઓરડી ભાડે રાખી રસોઈ વગેરે કામ જાતે કરી લેવાનું રાખ્યું અને અત્યંત કરકસરમાં ત્રણ વરસ સુધી રહીને ઈજનેરી વિદ્યાની પદવી પ્રાપ્ત કરી લીધી

કૌટુમ્બિક જવાબદારી તો માથે તોળાઈ જ રહી હતી એટલે તુરત નોકરીએ ચડી ગયા. કુટુંબ ચલાવવાનો ને નાના ભાઈઓને ભણાવવાનો ભાર પોતાને માથે લઈ લીધો. જુદા જુદા રજવાડાંમાં ને રેલવેમાં નોકરી તૂટી ગઈ એટલે પૂર્વ આફ્રિકામાં રેલવે બંધાતી હતી ત્યાં ત્રણ વરસની બંધણીએ પહોંચી ગયા. ત્યાંનું કામ પૂરું થયે પાછા દેશમાં આવ્યા અને એમ કરતાં કરતાં ૧૯૦૪માં મુંબઈની સુધરાઈમાં જોડાયા. કુટુંબને નિશ્ચિંત કરવું એ જ જાણે એમનું તાત્કાલિક લક્ષ્ય દેખાતું હતું.

પણ ઈશ્વરે એમને માટે જુદો જ માર્ગ આંકી રાખ્યો હતો. સેવાના સંસ્કાર-બીજ તો સાવ નાનપણથી જ પિતાના જીવનમાંથી જ રોપાઈ ચૂક્યાં હતાં. ગરીબ પિતા નોકરી કરતાં કરતાં પણ ગરીબ જ્ઞાતિબંધુઓનું ધ્યાન રાખતા, વિધવાઓની વ્યવસ્થા કરતા, ધંધા વગરનાને ધંધે ચડાવવા કોશિશ કરતા ને નાતનો વહીવટ કસી કસીને કાળજીપૂર્વક ચલાવતા. છપ્પનિયા કાળમાં પૈસા માગી-ભીખીને પણ નિરાધાર નાતીલાઓ માટે એક ટંક મફત ભોજન મળે એવું રસોડું ચલાવતા ને આવા પરોપકારી કામમાં શરીર તૂટી જાય ત્યાં સુધી મહેનત કરવામાં પાછું વાળી જોતા નહિ. આ બધા સંસ્કાર-બીજ તો નાનપણથી પડેલાં જ હતાં, તે મુંબઈની નોકરી દરમિયાન વધુ ને વધુ વિકસવા માંડયાં.

ભવિષ્યને માટે કુદરત આગળથી જ અનુકૂળ સંજોગો ઊભા કરતી હોય છે—તે જ રીતે જાણે કુદરત તેમને મુંબઈની સુધરાઈમાં ખેંચી લાવી હશે. એ દિવસોમાં આખી મુંબઈ નગરીની ગંદકી ને ઉકરડો એક નાનકડી રેલવે ખેંચી લાવતી અને ચેમ્બુર નજીકના જંગલમાં ઘણા એકર જેવડા મોટા ખાડામાં એ બધું ઠલવાતું. આ કામ શ્રી. અમૃતલાલ ઠક્કરની દેખરેખ નીચે ચાલતું. નરક વહેવા કરતાંય આ કામ મુશ્કેલ હતું, પણ નરક વહેનારા ભંગી લોકો તો એનાથી ટેવાઈ ગયેલા હતા. એમનો ભંગીવાસ ખરેખર નરક સમાન હતો. કંગાલ, કરજદાર, જુગારી અને બીજી અનેક રીતે ભ્રષ્ટ થયેલા આ અસ્પૃશ્ય લોકોની દુર્દશા જોઈને આ જુવાન અધિકારીનું કોમળ હૃદય કંપી ઊઠયું. એનું જીવન ખારું થઈ ગયું. એના બીજા બધા રસો જાણે સુકાઈ ગયા ને એની નજર સામે જીવનકાર્યનો માર્ગ જાણે સ્પષ્ટ અંકાઈ ચૂક્યો. કૌટુમ્બિક મર્યાદાઓ તો પડેલી જ હતી એટલે બીજું તો શું થાય, પણ દિવસે દિવસે તેઓ આ લોકોના સામાજિક અને નૈતિક પ્રશ્નોમાં ઊંડા ઊતરતા ગયા અને નોકરીના કલાકો સિવાયનો બધો સમય આ પતિત લોકોના ઉત્કર્ષ માટેના સેવાકાર્યમાં ગાળવા લાગ્યા. એમની અંતરદૃષ્ટિ સામે જાણે એક નવી જ સૃષ્ટિ ઊઘડી પડી અને તેમનાં શરીર-મન-પ્રાણ વગેરે બધું જ એમાં રોકાઈ ગયું.

આ સ્થિતિમાં સંસારસુખને અવકાશ જ ક્યાંથી રહે? અમસ્થાયે સંસારસુખનો તેમને કદી બહુ રસ પડયો દેખાતો જ નથી. પહેલાં પરણેલા. એક પુત્ર થયો તે છ વરસનો થઈને ગુજરી ગયો. પત્ની મોટે ભાગે બિમાર રહેતાં. તે બિમારીમાં ને બિમારીમાં મરણ પામ્યાં. પિતાના સંતોષ ખાતર બીજી વાર પરણેલા, પણ તે પત્ની પણ કાળક્રમે ગુજરી ગયાં. વિધાતા જાણે એના ભાવિ જીવન માટેની ભૂમિકા તૈયાર કરતી હતી!

મુંબાઈ નોકરી દરમિયાન એના સેવાના સંસ્કાર જોર કરી કરીને ઊઠતા હતા. એ દરમિયાન જેમણે એમના જીવન ઉપર ભારે પ્રબળ છાપ પાડેલી છે એવા ત્રણ મહાનુભાવોના પરિ-

ચયમાં આવ્યા. એક શ્રી. શિન્દે, બીજા કર્વે દાદા, અને ત્રીજા હિંદ સેવક સમાજવાળાશ્રી દેવધર. હરિજનસેવાનો દેશમાં કોઈને ખ્યાલ પણ નહોતો એ દિવસોમા શ્રી. શિન્દે હરિજનો માટે પૂનામા એક આશ્રમ ચલાવતા અને દલિતોદ્ધારનું વિકટ કામ કરતા કર્વે દાદા ઘેરઘેર ફરીને પૈસો બીણી લાવતા એમાંથી ગરીબ-દુ:ખી, બહેનોને મદદ કરતા ને કોઇ વિધવા કે ત્યકતા દુ ખિયારીને ઝૂંપડે ઝૂ પડે જઇને તેને ભણાવતા ને તેના નિરાશામય જીવ નમા આશા અને આશ્વાસનનુ અમી પૂરતા. શ્રી. દેવધર દલિતોના ઉત્કર્ષ માટેની વ્યવસ્થિત અને યોજનાપૂર્વકની પ્રવૃત્તિ ચલાવતા અને ,અવિરામ કામ કરતા શ્રી અમૃતલાલભાઇના જીવનમાં પિતા તરફથી જે સેવાવૃત્તિના સંસ્કારો પડેલા તેને આ ત્રણ મહાનુભાવોના સમાગમથી પોષણ મળ્યુ શ્રી દેવધરને કારણે તેઓ હિન્દ સેવા સમાજ જેવી મહાન દેશવ્યાપી સેવાસંસ્થાના પરિચયમાં આવ્યા ને દેશના ગરીબોના ઉદ્ધાર માટેનુ વ્યવસ્થિત તેમ જ યોજનાબદ્ધ કામ કરવા માટે આ સંસ્થાના જીવનભરના સેવક બની જવાનો સંકલ્પ કરી નાખ્યો .

આ દરમ્યાન નાના ભાઇ દાક્તર થઇને ધંધે લાગી ગયેલા કુટુંબની જવાબદારી પોતાને માથે ઉપાડી લઇને મોટાભાઇને સેવાકાર્ય માટે છૂટા કરવાની તેમણે તૈયારી પણ બતાવી, પરંતુ પિતાનું મન માનતું નહોતુ . ' મારો દેહ પડે ત્યાં સુધી નહિ, પછી તને ઠીક લાગે તેમ કરજે ' એ એનાં વચનો હતા લકવાના દર્દથી બિમાર, પથારીવશ અને વૃદ્ધ પિતાને દુભવવાની હિંમત ચાલતી નહોતી એટલે નોકરી છોડવાની ઉતાવળ કરી નહિ, પરંતુ અંતરથી તો તેઓ ત્યાગી બની જ ચૂકયા હતા છેવટે પિતાના અવસાન પછી ૧૯૧૪ની સાલમાં તેમણે નોકરી છોડી, કુટુંબની જવાબદારી છોડી અને જીવનભરની સેવાધર્મની દીક્ષા લઇ લીધી

એ ક્ષણથી માંડીને આજની ઘડી સુધી એમનો સેવાયજ્ઞ અખંડ ચાલુ રહ્યો છે એમની દોરવણી નીચે આજ સુધીમાં અનેક મહાન કામો ચાલ્યા છે ને ઉકેલાયાં છે એમને હાથે અનેક સંસ્થાઓ અને કાર્યતંત્રો રચાયાં છે ને કેટલાય સેવકો ઊભા થયા છે મોટી રાજકીય ઉથલ-પાયલોમા તેમનુ નામ નથી ગણાતુ નામ નથી ગણાતુ એ સાચુ, પરંતુ આ દેશમાં કાઠિયા-વાડથી આસામ સુધી અને પંજાબથી મદ્રાસ સુધીનાં લાખો ગામડાંમાં કરોડો દુ:ખિયારાંને મન તેમનુ નામ માત્ર આશા અને આશ્વાસન આપનારું નીવડે છે. એ બધુ તેમની સતત સેવા-સાધનાને આભારી છે.

એમનાં અગણિત સેવાકાર્યોને તો શી રીતે ગણાવી શકાય ? હિંદ સેવક સમાજમા જોડાયા કે તુરત સંયુક્ત પ્રાન્તનુ દુષ્કાળ સંકટ નિવારણનું ભગીરથ કામ તેમને સોંપવામા આવ્યુ ત્યાં એમણે પોતાની વ્યવસ્થા શક્તિનો પરિચય કરાવ્યો મફત અને ફર-જિયાત પ્રાથમિક કેળવણીના ખરડાને અંગે સ્વ વિઠ્ઠલભાઇ પટેલે તેમને ગુજરાતમા મોકલ્યા ત્યાં રાતદિવસ ગામડે ગામડું ખૂંદી વળ્યા અને પોતાની ઉદ્યમશક્તિનો તેમ જ ખંતીલપણાનો ખ્યાલ આપ્યો ૧૯૧૮ માં તાતાના કારખાનામાં કમાલ મજૂરો માટે સસ્તા માલની દુકાનો ચલાવવા માટે ત્યાં થાણું જમાવ્યું ને આખી યોજના સફળતાથી ચલાવી બતાવી ૧૯૨૦ મા ઓરિસ્સામાં ભયંકર દુષ્કાળ પડયો ભલભલાનાં મગજ ભમી જાય એવું હતુ. અતિશય ધીરજ અને ઊંચા પ્રકારની ઈશ્વરનિષ્ઠા સિવાય એ કામને પહોચવુ અશકય હતું. ઠકકરબાપા વિના

બીજું કોણ એ પાર પાડે ? એ પછી પંચમહાલનો દુષ્કાળ પાર ઉતારવા પહોંચ્યા કાઠિયાવાડમાં ખાદી-કામના પગરણ કરવા માટે ત્યાં થાણું નાખ્યું. અર્ધગુલામ જેવી સ્થિતિ ગુજારતા ગુજરાતના ભીલોના ઉત્કર્ષનું કામ ૧૯૨૨ માં હાથમાં લીધું ભીલ સેવા મંડળની સ્થાપના કરી કેટલાક જુવાનોને સેવાકાર્યની દીક્ષા આપી અને દસ વરસ સુધી અવિશ્રાંત કામ કરીને એ સંસ્થાનાં મૂળ ઊંડાં નાખ્યાં, એટલુંજ નહિ, પણ હિંદભરનાં દલિતોના ઉત્કર્ષ માટેનો નમૂનેદાર ગઢ આપી દીધો ૧૯૩૨માં બાપુએ હરિજન પ્રશ્નને ખાતર પોતાના પ્રાણ હોડમાં મૂક્યા અને એ ઐતિહાસિક સફળ ઉપવાસ પછી અખિલ હિંદ હરિજન સેવક સંઘ સ્થપાયો તેનું સુકાન ઠક્કરબાપાને સોંપાયું. ઠક્કરબાપાએ એ પ્રશ્નને માટે હિંદભરમાં પ્રવાસ કર્યો અને આખા દેશમાં એક કાર્યતંત્ર ઊભું કરી દીધું. આજે એ સંસ્થા ૨૫-૩૦ પ્રાન્તિક શાખાઓ અને ૩૦૦ જેટલી જિલ્લા-શાખાઓ મારફત અનેક કેન્દ્રો અને આશ્રમો સ્થાપીને કામ કરી રહી છે. એના સંચાલનની જવાબદારી ૮૦ વરસના એ બુઢ્ઢા ઉપાડી રહ્યા છે.

અસ્પૃશ્ય હરિજનોના પ્રશ્ન પ્રત્યે તો દેશનું ધ્યાન ઠીકઠીક ખેંચાયું હતું, પણ ત્રણ કરોડ જેટલા સ્પૃશ્ય લોકો એવા છે કે જેમની હાલત અસ્પૃશ્ય કરતાંય બૂરી છે હરિજનોના કામને અંગે ઊંડાણવાળા વિસ્તારોમાં રખડતાં, જેઓ અર્ધમાનવ જેવી અવસ્થા ગુજારી રહ્યા છે એવા આ ભૂમિના આદિવાસીઓ તરફ બાપાનું ધ્યાન ખેંચાયું અને એ પ્રશ્ન તેમણે પોતાનો કરી લીધો આસામ, ઓરિસ્સા, મધ્યપ્રાંત, રજપૂતાના, મદ્રાસ અને બીજા પ્રાન્તોમાં તેઓ આ માટે રખડ્યા જુવાનો માટે પણ જ્યાં પ્રવાસ કરવાનું મુશ્કેલ ગણાય એવાં જંગલોમાં તેઓ ઘૂમ્યા અને જંગલી જાતિઓના સંપર્કમાં આવ્યા. ધણી વગરનાં, સમાજે ત્યજેલાં, વેપારીઓ અને જમીનદારોને હાથે સતત શોષણ પામતાં ને ખ્રિસ્તી મિશનરીઓને હાથે વટલાતાં આ માનવ-કંગાલોને જોઈને તેમનું દિલ દ્રવી ઊઠ્યું ત્રણ કરોડ જેટલાં આ હિન્દવાસી માનવબંધુઓ તરફ એણે સરકાર તથા શિષ્ટ સમાજનું ધ્યાન ખેંચ્યું, એમની વચ્ચે સેવાનાં થાણાં નાખવાનું સુઝાડ્યું ને આ દેશના એક પ્રાણપ્રશ્નને પ્રકાશમાં લાવી મૂક્યો. હિંદના કરોડો આદિવાસીઓને આ દેશની, એના રાજતંત્રની, એના રાજપુરુષોની કંઈ જ ખબર નથી. જંગલમાં વસનારી એ જાતિઓએ શહેરો કે સુધરેલા જગતનું દર્શન પણ ભાગ્યેજ કર્યું હશે. આપણી ભાષા કે જીવનવ્યવહારોને પણ એ લોકો સમજતા નથી અને છતાંએ એ સૌ લોકો ઠક્કરબાપાને ઓળખે છે, ઓળખે છે એટલુંજ નહિ પણ એમને એ પોતાના સ્વજન ગણે છે બાપા સાથેના વ્યવહારમાં એમને કોઈને ભાષાની મુશ્કેલી નથી નડતી, કેમકે ભાષા વગરનાં એ લોકો પ્રેમની ભાષા જાણે છે અને જગતમાં પ્રેમની ભાષા બધે એક જ હોય છે. આમ ઠક્કરબાપા આજે હિંદનાં ગરીબો, દલિતો, આદિવાસીઓ, સ્પૃશ્ય-અસ્પૃશ્ય પણ કચડાયેલાં ત્યજાયેલાં તરછોડાયેલાં ચુસાયેલાં સૌ ભાંડુઓ સાથે એકજીવ બની ગયા છે ને આપણને સૌને એ ભાંડુઓ પ્રત્યે આત્મભાવ કેળવી એમને ઊંચે લાવવાનું શીખવી રહ્યા છે.

એમના અપાર ગુણોનું વર્ણન પણ શી રીતે થઈ શકે ? સાદાઈ અને નમ્રતામાં તો હરીફાઈ કરવી મુશ્કેલ, પરંતુ સાદાઈ અને નમ્રતાની સાથે જે યોજનાશક્તિ, વ્યવસ્થાશક્તિ ચોકસાઈ, નિયમિતતા, દૃઢતા, અવિરત ઉદ્યમ કરવાની શક્તિ, સખત નિયમપાલન, ખંતથી

પણ અને ભારે લાંબા પ્રવાસો ખેડવાની શક્તિ તેમનામાં છે તે લગભગ અજોડ છે. આજે ૮૦ વરસની ઉંમરે પણ તેઓ એટલું જ કામ ખેંચે છે ને સખત ગીરદીવાળી ગાડીમાં કે ગામડાંમાં એવા જ લાંબા પ્રવાસો વેઠે છે ઘણીવાર એમ થાય છે કે આ ઉંમરે આટલી બધી શક્તિ ક્યાંથી આવતી હશે ? ધ્યેયની ઉત્કટતા અને અનન્ય માનવપ્રેમ સિવાય ગમે તેવા સારા શરીરવાળાને માટે પણ આ શક્ય નથી

ઠક્કરબાપા માત્ર આપણા દેશનું જ નહિ, પણ સમસ્ત માનવજાતિનું એક અણમોલ રત્ન છે. એમના જેવા પુણ્યાત્માઓને લઇને આપણો દેશ ઉજળો છે આપણે ઇશ્વરની પ્રાર્થના કરીએ કે દીન-દરિદ્રોની સેવા માટે એમને આરોગ્ય અને દીર્ઘાયુ આપે અને આપણને પણ એમની સેવાશક્તિનો મંત્ર આપે !                    ( " સ્વગજધર્મ " માંથી )

---

# સર્વોદયની વાણી

હિંદુસ્તાનના બધા ધાર્મિક સાહિત્યમાં સત્યને બહુ જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. પરંતુ હિંદુસ્તાનમાં ચોતરફ અસત્ય જ ફેલાયેલું જોવા મળે છે. સાધારણ બજારમાં જઇએ તો ત્યાં જૂઠનો જ વહેવાર ચાલે છે હું કાળાબજારની વાત કરતો નથી સફેદ બજારમાંય આવું ચાલે છે. કોઇ બાળક દુકાન પર ચીજ ખરીદવા જાય તો દુકાનવાળો એને ઠગ્યા વિના નહિ રહે એને એમ નહિ લાગે કે એક અજ્ઞાન બાળક દુકાન પર આવ્યો છે તો એને ઉત્તમમાં ઉત્તમ વસ્તુ આપવી જોઇએ અને પૂરું તોલ આપવું જોઇએ એને તો એમ લાગે છે કે મારે સારુ આ કમાવાનો મોકો છે એને એમ સૂઝતું નથી, કે સારી ચીજ દેવી, પૂરું તોલ આપવું અને ગ્રાહકનો પ્રેમ સંપાદન કરવો એ સૌથી સારો વેપાર છે બહુ જ દુ:ખની વાત છે કે આપણા આ પ્રાચીન દેશમાં હરવખત જૂઠ ને જૂઠ જ ચાલી રહ્યું છે એથી આપણી શાળાઓમાં સત્યનિષ્ઠા નિર્માણ કરવાનો આપણે અધિકથી અધિક પ્રયત્ન કરવો જોઇએ છોકરાઓ પર હમેશાં વિશ્વાસ રાખવો જ જોઇએ છોકરાઓ જે કહે એ સાચું છે એમ સમજીને ચાલવું જોઇએ. એથી જ આપણે એમને સુધારીશું અને એમનામાં સત્યનિષ્ઠા નિર્માણ કરી શકીશું. જે સત્યનિષ્ઠ હોય છે એ હમેશાં બીજા પર વિશ્વાસ રાખે છે

ત્રીસ વરસ પહેલાંની વાત છે એ વખતે હું કાશીમાં હતો. હું એક દુકાન પર તાળું ખરીદવા ગયો હતો મારી એવી ટેવ હતી કે ચીજ લેવી ન હોય તોપે એનો ભાવ પૂછી રાખતો એથી હું તાળાની કિંમત જાણતો હતો. દુકાનવાળાએ તાળાની કિંમત દસ આના બતાવી હું જાણતો હતો કે એની કિંમત ત્રણ આના છે મેં દુકાનવાળાને કહ્યું કે આ તાળાની કિંમત ત્રણ આના છે એ હું જાણું છું, પરંતુ તમે દસ આના કહો છો તો હું દસ આના આપું છું. દસ આના આપીને હું તાળું લાવ્યો એ દુકાન પાસે થઇને મારો જવાનો રસ્તો હતો એટલે મારે ત્યાંથી

હમેશાં નીકળવાનુ રહેતું એક વખત હુ દુકાન પાસેથી જતો હતો ત્યારે દુકાન પર કોઇ ન હતું તે વખતે દુકાનદારે મને બોલાવ્યો શી ખબર એના મનમાં શુ થઈ આવ્યુ કે એણે મને કહ્યુ "તાળાની કિંમત ત્રણ આના હતી, આ સાત આના પાછા લો." મારી આંખમાં આંસુ આવ્યાં મને એવી કોઇ અપેક્ષા નહોતી મેં માન્યુ કે ઇશ્વરે મને સત્યનિષ્ઠાનો પાઠ આપ્યો. પર તુ એમ બને કે ઇશ્વર હમેશા નયે કરે ભગવાન ભક્તની વળી કસોટી વધુ કરે છે. એથી લોકોના દિલ પર આપણી સત્યનિષ્ઠાની કશી અસર ન જણાય તો પણ આપણે સત્યનિષ્ઠ રહેવુ જોઇએ. ("બ્યાગબાપુ"માંથી)

—વિનોબાજી

# ગુજરાત કેવળ લક્ષ્મીપૂજક નથી.

અમને કેવળ લક્ષ્મીપુજકો કહેવામા આવે છે, અને ગુજરાત પોતે પણ ઘણી વાર એ વાત નીચે મોઢે સ્વીકારે છે, પરન્તુ ગુજરાતનો ઇતિહાસ તો સિદ્ધ કરે છે કે અમે સરસ્વતીની ઉપાસના પણ કઈ જેવી તેવી નથી કરી વલભીપુરના સમયમાં ઈસ્વીની ૭મી સદીમાં હ્યુએનસ ગ પોતે વલભીપુર આવેલો ત્યારે એને ત્યાંની વિદ્યાપીઠની નાલંદાની વિદ્યાપીઠ સાથે સરખામણી કરી છે અને કહ્યુ છે કે ત્યાં દશ હજાર વિદ્યાર્થીઓ રહેતા અને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ લેતા હતા જૈનધર્મ સાહિત્યનું સ શોધન અને પુસ્તકોની પુનર આવૃત્તિઓ વલભીપુરમાં થઇ હતી

પાટણના ગુર્જરેશ્વરો વિદ્યાભ્યાસ ગી અને વિદ્વાનોના ભકત હતા સહસ્રલિંગની ચારે બાજુના ઓવારાઓ શાળા, પાઠશાળાઓ, સભાસ્થાનો અને પુસ્તકાલયોથી અલંકૃત હતા.

હેમાચાર્યે પહેલુ સિદ્ધહેમ લખ્યું તેને તો આજે હજાર વર્ષ થઇ ગયા છે તે પહેલાં ગુજરાતની પાઠશાળાઓમાં માળવાનુ વ્યાકરણ ભણાવાતું સિદ્ધરાજને એ વાતની હીણપત લાગી અને એણે હેમાચાર્યને કહ્યું કે ગુજરાતમાં તો ગુજરાતીને હાથે લખાયલું વ્યાકરણ જ શિખવાડવુ જોઇએ. તે ઉપરથી હેમાચાર્યે રાજા સિદ્ધરાજ અને પોતે હેમાચાર્ય એ બન્ને નામ જોડીને એ મહાન ગ્ર થ લખ્યો હતો.

રુદ્રમહાલ, સોમનાથ અને દેલવાડાનાં દેવાલયો અમારી શિલ્પ અને સ્થાપત્ય કલાનાં સાક્ષીરૂપે હજી ઊભાં છે ઊંડી ધર્મભાવના વગર કે સરસ્વતીની ભક્તિ વગર એ થાત નહિ

સ્વ. રવીન્દ્રનાથ ટાગોરે ઉપવન વિદ્યાપીઠોની બહુ પ્રશ સા કરી છે ગુજરાતમાં ઇડરના બ્રહ્મખેડ પાસે બ્રહ્મક્ષેત્ર વિદ્યાપીઠ હતી અને પાટણના મોઢેરાના સૂર્ય મ દિર પાસે ધર્મારણ્ય હતુ સ્કંદપુરાણમા નીચેની વિગતવાર સાબિ ી મળે છે

પાટણની પડતી સુધી એ સારી સ્થિતિમાં હતા ત્યાં વિદ્યાર્થીઓ પાસે ફી કે ખાધાખર્ચ કઈ જ લેવામાં નહોતું આવતું રાય અને ર કને કેળવણી મફત મળતી

૧૪૧૨ પછી અમદાવાદ વસ્યુ ત્યાં પણ હાલની કોલેજો જેવી મ દ્રેસાઓ હતી શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીએ એવી એક મદ્રસાનો અહેવાલ પ્રગટ કર્યો છે અને અમદાવાદ મ્યુનિસિપલ સમાચારે એ સ્થળની છબીઓ આપી હતી.

અમારાં મ દિરો અને મસ્જિદોની કોતરણી અનુપમ છે અને અમારા શિલ્પીઓ, જે સોમપુરા બ્રાહ્મણો છે તેમનાં કામ ઉત્તરે અજમેર સુધી, દક્ષિણે સોપારા સુધી, પૂર્વે માળવા સુધી અને પશ્ચિમે સમુદ્રતટ સુધી વ્યાપેલાં છે

ભૃગુપુર પણ વિદ્યાનું ધામ હતું અને ભાર્ગવ ગુરુકુળમાં પણ દસદસ હજાર વિદ્યાર્થીઓ ભણતા એમ ભરૂચના વૃદ્ધ વિદ્વાનોએ મને કહેલું છે.

જૈનોના ગ્રંથભંડારો સુપ્રસિદ્ધ છે ડૉ. ભાંડારકરના ઐતિહાસિક સંશોધન ભુવનમાં ૭૫ ટકા પુસ્તકો ગુજરાતના છે એમ મુનિશ્રી જીનવિજયજી મને કહેતા હતા

સૌરાષ્ટ્રની રસધાર અને એવાં પુસ્તકોથી સ્વ. મેઘાણીએ અમારા લોકસાહિત્યની વિપુલતા અને સમૃદ્ધિનો ખ્યાલ આપ્યો છે

વીરતા કે સુસંસ્કારમાં ગુજરાત કોઈથી પાછળ ન હતું.

અમારી સ્ત્રીઓના ગરબાનો બીજે કોઈ સ્થળે જોટો નથી

૧૪મી સદીથી આજ સુધી ગુજરાતમાં કવિઓ અને ભક્તો તત્ત્વજ્ઞાનીઓ અને સંતો થયા જ કર્યા છે

અમારી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેને અમે હવે વિદ્યાસભા કહીએ છીએ એનો શતાબ્દી મહોત્સવ નામદાર જવાહરલાલ નહેરૂને પ્રમુખપદે હમણાં જ અમે ઊજવ્યો. નવા જમાનાનું યોગ્ય સાહિત્ય જેણે તૈયાર કર્યું છે અને ગુજરાતી ભાષાના વિકાસ અને અભિવૃદ્ધિ અર્થે એ સ્થાપવામાં આવી હતી એવી જાતની સંસ્થાઓમાં એ હિંદમાં જૂનામાં જૂની છે.

સ્વ. ભિક્ષુ અખંડાનંદે લોકભોગ્ય સાહિત્યની સસ્તા સાહિત્ય પ્રચારક મંડળ દ્વારા રેલ રેલાવી છે

સાક્ષરો, લેખકો, તંત્રીઓ, કવિઓ અને વિજ્ઞાનીઓ પણ ગુજરાતમાં જેવા તેવા નથી થયા. સ્વ. ભગવાનલાલ ઇન્દ્રજીએ ઐતિહાસિક શોધખોળનું કામ અંગ્રેજી રાજ્ય દરમિયાન સૌથી પહેલું સફળ રીતે પાર પાડ્યું હતું અને જયકૃષ્ણ ઇન્દ્રજી જેમની જયંતી ગુજરાતભરમાં આજકાલ ઊજવાઈ રહી છે તેમણે ખુદ પોતાની શોધખોળને પરિણામે વનસ્પતિ શાસ્ત્રના ઉત્તમ ગ્રંથો લખ્યા છે.

મહાત્માજીના આવ્યા પછી તો અમારી ભાષા અને સાહિત્યને નવજીવન પ્રાપ્ત થયું સરળતા શુદ્ધિ અને બળમાં, સામાન્ય માણસ પણ ઝટ સમજી શકે અને છતાં જ્ઞાનના ઊંડાણમાં આજ ગુજરાતી ભાષાની તોલે આવે એવી બીજા પ્રાંતની ભાષાઓ ભાગ્યે જ વિકાસ પામી હશે એમની પ્રેરણાથી નવજીવન–કાર્યાલય તથા વિદ્યાપીઠ ગ્રંથમાળાઓ શરૂ થઈ અને એણે લોકશિક્ષણ માટે ઉપયોગી પુસ્તકો અને નવજીવન તથા હરિજનબંધુ આજદિન સુધી પ્રગટ કરવાં ચાલુ રાખ્યાં છે.

આ ગુજરાત વિદ્યાપીઠ તો બહુ વર્ષો પહેલાં ગુજરાતે ચાલુ કરી હોત મહાત્માજીની વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર "સા વિદ્યા યા વિમુક્તયે" હતો પરરાજ્યમાં જે સ્વતંત્ર વાતાવરણ એને જોઈતું તે નહીં મળેલું છતાં આઠ વર્ષ ગુજરાત વિદ્યાપીઠ ચાલી તે દરમિયાન એણે પૃથ્વીની કોઈપણ વિદ્યાપીઠ કરતાં વધારે સિદ્ધિઓ મેળવી હતી

સૈન્ય ભરતીને કારણે મહાત્માજીએ એ વિદ્યાપીઠ બંધ કરી પણ ભારત માતાએ સ્વતંત્રતાની હાકલ કરી ત્યારે અમારો એકેએક વિદ્યાર્થી, પ્રોફેસર, શિક્ષક, પટાવાળો કેટલાકની સ્ત્રીઓ, સુદ્ધાં અને ઝાડુદાર સુદ્ધાં જેલયાત્રાએ ગયાં હતાં.

માધ્યમને માટે ગુજરાત યુનિવર્સિટીને કંઈ જ હરકત પડવાની નથી અને પ્રમુખ સાહેબ ! આ બિલમાં આવતી શરતથી અમે તમામ અભ્યાસક્રમ ગુજરાતી દ્વારા આપી શકીએ તેવી પૂરેપૂરી જોગવાઈ છે

પ્રોફેસરોને માટે પણ હું શંકાશીલ નથી નામદાર વડાપ્રધાન અને સરકાર જો અધ્યાપકો અને શિક્ષકોની પ્રતિષ્ઠા વધારશે અને એમની આર્થિક સ્થિતિમાં યોગ્ય સુધારો કરશે તો ગુજરાત યુનિવર્સિટીને આદર્શ ગુરુઓ જરૂર મળશે

(બુદ્ધિપ્રકાશ)

ડૉ. હરિપ્રસાદ દેસાઇ

# અંગ્રેજીની નાગચૂડમાંથી ક્યારે છુટાશે?

૧૯૪૭ ના ઑગસ્ટની ૧૫મી તારીખે આપણને રાજકીય સ્વાતંત્ર્ય મળ્યું અને અંગ્રેજો તો ગયા પરંતુ આપણા દિલમાંથી અંગ્રેજીનો મોહ જતો નથી. આ બાબતમાં તો સ્વરાજ મળ્યા પછી ઉલટી ગંગા વહેવા માંડી છે. દેશી રાજ્યોમાં જ્યાં રાજકારભાર બ્રિટિશના સમયમાં પણ દેશી ભાષામાં ચાલતો હતો ત્યાંયે હવે અંગ્રેજી દાખલ થવા માંડ્યું છે. ગામડાંને ઉપયોગી લખાણો અને કાયદા કાનૂનો પણ અંગ્રેજીમાં જોવા મળે છે, ત્યારે ખરેખર ખેદ અને આશ્ચર્ય થાય છે અને દિલમાંથી પ્રશ્ન ઉઠે છે: અંગ્રેજી ભાષાની નાગચૂડમાંથી ક્યારે છુટાશે?

હિંદી મંત્રમાં ભળેલાં લગભગ બધાં દેશી રાજ્યોમાં દેશી ભાષામાં જ કારોબાર ચાલતો હતો. વડોદરા રાજ્યમાં સઘળો કારભાર ગુજરાતીમાં ચાલતો હતો. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનો તો એટલે સુધી હુકમ હતો કે ગુજરાતી લખાણ પર અમલદારથી બીજી ભાષામાં સહી પણ થઈ શકે નહિ. રાજકાજના ઉપયોગ માટે તેમણે એક શબ્દકોશ તૈયાર કરાવ્યો હતો તે 'શ્રી સયાજી શાસન શબ્દકલ્પતરુ' નામથી પ્રખ્યાત છે. ગુજરાતી ભાષામાં રાજકારભાર ચાલતો તેથી ગામડાંના લોકોને ઘણી અનુકૂળતા અને રાહત મળતી. જ્યાં કારોબારમાં ગુજરાતીનો આટલો બધો આગ્રહ રખાતો હતો, તે વડોદરા રાજ્યમાં જ તે હવે હિંદી સંઘમાં ભળી જતાં ગુજરાતીની જગ્યાએ એટલો જ આગ્રહ અંગ્રેજીને માટે રખાય છે. જ્યાં પ્રજાના બે ટકા પણ અંગ્રેજી જાણનારા નથી, ગુજરાતી જાણનારા સોએ સો ટકા છે, ત્યાં ગુજરાતી બંધ કરી અંગ્રેજીનો આગ્રહ રાખવાનું કારણ કોઈની સમજમાં ઊતરે એમ નથી. સરકારની જાહેરાતો અને હુકમો અંગ્રેજીમાં, કચેરીઓના મુકદ્દમા અને ફેંસલા અંગ્રેજીમાં, ખાતાં અને હોદ્દાઓનાં નામો અંગ્રેજીમાં હોય ત્યાં ગામડાંનાં માણસો શું સમજી શકે?

ગુજરાતમાં હજારો ગામડાં એવાં છે કે જ્યાં એકપણ માણસ અંગ્રેજી ભણેલો મળે નહિ. પરંતુ આજ ગામડાંના ઉદ્ધારની યોજનાઓ, જાહેરાતો વગેરે અંગ્રેજીમાં બહાર પડે છે. સરકારના કાયદાકાનૂનો, કચેરીના ઠરાવો અંગ્રેજીમાં હોય છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, પંચાયતો, લોકલ બોર્ડો વગેરેમાં અંગ્રેજી દાખલ થયું છે. શું આમાં સ્વરાજ્યની અને ગામડાંના લોકોની હાંસી નથી?

સૌરાષ્ટ્રમાં પ્રજાકીય પ્રધાનમંડળ આવતાં ત્યાંના વડા પ્રધાન માનનીય ઢેબરે જાહેર કર્યું હતું કે સૌરાષ્ટ્રનો સઘળો રાજકારોબાર ગુજરાતીમાં ચાલશે. પરંતુ તેમની આજ્ઞાપત્રિકા જોઈ ત્યારે 'આજ્ઞાપત્રિકા' એ શબ્દ સિવાય બધું લખાણ અંગ્રેજીમાં હતું! સૌરાષ્ટ્રની અજ્ઞાન જનતા આ આજ્ઞાપત્રિકામાંથી શું વાંચે?

આપણા દેશનેતાઓ ઇચ્છે છે કે ગામડાંની ગરીબ પ્રજાને હાડમારી અને મુશ્કેલી સિવાય બહુ જ સોંઘી કિંમતે ન્યાય મળવો જોઈએ. પરંતુ અદાલતના કામમાં અંગ્રેજી દાખલ થતાં, અંગ્રેજીનું ગુજરાતી સમજવા અને કચેરીઓમાં રાહત કે દાદ મેળવવા સારુ ગુજરાતીનું અંગ્રેજી

કરવામાં ગામડાંની પ્રજાને ભારે પરાધીનતા વેઠવી પડે છે અને ગજા બહારના ખર્ચમાં ઊતરવું પડે છે. અમલદારો ગામડાંના લોકોની ભાષા ન જાણતા હોય તો તેમનાં દુઃખો અને હાડમારીઓ કેવી રીતે સમજી શકશે અને સાચો ન્યાય આપી શકશે ? જો તેઓ તે જાણતા જ હોય તો નાહકનું અંગ્રેજીનું બંધન શાને માટે ?

જુદી જુદી સમિતિઓના કામકાજમાં મને અનુભવ થયો છે કે અમલદારો અને સભ્યો બધાય ગુજરાતી જાણતા હોય છતાં મોટા ભાગનું કામકાજ અને ચર્ચા અંગ્રેજીમાં જ.

દેશની આમજનતા સાથે એકરૂપ થવા માટે રાજકારોબાર પ્રાંતિક ભાષા દ્વારા અને જરૂર હોય ત્યાં રાષ્ટ્રભાષા દ્વારા થવો જોઇએ. રાજકારોબારમાં હાલ પંદર વર્ષ સુધી અંગ્રેજી ચાલુ રાખવાનો ઠરાવ થયો છે. એ વસ્તુસ્થિતિ સમગ્ર દેશવ્યાપી વહીવટ માટે ભલે સ્વીકારી લેવાય પણ પ્રાંતિક વહીવટ તો પ્રાંતિક ભાષામાં જ ચાલવો જોઇએ. રાજકારોબારમાં અંગ્રેજી હજુ પંદર વરસ સુધી ચલાવવું, એનો અર્થ એવો ન થવો જોઈએ કે જ્યાં કારોબાર સ્વભાષામાં ચાલતો હતો ત્યાં પણ દેશી ભાષાને સ્થાને અંગ્રેજી દાખલ કરવું. પંદર વર્ષ પછી તો અંગ્રેજી જવું જ જોઇએ એ ઠરાવનો તો આવો અર્થ છે. પરંતુ અંગ્રેજી દાખલ કરીને અંગ્રેજીને કાયમ કરવાનો પ્રયત્ન જાણે થઈ રહ્યો છે ! અંગ્રેજીની પંદર વરસની મુદતના ઠરાવનું હાર્દ સમજવું જોઇએ કે એનો અક્ષરાર્થ ? જ્યાં સ્વભાષા છે તેને જેમના તેમ રાજકારોબારમાં ચાલુ રાખી હોત તો જ આ ઠરાવનો સાચો અર્થ થયો કહેવાત.

રાજકારોબારમાંથી અંગ્રેજીને અંતિમ વિદાય આપવા માટે પંદર વર્ષની મુદત નક્કી કરી છે તે આજના પ્રગતિશીલ જમાનામાં ઘણી લાંબી ગણાય. સરદાર વલ્લભભાઇ પટેલ કુનેહ અને મુત્સદ્દીગીરીથી જુદાં જુદાં પાંચસો દેશીરાજ્યોના પ્રશ્નનો એક વરસના ટૂંકા ગાળામાં ઉકેલ થઇ ગયો. તો રાજકારોબારમાંથી અંગ્રેજીને કાઢવા સારૂ શું પંદર વરસો જોઇશે ? પરાધીનતામાં જકડી રાખનાર અને ગામડાંની ગરીબ અજ્ઞાન પ્રજાથી વિમુખ રાખનાર અંગ્રેજી ભાષાની નાગચૂડમાંથી છૂટવા માટે હરેક પ્રજાજને, પ્રજાસેવકે, આગેવાને, સરકારે—સૌએ દૃઢ સંકલ્પ કરવો જોઇએ ( "હરિજન બંધુ"માંથી )　　　　ચિમનભાઇ હ. અમીન.

---

નિત્ય યુવાન

# પંડિત જવાહરલાલજી

એકસઠમા વર્ષમાં પ્રવેશ કરતા હિંદના વડા પ્રધાન પંડિત જવાહરલાલજી દેશની હાલની પરિસ્થિતિ જોતાં વૃદ્ધત્વમાં પહોંચેલા ગણાય. છતાં જ્યારે જુઓ ત્યારે કર્તવ્યપરાયણ-સ્ફૂર્તિથી ભરેલા - નિત્ય યુવાનજ લાગે છે અને ત્યારે દેશના કરોડો નવયુવાનોમાં અકાળે પેઠેલું વૃદ્ધત્વ જોઇને કોઇ પણ વિચારશીલ કાર્યકરને ખરેખર આશ્ચર્ય સાથે ગ્લાનિ થાય છે

### વેદના અને તપશ્ચર્યા

શ્રીમંતાઈ અને એશઆરામમાં ઉછરેલા જવાહરલાલજીએ જીંદગીનો મોટો ભાગ દેશને માટે કારાવાસોમાં જ વિતાવી છે. સને ૧૯૨૧ થી અલ્હાબાદથી માંડીને નૈની, યરવડા, બરેલી, દહેરાદુન, અલીપુર એમ એક પછી એક જેલમાં વીતાવેલો એક દશકા અને બહાર રહેલા ત્યારે પણ અતિશય કામના બોજામાં જેલથી પણ વધારે કઠણ જીવન ગુજારીને એક પછી એક સ્વજનોના વિયોગના કારી ઘા સહન કરી—જીવનસાથી સ્વ. કમલા નહેરૂના અવસાનથી તો જાણે સાવ એકલા અને અટુલા બની ગયેલા જવાહરલાલજીએ પથ્થરને પણ ચીરી નાખે એવી મહાવેદનાને અંતરમાં સમાવી દઇ સાગરે દેશના દુઃખને પોતાનું બનાવી દઇ એના સુખમાંજ સુખ શોધતાં-મહારથીની જેમ ઝુઝતા એ દેશભક્તને જોઇને કયા દેશવાસીની આંખમાંથી હર્ષાશ્રુ નહિ વહે?

### એ આંખો દયા માગે છે

અને છતાંયે કમભાગ્ય કે આપણાં—લાખો નવયુવાનોનાં—કે ત્યાગવીર પંડિતજીને અને એમની મહાન દેશસેવાને ઓળખી નથી. જગતે ઓળખ્યા પછી પણ જે ઘરના દીપકને એ ળખી શકે નહિ, એના પ્રકાશને ઝીલી શકે નહિ, એ આંખો અને એ માનસ આશ્ચર્ય જ નહિ, પણ દયા માગી લે છે.

### તેઓ સદ્‌ભાગી છે.

પંડિત જવાહરલાલજીને નજરે જોવાનું અને એમનાં દિલમાં સોસરાં ઉતરી જાય એવાં ભાષણો સાંભળવાનું જેમને સદ્‌ભાગ્ય મળ્યું છે, એમના સચોટ હૃદયસ્પર્શી વાર્તાલાપો સાંભળવાનો અને ઝીલવાનો જેમને સુયોગ મળ્યો છે, એ બડભાગી છે અને કંઇ નહિ તો છેવટે એમની તેજસ્વી કલમે લખાયલાં, દેશપ્રેમથી નીતરતાં લખાણો વાંચી તેમાંથી યત્કિંચિત પણ પચાવવાનો પ્રયત્ન કરે છે તેઓ પણ સદ્‌ભાગીજ છે.

### નેતા અને સિપાઇ

એક મહાન નેતા અને કર્તવ્યપરાયણ સ્વયંસેવક અદનાં સિપાઇનું એક જ વ્યક્તિમાં મહામિલન જોવું હોય અને મહાશક્તિના દર્શન કરવાં હોય તો તે આપણા પ્યારા પંડિત જવાહરલાલજીમાં મળશે.

### અણનમ લડવૈયો

દિલને સાચું લાગે તેજ પ્રમાણે આચરતા મ. ગાંધીજીના એ પટ્ટશિષ્ય જવાહરલાલજી અજબ પિતૃભક્ત હોવા છતાંયે સ્વરાજપક્ષ વખતે પિતા શ્રી મોતીલાલ નહેરૂનો સખત વિરોધ કરવામાં જરાય પાછા નહોતા પડયા. અને સંપૂર્ણ સ્વતંત્રતા મુકમ્મીલ-આઝાદીનું ધ્યેય હાંસલ કરવા ઠેઠ સુધી અડગપણે ઝૂઝતા જ રહ્યા. સ્વતંત્ર ભારતને આ અણનમ લડવૈયો અને દેશનો નવસર્જક વડો પ્રધાન મળવા માટે આપણે હિંદવાસીઓ જેટલા આનંદીએ તેટલું ઓછું છે.

### કાર્યમાં લાગી જઇએ

પંડિત જવાહરલાલજીની વિશાળ દૃષ્ટિ અને જગતપ્રેમને કારણે આજે હિંદ દુનિયાભરના દેશો માટે એક મહા આકર્ષણરૂપ બન્યું છે એની કિંમત આપણે પિછાનીએ અને દેશનું ભાવિ વધુ ઉજ્જવળ બનાવવાના કાર્યમાં લાગી જઇએ.

પ્રભુ આપણા યુવાનો અને સૌ દેશવાસીઓમાં પંડિતજીની મહાન પ્રેરણા ઝીલવાનું બળ અને ભાવના અર્પે એ જ પ્રાર્થના

શ્રી. ચીમનભાઈ હ. અમીન.

આ માસિક આર્ય સુધા૨ક પ્રિ પ્રેસ વડોદરામાં શ્રી વાઘજીભાઈ નારણભાઇ અમીન (બી કોમ) એમણે પુસ્તકાલય સ સ મંડળ લિ ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા ૧૫-૧૨-૧૯૪૯